# મૂલગ્રન્થનું અર્પણ

મ્હારા પૂજ્ય ગુરુ
સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર,
કે. સી. એસ. આઈ,
એમ. એ, પીએચ. ડી, એલએલ. ડી,
ઑન. મેમ્બર, રૉ. એ. સો.

અને

જ્હેમણે આપેલા શિક્ષણથી પ્રેરિત અભ્યાસના ફળ રૂપે

આ નમ્ર કૃતિ
ત્હેમની અનુજ્ઞાથી
સમર્પું છું

---

## વ્યાખ્યાન ૭

### ગુજરાતી ભાષાનું અને સાહિત્યનું ભાવિ વલણ ૨૬૦–૨૮૩



---

# ગુજરાતી ભાષા અને સાહિત્ય

## પુસ્તક ૧ અને ૨ ની

### પ્રસ્તાવના

*ભાષાશાસ્ત્રનો સંબંધ ભાષાના શબ્દદેહ સાથે છે.*

મ્હારાં આ વ્યાખ્યાનોના મ્હોટા ભાગમાં ગુજરાતી સાહિત્યથી પૃથક્ ગુજરાતી ભાષાની મીમાંસા છે; અને એ ભાષામીમાંસા પણ ભાષાના પ્રત્યક્ષ (ઇન્દ્રિયગમ્ય) શરીરની છે, હેની પાછળ રહેલા મનોવ્યાપારની નહિં. કારણ કે ભાષાનું શરીરબંધારણ એ ભાષાશાસ્ત્રનો મુખ્ય વિષય છે. માનસપ્રક્રિયાનો વિચાર હેમાં વિરલ પ્રસંગોએ જ દાખલ થાય છે; જેમ કે, गौरीમાંથી ગોરી અને ગોર્‌ય એ બે શબ્દો આવ્યા છે પણ એ દરેકનો પોતાનો અલગ અર્થ છે-ગોરી એટલે ગૌરવર્ણ-વાળી, અને ગોર્‌ય એટલે એક દેવતા; (हत्थु-हस्त : જેના પૂર્વક્રમો છે હેવા) હાથ શબ્દનો અર્થ છે 'કર' અથવા 'પાણિ' ત્ય્હારે (हस्तकः માંથી हत्थउ દ્વારા આવેલા) હાથો શબ્દનો અર્થ જૂદો થાય છે; હાવા દાખલાઓમાં શબ્દનો શરીરવિકાસ, એ દેહરચનાથી પર હેવા, અર્થ જોડે ગૂંથાઈ જાય છે. સ્થિતિ આ છે. ત્યહારે ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં ગુજરાતીભાષા એ આપણો વિષય છે. એક સમય હેવો હતો કે ભાષાશાસ્ત્રીય મીમાંસા જેટલી ગુજરાતીભાષાની યોગ્યતા છે કે નહિં એ બાબતમાં લોકો શંકા સેવતા હતા, અને કદાચ હજી પણ કેટલાક લોકો હેવી શંકા કરતા હશે. એ શંકાને આ વ્યાખ્યાનો પૂરેપૂરી દૂર કરશે હેવી મ્હને આશા છે.

*ભાષાશાસ્ત્રનો અર્થ અને કર્તવ્યપ્રદેશ*

આરંભમાં આપણે ભાષાશાસ્ત્રના સ્વરૂપનો અને હેના વિશિષ્ટ કાર્યનો વિચાર કરિયે. ભાષા-શાસ્ત્ર એ ભાષાની વૈજ્ઞાનિક મીમાંસા છે અને ભાષાનો ઉદ્ભવ તથા વિકાસક્રમ એ હેનો વિષય છે. આમ હોઇને, ભાષા એટલે શું એ પ્રથમ જાણવું જોઇએ. (ભાષા એટલે માનવના મનોગત વિચારનું માનવવાણી દ્વારા વ્યક્તસ્વરૂપે પ્રકટીકરણ.) આ વ્યાખ્યા એક પક્ષે પ્રાણિયોમાં જોવામાં આવતી અત્યન્ત અસ્ફુટ આવિષ્કરણની રીતોનું, તથા અન્ય પક્ષે વિચાર દર્શાવવાના ઇરાદા વગર માનવ જે અવ્યક્ત ધ્વનિયો કરે હેનું, વ્યાવર્તન કરે છે. એક પ્રવાસીએ વાંદરાઓની ભાષા-વાનર ભાષા-સોધી કાઢી છે, હેમાં અન્વેષણો કર્યાં છે અને હેનું રૂપ નકી કર્યું છે એમ મનાય છે. એ કહેવાતી વાનરભાષા, બે કારણોને લીધે, ભાષાના ખરા અર્થમાં ભાષા ન હોઇ સકે : હેમાં ઉચ્ચારની સ્ફુટતા ન્હોતી અને નિશ્ચિત, સ્પષ્ટ, અર્થવ્યક્તિ ન્હોતી. જે અવાજોને માટે અર્થવત્તાનો દાવો કરવામાં આવ્યો હતો એ અપૂર્ણ અને અસ્પષ્ટ અવાજો હતા અને પ્રાથમિક પશુસહજ લાગણીથી

વિશેષ કંઇ અર્થ હેમાં ન્હોતો; અને જેને સ્વીટ હેતુમત્ (તર્કયુક્ત) વ્યકતકથન [1] હેવું યથાર્થનામ આપ્યું છે એ મુદ્દાસરની વિશદ વિચારક્રિયા પર્યન્ત એ અવાજો પ્હોંચ્યા ન્હોતા; બહુ બહુ તો એ અત્યન્ત અવિકસિત સમજણના સૂચક હતા.

"Language of Natural Scenery" (પ્રકૃતિ શોભાની વાણી) જેવા કથનમાં થતા ભાષાના શિથિલ રૂપકગર્ભ અર્થનું, અથવા માનવની લાગણીઓના વિવિધ ક્રમોના તથા હેની છાયાઓના અશબ્દ પ્રકટીકરણનું પણ, આપણે આપેલી વ્યાખ્યાથી વ્યાવર્તન થશે. લોકોને "ગુલાબપુષ્પની અર્થભરી વાણી" હેવી ઉક્તિયોની ટેવ છે, પણ હેનો અર્થ એટલો જ થાય કે ગુલાબના ફૂલનો રોચક પ્રભાવ કલ્પના ઉપર, સ્મૃતિ ઉપર અને હેવા અન્ય મનોધર્મ ઉપર પડે છે જેથી અમુક પ્રકારની વિચારપરંપરા સાહચર્યયોગે જાગ્રત્ થાય છે અને મૌલિક વિચાર સૂઝે છે. "The meanest flower that blows can give thoughts that do often lie too deep for tears." હેવું કહેવામાં કવિ પોતાના કવિ તરીકેના અધિકારની મર્યાદામાં રહ્યો હતો, પણ હેતુમત્ તર્કરૂપ વિચારપ્રકાશનની હદમાં હેનો પદપ્રવેશ ન્હોતો થયો અને જ્યહારે કવિ "*books in running* brooks and sermons in stones" એટલે ગ્રન્થ વ્હેતાં ઝરણામાં ને પથ્થરોમાં પ્રવચનો-વાંચી સકે છે ત્યહારે હેનો હેવો દાવો નથી કે એ ઝરણાં અને પથ્થરો જેને શાસ્ત્રીય અર્થમાં ભાષા કહિયે હેવી ભાષા બોલે છે; હેને આ પ્રકૃતિતત્ત્વોનું વિચાર પ્રેરવાનું સામર્થ્ય જણાવવું છે જે હેણે રૂપકદ્વારા અર્થગર્ભ સંક્ષિપ્ત શૈલીમાં વ્યક્ત કર્યું છે. ભાષાશાસ્ત્ર-હાવા અલંકારપુષ્પિત વાણીપ્રયોગોને અવગણે છે અને હૃદયશૂન્ય શુષ્ક પરીક્ષકનો ધર્મ સ્વીકારે છે.

भाषा; हेना विषयमा लागणोनो समावेश न थाय, हेनो विषय मात्र विचार छे.

ભાષાની મ્હેં આપેલી વ્યાખ્યામાં ભાષાની વિષયમર્યાદામાં માત્ર વિચારને જ સ્થાન આપ્યું છે, અને ઉદ્દેશપૂર્વક લાગણીનો હેમાં સમાવેશ નથી કર્યો. કારણકે લાગણી એ ભાષાનો, શાસ્ત્રસંમત અર્થમાં ભાષાનો, વિષય ન થઇ સકે. અને જો અમુક સ્વરૂપે લાગણીઓને ભાષા દ્વારા વ્યક્ત કરી સકાય તો એ લાગણીઓ વસ્તુતઃ વિચારની કક્ષામાં આવે. દાખલા તરીકે ત્હમે ભાષાની મદદ લીધા વિના સ્નેહ દ્વેષ અને હેવી જૂદી જૂદી લાગણીઓ પ્રકટ કરી સકો, પણ જે ક્ષણે ત્હમે એ લાગણીનાં અન્તર્ગત વિચારતત્ત્વો વ્યક્ત કરવા જાઓ તે જ ક્ષણે એ લાગણીઓ વિચારના પ્રદેશમાં આવી રહે છે અને 'સ્નેહ', 'દ્વેષ' અને હેવી ઉક્તિયોદ્વારા વ્યક્ત થાય છે, ભાષા લાગણીને લાગણીરૂપે વ્યક્ત ન કરી સકે, પણ એ લાગણી વિશેના વિચારોને વ્યક્ત કરે.

भाषा समाजसहवासनी अपेक्षा राखे छे.

સાધારણ નિયમે, વિચારોને પ્રકટ કરવાની ક્રિયા એ વિચારોનું ગ્રહણ કરનાર, વક્તા શિવાયના, કોઈ પુરુષ કે પુરુષોની અપેક્ષા સૂચવે છે. આ નિયમ સ્વીકારિયે તો સ્વગતોક્તિને ભાષાની કક્ષાની બ્હાર મૂકવી પડે. કારણકે ભાષા માનવવિચારના વહનનું અને સંક્રમણ-વ્યાપારનું વાહન છે, અને એ વાહન અને સંક્રમણ સાંભળનાર સ્હામા

---

૧ "The History of Language" પૃ ૨. સ્વીટ તો આગળ વધીને એમ કહે છે કે માનવપ્રયુક્ત ઉદ્ગારધ્વનિયો, વિચારના કે વાકયના વ્યંજક હોય તોપણ, હેતુમત્ વ્યક્તકથન ન ગણાય. મ્હને લાગે છે કે અહિં હેણે શબ્દોની વ્યંજનાશક્તિની ઉપેક્ષા કરી છે.

પક્ષની આવશ્યક હાજરી સૂચવે છે, વક્તૃશ્રોતૃસંબંધ સૂચવે છે. છતાં, સ્વગતોક્તિ ભાષારૂપે વ્યક્ત થઈ સકે છે, હેનો અર્થ નિશ્ચિતરૂપે સમજવો શક્ય છે, અને તત્ત્વતઃ એ ઉચ્ચારિત વિચારક્રિયા છે, એટલે કે વિચાર પ્રકટ કરે હેવા શબ્દોમાં વિચારની સજાવટ છે; એ જોતાં, વક્તા પોતે જ કલ્પિત બહિશ્ચર રૂપે શ્રોતા છે, પોતે પોતાને કહે છે, પોતે જ એકતઃ વક્તા અને અન્યતઃ શ્રોતા છે, હેવી બુદ્ધિનિર્વાહ્ય કલ્પનાનો આશ્રય લઇને, આપણે સ્વગતોક્તિનો ભાષાશબ્દના અર્થવર્તુલમાં સમાવેશ કરવો એ યોગ્ય ગણી સકિયે. બાકી તો, માનવની સમાજસહવાસવૃત્તિ એ તો ભાષાની ઉત્પત્તિને શક્ય કરનારૂં મુખ્ય નિમિત્તકારણ છે. માનવ પ્રજ્ઞાસંપન્ન અને સંવેદનશીલ પ્રાણી છે અને હેના બુદ્ધિવ્યાપારો કે હેના લાગણીના ફેરફારો રૂંધેલા રહી સકે નહિ, નિર્ગમનનું દ્વાર માગે જ માગે. સ્વાનુભવનું આવિષ્કરણ એ તો અનિવાર્ય માનવધર્મ છે. જેમ લાગણી અંગચેષ્ટા, અભિનય, મુખવિકારો, મૃદુ સ્નેહોપચાર ઇત્યાદિ દ્વારા આપોઆપ પ્રકટ થાય છે, તે જ પ્રમાણે માનવનો વિચાર, અભિવ્યક્તિનાં સાધનોમાં ઉત્તરોત્તર પ્રગતિ કરતો, અંગવિક્ષેપ સંજ્ઞાઓ અને સંકેતોથી શરૂઆત કરીને અન્તે આપણે જેને ખરા અર્થમાં ભાષા કહિયે છિયે એ નિર્ગમનનું અને વહનનું સમર્થતમ સાધન મેળવવામાં સફળ થયો, ભલે માનવનું આજ સુધી લબ્ધ બનેલું એ અપર્યાપ્ત સાધન હોય. આપણે હમણાં જોયું તે પ્રમાણે આ વિચારવ્યક્તિ માટે સામાજિક સહચાર આવશ્યક છે, તેથી સ્વગતોક્તિને તો સ્વ-આવિષ્કરણનો એક અપવાદરૂપ પ્રકાર ગણવો જોઇયે.

अहिं ભાષાની ઉત્પત્તિના બે અન્યોન્ય વિરુદ્ધ ઉપપત્તિવાદનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે;–

भाषानी उत्पत्ति स्वयंभूभाषावाद अने संकेतवाद

સ્વયંભૂભાષાવાદ અને સંકેતવાદ. માનવસંકલ્પની સ્વયંભુ પ્રવૃત્તિદ્વારા અન્તર્ગત વિચારોની અભિવ્યક્તિ માટે ભાષાગત તે તે શબ્દો શી રીતે ઉદ્ભવ્યા હોય કે યોજાયા હોય એ જેમ, એક પક્ષે, અકલ્પનીય છે તેમ, અન્યપક્ષે, માનવસમાજે એકત્ર મળીને, ગંભીર ચર્ચામંડળીમાં બેશીને, પોતે જોયેલા અને અનુભવેલા વ્યક્તિગત પદાર્થો માટે અને વિચારો માટે વ્યક્તિવિશિષ્ટ નામો મુકરર કર્યાં હોય હેવી કલ્પના પણ દુર્ઘટ છે. 'પૅરૅડાઇઝ લૉસ્ટ'માં જાણે પરિચયાર્થે પ્રદર્શનક્રમ ગોઠવ્યો હોય તેમ એક એક પ્રાણી પસાર થતું ગયું અને આદમ હેનું નામ પાડતો ગયો હેનું વર્ણન છે એ આપાતતઃ હાસ્યપાત્ર વિધિ જણાય. પણ આપણે હેમાં સ્વયંભૂ ભાષાવાદનું તત્ત્વ જોઈ સકિયે છિયે. ભાષાની હાવી સ્વયંભૂ ઉત્પત્તિ માનવામાં યદૃચ્છાએ નામકરણ કરવાનો દોષ આવે તે તો સંકેતવાદમાં પણ એટલો જ આવે. અને બધી બાબતો લક્ષમાં લેતાં છતાં પણ, હેમાં દોષ શા માટે માનવો જોયએ? આદ્યતમ કોઇક એક ક્ષણે નામકરણવિધિ ઓછે વધતે અંશે યાદૃચ્છિક વિધિ જ હોય એ સ્વાભાવિક છે. પૂરાં દશ વર્ષનું પણ નહિં હોય એવા એક બાળકે હેના પિતાને પ્રશ્ન કર્યો હતો: "આ ભાષા એ બધી નરી ગપ્પો જ ને?" પિતાએ પૂછ્યું "શા માટે ગપ્પો" ત્યહારે બાળકે કહ્યું કે "આ ગાય છે, હેને પ્હેલ-વ્હેલી કોઇએ ગાય કરી ત્યહારે ગપ્પ જ મારી કની?" કદાચ સ્વયંભૂવાદ અને સંકેતવાદના સમન્વયમાં સાચો ખુલાસો મળે. પ્રારંભમાં સાહચર્યયોગે, કલ્પનાનો તથા સિસૃક્ષાનો હેને સહકાર મળતાં, અને સાથે સાથે વ્યક્તિયોએ કરેલા થોડા યદૃચ્છાલબ્ધ શબ્દોના પ્રયોગથી, અમુક શબ્દો ઉત્પન્ન થયા હોય, અને સહજબુદ્ધિથી અન્ય મનુષ્યો હેનો અર્થ સમજ્યા હોય અને સ્વીકારવા લાગ્યાઃ હોય જેથી એ શબ્દો પ્રચારમાં સ્થિર થયા હોય, જે એક પ્રકારનો સંકેત જ થયો, એ સંભાવ્ય છે.

बे वादनो समन्वय

Dr. H. Mutshmann [૨] ભાષાની ઉત્પત્તિ આ પ્રકારે થયેલી માને છે: "ભાષાનો ઉદ્‌ભવ માનવના અન્તઃકરણમાંથી, મંદ અને સંકુલ પણ ઇષિત્ સંગ્રહ ત વિધિથી થયેલો માનવો ઘટે. ભાષાનિર્માણનું આદ્ય કારણ મનોગતની સંક્રાન્તિની ઇચ્છા છે, અને જે વૃત્તિમાંથી પશુઓના નિમંત્રણનાદો અને ભયસૂચક સંજ્ઞાધ્વનિયો, તથા પક્ષીઓના કલસ્વરો ઉદ્‌ભવે છે એ વૃત્તિથી આ માનવની ઇચ્છા ભિન્ન નથી. જેમ એક માનવસમાજમાં અમુક સહજ અંગવિક્ષેપો અને મુખમુદ્રાઓ સર્વસાધારણ હોય છે, જેનો બધા ઉપયોગ કરે છે અને જેને બધા સમજે છે, તેમ સંવેદનોની અને વિચારોની સંક્રાન્તિ માટે અમુક સહજ ઉચ્ચારો અને ઉચ્ચારસંયોજનો હોય છે. આ તત્ત્વ માનવને અને અનેક પશુઓને સમાન છે. પણ જ્યારે આ મૂલભૂત અને સહજોત્થ ધ્વનિયો સંકેતરૂપ બન્યા, અને એનાથી આરંભમાં સૂચવાયેલા વિચારોથી અને સંવેદનોથી ભિન્ન છતાં સંબદ્ધ અન્ય પદાર્થોને તથા ક્રિયાઓને દર્શાવવા માટે જ્યારે એ ધ્વનિયોના પ્રયોગનો તથા અર્થવિનિયોગનો વિસ્તાર થયો, ત્યારે પશુવાણીથી માનવવાણીને અલગ કરનારી મ્હોટી પ્રગતિ થઈ" ભાષાની ઉત્પત્તિના આ દર્શનમાં સ્વયંભૂવાદ અને સંકેતવાદ એ ઉભય વાદોનો સમન્વય થયો છે.

मूळ मुखविकारमां भाषाथी वधारे सामर्थ्य

મનોગતભાવની સંક્રમણેચ્છા પરત્વે, પ્રસંગવશાત, હું આ વાત પ્રત્યે લક્ષ દોરીશ કે મુખથી અને નેત્રથી થતી મૂક અભિવ્યક્તિમાં અનેક પ્રસંગોએ, જેમકે સ્નેહ, હર્ષ, દુઃખ વગેરે પ્રસંગોએ, વાણીથી વિશેષ સામર્થ્ય હોય છે. કોઇ વેળા આ સંભૃત શક્તિ નાચવું કૂદવું વગેરે અંગચેષ્ટાઓ દ્વારા આવિર્ભાવ પામે છે. એજ પ્રમાણે અવ્યક્ત ધ્વનિમાં પણ વાણીના કરતાં અધિકતર વ્યંજના રહી હોય છે; ગુંજનધ્વનિ, માનવપ્રણયીઓનાં પ્રણયકૂજનો, વ્યાધિથી કે દુઃખથી આક્રાન્ત મનુષ્યોના આર્તસ્વરો અને રુદનો એ એનાં ઉદાહરણો છે. આ ધ્વનિયો, મનુષ્યના અને અન્ય પ્રાણિયોના સહિયારા ધ્વનિ છે; કારણકે એ નિરવયવ ભાવાવિર્ભાવ છે. પણ જ્યારે અવયવાર્થયુક્ત આવિર્ભાવના એટલે વિચારવ્યક્તિના ક્રમ પર્યન્ત પ્હોંચિયે, અને નિરવયવ ભાવવ્યંજનામાંથી અવયવાર્થયુક્ત અભિવ્યક્તિની સ્ફુટતા વિકસે, ત્યારે ભાષાનું અર્થસામર્થ્ય અને ખરું કર્તવ્ય ઉત્પન્ન થાય, દા.ત. પ્રણયકૂજન કરતો પ્રણયી " અરે ! હું તને કેટલી બધી ચાહું છું " એવું વચન ઉચ્ચારે ત્યારે. નિરવયવ ભાવવ્યંજનાની જે હાનિ તે અવયવાર્થયુક્ત વાણીનો લાભ, અને સાવયવવાણીને જે પ્રમાણમાં હાનિ તે પ્રમાણમાં નિરવયવ વ્યંજનાને લાભ નીપજે. લાભ હાનિની ન્યૂનાધિકતા સંયોગાનુસાર થાય.

भाषानी उत्पत्तिना अन्य वाद

ભાષાના આરંભ અંગે bow-wow વાદ, ding-dong વાદ, pooh-pooh વાદ જેવા કેટલાક અન્ય વાદો છે ત્હેની ચર્ચામાં ઊતરવું અનાવશ્યક છે, પણ મૅક્સ મ્યૂલરે અને જે સ્વીકાર્યો હતો તે yo-he-ho વાદનો ઉલ્લેખમાત્ર કરીશું; તેમણે કહ્યું છે: "કોઇપણ પ્રબળ શારીર પ્રયત્ન દરમ્યાન, અને-આપણે ઉમેરી શકિયે કે-બુદ્ધિની અને મનોવૃત્તિની તંગ સ્થિતિ દરમ્યાન, ફરી ફરીને જોરથી શ્વાસને નીકળવા દેવાથી શરીરને સુખ લાગે છે. જ્યારે પ્રાથમિક માનવો સમૂહમાં કાર્ય કરતા ત્યારે સાથોસાથ એ પ્રકારના અવાજો કુદરતી રીતે કરે, અને એ અવાજો એ કાર્યથી સંબદ્ધ ગણાયા અને એ કાર્યસૂચક 'ધાતુ' (root) બની ગયા."

---

૨. H.C.O'Neill સંપાદિત Jack's Self-Educationમાંનો લેખ, પૃ. ૮૬ આદિ

આ વિશે ડૉ. મુદ્દશમાન કહે છે :–આ બધું ભાગ્યે જ પ્રતીતિજનક થાય, પણ આ રસિક વિષયની ચર્ચા સમાપ્ત કરિયે તે પહેલાં નવીનતર પંડિત પ્રૌ. યેસ્પર્સનના વચનો ટાંકવાં ઉચિત છે. એ પંડિત પોતાનો ભાષાની ઉત્પત્તિ વિશેનો ગ્રન્થ સમાપ્ત કરતાં કહે છે :–

शब्दो कामवृत्ति-वाचक छे ए मत

“ભાષાનો જન્મ જીવનના નીરસ ગદ્યવાચ્ય પ્રસંગોમાં નહિ પણ કાવ્યમય પ્રસંગોમાં સોધવો યોગ્ય છે; વાણીનું મૂળ ગંભીરતાની તમઃશ્યામતામા નથી પણ પ્રાથમિકવાણી-ગત આનંદમય ક્રીડામાં અને યૌવનના હર્ષોત્સાહમાં છે. કન્યાઓ અને કુમારો અન્યોન્યનું ચિત્ત આકર્ષવા માટે પરસ્પર સ્પર્ધા કરે, સ્હામાના નેત્રયુગલના મુગ્ધ કટાક્ષો પોતા ઉપર પડે એ હેતુથી જ્યારે પ્રત્યેક વ્યક્તિ સર્વાધિક હર્ષમય ગીત ગાય અને સર્વાધિક શૌર્યમય નૃત્ય કરે, એ સમયનો હર્ષાતિરેક વ્યક્ત કરતો હાસ્ય-કિલકિલાટ હું સાંભળું છું. માનવજાતિના પ્રણયસંવનનના અવસરોમાં ભાષાનો જન્મ થયો છે; વાણીનાં આન્તિમ ઉદ્ગારોનું સ્થાન છાપરે રહેલી તરુણ મીનીના પ્રથમ સ્નેહાલાપોની તથા ગાયક પક્ષીનાં–બુલબુલનાં–મધુર તે ગીતોની વચ્ચે ક્યહાંક આવે હેવી મ્હારી કલ્પના છે.”

ગાનારાં પક્ષિયોના કલરવો અને પ્રાણિસૃષ્ટિમાં સંભળાતા અન્ય સર્વ સ્વરો અને ધ્વનિયો માત્ર પ્રણયાહ્વાન છે એ સર્વવિદિત છે આ મન્તવ્ય અને ઉપર ટાંકેલો મૅક્સમ્યૂલરનો અન્તિમ મત જાણ્યા પછી આપણું લક્ષ સહજતયા અન્ય એક ભાષાવૈજ્ઞાનિકના–ઉપ્સલાના એચ. સ્પર્બર (Sperber)ના આથી પણ અપૂર્વ મત તરફ ખેંચાય છે એ કહે છે: “ભાષાના ઉદ્ભવમાં અને વિકાસમાં કામતૃપ્તિની અપેક્ષાનો ફાળો મ્હોટો છે. આદ્યધ્વનિયો મનોગત સંક્રમણનાં સાધનો હતા અને હેનો કામકેલિના સહભાગીને બોલાવવામાં ઉપયોગ થતો. તદનુ વિકસેલા વાણીસાધક ધાતુઓ પ્રાથમિક માનવનાં કાર્યોના સહચારી હતા. આ કાર્ય સામૂહિક હતું અને તાલલયયુક્ત શબ્દોચ્ચાર સાથે આગળ વધતું. આ પ્રકારે કામકેલિમાં અનુભવાતો આનંદ કાર્યમાં સંક્રાન્ત થતો. કર્તવ્યને પ્રાથમિક માનવ કામપ્રવૃત્તિતુલ્ય અને કામપ્રવૃત્તિના પ્રતિબિંબરૂપ માનતો અને એ રીતે કર્તવ્યને મનોનુકૂલ બનાવતો હાવા સાધિક પરિશ્રમમાંથી ઉદ્ભવેલો શબ્દ દ્વિઅર્થી હતો કામકેલિનો તેમ જ તત્પ્રતિયોગી પરિશ્રમનો વાચક હતો. સમય જતાં એ શબ્દનો અર્થ કામવાચકતામાંથી વિકસીને કાર્યમા રૂઢ બન્યો. અનેક યુગો પછી નવીન શબ્દની પણ એ જ ગતિ થઈ – જે પ્રથમ કામવાચી હતો તે નવા કાર્યપ્રકારનો વાચક બન્યો. આ પ્રમાણે અનેક શબ્દ-ધાતુઓ અથવા મૌલિક શબ્દો રચાયા, જે સર્વેનું મૂળ કામવ્યાપારમાં હતું અને જે સર્વેની કામ–વાચકતા કાળક્રમે લુપ્ત થઈ હતી”[૩]

बधा उत्पत्तिवादो एकपक्षीय छे.

આ બધા ઉત્પત્તિવાદ, તરંગી ન હોય તો, ખરેખર એકપક્ષીય છે અને અદક્ષ છે એ તો સ્હેલાઈથી જોઈ શકાય હેમાં વાણીપ્રયાસના એક જ પાસાનો ખુલાસો મળે છે. એકેયમાં નિરવયવધ્વનિના અને અર્થયુક્ત અવયવોથી યુક્ત શબ્દોત્પત્તિના ક્રમોની પર્યાપ્ત પરીક્ષા નથી, યથાર્થ ભેદદૃષ્ટિ નથી અને અન્યોન્યસંબદ્ધતા નથી. એ બે ક્રમોને જોડનારી શૃંખલાનું દર્શન નથી. ભાષાસ્વરૂપનું સમ્યગ્જ્ઞાન તો એ પ્રભુને જ લભ્ય છે જેના વિશે આ યથાર્થ વિધાન કરાયું છે:

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।

---

૩ “પ્રો.સિગ્મુંડ ફ્રૉઇડ કૃત” General Introduction to Psycho-analysis” પૃ. ૧૩૩

वाक्यनां घटक अंशो स्वतः व्यक्त छे के अन्वयानन्तर प्रकट थाय छे

અત્યાર સુધી જે મતોની ચર્ચા કરી ત્હેમાંના કોઇપણ મતમાં ભાષાવિચારના એક તત્ત્વનો કંઇ જ ઉલ્લેખ નથી થયો. એ તત્ત્વ છેઃ—વાક્યગત શબ્દો પ્રથમ ક્રમે વિચારોને અને વસ્તુઓને વ્યક્તિશઃ અસંબદ્ધરૂપે દર્શાવે છે અને અન્વયરૂપ સંકલનતંતુ અનન્તરક્રમે દર્શાવવાનો રહે છે ? કે સમગ્ર વાક્યનો અન્વયયુક્ત અર્થ પ્રથમક્રમે દર્શાવાય છે અને વૈયક્તિક વિચારો અને વસ્તુઓ બીજે ક્રમે પ્રકટ થાય છે? એ પ્રશ્ન. ભાષાના શબ્દોની ઉત્પત્તિનો નિર્ણય કરવામાં આ પ્રશ્નના સમાધાનકર નિર્ણય ઉપર ઘણો આધાર રહે છે. ડૉ. વિલિયમ વૉલેસ પોતાના Prolegomena to the Study of Hegel's Philosophy–માં આ મુદ્દો આ રીતે ચર્ચે છેઃ—

"આદિક્રમની ભાષાનું અન્વેષણ કરતાં હેવું જણાય છે કે આપણને શબ્દોનું જે અલગ સ્વરૂપ પરિચિત છે એ દ્વિતીયક્રમે ઉદ્ભવ્યું છે. અને પ્રથમ અર્થવાળી વાણી કોઇ દૃશ્ય કે કાર્ય કે પ્રાકૃતિક ઘટના, કે સંકુલરૂપ પ્રસંગો વર્ણવવા માટેના ઉદ્ગાર રૂપ હતી.

જ્હારે અવયવીકરણ શરુ થાય છે, ત્હારે પરિણામ હાવું આવે છે. સમૂહરૂપે રહેલાં તત્ત્વો અલગ શબ્દરૂપે છૂટાં પડે છે પણ વાક્યના અન્વયથી એકત્ર રહે છે, અને એ છૂટક શબ્દો સમગ્ર અનુભવના અંગભૂત તે તે પદાર્થોના વાચક તરીકે વપરાય છે."

આપણા મીમાંસાશાસ્ત્રમાં જે બે વાદો સુવિદિત છે, अन्विताभिधानवाद અને अभिहितान्वयवाद, એ બંનેનો સમન્વય કરવાનો આ પ્રયત્ન છે આપણે તો જાણિયે છિયે કે આ બે વાદનું મુખ્ય પ્રયોજન વાક્ય અને હેના ઘટકોના અર્થબોધની સ્વરૂપપરીક્ષા કરવાનું છે, ભાષાની ઉત્પત્તિનું અને શબ્દોના આદિમૂળનું અન્વેષણ કરવાનું નથી. એથી આ માનસશાસ્ત્રીય અન્વેષણને બાજૂએ મૂકીશું.

तुलनात्मक भाषाशास्त्रनी अर्वाचीनता

ભાષાની સ્વતંત્ર વિષય તરીકે ચર્ચા હવે બંધ કરીશું, અને પોતાના મર્યાદિત ક્ષેત્રમાં રહેલા ભાષાવિજ્ઞાનનો ઇતિહાસ જોઇશું. ભાષાવિજ્ઞાન, વિશેષતઃ તુલનાત્મક ભાષાશાસ્ત્ર, પ્રમાણમાં અર્વાચીન શાસ્ત્ર છે. પ્રાચીન ભારતમાં તુલનાત્મક ભાષાશાસ્ત્ર જાણીતું ન્હોતું. એ સમયોમાં વિદેશીઓ જોડે ભાષાનો કે સાહિત્યનો વ્યવહાર ન્હોતો. ઋગ્વેદ ૭–૬માં પૃથુપર્શવઃ શબ્દથી પાર્થિયનોનો ઉલ્લેખ થયો છે હેવા છૂટા છવાયા ઉલ્લેખો, અથવા ઇ. સ. પૂર્વેના પાંચ સૈકાઓ દરમ્યાનનો ગ્રીકો સાથેનો સંપર્ક, માત્ર પ્રાસંગિક સંસર્ગ સૂચવે છે, તુલનાત્મક ભાષાશાસ્ત્રનો અભ્યાસ કરવાની વૃત્તિ ઉપજાવે હેવો વ્યવહાર નહિં. પાણિનિના ૪–૧–૪૯ એ સૂત્ર ઉપરના (यवनाल्लिप्याम्) વાર્તિકમાં કાત્યાયને ગ્રીક લિપિનો (यवनानी) ઉલ્લેખ કર્યો છે એ અલબત સૂચવે છે કે ઇ. સ. પૂર્વે ૮ મા સૈકામાં (પાણિનિના સમયમાં) અથવા છેવટ ઇ. સ. પૂર્વે ૪ થા સૈકામાં (કાત્યાયનના સમયમાં) ભારતને આ વિદેશીય લિપિની જાણ હતી. પણ હેવા પ્રાસંગિક છૂટાછવાયા ઉલ્લેખો જોઇને હેવો નિર્ણય બાંધવો યોગ્ય નથી કે એ સમયે ભાષાશાસ્ત્રનો અર્થાત્ ખાસ કરીને તુલનાત્મક ભાષાશાસ્ત્રનો ભારતમાં ખ્યાલ હતો કે અભ્યાસ હતો. મ્હારું આ કથન તુલનાત્મક ભાષાવિજ્ઞાન પૂરતું જ સમજવાનું છે, કારણ કે યાસ્કે કરેલા શબ્દોની વ્યુત્પત્તિના પ્રયત્નોમાં કેવળ ભાષાશાસ્ત્રનું સ્વરૂપ જોઈ સકાય છે. ડૉ ભાંડારકરે (વ્યાખ્યાનોમાં પૃ. ૪–૫ ઉપર) અલબત્ત કૃષ્ણ યજુર્વેદને અને બ્રાહ્મણગ્રંથોને ભાષાશાસ્ત્રીય અભ્યાસનો યશ આપ્યો

છે. અને આપણાં પ્રાકૃત વ્યાકરણોમાં સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચેના સંબંધનાં અન્વેષણો છે એ ભાષાશાસ્ત્રની એક શાખા પ્રત્યે સ્પષ્ટ પ્રગતિ સૂચવે છે. પણ એ છતાં તુલનાત્મક ભાષાશાસ્ત્ર પ્રમાણમાં અર્વાચીન શાસ્ત્ર છે એ તો સ્વીકારવું જ પડે.

तुलनात्मक भाषा-विज्ञानमा भारतीय भाषाओनु स्थान

તુલનાત્મક ભાષાશાસ્ત્રના સિદ્ધાન્તોનો ભારતની આધુનિક ભાષાઓના અભ્યાસમાં વિનિયોગ તો એથી પણ અર્વાચીનતર છે; અને એ ક્ષેત્રમાં મિ. બીમ્ઝ સૌથી પ્રથમ કાર્યકર્તાઓમાંના એક છે. હેમની સાથેના, અને હેના સમય પછીના, કાર્યકર્તાઓ તરીકે ડૉ. હોએર્નલ, સર જ્યોર્જ ગ્રિયર્સન, ડૉ. સર રા. ગો. ભાંડારકર, હ.હ.ધ્રુવ, શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ એ અને અન્ય નામો ગણાવવાં જોઈએ; અને આ નામાવલિમાં ગુજરાતી અને મારવાડી ભાષાઓના ખાસ અભ્યાસી, અગ્રગણ્ય સમર્થ વિદ્વાન, ડૉ. ટેસિટોરીનું નામ ઉમેરવું જ પડે. આ ક્ષેત્રમાં અન્ય કાર્યકરોની સંપૂર્ણ નામાવલિ માટે ડૉ. સર રા. ગો. ભાંડારકરનાં વ્યાખ્યાનો, પૃ. ૪ થી ૭, જોવાં.

युरोपीय अने भारतीय पंडितो; आधुनिक भारतीय भाषाओना अभ्यास माटे हेमनी योग्यता.

તુલનાત્મક ભાષાશાસ્ત્ર વિશિષ્ટ પ્રકારની અન્વેષણપદ્ધતિની આવશ્યકતા સૂચવે છે: જૂદી જૂદી માનવભાષાઓના સંબંધની પરીક્ષા, એ પ્રત્યેક ભાષાના પોતાના વિકાસમાં પ્રવર્તતા નિયમો, અને સર્વસાધારણ નિયમોનું નિગમન એ આ અન્વેષણપદ્ધતિનાં આવશ્યક તત્ત્વો છે. અને આ પદ્ધતિથી કાર્ય કરવામાં સૂક્ષ્મવિવેકબુદ્ધિરૂપ આધારભૂમિની અપેક્ષા રહે એ સ્વાભાવિક છે. નિર્ણયો સિદ્ધમૂલ્ય સામગ્રીને આધારે જ ઘડવા જોઈયે, અને તર્કશાસ્ત્રસિદ્ધ પ્રમાણનિર્ણયના સર્વમાન્ય સિદ્ધાન્તોથી સાચા પૂરવાર થયેલા હોવા જોઈયે. અને આ છતાં અનેકવાર ભાષાશાસ્ત્રીઓએ બાંધેલા નિર્ણયોમાં દોષો જોવામાં આવે છે, જે કોઈવાર પ્રતિકૂલ પૂર્વગ્રહને લીધે હોય છે, કોઈવાર એકપક્ષીય દૃષ્ટિનું પરિણામ હોય છે, અને કોઈવાર પૂર્વરૂઢ ખ્યાલોમાંથી ઊપજે છે. દાખલાઓ ટાંકવાની જરૂર નથી. આ વ્યાખ્યાનો દરમ્યાન પ્રસંગતઃ હેમાંના કેટલાકની ચર્ચા મ્હેં કરી છે.

આ મુદ્દામાંથી, આધુનિક ભારતીય ભાષાઓના ભાષાશાસ્ત્રીય અન્વેષણની બાબતમાં ભારતીય પંડિતોની અને યુરોપીય ભાષાશાસ્ત્રીઓની યોગ્યતાના તારતમ્યનો રસપ્રદ પ્રશ્ન ઉદ્ભવે છે. પ્રત્યેક પક્ષને, પોતપોતાની સ્થિતિ અને દૃષ્ટિમાંથી ઊપજતી, અનુકૂળતાઓ અને પ્રતિકૂળતાઓ છે. જે. ડી. એન્ડર્સન પોતાના એક લેખમાં કહે છે.

"માત્ર સતતપરિચયને પરિણામે ભારતીયજનોના લક્ષમાંથી છટકી જાય હેવી બાબતો પ્રત્યે લક્ષ દોરીને વિદેશીયો ઉપયોગી સેવા કરી શકે એ મિ. બીમ્ઝના દાખલાથી જોઈ શકાય છે." ૫

---

૪ ગોલ્ડસ્ટુકર (Panini, પૃ ૧૬–૭માં) હેવો મત જણાવે છે કે યવનાની શબ્દમાં ગ્રીક લિપિનો નહિ પણ ફારસીલિપિનો, અથવા સંભવતઃ cuneiform (શંકુકીલાકાર) અક્ષરલિપિનો ઉલ્લેખ છે.

૫ Mr. Ravindranath Tagore's Notes on Bengali Grammar, J.R.A.S. ૧૯૧૩, પૃ. ૫૪૯

મિ. બીમ્ઝના કાર્ય પરત્વે આ દાવો કરાયો છે ત્હેની થોડીક મર્યાદાઓ છે તે આ વ્યાખ્યાનોમાં મ્હેં તે તે પ્રસંગે હેમના નિર્ણયાભ્યુપગમોના તથા મતોની ચર્ચા કરી છે ત્હાં પ્રત્યક્ષ થશે. એ ઊંડા અભ્યાસીએ કરેલી સેવાઓના સંપૂર્ણ અને કૃતજ્ઞતાયુક્ત ગુણસ્વીકાર સાથે હું આ કથન કરું છું. ઉલટે પક્ષે, જે. ડી. ઍન્ડર્સનના એ જ લેખનો અન્ય અંશ અહિં ટાંકું છું:–

"ભારતીય ભાષાઓનાં ધ્વનિશાસ્ત્ર, વ્યાકરણ અને વ્યુત્પત્તિશાસ્ત્રમાં હેતું અન્વેષણ ક્ષેત્ર છે જેમાં ભારતીય અને યુરોપીય પંડિતો અન્યોન્યના ઉપકારક બની સકે એ વાતનો શ્રી ટાગોર સ્વીકાર કરે છે. યુરોપીય પંડિત આ વિષયના અભ્યાસમાં તુલનાત્મક પદ્ધતિયોનો કૈંક અનુભવ, યુરોપમાં હમણાં વપરાતાં, ધ્વનિતત્ત્વોની લેખનવ્યવસ્થાનાં, નવીન સાધનોનું કૈંક જ્ઞાન, એ તત્ત્વો આણે છે. ભારતીય પંડિત પોતાની ભાષાના દુર્ગ્રાહ્ય તત્ત્વોનું, વિદેશીયને અશક્ય હેવા અધિકારથી, અન્વેષણ અને નિવેદન કરી સકે." ૬

આ વિધાનનું દૃષ્ટાન્ત એક પક્ષે શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે 'વંસતું, વાપ' અને બીજા શબ્દોની વ્યુત્પત્તિપરત્વે કરેલી ભૂલમાં, અને અન્ય પક્ષે જ્યાવાલ માંની ઉચ્ચારસૂચક જ્યા સંજ્ઞા છે હેના કારણ વિશે ડૉ. સ્ટેન કૉનોવે કરેલી ભૂલમાં, મળે છે.

भाषानी बे पासा; शब्दशरीर अने मानसतत्त्व.

ભાષા વિજ્ઞાનને શાસ્ત્ર તરીકે પ્રાથમિક સંબંધ ભાષાના શબ્દાત્મક શરીર સાથે જ છે ભિન્ન ભિન્ન ઉચ્ચારોનાં સ્વરૂપ, હેનું વર્ગીકરણ શબ્દોના વિકાસ-ઇતિહાસ દરમ્યાન ઉચ્ચારોની ઉત્ક્રાન્તિ, આ અને હેવી બાબતો આ શાસ્ત્રના અન્વેષણનો વિષય છે. આ શાસ્ત્રને ભાષાના માનસશાસ્ત્રીય પાસાનું કામ બહુ થોડું પડે છે. બાહ્ય રૂપ અને મનોગત વિચારપ્રક્રિયા હેવાં ભાષાના બે પાસાંઓ તરફ, અર્થાત્ શબ્દ અને અર્થના યુગ્મભાવ તરફ સ્વીટ લક્ષ ખેંચે છે એ કહે છે :–

"જો કે રૂપ (શબ્દ) અને અર્થ હેવી દ્વિકોટિકતા વિનાની ભાષા અકલ્પનીય છે, છતા ભાષા તરફ, યથાપ્રસંગ, રૂપનિષ્ઠ કે અર્થનિષ્ઠ હેવી ઓછે વધુ અંશે એકપક્ષીય દૃષ્ટિ રાખવી એ અનેકવાર અનુકૂળ અને આવશ્યક પણ બને છે. ભાષાના રૂપપટના અભ્યાસના પાયામાં છે ધ્વનિશાસ્ત્ર–વાણીના ઉચ્ચારોનું શાસ્ત્ર : અર્થપક્ષના અભ્યાસની ભૂમિકા છે માનસ-શાસ્ત્ર : મનનું શાસ્ત્ર."

आ बे पासाओ भाषामां अविभाज्य छे, छतां विभाज्य छे

ઉપરનું અવતરણ, વિશેષતઃ રૂપ (શબ્દ) અને અર્થ હેવી દ્વિકોટિકતા વિનાની ભાષા અકલ્પ્ય છે હેનું સ્વીટનું કથન, વાંચતાં વેંત જ આપણને કાલિદાસની, પાર્વતી અને શિવના દેહૈક્યને શબ્દાર્થની સંયુક્તના જોડે સરખાવતી, આ અમર ઉક્તિનું સ્મરણ થાય છે.

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

---

૬. પૂર્વોક્ત લેખ પૃ. ૯ પાદનોંધ ૫.
૭. આ વ્યાખ્યાનોના પુસ્તક ૧ નું પૃ. ૮૨, અને પૃ. ૩૮૭મે પાદનોંધ ૧૪૫ જુવો.
૮. આ વ્યાખ્યાનો પુ ૧, પૃ. ૩૪૭ જુવો
૯. The History of Language" પૃ. ૧ .

પણ હમણાં જ કહ્યું તે પ્રમાણે ભાષાશાસ્ત્રે ભાષાનાં એ બે પાર્શ્વોને વિભક્ત કરવાની, અને રૂપ (શબ્દ)ની મીમાંસા કરવાની, શસ્ત્રક્રિયા કરવી પડે છે. જેમાં વિચાર પરિષ્કૃત થાય છે, એ

શબ્દરૂપો પૂરતું જ એ પોતાના અન્વેષણક્ષેત્રને મર્યાદિત કરે છે. દાખલા તરીકે कोठ શબ્દ कपित्थ, कविठ्ठ, कवठ्ठ, कवठ, कवूठ, कोठ હેવા જે અનેક ક્રમોમાંથી પસાર થયો છે હેની પરીક્ષા દરમ્યાન ભાષાશાસ્ત્ર હેનો અમુક ફળ હેવો અર્થ થાય છે હેનો એક ક્ષણમાત્ર પણ ખ્યાલ કરવા રોકાતું નથી; અથવા જ્યારે એ સ. પિતૃ-માતૃની લાટિન Pater-Mater, ફારસી પિદર-માદર, અંગ્રેજી Father-Mother ઇત્યાદિ જોડે તુલના કરે ત્યારે એ શબ્દોના અન્તર્ગત અર્થથી વિવક્ષિત કૌટુંબિક કે સાહજિક સંબંધોનો વિચાર કરતું નથી; ભાષાશાસ્ત્રની એકાગ્ર દૃષ્ટિ શબ્દોના રૂપવિકાસની લક્ષણભૂત ધ્વનિવિક્રિયાઓ ઉપર જ મંડાઈ હોય છે. અપવાદભૂત સંજોગો હોય–દાખલા તરીકે गौरी–गोरी, गोर्य અને हस्तः – हाथ, हस्तकः–हाथो એ શબ્દોમા શબ્દના સ્વરૂપભેદમાંથી અર્થભેદ ઊપજે છે–એ વાતનો તો મ્હારા આરંભનાં વચનોમા મ્હેં સ્વીકાર કર્યો જ છે

આ વ્યાખ્યાનોની યોજના, ગુજરાતીનાં કેટલાક વિશિષ્ટ તત્ત્વો

ગુજરાતી ભાષાની તુલનાત્મક ભાષાશાસ્ત્ર જોડેના હેના સંબંધની અને હેના સ્વીય આન્તર વિકાસની દૃષ્ટિએ મીમાંસા કરવી એ આ ગ્રન્થનો ઉદ્દેશ છે. એ ઉત્ક્રાન્તિમાં પ્રવર્તતા કેટલાક ઉત્સર્ગો સ્થાપવા અને હેનું વ્યક્તિત્વ દર્શાવતા કેટલાંક વિશિષ્ટ તત્ત્વોની ચર્ચા કરવી એ યોજના મ્હેં સ્વીકારી છે. ઉત્સર્ગોમાં અને વિશિષ્ટ તત્ત્વોમાં સૌથી વિશેષ નોંધપાત્ર આ છે: (૧) च, छ, ज, झ ના સંસ્કૃત અને પ્રાકૃત ઉચ્ચારો. ( પુ. ૧, પૃ ૩૪૨-૩૬૧), (૨) ए અને ओ નો વિવૃત ઉચ્ચાર પુ ૧ પુ. ૧૨૭ થી ૧૬૬. અને (૩) પ્રચલિત લોકમાં આજસુધી નહિં સ્વીકારાયેલ हकार નો સ્વીકાર અને સ્થાનનિયમ (પુ ૧, પૃ ૨૮૫થી-૩૧૮). ह અને य ના પ્રબળ અને નિર્બળ હેવા બે ઉચ્ચારોનો વિચારણા પણ અહિં પ્હેલી જ વાર થઈ છે આ ઉચ્ચારો ભાષામા વિદ્યમાન છે પણ હેને પ્રચલિત વિચારસરણિએ અવગણ્યા છે. ખરી સ્થિતિ એક ઉદાહરણથી સ્પષ્ટ થશે વાગ્વ્યાપારવિષયક "સંપ્રદાયવિરુદ્ધ" ના "નવમત"થી તદ્દન અસ્પૃષ્ટ હેવા ૭ વર્ષના એક બાળકે એક વખત કહ્યું. " भाई तो हा कहे छे " (પ્રબળ હકાર ઉચ્ચારીને), " हुं तो हा कहु छु " ( ह નો નિર્બળ ઉચ્ચાર કરીને ). આ બાળકે પ્રબળ અને નિર્બળ हकार વચ્ચેનો ભેદ જોયો હતો અને મનમાં ઉતાર્યો હતો, અને અહિ નિર્બળ હકાર એ ખરો ઉચ્ચાર છે એ જાણ્યું હતું. આવા પ્રસંગોમા બાળકની સહેજબુદ્ધિ ખરી કસોટી કરે છે એજ બાળકના લક્ષમા ગુજરાતી फ અને અંગ્રેજી ફારસી ф ઉચ્ચારનો ભેદ આવ્યો હતો અને બાળકે પૂર્વવત્ કહ્યુ હતુ "હુ फरवु બોલું છું" (ગુજ फ) પણ એ फरवु વિદેશીય फ બોલે છે." આથી મ્હારે કહેવાનું એ છે કે આ લાક્ષણિકતાઓ કૃત્રિમ અધ્યારોપરૂપ નથી પણ સરલબુદ્ધિ બાળકના નિરીક્ષણમા અને પ્રયોગમાં સહજ રીતે આવી જાય છે.

અમુક મુદ્દાની ચર્ચા દરમ્યાન કોઇ કોઈ પ્રસંગે હું ઉપપ્રસંગના વિસ્તારમા ઊતર્યો છુ; જેમ કે छेना ઉદ્ભવની ચર્ચા દરમ્યાન ( પુ ૧, પૃ ૨૪૭–૨૬૪ ), शान्त अकार ના નિરૂપણમાં (પુ. ૧, પૃ. ૨૦૬–૨૧૪), અને गुफा શબ્દના વિલક્ષણ વ્યંજનવિકારની પરીક્ષામાં (હેમાં गुहाના–શુદ્ધ-મહાપ્રાણને સ્થાને હેનો પૂર્વકાલીન સ્પર્શ મહાપ્રાણ फ પાછો આવી બેશે છે)–(પુ. ૧ પૃ ૩૦૧–૩૧૦). આ ह ને બદલે પૂર્વક્રમભૂત फ આવે છે એ મત મ્હેં કંઈક અશ્રદ્ધાથી અને નમ્રતાપૂર્વક વિદ્વાનોની સમક્ષ મૂક્યો છે, કારણ કે તુલનાત્મક ભાષાશાસ્ત્રમા આ મત પ્રથમવારજ રજૂ થાય છે.

વ્યાખ્યાન ૧ જામાં પ્રારંભિક ચર્ચા દરમ્યાન મ્હેં ભારપૂર્વક કહ્યું છે કે વ્યાપ્તિનિર્મીણ પરત્વે ભૌતિક વિજ્ઞાનોમાં જે મર્યાદાનો આગ્રહ રાખવામાં આવે છે ત્હેને ભાષાશાસ્ત્રના વિષયમાં હળવી કરવાની જરૂર છે; એ મર્યાદા આ છે કે કોઈપણ વ્યાપક નિયમ સ્થાપવા માટે હેની પ્રવૃત્તિના દૃષ્ટાન્તો પર્યાપ્ત સંખ્યામાં ઉપલબ્ધ હોવા જોઇએ ( પુ ૧., પૃ. ૮૭–૮૧ ); ત્હેમાં મ્હેં ચૌક્ય અને ક્ષવનુ એ બે શબ્દોને વ્યાપ્તિરચનાની આ મર્યાદાના અપવાદ તરીકે આપ્યા હતા. આ અન્તિમકોટિયે રહેલા અપવાદો છે કારણકે માત્ર એક કે બે જ દૃષ્ટાન્તો લભ્ય છે. ભાષાશાસ્ત્રની આ વિશિષ્ટતા જોતાં, મર્યાદિત દૃષ્ટાન્તસંખ્યાને આવરતા ઉત્સર્ગો ઘડવામાં છુટ રહેવી જોઇયે; દા.ત. જ નો ત થવા વિશેના ઉત્સર્ગમાં ગુજરાતીમાંથી માત્ર ત્રણ જ દૃષ્ટાન્તો છે. પુ. ૧, પૃ. ૪૬૦ ).

ધ્વનિશાસ્ત્રમાં ઉત્સર્ગ સ્થાપવા માટે આવશ્યક તત્ત્વો

પરંતુ, હું માનું છું કે, હાવી ઘટનાઓના પણ વધારે દૃષ્ટાન્તો, અન્વેષણના ઉદ્યમથી અથવા આકસ્મિક સ્ફુરણાથી, ઉમેરી સકાશે. જેમકે, આ ( જ ના ત થવાના ) ઉત્સર્ગને અંગે જ એક રસપ્રદ દૃષ્ટાન્ત ઉમેરો સકાય છે–જે ભાષાશાસ્ત્રીય દૃષ્ટિયે તેમ જ ઐતિહાસિક દૃષ્ટિયે રસપ્રદ છે અને જેમાં રહેલું ઐતિહાસિક તત્ત્વ ભાષાશાસ્ત્રીય દૃષ્ટિને પુષ્ટિ આપે છે. એ દૃષ્ટાન્ત છે સુરત શબ્દ; પ્રખ્યાત સુરત શહેરનું નામ. હેની વ્યુત્પત્તિ આ રીતે સાધ્ય છેઃ सूर्यपुर सुरजपुर–सुरत(पुर) सुरत. હાની પાછળ દ્યોતક કથા છે. સુરત જે નદીને કાંઠે આવેલું છે એ નદી સુરતમાં તાપી નામે ઓળખાય છે. પણ ખાનદેશ જિલ્લામાં નંદુરબાર તાલુકાના અગ્રાણી વિભાગની ઉત્તર હદનો પાલવ બની રહેતી, આ જ નદી तपती નામે ઓળખાય છે આ तपती સૂર્યદેવની પુત્રીનું નામ હતું એમ મહાભારતમાં કહ્યું છે. એ નદીને તીરે, સુરતની સ્હામી બાજુએ, રાંદેર ગામ છે; આ રાંદેર નામનો रन्नादे, राज्ञीदेवी, राज्ञीदेवी, ( સૂર્યદેવની પત્ની ) હેવો વ્યુત્પત્તિક્રમ જણાય છે. આ પ્રમાણે એકત સૂર્યદેવનું નગર અને અન્યત રન્નાદેવી ( એટલે રાંદેર ગામ ) છે અને એની વચમાં હેમની પુત્રી તપતી વહે છે. આ રીતે સુરતની વ્યુત્પત્તિ सूरजમાંથી સાધતાં જ ના ત થવાના ઉત્સર્ગને અનુમોદન મળે છે.[૧૦]

एक नोंधपात्र अपवादः "सुरत"ની વ્યુત્પત્તિ

આ પુસ્તકોમાં સ્વીકારેલી નિરૂપણપદ્ધતિ હાવી છેઃ ગુજરાતી શબ્દોએ અપભ્રંશમાંથી, ( ડૉ. ટેસિટોરી જેને પ્રા પા. રાજસ્થાની કહે છે અને હું જેને ગુર્જર અપભ્રંશ નામ આપું છું એ ) અન્તિમ અપભ્રંશ દ્વારા પ્રવાસ કર્યો એ દરમ્યાન એ શબ્દોના રૂપવિકારમાં પ્રવૃત્ત થતા કેટલાક ઉત્સર્ગો નક્કી કરીને નોંધવા, અને હેના દૃષ્ટાન્તો આપવા. નિરૂપણ સ્વરૂપ મુખ્યતઃ હાવું હોઇને સંસ્કૃત મૂલ શબ્દો તો માત્ર આદ્યપ્રભવ સૂચવવા માટે જ આપ્યા છે પરંતુ પ્રસંગત આ ઉત્સર્ગોની, અથવા હેનાં મૂલગત નિયમતત્ત્વોની, પ્રવૃત્તિ સંસ્કૃતમાં થતી અથવા કોઇવાર છેક વૈદિક ભાષાક્રમમાં થતી, નોંધી છે. દાખલા તરીકે ઉપર જેનો પ્રસંગાન્તરે ઉલ્લેખ થઈ ચુક્યો છે એ તાલવ્યોના પ્રાકૃત ઉચ્ચારનું મૂલ છેક छन्दस् શબ્દમાં જોઇ સકાય છે, કારણ કે આ શબ્દનો, छ ના દન્તતાલવ્ય ઉચ્ચારણથી, छद સાથેનો સંબંધ સ્થપાય છે, ઉપરાંત અવસ્તામાં ચાસ્ હાવું રૂપાન્તર

केटलाक उत्सर्गोना मूलमा रहेल नियम तत्त्वोनी प्राचीनता

૧૦ सूर्यपुर, तपती, અને रन्नादे એ ત્રણેની આ ઉપપત્તિદૃષ્ટિ માટે હું, વર્ષો પ્હેલાં મુંબઇ ગેઝેટિયરના સંપાદનમાં મદદ કરતા, મ્હારા એક મિત્રનો ઋણી છું. सूर्यपुर એ વ્યુત્પત્તિનો સુરત જિલ્લાના ગેઝેટિયરમાં નિર્દેશ થયો છે; પણ ઉપર દર્શાવેલી અર્થોપપત્તિ ત્હાં આપી નથી.

પામતો યાચ્ ધાતુ પણ પ્રાકૃત ઉચ્ચારનો સૂચક છે; વગેરે વગેરે ( જુવો, પુ. ૧ પૃ. ૩૪૯, પાદનોંધ ૧૧૪), વળી, ઉત્તરકાલીન શબ્દ પૂર્વમાં apherisis (અસ્વરિતશ્રુતિલોપ) અને aphesis (અસ્વરિત આદ્ય હ્રસ્વસ્વર લોપ) એ સંયુક્ત ઘટનાની પ્રવૃત્તિ થઇ હોવાનો સંભવ સૂચવ્યો હતો (પુ. ૧ પૃ.૩૦૪) અપભ્રંશનો અને ગુજરાતીનો નોંધપાત્ર ઉચ્ચારપ્રકાર બની રહેલો કોમલ અનુસ્વાર મ્હેં ભૂતકાળમાં છેક વૈદિક રંગા॰ સુધી જઇ પ્હોંચતો જણાવ્યો છે (પુ. ૧ પરિશિષ્ટ, પૃ ૪) એ પણ અહિં જણાવું છું; દા.ત. ઋગ્વેદ ૮–૭૭–૩માં ખે અરાઁ હેમાં રગ નામનો ઉચ્ચાર છે, જેને પાણિનીય શિક્ષામાં સૌરાષ્ટ્રની મહિયારીના તક્રઁ એ ઉચ્ચારણમાં રહેલા અનુસ્વારના ઉચ્ચારની સાથે સરખાવ્યો છે. પાણિનિનું ઊઁ એ સૂત્ર–૧–૧–૧૮, તેમજ દર્ધિમાં કોમલ અનુસ્વારનો સ્વીકાર કરતું સૂત્ર ૮–૪–૫૭, એ આ ઉચ્ચાર પ્રકાર ઉત્તરકાલીન સંસ્કૃતમાં પણ હતો એમ સૂચવે છે.

**सनातन प्राकृतीभवन**

આ સર્વ ઘટના સૂચવે છે કે પ્રાકૃતીભવનનો વ્યાપાર પ્રાચીનતમ સમયથી ચાલુ રહ્યો હતો; એ વ્યાપાર મુખ્યતઃ આર્યોના અનાર્ય જાતિયો જોડેના મિશ્રણનું પરિણામ હતો. પ્રાકૃતીકરણ માત્ર સહજ ઘટના છે હેનું ઉચિત દૃષ્ટાન્ત એક છ કે સાત વર્ષની બાળાના વ્યવહારમાં મળે છે; મ્હેં બાળાને नक्त मीफरय त्वमेव तदिम राधे गृह प्रापय એ પંક્તિ બોલવા કહ્યું ત્હારે હેણે તત્કાળ गृहम् નો ઉચ્ચાર घरम् કર્યો. આન્તરાલિક ધ્વનિતંત્રીય જે વિકારક્રમો સંસ્કૃત અને ગુજરાતી શબ્દોની (गृह અને घरની) વચ્ચે આવ્યા હશે–(૧) ऋ નો अर्, (૨) ह् નું શબ્દની પ્રથમ શ્રુતિ તરફ અપસરણ (૩) ग् અને ह् ના સંકરથી થતો घ् એ બધા ક્રમો એ બાળાના મુખમાં એકકાલે સમષ્ટિરૂપ વિધિથી બની ગયા. હેમચંદ્રે પણ આવા સમષ્ટિરૂપ વિધિનો આશ્રય લઇને, પોતાના गृहस्य घरोऽपतौ ૮–૨–૪૪ એ સૂત્રમાં, गृहનો સર્વાંગસિદ્ધ घर આદેશ આપ્યો હેમાં આશ્ચર્ય નથી થતું.

**आ व्याख्यानोमां सस्कृत प्राकृत अने गुजराती शब्दों लखवा माटे स्वीकारेली लिपि; हेनो खुलासो**

અત્યહાર સુધી મ્હેં આ વ્યાખ્યાનોના ભાષશાસ્ત્રપર વિભાગની જ વાત કરી છે, જે હેનો મહત્તમ વિભાગ છે. પ્રાસ્તાવિક ઇતિહાસવિષયક વિભાગ, અને ગુજરાતી સાહિત્ય વિશેનાં વ્યાખ્યાનો, એ હેનો ગૌણ, પરિશિષ્ટભૂત, ભાગ છે, અને હેનો અલગ ઉલ્લેખ કરવાની જરૂર નથી. આ પુસ્તકોની આન્તર વસ્તુવ્યવસ્થાથી સંબદ્ધ હેવી એક બાબતનો ખુલાસો કરવો યોગ્ય છે. એ છે, સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી શબ્દો માટે અને અવતરણો માટે નાગરી લિપિનો ઉપયોગ. "Transliteration vs. Indian Scripts" (લિપ્યન્તર વિરુદ્ધ ભારતીય લિપિયો) એ વિષયના પોતાના લેખમા (મૉડર્ન રેવ્યુના ૧૯૧૮ના ડિસેંબરના અંકના ૫૧૭ આદિ પૃષ્ઠોએ) જે. ડી. અન્ડર્સને ભારતીય લિપિયો પ્રત્યે, હેમની સુંદરતા, વર્ણમાતૃકાની સંપૂર્ણતા અને વ્યવસ્થાની શાસ્ત્રીયતા એ કારણોએ, પક્ષપાત દર્શાવ્યો છે. પણ એક ઊણપ હેમના જોવામાં આવી છે; અનાદ્ય સ્વર, વિશેષતઃ अ, અપ્રકટ રહે છે તથા શબ્દોના ઘટક અંશોને દર્શાવવાની મુશ્કેલી છે, દા. ત अनेकને બદલે an–eka સ્પષ્ટતર થાય, એમ હેમણે કહ્યું છે. હેમણે આ સમાધાનનો વચલો માર્ગ સૂચવ્યો છે.–

(ક) પ્રત્યેક ભાષાના સાહિત્ય માટે એ જ ભાષાની દેશજ લિપિ અને સ્વાભાવિક જોડણી રાખવી.–

પણ—

(ख) નિત્ય સાધારણ ઉપયોગની અને પાંડિત્યશીલ કૃતિયોમા જેમ કે શબ્દકોશનિર્માણમા, વ્યાકરણલેખનમાં અને ભાષાશાસ્ત્રમાં રોમન લિપિમા લિપ્યન્તર કરવુ હોને માટે એઓ International Phonetic Societyએ (આન્તરરાષ્ટ્રિય ધ્વનિશાસ્ત્રીય સઘે) નક્કી કરેલી લિપિના ઉપયોગની ભલામણ કરે છે આ મુદ્દા (ख) ને પક્ષે હેમની દલીલ એ છે કે એથી વિચારની અને વિવરણની વિશદતા અને ચોક્કસાઈ આવશે, વિચારની, વાણીની અને લખાણની સ્પષ્ટતા, ભલે સ્વત ન્હાના ગામન ગણાય, પણ એ જેને આપણે વિજ્ઞાન કહિયે હેવી વિદ્યાનો પાયો બની રહેતી, વિચારની અને વિધાનની, સપૂર્ણ પ્રામાણિકતા સાધવાની દિશામાં લઇ જતુ આવશ્યક પગલુ છે

મને પણ અનેક કારણોને લીધે લિપ્યન્તરના આશયને અનુસરવાનુ મ્હને અનુકૂળ નથી જણાયુ એક તો એ કે, નાગરી લિપિ વિવક્ષાને વ્યક્ત કરવામા અને સુનિશ્ચિતતામાં સપૂર્ણ છે, એક પણ વર્ણચિહ્ન નિષ્પ્રયોજન નથી અને વિરલ અપવાદો બાદ કરતા (ભારતીય અર્વાચીન ભાષાઓની મૂર્ધન્યતર ड-ढ અને વિવૃત ए-ओ જેવી વિલક્ષણતાઓ બાદ કરતા) ઉચ્ચારભેદ સૂચવતા ચિહ્નોની હેમા જરૂર પડતી નથી, અને સૌથી મ્હોટો ગુણ એ છે કે હેની સયોજનાત્મકતાને લીધે એ ઓછી ભ્રામક '

ન. ભો. દિવેટિયા

# ગુજરાતી ભાષા અને સાહિત્ય

## વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો

## વ્યાખ્યાન ૫.

### ગુજરાતી ભાષા - ઇતિહાસ અને ઉત્ક્રાન્તિ

( ચાલુ )

પૂર્વગામી વ્યાખ્યાનમાં, ખંડ ૧, ૨ અને ૩માં, ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ, વાગ્વ્યાપારની અને શબ્દની શરીરઘટનાની દૃષ્ટિથી, મ્હેં આપની સમક્ષ રજૂ કરી. હવે હું ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિનું અન્ય દૃષ્ટિથી નિરૂપણ કરીશ, અને વાગ્વ્યાપારવિષયક અને શરીરઘટક તત્ત્વોની કસોટીથી હેને કસી જોતાં પ્રકટ થતો હેનો પ્રગતિક્રમ ઐતિહાસિક દૃષ્ટિએ રજૂ કરીશ, અર્થાત્ હેના વિકાસના સૂચકચિહ્નભૂત કેટલાંક ભેદક લક્ષણોથી નિશ્ચિત થતા જે જે ક્રમોમાં થઈને એ ભાષા પસાર થઈ છે એ ક્રમોનું અનુદર્શન કરીશ.

*इ. स. ना अग्यारमा सैकामा गुजरातमा प्रवर्तती भाषानी स्थिति*

આ પરીક્ષણ આરંભતાં પ્હેલાં, ગુજરાતીએ પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કર્યું એ અગાઉ ગુજરાતમા પ્રવર્તતી ભાષાની અવસ્થા પ્રત્યે, અને પોતાના સમયમા એ પ્રદેશમા બોલાતી ભાષા વિશે બીજાઓના શા મતો હતા તે પ્રત્યે, દૃષ્ટિપાત કરવો લાભદાયી થશે. विक्रमाकदेवचरित મા ગુર્જરોની ભાષાનો ઉપહાસ કરનારો એક શ્લોક[1] છે તે પ્રખ્યાત છે, અગ્યારમા સૈકાના[2] અપરાર્ધમા ગુજરાતના લોકો જે ભાષા બોલતા એને માટે પરપ્રાન્તીય બિલ્હણનો કેવો અભિપ્રાય હતો

---

१ कक्षाबन्धं विदधति न ये सर्वदैवाविशुद्धा-

स्तद् भाषन्ते किमपि भजते यद् जुगुप्सास्पदत्वम् ।

तेषां मार्गे परिचयवशादर्जितं गुर्जराणां

यः संतापं शिथिलमकरोत् सोमनाथं विलोक्य ॥

कक्षाबन्धम् ઇત્યાદિ વચનમાં કટાક્ષ છે તે દક્ષિણી સ્ત્રીઓની અને ગુજરાતણોની વસ્ત્રપરિધાનની રીતમા તફાવત છે એ પ્રત્યે નથી, પણ ઉત્તર ભારતમાં પુરુષો સાધારણ રીતે ધોતિયું કછોટો વાળીને પ્હેરે છે જ્યહારે ગુજરાતીઓ છૂટી કાછડિયે પ્હેરે છે એ ભેદ પ્રત્યે છે; કારણ કે આ ઉક્તિમા સ્ત્રીઓનો ખાસ નિર્દેશ નથી.

૨ डॉ. બ્યૂલર, विक्रमाकदेवचरितनी પ્રસ્તાવના.

એ આ શ્લોક દર્શાવે છે.

સિદ્ધરાજ જયસિંહનો પિતા ચાલુક્ય કર્ણ ગુજરાત ઉપર રાજ્ય કરતો હતો એ સમયની આ વાત છે. એ સમયે બોલાતી ભાષા આપણી અર્વાચીન ગુજરાતી ન્હોતી એ ચોક્કસ, ભાલણ અને પ્રેમાનન્દના સમયના વચગાળામાં જાણીતી હતી તે પ્રાચીન ગુજરાતી પણ એ ન્હોતી. મુગ્ધાવબોધ ઔક્તિકમાં (વિ. સ. ૧૪૫૦) જે ભાષાનું દર્શન થાય છે એ ત્હારે હજી વિકસી ન્હોતી. હેમચંદ્રે પ્રાકૃત વ્યાકરણના અન્તિમ પાદમા જેનું વિવેચન કર્યું છે એ અપભ્રંશ એ હશે ? એ હોય એમ હું નથી માનતો. હેમચંદ્રે વિવેચેલી અપભ્રંશ ભાષા ઇ. સ. ના દશમા સૈકાના અન્તમા બોલાતી ભાષા તરીકે પ્રચારલુપ્ત થઇ હતી હેવો ડૉ. ટેસિટોરીનો[3] મત છે. હેમનો આ મત લગભગ સાચો લાગે છે. કારણ કે જો હેમચંદ્રે નિરૂપેલી ભાષા બોલાતી બંધ થયેલી હોય, તો એ હકીકત જ એ ભાષા અને હેના વ્યાકરણની વચ્ચે લગભગ એક સદીનો ગાળો વીત્યો હોવાની સૂચક ગણાય, અને હેમચંદ્રનો જીવનકાળ ઇ. સ. નો બારમો સૈકો (ઇ. સ. ૧૦૮૮ થી ૧૧૭૨[4]) હતો, એ જોતા આપણે ડૉ. ટેસિટોરીએ સ્વીકારેલી સમયમર્યાદાથી જરા મોડી મર્યાદા સ્વીકારિયે, અને હેમચંદ્રના વ્યાકરણમાનો અપભ્રંશ ઇ. સ. ના અગ્યારમા સૈકાના પૂર્વાર્ધમાં લુપ્ત થયો એમ કહિયે તો ખોટું નથી. હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં ચર્ચેલી ભાષા હેના સમયની ન્હોતી, લોકપ્રચલિત ન્હોતી, એ મતનું સમર્થન કરતાં આન્તર પ્રમાણો વિદ્યમાન છે. સૂત્ર ૮-૨-૧૭૪ની વૃત્તિમાં એ કહે છે:-

ई. स. के अग्यारमा सैकाना पूर्वार्धमा अपभ्रंश भाषा बोलाती बंध थई हती.

हेमचंद्रे अपभ्रंशनी मृतभाषा तरीके समीक्षा करी हती हेना आन्तर प्रमाणो.

भाषाशब्दाश्च आहित्थ लल्लक्क। विड्डिर × × × × इत्यादयो महाराष्ट्रविदर्भादिदेशप्रसिद्धा लोकतोऽवगन्तव्याः। क्रियाशब्दाश्च अवयासइ फुफुल्लइ उप्फालेइ इत्यादय ॥ अत एव कृष्टघृष्ट-वाक्य-विद्वस्-वाचस्पति-विष्टरश्रवस्-प्रचेतस्-प्रोक्त-प्रोतादीनां क्विबादिप्रत्ययान्तानां चाग्निचित्-सोमसुत्-सुग्ल-सुम्लेत्यादीनां पूर्वैः कविभिरप्रयुक्तानां प्रतीतिवैषम्यपरः प्रयोगो न कर्तव्यः। शब्दान्तरैरेव तु तदर्थोऽभिधेयः ॥ यथा कृष्टः कुशल.। वाचस्पतिर्गुरु ॥ विष्टरश्रवा हरिरित्यादि ।

આ કથનથી જણાશે કે भाषाशब्दाः શબ્દથી હેમચંદ્રને બીજા કેટલાક પ્રાન્તોમાં બોલાતા દેશી શબ્દો વિવક્ષિત હતા, પ્રાકૃત શબ્દો નહિ, વિદ્વાનોએ (કે કવિયોએ) (પ્રાકૃત રૂપમાં) ન વાપર્યા હોય એ શબ્દોના પ્રાકૃતીકરણની સામે હેણે ચેતવણી આપી છે એથી, અને प्रतीतिवैषम्यपर એ વચનથી, સ્પષ્ટ સમઝાય છે કે હેમચંદ્રના જમાનામાં પ્રાકૃતો બોલાતી ભાષાઓ ન્હોતી[5].

---

૩. ફેબ્રુઆરી ૧૯૧૪ના ઇંડિયન ઍન્ટિક્વરીમાં, પૃ. ૨૨ મે, હેમનો લેખ જુવો.

૪ હેમચંદ્રે હેનું વ્યાકરણ ઇ. સ. ૧૧૧૨મા (વિ. સ. ૧૧૬૮માં) લખ્યુ; જુવો વ્રજલાલ શાસ્ત્રી રચિત गुजराती भाषानो इतिहास, પૃ ૪૦ (ઇ સ. ૧૮૬૬ની આવૃત્તિ)

૫ ડૉ. સ્ટેન કોનોવ્‌નો મત હેવો છે કે મુખ્ય પ્રાકૃતો રાજશેખરના સમયમા (ઇ. સ. ૯૦૦ લગભગ) પ્રચારલુપ્ત થતી જતી હતી. કર્પૂરમંજરીની હેની (હારવર્ડ ઓરિયેંટલ સિરીઝમાની) આવૃત્તિમા "રાજશેખરનું જીવન અને લેખન" એ વિશેનો હેનો નિબંધ, પૃ. ૨૦૯ જુવો. ત્હાં એ કહે છે :-

અન્યં સ્થળે હેમચંદ્ર આ વસ્તુને બીજા દષ્ટિબિન્દુથી રજૂ કરે છે, છતાં અનુમાન એ જ પ્રાપ્ત થાય છે. સૂત્ર ૮-૧-૨૩૧ (पो वः) ઉપરની વૃત્તિમાં એ કહે છે ;

प्राय इत्येव ॥ कई ॥ रिऊ। एतेन पकारस्य प्राप्तयोर्लोपवकारयोर्यस्मिन्कृते श्रुतिसुखमुत्पद्यते स तत्र कार्यः ॥

આ અને પૂર્વગામી સૂચના વચ્ચે કોઇ વાસ્તવિક વિરોધ નથી. આ બીજી સૂચના એ પહેલીની પૂરક છે. જ્યાં સૂત્રો વચ્ચે વિસંવાદનો સંભવ હોય અને એના ઉચિત નિવારણનો માર્ગ ન દેખાતો હોય ત્યાં શ્રુતિસુખની કસોટી અનુસરવી પડે; પરંતુ એ તો, જેઓ એક સમયે એ ભાષા બોલતા હતા પણ આજે હયાત નથી એ લોકોનો પ્રયોગ સાક્ષાત્ પૂર્વકવિયોના ગ્રન્થો જોઈને નિશ્ચિત ન કરી સકાય, ત્યારે જ અનુસરવાનો માર્ગ છે. જો હેમચંદ્રના સમયમાં પ્રાકૃતો બોલાતી હોત તો હેણે લોકપ્રયોગની કસોટી સૂચવી હોત. પણ એ ભાષાઓ તો મૃત હતી, તેથી શબ્દો ઘડવામાં માર્ગદર્શન રૂપે, એ ભાષા બોલવા ઇચ્છતા લોકો માટે નહિં (કારણ કે ભાષા મૃત હોઇને એ આવશ્યકતા ન્હોતી) પણ મૃત પ્રાકૃતોમાં ગ્રન્થો લખવા ઇચ્છતા સમકાલીન લોકો માટે, કોઇ નિયમ હેમચન્દ્રે સૂચવવાનો હતો.

હેમચન્દ્ર માર્ગદર્શક સૂચન રૂપે यथाप्रयोगम् (જેમકે ૮-૨-૧૫૯ ઉપરની વૃત્તિમાં) અને यथादर्शनम (જેમ કે ૮-૧-૮૪ની વૃત્તિમાં) એ શબ્દોનો વારંવાર ઉપયોગ કરેછે એથી મ્હેં કરેલા

---

"અન્તે, જે 'બધી ભાષાઓ જાણતો હતો' (૧, ૭) એ રાજશેખરે જુદી જુદી પ્રાકૃતોનું ભેદદર્શન સાચું નથી કર્યું એ હકીકત ઉપરથી આપણે અનુમાન કરિયે કે એ બોલીઓનું જીવંત જ્ઞાન એ સમયે ઘણું ઘટી ગયું હતું."

માર્કંડેય ઈ. સ.ના ૧૫મા સૈકાના પ્રથમ પાદમાં થઈ ગયો (જુવો પૂર્વગત વ્યા. ૪, ખંડ ૧, પૃ ૨૬૦-૧); એ માર્કંડેય રાજશેખરના પ્રાકૃત વિરુદ્ધ સૂચક ટીકા કરે છે. પોતાના प्राकृतसर्वस्व ૩-૭૭ માં એ કહે છે કે क्रिया શબ્દમાંથી विश्लेषविधिथी (જેને એ विकर्षण કહે છે એ વિધિથી) પ્રાકૃત રૂપ किरिया ઉદ્ભવે છે, અને વૃત્તિમાં એ કહેછે.-

झाणेण वेअपढणेण कदुकिआहि (कर्पू० १/२४) इति राजशेखरस्यापपाठ एव । આ પંક્તિમાં कतुक्रियानुं વ્યાકરણશુદ્ધ રૂપાન્તર कदुकिरिया થવું જોઇએ. अपपाठનો અર્થ अपप्रयोग સમજવો, કારણ કે છન્દોરચનામાં कदुक्रिया જ બંધ બેસે છે, कदुकिरिया નહિં, તેથી અહિં શક્ય પાઠાન્તરનો અવકાશ જ નથી. हय नाण कियाहीण માં છે ત્હેવા आर्ष પ્રયોગને હેમચંદ્ર અપવાદરૂપ માને છે (સિ હે. ૮-૨-૧૦૪ વૃત્તિ). પરંતુ રાજશેખરના कदुकिया પ્રયોગનું આ અપવાદથી સમર્થન શક્ય નથી. કેમ કે એ પ્રયોગ आर्ष લેખમાનો નથી એક જ બચાવ શક્ય છે; તે એ કે સમાસઘટનાના બદલી જતા સંજોગોમાં क्रतुक्रिया એ સમસ્તપદનું कदुक्रिया રૂપાન્તર બને પણ આ બચાવના આધારમાં અન્ય પુરોગામી પ્રયોગ નથી. રાજશેખર મૃત અથવા મરણોન્મુખ ભાષામાં કૃત્રિમ રીતે લખતો હોઇને વાગ્વ્યાપારવિધિમાં ભૂલ કરે છે એ લગભગ ચોક્કસ છે.

અનુમાનને બાધ આવતો નથી, કારણ કે એ પ્રયોગ અને એ દૃષ્ટાન્ત ગ્રન્થોમાંથી મેળવવાનાં છે, લોકભાષામાંથી નહિં.

એ ખરૂં, કે ઉપર નોંધેલાં સૂચનો (पूर्वकविप्रयोग, प्रतीतिवैषम्य અને श्रुतिसुख ) દેખીતી રીતે ખાસ પ્રાકૃતોને લગતાં સૂત્રોની વૃત્તિમાં આવે છે, અપભ્રંશની અલગ સમીક્ષા કરતાં સૂત્રોની વૃત્તિમાં નહિં. પણ પ્રધાન પ્રાકૃત વિશેનું પ્રકરણ ત્યાર પછી નિરૂપેલી બધી ભાષાઓને લાગુ પડે છે, કેમકે એ બીજી ભાષાઓની પ્રકૃતિ મનાય છે, તેથી એ વ્યાપક માર્ગદર્શક નિયમો અપભ્રંશને પણ લાગુ પડે એવો હેમચંદ્રનો ઉદ્દેશ સ્વીકારવાને માટે યોગ્ય કારણો છે. અપભ્રંશના પ્રકરણમાં હેમચંદ્રે હેને માટે ભાષા એ નામ કદી વાપર્યું નથી; ઉપરાંત હેણે અભ્યાસીને લોકભાષાનો હવાલો નથી આપ્યો ( लोकादवगन्तव्यम् એમ), પણ હેણે અપભ્રંશ એમ નામ દઈને નિરૂપણ કર્યું છે—જે રીતે શૌરસેનીનું, અને અન્ય ભાષાઓનું પણ, નામ દઈને નિરૂપણ કર્યું છે તે રીતે.

પણ આપણે કેવળ અનુમાનને આધારે રહેવું પડે હેવું નથી. પ્રાકૃત द्वयाश्रय काव्य ( कुमारपालचरित )નું પ્રયોજન પ્રાસંગિક રૂપે (અને છતાં પ્રધાનતયા અને અતિશયપૂર્વક) सिद्ध–हेमचन्द्र વ્યાકરણના આઠમા અધ્યાયમાંનાં કેટલાંક સૂત્રોનાં પ્રયોગદષ્ટાન્તો આપવાનું છે; અને હેમાં અપભ્રંશ વિશેના ભાગનો પણ સમાવેશ થાય છે. હેમચંદ્રે એ વ્યાકરણ રચ્યું ત્યારે અપભ્રંશ જો બોલાતી ભાષા હોત તો એ અપભ્રંશનાં સૂત્રોનાં પ્રયોગ દષ્ટાન્તો આ પ્રકારે ઘડીને આપવાની આવશ્યકતા જ ન રહેત ( ૮–૪–૪૨૫ની વૃત્તિમાં હેમચંદ્ર કહે છે: केहिं વગેરે तादर्थ्ये प्रयोक्तव्याः। જો અપભ્રંશ હેમચંદ્રના સમયની પ્રચલિત ભાષા હોત તો प्रयुज्यन्ते કહેત. )

એટલે બિલ્હણે જે ભાષાનો ઉલ્લેખ કર્યો છે એ અન્તિમ અપભ્રંશ હોવો જોઈયે, અર્થાત્ અપભ્રંશ, અને અપભ્રંશમાંથી વિકસેલી मुग्धावबोध औक्तिकમાંની ભાષા, એ વચ્ચેના ક્રમની ભાષા હોવી જોઇએ

બોલાતા અપભ્રંશનો અન્તિમ સમય, આપણે ઉપર ઠરાવ્યો તે પ્રમાણે, ઇ. સ ના અગ્યારમા સૈકાનો પૂર્વાર્ધ નક્કી કરિયે તો જણાશે કે मुग्धावबोध औक्तिक (વિ. સં. ૧૪૫૦ = ઈ. સ. ૧૩૯૪માં ) રચાયું તેથી શતકાન્તરણ સદી પહેલાં અપભ્રંશનો બોલવામાં વપરાતી ભાષા તરીકે ઉપયોગ બંધ પડી ચૂક્યો હતો.

विल्हणे गुर्जरोनी भ्रष्ट भाषानो उल्लेख कर्यो छे ते मुग्धावबोध औक्तिकनी भाषाथी पहेलांना अन्तिम अपभ्रंश विशे हतो.

ગુર્જરોની ભાષાની આ પ્રકારની નિન્દા કરવામાં બિલ્હણનો એ પ્રજા પ્રત્યેનો કંઇ અંગત વિદ્વેષ કારણભૂત હશે એમ લાગે છે, કારણ કે હેનાથી પૂરાં બસ્સો વર્ષો પૂર્વેનો પણ નહિ એ રાજશેખરે લાટ લોકો જે પ્રાકૃત બોલતા હેનાં પોતાની काव्यमीमांसामां વખાણ કર્યાં છે, ( રાજશેખરના સમયમાં–ઇ. સ. ૯૦૦ માં–ગુજરાત હજી લાટ કહેવાતું ); અને સૌરાષ્ટ્રના લોકોની બોલીની પણ હેણે પ્રશંસા કરી છે; તો શું બે સૈકામાં એ ભાષામાં શોચનીય ગ્રામ્યતા આવી ગઇ હશે ?

६. पठन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
जिह्वया ललितोल्लापलब्धसौन्दर्यमुद्रया ॥
सुराष्ट्रत्रवणा ये च पठन्त्यर्पितसौष्ठवम् ।
अपभ्रंशावदंशानि ते संस्कृतवचांस्यपि ॥

આથી એ તો સ્પષ્ટ થાયછે કે રાજશેખરનો જે સમય મનાય છે એ સમયમાં એટલે ઇ. સ. ૯૦૯ માં અપભ્રંશનો બોલવામાં પ્રચાર હતો. ત્ય્હાર પછી દોઢ સૈકામાં, અથવા ડૉ. ટેસિટોરીના મત પ્રમાણે ત્ય્હાર પછી એક સૈકામાં જ, હેનો પ્રચારલોપ થયો.

પણ सरस्वतीकण्ठाभरणमां ( ઈ સ. ૧૦૧૪માં ) ભોજનું આ કથન ઉપલબ્ધ છે :–

अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ।

આથી જણાય છે કે ઈ. સ. ૧૦૧૪માં હજી અપભ્રંશનો બોલાતી ભાષા તરીકે ઉપયોગ થતો હતો, અર્થાત્ અપભ્રંશના પ્રચારનાશ માટેનો મ્હેં જે સમય ઠરાવ્યો છે તે, એટલે અગ્યારમા સૈકાનો પૂર્વાર્ધ, લગભગ સાચો આવી રહે છે. પરંતુ ઉપર ટાંકેલી सारस्वतीकण्ठाभरणमांની પંક્તિનો હેવો પણ અર્થ થઇ સકે કે ગુર્જરોને પોતાના અપભ્રંશ શિવાય અન્યથી સંતોષ ન્હોતો થતો; અને હેનું તાત્પર્ય એ આવે કે જેમ બીજાઓના તેમ ગુર્જરોના અપભ્રંશે પણ પોતાનો વિશિષ્ટ રૂપવિકાસ પ્રાપ્ત કર્યો હતો, જે વિકાસ તે સમયે બોલાતા બંધ થયેલા પ્રાચીન અપભ્રંશથી કેટલક ક્રમે આગળ વધ્યો હતો. એમ માનિયે તો પણ, મ્હેં દર્શાવેલો સમયાવધિ ફેરવવો પડે તેમ નથી.

અપભ્રંશના લોપ પછી ગુજરાતમાં વપરાતી ભાષાના સ્વરૂપનું હવે આપણે વિહંગાવલોકન કરીશું. ઈ. સ. ના ચૌદમા સૈકાના અન્તમાં જે પ્રકટ રૂપ અને નિશ્ચિત સીમાચિહ્ન ( વિ. સં. ૧૪૫૦, ઈ. સ. ૧૩૯૪ના ) मुग्धावबोध औक्तिक રૂપે મળે છે ત્યહાં સુધી આવિયે તે પ્હેલાના અન્તિમ અપભ્રંશના સાહિત્યની હજી પર્યાપ્ત શોધ થઇ નથી કે માહિતી મળી નથી. પાટણના જૈન ભંડારમાં મળેલા હસ્તલેખો વિશે પ્રો. ચીમનલાલ ડી. દલાલ એમ. એ. હેમણે પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં રજૂ કરેલા બહુ ઉપયોગી નિબંધમાં થોડાક નમૂના આપણને હમણાં જ પ્રાપ્ત થયા છે. હેમાંથી હું નીચેના નમુનાઓ લઉં છું :-

## (१) पउमसिरि चरित्र

નકલ સાલ વિ. સ. ૧૧૯૧ ( ઈ.સ. ૧૧૩૫ )

રચનાસાલ વિદિત નથી, પણ નકલના કરતાં એક સદી પ્હેલાંની હશે એમ હેની ભાષાથી જણાય છે–શિવાય કે ઘણી વાર બનેછે તેમ, હેના સમયથી પ્રાચીનતર ભાષામાં

ई. स. अग्यारमी सदी હેતુપૂર્વક લખાયેલ હોય.

घाहिल्ल दिव्व दिट्ठि कवि जपइ
बहु जण रोलु मुए विणु सपइ ।
निसुणह साहमि कन्नरसायणु
धम्मकहाणउ बहुगुणभायणु ॥

[ આ પંક્તિઓનો છંદ (वाणीभूषणमां આપ્યા પ્રમાણે ) अडिल्ला છે. પંક્તિ ૧ માંનો हि ગુરુ વાંચવો પડે છે; પં. ૪માંના उ નો અનુસ્વાર કોમલતમ છે અને એ શ્રુતિ એકમાત્રિક છે–શિવાય કે उ એ ठने સ્થાને થયેલો લેખનદોષ હોય. ]

## (२) मदनरेखासंधि

इ स. तेरमी सदी । वि. सं. १२९७ = ई. स. १२४१

बारहसत्ताणउए वरिसे आसो अट्ठमदठ्ठाए
सिरिसयपत्यणाए एव लिहिय सुत्ताभिहिय ॥

## (३) जम्बुचरित्र

वि. स. १२९९ = ई. स. १२४३

बारसनव्वाणउए मइवत्सियपढिवगुरिसमुद्दरिय ।
धन्नासी भासाए भणियव्व सयभद्दकए ॥

## (४) सुकोशलचरित्र

वि. स. १३०२ = ई. स. १२४६.

तेरदुत्तरवरिसे सिरिवीरजिणि दमोक्खकल्लाणे ।
कल्लाण कुणइ साया पढत गुण ताण भव्वाण ॥

[ આ આર્યાછંદમાં બીજા ચરણમાં ગુણમાંના णने, અથવા પઢસમાંના ढने, લઘુ ગણવો પડે ]

## (५) वयरस्वामिचरित्र

वि. स १३१६ = ई स. १२६०

सोहग्गमहानिहिणो गुरुणो सिरिवयरसामिणो चरिय ।
तेरहसोलुत्तरऐ रइय सुहकारण जयउ ॥

## (६) नर्मदासुंदरीसंधि

वि स १३२८ ई स १२७२

तेरससयअडवीसे वरिसे सिरिजिणपहुपसाएण ।
एसा सधी विहिया निणिंदवयणाणुसारेण ॥

( અહિ પ્રથમ ચરણમાં पहु મા हु ગુરુ છે અને છેલ્લી શ્રુતિ ण લઘુ છે સભવ છે કે पहुप्पसाएण શબ્દ હોય )

## (७) गौतमस्वामिचरित्र

વિ. સં. ૧૩૫૮ = ઈ. સ. ૧૩૦૨.

ई. स. चौदमी सदी — गोयमसामिहिं गोयमचरियं रइय पउमंजरीए भासाए।
कत्तिय अमावसाए अट्ठावन्नस्स वरिसस्स ॥

આ નમૂના પર્યાપ્ત થશે. લેખકોએ પોતાના સમયથી બહુ પૂર્વેની ભાષામાં આ લખેલ હોય (જે બહુ સંભવિત છે), અથવા આ ગ્રન્થોમાંની ભાષા તે સમયની જ ભાષા હોય, એ ગમે તેમ હોય – પણ એ બે ભાષાઓ વચ્ચેનું અંતર એક શતાબ્દીથી વિશેષ ન હોવાથી–ઇ. સ. ના બારમા સૈકાના અન્ત પર્યન્તના આ ગ્રન્થોની ભાષા વીતી ગયેલી શતાબ્દીઓની અપભ્રંશભાષા હતી એ આ નમૂનાઓ દર્શાવે છે; બીજી રીતે કહિયે તો બારમા સૈકા સુધીના ગ્રન્થોમાં અપભ્રંશમાં બહુ ફેર ન્હોતો પડ્યો એમ સમજાય છે. આમ કહેવામાં મારી દૃષ્ટિ ભાષાના પૂર્વક્રમના કરતાં, વિશેષતઃ ભાષાની આ પછીની ઉત્ક્રાન્તિ ઉપર છે. પણ અપભ્રંશ હેમચંદ્રના સમયની પૂર્વે મૃતભાષા થઈ ચૂકયાનું આપણે, અગાઉ અપાઇ ચૂકેલાં અન્ય પ્રમાણોના આધારે, જોયું છે; તેથી આ ગ્રન્થોની ભાષા કેવળ પુસ્તકગત ભાષા હોવી જોઇએ, લોકપ્રચરિત ભાષા નહિં.

પરંતુ ઉપર ટાંકેલા નમૂનાઓમાં છે તેના કરતાં જેની ભાષા પોતાના સમયને નિકટતર જણાય છે હેવી બીજી કૃતિઓ આપણને મળે છે. એ આપણે જોઇયે—

### (१) जंबुस्वामिरास

ई. स. तेरमी सदी — वि. स. १२६६ = ई. स. १२१०

जंबुदीय भरह खित्ति तिहिं नयर पहाणउ।
रायगृह नामेण नयर पहुवि वक्खाणउ॥
राज करइ सेणीय नरिंद नरवरह जु सारो।
तासुतणइ पुत्त बुद्धिमंत मति अभयकुमारो॥

### (२) रेवंतगिरिरास

संभवत : वि. स. १२८८ = ई. स. १२३२

परमेसर तित्थेसरह पयपंकय पणमेवि।
भणिसु रासु रेवंतगिरे अंबिकदेवि सुमरेवि॥

### (३) नेमिनाथचतुष्पदिका

વિ. સ. ૧૩૫૬ = ઇ. સ. ૧૩૦૦ કે એટલામાં.

श्रावणि सरवणि कडुय मेहु
गज्जइ विरहिरि झिज्जइ देहु।
विज्जु झबक्कइ रक्खसि जेम्व
नेमिहि विणु सहि सहियइ केम्व॥

सखी भणइ सामिणि मन ( ? मत(?) ) झूरि
दुज्जणतणा म वंछित पूरि
गयउ नेमि तउ विनट्ठउ काइ
अछइ अनेरा वरह सयाइं ॥
बोलइ राजल तउ इह वयणु
नत्थि नेमि सम वर रयणु ।
धरइ ते जुगहगण* सवि ताव
गयणि न उग्गइ दिणयर जाव ॥
माइवि भरिया सर पिक्खेवि
सकरुण रोवइ राजल देवि ।
हा एकल्ली मइं निरधार
किम उवेखिसि करुणसार ॥

वज्जु, उग्गइ, झिज्जइ, विनट्ठउ ઇત્યાદિ શબ્દોમાં છે તે અયુક્ત સંયોગ પ્રત્યે, તેમ જ अइ અને अउ એ અસંહિત સ્વરયુગ્મો પ્રત્યે અને अछइ રૂપ પ્રત્યે, હું ત્હમારૂં ધ્યાન ખેંચવા ઇચ્છું છું. આ સ્પષ્ટ અપભ્રંશલક્ષણો છે, જે લક્ષણોમાં, ગુજરાતી ભાષાની સ્વરૂપ-ઘટના સિદ્ધ થતાં, નવાં પરિવર્તનો થયાં હતાં, એટલે કે ગુજરાતીના પ્હેલવ્હેલા આરંભ દરમ્યાન, અથવા ખરી રીતે અન્તિમ અપભ્રંશ અને આરંભની ગુજરાતી વચ્ચેના ક્રમ દરમ્યાન, સંયોગલોપ પૂર્વસ્વરદીર્ઘત્વ, અને અર્વાચીન ગુજરાતીના ઘડતર દરમ્યાન ઍ અને ઑ નું વિવૃતીભવન એ પરિવર્તનો થયાં હતાં. પણ अछइ એ તો અન્તિમ-અપભ્રંશનું રૂપ છે; અપભ્રંશક્રમે રૂપ अच्छइ હતું.

[ અન્તિમ-અપભ્રંશ એ નામ મ્હેં તત્કાલ બીજા સારા નામને અભાવે યોજ્યું હતું પણ હવે વિશેષ વિચારને પરિણામે અન્ય વધારે સારૂં નામ હું સ્વીકારવા ઇચ્છું છું. એ નવું નામ છે ગુર્જર અપભ્રંશ. प्राकृतसर्वस्वમાં ( ૧૮મા પાદને અન્તે ) પ્રાદેશિક નામે ઓળખાતા અનેક અપભ્રંશો ગણાવ્યા છે. એ નામાવલિમાં गौर्जरी આવે છે. ( માર્કંડેયનો સમયકાળ ઈ. સ. ના પંદરમા સૈકાના મધ્યની લગભગ હતો; જુવો ઉપર પૃ ૧૦-૧ ). પોતાનાં બેમાંના પ્રથમ નલાખ્યાનની પ્રથમ કડીમાં ભાલણે 'ગુર્જર ભાષા' એ નામપ્રયોગ કર્યો છે: गुजरभाषए नळ राजना गुण मनोहर गाऊं; પણ વળી આગળ જતાં પ્રથમ કડવાની ૧૦મી કડીમાં હેણે એ ભાષાને અપભ્રંશ કહેલ છે: कथामात्र ए नरपथराती अपभ्रंस ए दाखी ( આ મુદ્દાને મ્હારા છઠ્ઠા વ્યાખ્યાનમાં અન્ય સંદર્ભમાં હું ચર્ચીશ ) આ સર્વે મુદ્દાઓને એકત્ર કરિયે તો ઇ સ. ના ચૌદમા સૈકાની અને સોળમા સૈકાના પ્રથમપાદની વચમાંના સમય દરમ્યાન ( એટલે ભાલણની સાહિત્યપ્રવૃત્તિના લગભગ અન્તસમય દરમ્યાન-જુવો રામલાલ ચુનીલાલ મોદીનો ભાલણ વિશે નિબંધ, પૃ. ૧૫૫) કયું ભાષાનામ પ્રચલિત હતું હેની અટકળ કરવી શકય બને છે. એ નામ गुर्जर अपभ्रंश હતું એમ હું માનું છું. ]

---

* અંગ્રેજી ગ્રન્થમાં આ પ્રમાણે છે, પણ, धरइ तेजु गहगण सवि ताव એમ હશે?
—અનુવાદક

પરિશિષ્ટમાંથી :

વિદ્વાન્ પારસી પંડિત શ્રી. પાહલણજી બરજોરજી દેસાઈએ લખેલા "ગુજરાતી ભાષાનો જન્મ" એ (ઇ. સ. ૧૯૦૫ ના, ૧૯૦૮ માં પ્રકટ થયેલા) લેખ પ્રત્યે મ્હારું લક્ષ હમણાં જ દોરવામાં આવ્યું. એ લેખમાં પૃ. ૮ મે એઓ ગૌર્જરી ને અર્વાચીન ગુજરાતીથી અભિન્ન જણાવે છે. આ વિદ્વાન લેખકે માર્કંડેયે કહેલી ગૌર્જરી અને આધુનિક ગુજરાતી વચ્ચેના તફાવતો પ્રત્યે દુર્લક્ષ સેવ્યું છે; હાનું કારણ એ છે કે એ બે વચ્ચેના મહત્ત્વના વિકાસક્રમો હેમના ધ્યાનમાં નથી આવ્યા. કેમકે માર્કંડેયે તો (ઈ સ. ૧૪૫૦ = વિ. સં. ૧૫૦૬ માં) वसन्तविलास અને कान्हडदेप्रबन्ध ના જમાનાની ભાષા જોઈ હોવી જોઇયે, જે આજની ગુજરાતીથી ઘણી દૂર દૂરની છે.

શ્રી. પાહલણજી દેસાઈ સર જ્યોર્જ ગ્રિયર્સનને અનુસરતા જણાય છે, જેણે Census of India Report ના ભાષા વિશેના પ્રકરણમાં (પુ. ૧, ભાગ ૧, પ્રકરણ ૭, § ૫૦૩, પૃ ૩૦૫ ઉપર) ગૌર્જરી ને નાગર અપભ્રંશની એક પ્રાદેશિક બોલી અને અર્વાચીન ગુજરાતીની જનની કહી છે, અને JRAS ૧૯૦૨ પૃ. ૫૩૭ મે આપેલા (અને LSI પુ. ૯, ભાગ ૨ નાં પૃષ્ઠ ૩૫૩-૩૬૪ પર એ જ રૂપે ફરી પ્રકટ કરેલા) मुग्धावबोधमौक्तिक (હેમની ભૂલ્ય છે. औक्तिक જોઇયે) વિશેના પોતાના લેખમાં હેમચન્દ્રના अपभ्रंशને गौजर अपभ्रंश કહ્યો છે (શા આધારે, તે તો અતર્ક્ય છે) અને તે છતાં મુખ્ય વિવેચન દરમ્યાન હેને नागर अपभ्रंश કહ્યો છે. (પૃ. ૩૨૭, LSI, પુ. ૯ ભાગ ૨); અને હેમચંદ્રે તો नागर કે गौर्जर अपभ्रंश સંજ્ઞા વાપરી જ નથી તે છતાં ગ્રિયર્સને આ બધી વાત કરી છે.

[ મુખ્ય અપભ્રંશના જ ત્રણ પ્રધાન પ્રકારો માર્કંડેય આપેછે, नागर, ब्राचड અને उपनागर. આ ત્રણમાં नागर મહત્ત્વનો પ્રકાર છે. સર જ્યોર્જ ગ્રિયર્સન ત્યહાં સુધીનો તર્ક કરે છે કે હેમચન્દ્રે ચર્ચેલી ભાષા नागर अपभ्रंश છે અને नागर अपभ्रंश એ નામ સાહિત્યરસિક નાગરબ્રાહ્મણ જ્ઞાતિ ઉપરથી પડ્યું છે. (ભારતવર્ષની ભાષાવિષયક સમીક્ષા પુ. ૯. ભાગ ૨, પૃ ૩૨૭). હું આ તર્ક સ્વીકારવાને તૈયાર નથી. ગમે તેમ પણ નાગર બ્રાહ્મણોની સંખ્યા સગોત્ર માનવસંઘ (Clan) જેટલી પણ નથી અને એવડી ન્હાની જ્ઞાતિનું નામ[૭] ભાષાને અપાય તથા ભાષાને હેના પ્રચાર-પ્રદેશનું નામ આપવાના સામાન્ય રિવાજને વર્જવામાં આવે એ અત્યંત અસંભાવ્ય છે. પ્રાચીન ભારતના વિભાગોનાં-સાધારણતઃ બહુવચનપ્રયુક્ત-નામો એ પ્રદેશમાં વસનારાં પ્રજાકુલોનાં વાચક હતાં એ હું ભૂલી જતો નથી. પણ विदर्भाः અને लाटाः વગેરે આપણે જાણિયે છિયે હેવું नागराः પ્રાન્તનામ

---

૭. હું જાણું છું કે શ્રી. દેવદત્ત રા. ભાંડારકરે પોતાના "Foreign Elements in the Hindu Population" (હિંદુ પ્રજામાં વિદેશીય તત્ત્વો) એ બહુમૂલ્ય લેખમાં (ઇંડિયન ઍન્ટિક્વરી, ૪૦, ૧૯૧૧, પૃ. ૩૩-૩૪) લગભગ સિદ્ધવત્ દર્શાવ્યું છે કે નાગરાનો મહામાનવસંઘ હતો, જે ઇસવી સનની આરંભની સદીઓમાં ભારતમાં આવ્યો હતો, પંજાબમાં નગરકોટમાં (આજના કાંગડામાં) કે હેની આજુબાજુ સ્થાયી બન્યો હતો અને નાગરો ત્યહાંથી અન્ય સ્થળોએ-જેમાં વડનગર (પ્રાચીન आनतपुर કે आनन्दपुर) આવી જાય છે-ફેલાયા હતા. આથી નાગરો એક મ્હોટો માનવસંઘ હોવાનું સૂચિત થાય છે. પણ સર જ્યોર્જ ગ્રિયર્સને વડનગરમાં વસતી જ્ઞાતિનો ઉલ્લેખ કર્યો છે; અને માર્કંડેય, नागर अपभ्रंश નામનો પ્રથમ ઘડનારો, છેક ૧૪૫૦ ઇ. સ. લગભગ થઇ ગયો જે સમયે સર જ્યોર્જે ઉલ્લેખેલી જ્ઞાતિ તે શ્રી. દેવદત્ત સૂચવે છે એટલો મ્હોટો માનવસંઘ ન્હોતી, એ નિશ્ચિત છે. આથી, મારૂં કથન અબાધિત ઊભું રહે છે.

સ્વરૂપ પામે છે, તો અન્ય નથી પામતા; દાખલા તરીકે ऊगइ માં આ સંયોગલોપ થયો છે, જ્યારે ઈ. સ. ૧૨૦૭ માં (ઉપર નમૂના નં. ૩ માં) એટલે કે સાત વર્ષ અગાઉ उग्गइ રૂપ આપણે જોયું હતું. બીજી બાજુએ कम्मि અને सच्चइ રૂપો હજી દઢ વળગી રહેલા અસરલીકૃત સંયોગની પ્રબળતા સૂચવે છે.-આ સ્થળે धम्ममાંના સંયોગને તુલનામાંથી બાતલ રાખવો પડશે, કારણ કે જે કેટલાક શબ્દો આજસુધી પણ સરલીભવનના વિધિને વશ થયા નથી તેમાનો એ એક છે; તેનું धाम એ રૂપ કદાપિ થયું નથી

## (६) गौतमरास

वि. सं. १४१२ = ई. स. १३५५

હવે આપણે मुग्धावबोध औक्तिक ના સમયની (વિ. સં. ૧૪૫૦ની) બહુ નજીક આવી પ્હોંચ્યા છીએ બીજાં માત્ર ત્રીશ વર્ષમાં આપણે એ સમયમાં, સંયોગલોપના પૂર્ણ વિકાસના સમયમાં, આવી પ્હોંચીશું. અને આ ગ્રન્થમાં એ ઘટનાની પુષ્કળ આગાહી મળે છે. આ રાસામાં पिक्खवि અને जस्स જેવા શબ્દોમાં છે તેવો અલુપ્ત સંયોગ વિરલ છે, પણ લુપ્ત સંયોગ પુષ્કળ છે-कीजइ, दीठइ, खीजइ, बइठउ (बइट्ठउ નહિં)-(જો કે પછીના ચરણમાં पयट्ठउ છે પણ હું માનું છું કે એ શબ્દ पइठउ કે છેવટ पयठउ, હોવો જોઈએ કારણ કે તો જ बइठउ જોડે યમક (અન્ત્યાનુપ્રાસ) મળે) नाठा (नट्ठा નહિં), दीजइ, सुणीजइ, समरीजइ, भणीजइ, नमीजइ, भमीजइ सीजइ आठ (अट्ठ નહિ.) पेखइ, पेखवि साचा, साचउं, (सच्च, सच्चउं નહિં), आज, आजु (अज्ज, अज्जु, નહિં), पूछइ, (पुच्छइ નહિ), दीसइ (दिस्सइ નહિં), गाजतउ (गज्जतउ નહિં), गाजती, गाजइ (આ શબ્દ राजइ સાથે યમક (અન્ત્યાનુપ્રાસ) સાધવા માટે આવ્યો છે અને राजइ શબ્દમા મૂળમા જ સંયોગવિહીન છે, એ સ્થિતિ ધ્યાન ખેંચે છે; પણ જો गाज શબ્દ છૂટથી વપરાવા ન લાગ્યો હોય તો એ અહિં વપરાયો ન જ હોત), काजु (कज्जु નહિ, આ શબ્દનો પ્રયોગ आजु જોડે યમક (અન્ત્યાનુપ્રાસ) મેળવવાને કરાયો છે, પણ સંયોગોનો લોપ આ સમયમાં વ્યાપક ન બન્યો હોત તો આ સ્થળે એ બને શબ્દોને બદલે कज्जु, अज्जु વાપરી સકાયા હોત); ऊठी (उट्ठी નહિ); सात, हाथ (सत्त, हत्थ નહિં).

प्राकृतपिंगलમા ડૉ. ટેસિટોરીને જડી આવેલું, (કર્મણિ-રૂપ) इज्जइ ને બદલે આવેલું, ईजइ રૂપ અહિં પૂર્ણ સત્તા જમાવી બેઠું છે; અને આ ईजइ ને આધારે જ ડૉ. ટેસિટોરીએ[૮] અનુમાન સ્થાપ્યું હતું કે સંયોગલોપનો આરંભ ચૌદમા સૈકાથી ઘણો વ્હેલો થઈ ચૂક્યો હતો. (કારણ કે प्राकृत-पिंगल ૧૪ મા સૈકાની કૃતિ છે પણ તેમાં અવતરણરૂપે આપેલી પદ્યપંક્તિયો ત્હેથી ઘણી વધારે જૂની છે) આપણા આ નમૂનાઓમાં આપણે જોયું કે સંયોગલોપની આ ઘટના ઈ. સ ૧૩૦૦ પછી શરૂ થાય છે (કારણ કે એ વર્ષની રચના नेमिनाथचतुष्पदिका તો હજી પ્રબળસંયોગને અને લઘુસ્વરને સ્પષ્ટ રીતે વળગી રહે છે), આ સંયોગલોપ ઈ. સ. ૧૩૦૭મા (નમૂના નં. ૫ कछूलीरासમાં) અચકાતા અચકાતાં ઉપક્રમ કરે છે આથી, ડૉ. ટેસિટોરી ચૌદમા સૈકા અગાઉની હસ્તલિખિત પ્રતોમાંથી પ્રત્યક્ષ પ્રમાણ રજૂ ન કરી સકે ત્યાં સુધી અથવા प्राकृतपिंगल માંનાં જુના અવતરણોની તારીખ ચોકકસપણે કે

---

૮ ઉપર પૃ. ૩૯૧ મું, અને તેમા ઉલ્લેખેલી ડૉ. ટેસિટોરીની "Notes"

આશરે નક્કી ન કરી શકે ત્યાં સુધી હેમનાં અનુમાનને આપણી સમક્ષ પડેલાં આ પ્રમાણો નિર્બળ ઠરાવે છે. પરંતુ આટલું ધ્યાનમાં રાખવું ઘટે છે કે આપણી સમક્ષ રહેલા નમુનાઓની ભાષા સંભવતઃ એ લખાયા એ સમયથી થોડાં વર્ષ પહેલાંની હોય, અને આ કારણે ડૉ. ટેસિટોરીનું અનુમાન કદાચ લગભગ સાચા અંદાજની નજીક પ્હોંચે. પ્રસ્તુત પ્રસંગે મ્હારે અચકાવાનું એક જ કારણ છે તે એ કે આ ખાસ ચૂંટેલા નમૂનાઓની ભાષા સ્વાભાવિક રીતે એ લખાયા એજ સમયની જણાય છે.

પરંતુ મ્હારે ગૌતમરાસમાંથી થોડાંક અવતરણો આપવાં પડશે—જો કે ઉપર નોંધેલા શબ્દો જેમાં આવે છે એ સર્વ અવતરણો આપવાં શક્ય નથી.

(क) सात हाथ सुप्रमाण देह रुविहि रंभवरु ॥ ३ ॥

(ख) पिक्खवि निहरत रूव भम्म जग जाइ चविय ।
अहवा निश्चइ पुव्व जम्मि जिणवर इणि बदिय ॥ ५ ॥

[ અહિં હજી પિક્ખવિનું પેક્ષવિ અને રૂવનું રૂપ નથી બન્યું. પુવ્વ અને જમ્મિને તો, આગલા નમૂનામાંના ધમ્મને ખાતલ ગણવાનું જે કારણ હતું એ જ કારણે, ખાતલ ગણીશ. આજ સુધી પણ એ શબ્દો પૂવ કે જામ બન્યા નથી. ]

(હવે હું શ્રી. ચીમનલાલ દલાલ પાસેની હસ્તપ્રતિ ઉપરથી કરેલી નકલમાંથી અવતરણો આપું છું.)

(ग) देवे समवसरणु तहिं कोजई ।
जिणि* दीठई मिथ्यामति खीजई ।
त्रिभुवनगुरु सिंहासणि बइठउ ।
ततखणि मोह दिगंति पयठ्ठ ॥ ९ ॥

(* હ. પ્ર. માં જીણિ છે.)

[ મ્હેં ઉપર કહ્યું તેમ पयठ्ठउ તો पइठउ કે पयठउ ને બદલે થયેલી દેખીતી ભૂલ છે, (અપભ્રંશ પદ્યરચનામાં વ્યાપકરૂપે લેવાતી છૂટ વર્ણને દિગતિનો તિ ગુરુ ઉચ્ચારવાનો છે[૯]).

અહિં ત્રિભુવનગુરુ અને મિથ્યામતિ એ અવિકૃત સંસ્કૃત શબ્દો છે, શુદ્ધ तत्सम શબ્દો છે, અને પ્રસિદ્ધ તેમ જ પ્રતિષ્ઠાનો વિશિષ્ટ અધિકાર ભોગવતા હોઇને ઉદ્દેશપૂર્વક વપરાયા છે. ]

(घ) मू. सायर को जणु भणीजइ ।
मेरुह अवर कि उपम दीजई ॥ १५ ॥

---

૯. જુઓ માર્કંડેય રચિત प्राकृतसर्वस्व ૧૮,૮ —
इहच्छन्दोऽनुरोधेन वर्णानां गुरुलाघवम् ।

( ङ ) सहसकिरण जिम वीरजिणु पेखवि रूव विशाल ।
एहु अचभसु सभ ाए माचउ शह इंद्रियाळ ॥ १८ ॥

(च) चिंतामणि करि चढियउ आज्ु
सुरतरु सारइ वंछिय काज्ु ॥ ४२ ॥

( छ ) पर परवस परता काइ कीजइ ।
दसदेसतर काइ भमीजइ ।
कवण[10] काज्ु आयस करे ॥
प्रह ऊठी गोयमु समरीजइ ।
काज्ु समग्गू तत्क्षणि सीझइ ।
नवनिहि विलसइ ताह घरे ॥ ४४ ॥

प्रचारलुप्त तत्त्वो दाखवती अपवादरूप कृतिनु आ समीक्षामा वर्जन, वर्जनना — कारणो

કોઇ માલ્હેસુત અને જિન-ઉદયગુરુના શિષ્ય વિદ્ધણુએ, મગધમાં પર્યટન કરતા કરતાં ( વિ સ. ૧૪૨૩ = ઇ. સ. ૧૩૬૭માં ) લખેલી એક ज्ञानपंचमी चोपाइ નામની કૃતિને હું આ સમીક્ષામાંથી બાદ રાખું છું, કારણ કે એ તો જાણે કે પ્રયોજનપૂર્વક, એ સમયે પ્રચારમાં ન હોઇ શકે એ રૂપોનો દેખીતો પ્રયોગ કરે છે. એ કૃતિ ( વિ સં. ૧૪૨૩) અને मुग्धावबोध औक्तिक ( વિ. સં. ૧૪૫૦) વચ્ચે માત્ર આશરે પચીશ વર્ષોનું અંતર છે, અને વળી એ કૃતિથી અગ્યાર વર્ષ પ્હેલાંના गौतमरास માં સંયોગલોપ-પૂર્વસ્વર દીર્ઘત્વનો ઠીક બ્હોળો ફાલ દેખાય છે, એ જોતા આ કૃતિમાં પ્રયોજેલાં રૂપો એ સમયપર્યન્ત ભાષામાં હજી ટકી રહ્યા હોય એ તો ભાગ્યે જ સંભવે. ज्ञानपंचमी चोपाइમાના लब्भइ ( लाभइ ને બદલે ), अच्छइ (आछइ કે अछइ ને બદલે જો કે આ લેખકે आछइ પ્રયોગ પણ કર્યો છે અને એથી એ સમયની ખરી પ્રચલિત લાક્ષણિકતા છતી કરી દીધી છે), दिन्नउ दीनउ ને બદલે), અને सभलइ (सामलइ ને બદલે), એ શબ્દો જોશો કે તરત ત્હમને એક પ્રકારની ખાતરી થશે કે આ પ્રબલ સંયોગવાળા રૂપો જૂના પ્રચારલુપ્ત હોવા છતાં હેતુપૂર્વક વપરાયાં છે; આપણા સમયનું એક દૃષ્ટાંત મારા કથનના આશયની પ્રતીતિ કરાવશે શ્રી કેશવલાલ હ. ધ્રુવનાં લખાણો જોશો તો બે ત્રણ સદીઓ પ્હેલાના સાહિત્યમા વપરાતા પણ આજે નીકળી ગયેલા અનેક શબ્દો નજરે પડશે, જેમકે ऊंडल (=આશ્લેષ ) अगोप(=ગુપ્ત), छेह(=અન્ત), निलवट (=લલાટ), नेवर(=નૂપુર) वद्दव (=હેવડાવવું ), सँात (=સમાપ્ત થવું), [हिज (=હેત,' હેમણે કરેલા गीत गेविंद ના અનુવાદમાં] વગેરે. હવે પાંચસો વર્ષ પછીના આપણા વંશજો, હેમને જો કાંઇ ખરી વાત જાણવાનું સાધન ન મળે તો, સહજ રીતે માની બેસે કે આ શબ્દો ઇસવી સનની વીશમી સદીમાં પ્રચારમા હતા. અહિં અત્યારે જે ગ્રન્થની વાત કરું છું હેમા જોવામા આવતા શબ્દરૂપો બરાબર એ પ્રકારના છે.

---

[10] कवण ની નરજાતિ છે ત્હેમાથી નાન્યતર થઇ એ ફેરફાર માટે જુવો આગળ પુસ્તક ૧, ' પરિશિષ્ટ ' વધારાનુ-પૃ. ૭-અને પૃ. ૨૫૦ પાદટીપ ૧૦૬. અહિં (कवण काज्ु आयास करे માં ) कवण નો પ્રયોગ સિ. હે ૮-૪-૩૬૭ ના ઉદાહરણ कज्जे कवणेण જેવો જ છે. આ ઉદાહરણ અવશ્ય હેમચંદ્રથી જૂનું હતું, જ્યારે कुमारपालचरित ૮-૩૦ માનું ઉદાહરણ (આગળ પુ. ૧, પૃ. ૨૫૦

[ આપણી સમક્ષ તેરમા અને ચૌદમા સૈકાના આ અત્યન્ત સ્પષ્ટ પુરાવાઓ પડયા છે તે જોતાં, પ્રો. આર. એલ. ટર્નરના ગુજરાતીમાં સંયોગલોપ ઇ. સ. ૧૩૦૦ संयोगलोप कव्वारे दारू ના અરસામાં ૧૧ થયો એ અભિપ્રાય સાથે સંમત થતાં આપણે અચકાવું थयो ए બાબતમાં प्रो પડે એમ મને લાગે છે. ઇ. સ. ૧૩૦૦ના આપણો નમૂનો (૩) અલુપ્ત સંયોગોથી टर्नरनो मत अने म्हारो ભરચક છે, ઇ. સ. ૧૩૦૭ નો નમૂનો (૫) સંયોગલોપનો આછો આરંભ मतभेद બતાવે છે, અને ઇ. સ. ૧૩૫૬ નમૂના (૬)ની સાલ-પર્યંત પ્હોંચિયે ત્યારે જ સંયોગલોપનો પૂર્ણ ઉદય આપણા જોવામાં આવે છે, તે પ્હેલાં નહિં. આ જોતાં પ્રો. ટર્નરે સ્વીકારેલો સમય થોડાં વર્ષો પૂરતો જ-કદાચ પા સદી પૂરતો-ખોટો પડે છે, કારણ કે ઇ. સ. ૧૩૫૬ માં (गौतमरासमां) જે સંયોગલોપ જોવામાં આવે છે તો એ ઘટનાનો આરંભ એ પ્હેલાં ત્રણેક સદી અગાઉ થઇ ચૂકયો હોવો જોઇયે. આ વિષયમાં પ્રો. ટર્નરે કયા હસ્તલિખિત ગ્રન્થો ઉપર આધાર રાખ્યો હશે એ જાણવું મહત્ત્વનું તેમ જ રસપ્રદ થાય. ]

---

પાદટીપ ૧૦૨ માં આપેલું) હેમચન્દ્રે પોતે ઘડયું હતું, અને એથી कवण ના મર્યાદિત પ્રયોગ પ્રત્યે હેમચંદ્રના પક્ષપાતનું સૂચક છે.

( कवण શબ્દે પુંલ્લિંગમાંથી સ્ત્રીલિંગ અને પછી નપુંસકલિંગ હેવાં પરિવર્તનો કર્યાં છે પણ काइ નપુંસકલિંગને જ દઢતાથી વળગી રહેલ છે, એ લક્ષયોગ્ય છે; काइ નો આ લિંગ-આગ્રહ એટલો બધો છે કે किम् ના 'શા કારણે' અર્થના અવ્યયરૂપ પ્રયોગના અર્થમાં પણ काइ વપરાય છે; काइ मुहु तुज्जु=किम् अधोमुखं तव; સિ. હે. ૮-૪-૩૬૭ ઉદાહરણ ૪ થું )

कवण અને कोण (ગુજ.) એ શબ્દોની મૂળ ઉત્પત્તિ કેવી સદંતર ભુલાઈ ગઇ હતી હેનું વિશેષ દૃષ્ટાંત જુની ગુજરાતીમાંના कोण ના પલટો ગયેલા ઉપયોગમાં જોવામાં આવે છે, कोण નો ( कवण घण कवण कज्ज घवण काज, માફક) વિશેષણ તરીકે, એટલે કે હેની क पुनःમાંથી થયેલી વ્યુત્પત્તિને અનુરૂપ હેનું જે ખરું સ્વતંત્ર સ્થાન છે એ અનુસાર વિશેષ્ય વિના શુદ્ધ સર્વનામ તરીકે ઉપયોગ થવાને બદલે વિશેષણ તરીકે, ઉપયોગ થતો હતો. દાખલા તરીકે પ્રેમાનંદ લખે છે: कहो तमे कोण देश वसो छो ? केम आव्या आ सरोवर घाट ? ( મદાલસા આખ્યાન, કડવું ૨૩ બૃહત્કાવ્યદોહન ગ્રન્થ ૨ આવૃત્તિ પ્હેલી, પૃ. ૨૩૩ પંક્તિ ૧ ). આજે આપણે " किये देश वसो छो ? " એમ કહિયે. ઉપરાંત જુવો નરસિંહ-कोण पुण्ये करी नार हु अवतरी, શૃંગારમાળા પદ ૧૪૮, ગુજરાતી પ્રેસ પ્રકાશિત નરસિંહનાં કાવ્યોનો સંગ્રહ.

कोण आव्युं ए ? હેમાં અને હેવી બીજી આધુનિક ઉક્તિયોમાં જે નાન્યતરજાતિ દેખાય છે એ कोणના વ્યક્તિનિરપેક્ષ પ્રયોગસ્વરૂપનું પરિણામ છે, નહિં તો कोण તો પુંલિંગ છે, અને પ્રસંગતઃ સ્ત્રીલિંગ છે (દા. ત. "पेली घाइ गइ ते बीडी ? कोण हती ए ? " ]

૧૧ રૉ. એ. સો. નું જર્નલ, જુલાઇ ૧૯૨૧, પૃ. ૩૩૩

**મુગ્ધાવબોધ ઔક્તિકનો માર્ગદર્શક પ્રકાશ. હેમા પ્રાપ્ત થતા દિશાસૂચક કસોટીસાધનો**

હવે તો આપણે મુગ્ધાવબોધ ઔક્તિકની [12] (વિ. સં. ૧૪૫૦ = ઈ. સ. ૧૩૯૪ ની) દૃઢ નિશ્ચિત ભૂમિ ઉપર આવી પ્હોંચ્યા છિયે. એ ગ્રન્થમાંની ભાષા નિઃસંશય એના રચના-સમયની જ પ્રચરિત ભાષા હોઇને એ હેની પ્હેલાંનાં તેમ જ પછીનાં ભાષાલક્ષણ ઉપર ઉજ્જ્વલ, તત્ત્વદ્યોતક પ્રકાશ નાંખે છે. હેની પ્હેલાંના સમયને હેના પ્રકાશમાં આપણે નીરખ્યો; હવે હેની પછીના સમય તરફ જઈશું, કારણ કે ઔક્તિકની ભાષા તપાસવાને અત્યારે રોકાવાની જરૂર નથી. અહિંયા આપણે આ ગ્રન્થની આટલી આગળ પડતી લાક્ષણિકતાઓ સ્મરણમાં રાખીશું તો બસ થશે: સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ, અઇ-અઉ એ સ્વરયુગ્મો, કેટલાંક વ્યાકરણરૂપો (દા. ત. લેઇ, દેઇ), અને નઉ, રહઇ જેવા વિભક્તિપ્રત્યયો અથવા અનુગો, તેમ જ કિસિઉ, માહરઉ, તાહરઉ, હવડા ઇત્યાદિ કેટલાક લક્ષયોગ્ય શબ્દો.– જે આ વસ્તુપ્રકાશક ઔક્તિકના આગલા પાછલા બન્ને સમયની વચ્ચેની શૃંખલાઓ બની રહે છે.

---

12 આ ગ્રંથને હું ઔક્તિક શા માટે કહું છું–સર જ્યૉર્જ ગ્રિયર્સન (ભારતની ભાષા સમીક્ષા, પુ. ૯. ભાગ ૨, પૃ. ૩૫૩, ૩૫૬) અને ડૉ. ટેસિટોરી (ઇંડિયન ઍન્ટિક્વરી ફેબ્રુ. ૧૯૧૪, પૃ. ૨૪, પેરા ૧.) જેવા વિખ્યાત વિદ્વાનો હેનું મૌક્તિક નામ આપે છે તે છતાં હું હેને ઔક્તિક કહેવામાં શા માટે આગ્રહી છું–હેનો ખુલાસો, હું માનું છું કે, આ વ્યાખ્યાનોમાં મ્હેં કર્યો નથી. મ્હારાં કારણો આ છે:–

(क) નામને છેડે મૌક્તિક આવેલ હોય હેનો કોઇ યોગ્ય અર્થ થતો નથી;

(ख) ઔક્તિકનો આ કૃતિના પ્રારંભના શ્લોકમાંના उक्तीनां किञ्चिदाम्नायसंग्रहः એ વચન જોડે સંબંધ છે.

(ग) ગ્રન્થાન્તે પુષ્પિકામાં કર્તા પોતે હેને સ્પષ્ટ રીતે ઔક્તિક કહે છે: औक्तिकं व्यधित मुग्धकृते श्रीदेवसुन्दरगुरुक्रमरेणुः ॥

(घ) આ પ્રકારના તદ્વિષયક મીમાંસાલેખો માટે ઔક્તિક એ નામ સામાન્ય હતું. દા. ત. वाक्य-प्रकाश-औक्तिक, જેમાં કર્તા કહે છે :– संक्षेपादौक्तिकं वक्ष्ये बालानां हितहेतवे ॥ ડૉ. બ્યૂલર સંકલિત ગ્રન્થસૂચિમાં ક્રમાંક ૨, ૧૮ તરીકે, તેમ જ ડૉ. ઑફ્રેક્ટના कॅटॅलॉगस कॅटॅलोगोरम्‌માં આ કૃતિ નોંધાયલી છે.

આ ગ્રન્થના मुग्धावबोधमौक्तिकम् એ સમસ્ત નામનો બે પ્રકારે પદવિગ્રહ થઈ શકે છે– मुग्धावबोधम् औक्तिकम् અને मुग्धावबोध + मौक्तिकम् એ કારણે, અને એ ઉપરાંત આ ગ્રન્થના સંપાદક હ. હ. ધ્રુવે હેને સ્વયોજિત ગ્રન્થમાલાનું प्रथम मौक्तिकम्–એ નામ આપ્યું હતું એ કારણે, હેના નામને અંગે ભ્રમ ઊપજ્યો એમ હું માનું છું. વિયેનામાં ૧૦મી સપ્ટેમ્બર ૧૮૮૬ ને દિવસે હ. હ. ધ્રુવે પ્રાચ્યવિદ્યાવિશારદોની સાતમી આંતરરાષ્ટ્રિય પરિષદ સમક્ષ Neo-Vernaculars of Western India એ વિષયનો નિબંધ વાંચ્યો હતો હેમાં હેમણે બે સ્થળે નિશ્ચિતરૂપે ઔક્તિક ને બદલે મૌક્તિક નામ વાપર્યું હતું એથી ભ્રમ સ્થૂણાનિખનનન્યાયે દૃઢતર બની હતી. આથી પાશ્ચાત્ય

નિબંધમાં નોંધેલી વિ. સં. ૧૪૫૦
વે આપણે શ્રી. ચી. ડા. દલાલે પોતાના નિબંધમાં નમૂનાઓની પરીક્ષામાં
હેશું. અહિં આરંભમાં જ હું કહીશ કે એવો પૂર્વકાલીન નમૂનાઓની જોતાં જણાય છે કે આ ગ્રન્થમાંના
કસોટીથી એ પછીના સમયના નમૂનાઓને તપાસી જોતાં જણાય છે કે આ ગ્રન્થમાંના
ભાષા વપરાઈ છે તે એ ગ્રન્થો લખાયા એ સમયની ભાષા હોય એ શક્ય નથી.
થોડાક અપવાદો પણ જણાશે. હવે આપણે હેમાંના કેટલાક ગ્રન્થો ઉપર દૃષ્ટિપાત

) વિહુગતિની ચેલ – રચનાસમય જણાયો નથી; પ્રત લખ્યાનો સમય વિ. સં.
રદી ૧૪૬૨ = ઇ. સ. ૧૪૦૬.

विहुगति माहि फाइ नच्छी सार
दीसइ दुरकतणु भडार ।

* * *

रामतिनी छड मू पगी टेव

---

આ બાબતમાં ભૂલમાં પડયા હોય એ સંભવિત છે. ઉપરાંત, મ્હારી એ ગ્રન્થની (ઇન્ડિયન
કવરી ફેબ્રુ. ૧૮૯૨, પૃ. ૫૨મે પ્રકટ થયેલી) સમીક્ષાના પ્રથમ પૃષ્ઠ ઉપર તંત્રી તરીકે પોતે લખેલી
પમાં, ડૉ. ફ્લીટે ખરું નામ મૌક્તિક છે, ઔક્તિક નહિં એ નિર્ણય વિચારપૂર્વક નોંધ્યો હતો.
એ માટે પ્રમાણો પણ ટાંક્યા હતાં જે વસ્તુતઃ એથી ઉલટા જ નિર્ણય તરફ દોરી જનારાં છે.
ડૉ. ફ્લીટે સંપાદક તરીકે આપેલી પાદનોંધ આ પ્રમાણે છે: " આ બેદરકારીનો વિચિત્ર
ખલો મુખપૃષ્ઠ ઉપર જ આપણી સ્હામું તાકતો ઊભો છે, જ્યહાં ગ્રન્થનામ રોમનલિપિમાં
Mugdhavabodha Auktika " એમ, પણ દેવનાગરી લિપિમાં "मुग्धावबोधमौक्तिक" એ
પ્રમાણે આપ્યું છે. આ પાછળું રૂપ ગ્રન્થાન્તે પણ આવે છે, ત્યહારે ઉપર ત્રણ લીટી પ્હેલાં જ
વળી " औक्तिक " આવે છે. મુખપૃષ્ઠ ઉપર આ ગ્રન્થનું નામ प्रथमम् मौक्तिकम् છે તેથી ખરું નામ
मुग्धावबोधमौक्तिक હોય એમ જણાય છે. "
ડૉ. ફ્લીટે બાંધેલા નિર્ણયમાં ભૂલ ક્યહાં થઈ છે તે નીચેની બાબતોથી સમઝાશે.
(क) મુખપૃષ્ઠ ઉપર દેવનાગરી લિપિમાં આપેલા (मुग्धावबोधमौक्तिकम्)
નામનો અર્થ છે मुग्धावबोधम् + मौक्तिकम्; જેના પ્રથમ પદનો અર્થ
मुग्धानाम् अवबोधो यत्र હેવો છે (બહુવ્રીહિ સમાસ);
(ख) ગ્રન્થાન્તે દેવનાગરી લિપિમાં એ જ નામ છે હેનો ખુલાસો પણ
એ જ છે;
(ग) છેડેથી ત્રણ પંક્તિઓ ઉપર औक्तिक શબ્દ છે તે આ પદ્યપંક્તિનો ભાગ
છે :– औक्तिकं व्यधित मुग्धकृते श्री–,
અને (घ) प्रथम-मौक्तिकम् એ તો પોતે યોજેલી प्राचीन गुजराती साहित्यरत्नमालानुं
આ મૌક્તિક પ્હેલું " મોતી " (मौक्तिक) છે એવું દર્શાવવા માટે
* ધ્રુવે પોતે આપેલું નામ છે.)

गुरुया संघनी नितु करु सेव ।
अज्ञानपणइ आसातन कीध
बस्तिग लागइ श्रीसंघ पाय ॥

આ ગ્રન્થ રચાયો અને હેની આ નકલ લખાઇ એ વચ્ચે બહુ લાંબું અંતર ન હોઇ સકે એ સ્પષ્ટ છે. કારણ કે જો દીસइ, लागइ હેમાંનો સંયોગલોપ આ ગ્રન્થનો સમય मुग्धावबोध औक्तिक કરતાં, અર્ધી સદી ઓછેરો લ્હેલો હોય એમ સૂચવે છે તો ષષ્ઠી પ્રત્યય तणु, અને એથી વિશેષ તો नी (सघनी) હેને मुग्धावबोधના સમયનોજ ઠરાવે.[13] એ જ પ્રમાણે छइ પણ એ જ જમાનાનો છે, જો કે नच्छी (नत्थि બદલે) न + अच्छिનો બનેલો, અતિવિરલ અને વિલક્ષણ છે.[14] પણ બીજા લક્ષણોના એકત્રિત પ્રમાણબળની વિરુદ્ધ આ તત્ત્વ અકિંચિત્કર છે. એથી આ ગ્રન્થને નિઃશંક રીતે ઇ. સ. ની ચૌદમી સદીના અન્તમાં મૂકી સકિયે. અસંહત સ્વરયુગ્મ अइ (लागइ, अज्ञानपणइ ઇત્યાદિ) પણ સમય-નિર્ણાયક તત્ત્વ છે.

## (२) त्रिभुवनदीपक प्रबन्ध

(આશરે વિ. સં. ૧૪૬૦=ઇ. સ. ૧૪૦૪; કારણ કે કર્તા એ વર્ષમાં વિદ્યમાન હતો:-આથી વિશેષ કંઇ જાણવામાં નથી.)

આ ગ્રન્થ પણ સંયોગ-રક્ષક પ્રચારલુપ્ત રૂપો વાપરે છેઃ-चल्लिय, मग्गि, (मागि કે मारगि ને બદલે), दिट्ठि. છતાં, એ શિવાય, પોતાના સમયની જ ભાષા વાપરે છે એ હેની શૈલી જોતાં સ્પષ્ટ દેખાય છે:-

मानससरि जां निम्मलइ करइ कुतूहलु हंसु ।
तां सरसति रागइ रहइ जोगी जाणइ हसु ॥ २ ॥

---

૧૩ गुरुतणउ वचन-मुग्धाव. પૃ. ૪ स्कंध (कॉलम)૧ અને અન્ય કેટલેક સ્થળે. एकनउ, जेहमइ विषइ, ઇત્યાદિ એ જ ગ્રંથ પૃ. ૪ સ્કં. ૧-૨ અને અન્યત્ર. कर्तानी अपेक्षा, कर्मनी अपेक्षा એ જ ગ્રન્થ, પૃ. ૬, સ્કં ૨. ખરું છે કે સિ. હે. ૮-૪-૪૨માં सबन्धिन् માટે, અપભ્રંશમાં વપરાય ત્હારે, तण આદેશ આપ્યો છે; પણ એ સમયે હજી હેણે ષષ્ઠી વિભક્તિના વિશિષ્ટ પ્રત્યય તરીકે સ્થાન મેળવ્યું ન્હોતું. હેનો હાત્રા પ્રત્યય તરીકેનો ઉપયોગ એ તો અન્તિમ અપભ્રંશનો જ લક્ષણભૂત વિકાસ હતો. હેમચન્દ્રે केर અને तण માટે આપેલાં जसुकेरए हुंकारए અને अम्हहतणा એ ઉદાહરણો દર્શાવે છે કે केर અને तण અપભ્રંશના ષષ્ઠી પ્રત્યય स કે ह ની પછી લગાડાતા હતા [जसु=यस्य અને अम्हह=अस्म+स्य] यस्य सबन्धिनि हुंकारे અને अस्माक संबन्धिनः એ પ્રયોગસ્વરૂપ એ સમયે પ્રચારમા મંજૂર હતુ. શાકુન્તલમા કાલિદાસે (અંક ૭મામા, ममकेरए उडए) (ममसबन्धिनि उटजे) હેવો પ્રયોગ કર્યો છે. એ केरની પ્રથમની વિશેષણરૂપ સ્થિતિ દર્શાવે છે. આ અનુગોને ખરે રૂપે પ્રત્યય બનાવી દેવાનું ત્હાર પછીની સદીઓ માટે અવશિષ્ટ હતું; એ પૂર્વતર સમયે આપણા નમૂનામાં दुरक्तणु છે તેને બદલે दुरकहतणुं હોઇ સકે.

૧૪ ષષ્ઠી त्थ વર્ણ જોવામાં ભૂલ થવાથી नच्छि એ લેખનદોષ હોય તો જૂદી વાત. त्थ નો च्छ વંચાય એ અસંભાવ્ય નથી.

## (३) विद्याविलासरास

( વિ. સં. ૧૪૮૬=ઈ. સ. ૧૪૩૦ )

धीरतगच्छिहि गिरुआ गणहर
सिरि धीरपट्ट सुरि ।
नाविइ लीघइ नासतणइ सवि
पाय पणासइ दूरि ॥ १ ॥

આ કૃતિ પોતાના સમયની ભાષાનું ઠીક ઠીક પ્રતિનિધિત્વ ધારે છે.

पणासइ-નશ્‌ના પ્રેરકરૂપ ( नाशयति ) માંથી નથી, પણ प्रणश्यति છે અને આથી પહેલાંના સમયમાં प्रणस्सइ રૂપે અટકી ઊભું હોત. नासतणइ ષષ્ઠી પૂર્વતર જમાનાની-જે સમયે तण ષષ્ઠી પછી પ્રત્યયથી સંલગ્ન રહેતો ( यस्य सवनिधनि=जास ( यस्य-जस्स ) + तणइ ) એ સમયની-ઢબ ચાલુ રાખે છે જ્યારે जास એ વિકાર પછીના સમયનો છે એટલે અહિં બે જમાનાનાં લક્ષણોનો સંગમ છે જેમાંથી પછીના સમયનો રુપવિકાસ કાળનિર્ણાયક તત્ત્વ તરીકે પ્રબળતર ગણવો પડે એ દેખીતું છે, કારણ કે અતીતની વર્તમાનમાં અવસ્થિતિ સંભવે પણ, આ પ્રકારના પ્રસંગમાં, વર્તમાન, ભાવિ-વિકાસની પૂર્વ કલ્પના તરીકે, અતીતમાં અસ્તિત્વમાં ન હોઈ સકે.

## (४) दशार्णभद्ररास

( વિ. સં. ૧૪૮૬=ઈ. સ ૧૪૩૦ )

આ ગ્રંથમાં પણ હેના સમયની ભાષાનું પ્રતિબિમ્બ છે.

दशानभद्द गुण गाइसिउं
नासए कसमल पूरि कि
इणिपरि जिणवर वांदतां ए ।

नासइ અને वांदत्ता એ શબ્દો ઉત્તરકાલીન અપભ્રંશનો સંયોગલોપ દર્શાવે છે; અને गाइस्सामो ને બદલે गाईसिउ તેમ જ જેમાં प्रकारेण શબ્દ ( पयार-पयर ક્રમો દ્વારા ) परि રૂપે ક્ષીણ બન્યો છે તે इणिपरि અને वादत्ता માનો તો એ પ્રયોગો અને રૂપો માત્ર પછીના સમયમાં જ વિદિત છે

## (५) नेमिनाथ फाग

( વિ. સં. ૧૫૦૩=ઈ. સ. ૧૪૪૬ )

देवी देवि नयी कवीश्वर तणी वाणी अमीसारणी
सरसति मुज्झ मति देवीअ देवीअ तु जगी सार रे
नीलकमलदल सामल जिनपर वरणवु नेमिकुमार रे ॥

कामित फल **दातार** सामी नेमिकुमार
सासारी निज **काज** राजकुमारी

અહિં આપણે वसन्तविलास ના ( वि सं. १५०८ ) અને कान्हडदेप्रबन्धना ( वि. सं. १५१२ ) સમયમાં પ્રવેશી ચૂકયા છિયે. तणी જે અગાઉ सम्बन्धिन् કે હેવા અર્થનું, હેને પૂર્વગામી શબ્દ સાથે જોડાવા માટે स કે ह [ षष्ठी પ્રત્યયો ]ની અપેક્ષા રાખતું, વિશેષણ હતું તે–હવે રીતસર ષષ્ઠી પ્રત્યય તરીકે દઢ થયેલ છે; હવે काज તે कज्ज નથી, કારણ કે સંયોગલોપ નિશ્ચિત ઘટના બની ગયેલ છે; दातार એ શબ્દ અને રૂપ मुग्धावबोध થી પણ અર્વાચીનતર પ્રયોગ છે; અને ગીતચરણાન્તે શોભા ખાતર લગાડાતો रे પણ વિક્રમ સંવતની સોળમી સદી પ્હેલાં અજાણ્યો હતો.

## (६) वस्तुपालतेजपालरास

આ ગ્રન્થનું રચનાવર્ષ કે લેખકનામ નક્કી થઈ સકતું નથી. શ્રી. ચીમનલાલ દલાલ આ ગ્રન્થ પ્રાચીન છે એટલું જ કહે છે અને એ કથનનું કારણ રજૂ કરે છે કે હેમાં વસ્તુપાલ અને તેજપાલ એ નામો વસ્તિગ અને તેજિગ એ રૂપે પણ આપ્યા છે જે લોકપ્રચરિત ખરાં નામો હોવાં જોઈયે એમ એઓ માને છે. પણ વસ્તુપાલનું મૃત્યુ વિ. સં. ૧૨૯૩ માં થયું અને તેજપાલનું વિ. સં. ૧૩૦૮ માં. આ રાસ વિક્રમ સંવતની ચૌદમી સદીમાં રચાયો હેતું તો ગંભીરપણે ન કહી સકાય. રાસો રચવાનો કોઇને વિચાર થાય તે પ્હેલાં કેટલોક સમય સ્વાભાવિક રીતે વીતી ગયો હોવો જોઇયે, અને એ દરમ્યાન, જો વસ્તિગ અને તેજિગ એ તત્કાલીન સ્થાનિક લોકપ્રિય નામો હોય તો, હેવા નામો પરંપરામાંથી પણ લુપ્ત થયાં હોય. સંભવ હેનો છે કે આ નામો દશકે દશકે ચાલ્યા રહેલાં સાધારણ નામો હોય અને 'વસ્તુપાલ' અને 'તેજપાલ' એ નામો સંસ્કૃત આકાર પામેલાં, કાવ્યકૃતિઓમાં અને શિલાલેખોમાં વપરાયેલાં, ગૌરવાપન્ન નામો હોય. પરંતુ તર્કને ક્ષેત્રે જ બહુ ભમવાની જરૂર નથી. રાસમાંથી જ લીધેલા નમૂનાની ભાષા જોશો તો એ કૃતિ વિક્રમ સંવતના પંદરમા સૈકાથી પ્હેલાંની જ ન હોઇ સકે હેની ત્હમને જ ખાતરી થશે:–

वीर जिणेसर नमीय पाय **अनइ** गोयमसामी,
सरसति **तणइ** पसाउलइ ए **कहिसिउ** सिर नामी ॥ १ ॥
*वस्तुपाल तेजिग* **तणउ** *अम्हे बोलिस रासो,*
भरतषेत्र धूरि **गुजरात** अनहिलपुर वासो ॥ २ ॥

આ અવતરણોમાંના अनइ, कहिसिउ, तणइ, तणउ, गुजरात એ શબ્દો તરત ત્હમારું ધ્યાન ખેંચશે.

अनइ અને कहिसिउ એ હું જાણું છુ ત્યહાં સુધી ઇ. સ. ના ચૌદમા સૈકાના અપરાર્ધથી[૧૫] પ્હેલાનાં સમયના પ્રયોગો નથી.

---

૧૫ अनइ રૂપ मुग्धावबोध औक्तिक ના યુગમાં લભ્ય છે; હેતું અપભ્રંશ રૂપ अन्नइ થાય. कहिसिउ ; આ ભવિષ્યકાલરૂપનાં પ્રયોગદૃષ્ટાન્ત ડૉ. ટેસિટોરીએ ( જુવો નોટ્સ § ૧૨૧ )– दशवैकालिकसूत्र [ ઇ. સ. ૧૪૦૦–૧૫૦૦ ] ની अवचूरि માં અને उपदेशमालाबालावबोध [ ઇ. સ. ૧૫૦૦–૧૫૫૦ ] એ ગ્રન્થોમાં બતાવ્યાં છે.

તણ અહિં એ સ્થળે स કે ह જેવા ષષ્ઠી પ્રત્યયની દરમ્યાનગીરી વિના સીધો પ્રત્યયરૂપે શબ્દને લાગ્યો છે. નમૂના નં ૧ ની બાબતમા કહ્યુ હતુ તે મુજબ આ ઘટના પ્રસ્તુત કૃતિને ઇ. સ. ના ચૌદમા સૈકાના મધ્યમાં કે અન્તમા ક્યહાંક મૂકે.

राणो અને घसो એ શબ્દોને અન્તે ओ છે તે [ अउ નો ओ થાય એ અર્વાચીન ગુજરાતીના આરંભનું લક્ષણ છે–ઓનો વ્હેવામાં વ્હેલો સમય લગભગ વિ. સં. ૧૦૫૦ ગણાય એ કારણે ] આ ગ્રન્થને આથી અર્વાચીનતર ગણવા માટે પર્યાપ્ત કારણ નથી. કારણ કે આ ગ્રન્થમા બીજાં ગુર્જર-અપભ્રંશ લક્ષણો વિદ્યમાન્ છે એ જોતાં આ ओને અપભ્રંશકાળની અનુવૃત્તિ ગણવો યોગ્ય છે, કેમકે પુલ્લિંગ નામના પ્રથમા એકવચનમા વૈકલ્પિક રૂપ તરીકે ओ અપભ્રંશને માન્ય છે ( સિ. હે ૮-૪-૩૩૨ ). रामो ( योलिस राणो ) દ્વિતીયા વિભક્તિનું રૂપ છે એ લિંગની અપેક્ષાનો ઉત્તરકાલીન અનાદર સૂચવે છે

પણ અહિં गुजरात શબ્દ છે જે ગ્રન્થસમયને મોડો, જરાક મોડો, ઠરાવશે, कान्हडदेप्रबन्धमां આ પ્રદેશનામ વપરાયું છે તેથી का प्र. [ વિ. સં. ૧૫૧૨ ] થી પૂર્વે આ પ્રદેશ સ્થાનિક સાહિત્યમાં એ ખાસ નામે ઓળખાવો શરૂ થયો હોવો જોઇએ. અન્ય પક્ષે, સર જ્યોર્જ ગ્રિયર્સન જણાવે છે તેમ[૧૬], આ ગુજરાત નામ યુરોપમા માર્કોપોલો [ ૧૨૫૪–૧૩૨૪ ઈ. સ ] ના સમયથી જાણીતુ હતું.[૧૭]

આથી આ સર્વે પ્રમાણસામગ્રીને એકત્ર કરીને આપણે આ ગ્રન્થને, वस्तुपालतेजपालरासने, मुग्धावबोध औक्तिकना સમય પછી ક્યહાંક, એટલે કે ઇ. સ. ના પંદરમા સૈકાના આરંભમા, મૂકિયે તો ખોટું નથી.

## (૭) श्रेणिकरास

( નકલમાલ વિ. સં. ૧૫૨૧ = ઈ સ ૧૪૬૦ ).

(અર્થાત્ આ કૃતિ એ નકલના વર્ષથી થોડીક વ્હેલી, સંભવત અર્ધ સદી વ્હેલી,હોવી જોઇએ). લભ્ય નમૂનો ભાષાપ્રમાણ તરીકે તમ્ય પ્રકારનો છે, એટલે હું એ અહિં આપતો નથી.

## [ ૮ ] मंगलकलस चोपाइ

[ વર્ષ અજ્ઞાત ]

નમૂનો –

मंगलकलगु चरीत हिव भवनित्र रसिम रसाल ॥ १ ॥
रस्मिं रसाल निसुणतां मंगलकलस चरित
मनिओ मर्नाद मंगलु करित न्मिनत चित्त

---

૧૬. આ. ભા. સ [ LSI ] પુ. ૯.

૧૭. આ નામ, ગુજરાત, અને દેશ કે ... વ્યાખ્યાન જુવો. અલબેરુની ( ૯૭૦–૧૦૩૨ ઈ. સ ) ... સાનથી જાણું ... હતું. તેણે એ ... અહિં ...

निश्चल चित्त पमाउ लइ विघन विलीजइ चूरि ।
सुललित वाणी इम भणइ श्रीसर्वानंद सूरि ॥ २ ॥

સમજ્જના પ્રથમ અક્ષરનો અદીર્ઘીભૂત જ એ એક જ પ્રાગ્-મુગ્ધાવબોધ સમયનો અણુસાર છે, અને એ બહુ પ્રબળ પ્રમાણ નથી, જ્યહારે भणसिउ, निसुणता, लइ અને इम એ શબ્દો ઇ. સ.ના ચૌદમા અને પંદરમા સૈકાઓના સૂચક છે.

## [૯] पेथडरास

આ ગ્રન્થ વિ. સં. ના પંદરમા સૈકાના આરંભમાં રચાયો હોય એમ શ્રી. દલાલ કહે છે. નમૂનાની ભાષા મુગ્ધાવબોધથી પ્હેલાંના સમયની છે:—

कोडीनयर निवासिणीय वंदउ अ बिकदेवि ।
सासन देवति मन धरिय गुरु चलण नमेवि ॥ २ ॥
रास रमेवउ जिणमवणि तालमेल ठवि पाउ ।
संघ तलायन रोपीउए समगिरि बिमगिरि बेवि ॥ ३ ॥

चरण ને બદલે चलण એ તો માગધીપ્રાકૃતના લક્ષણતત્ત્વનો અનભિપ્રેત સ્વીકાર હોવો જોઇયે रमेवउ, धरिय, नमेवि એ ઉપર કહેલા સમયનાં થોડાંક પ્રમાણો છે.

## [ १० ] संघपति समरसिंह रास

( વિ. સં. ૧૪૭૧=ઈ. સ. ૧૪૧૫ )

ભાષા મિશ્રરૂપ છે; હેમાં જૂનાં તેમજ થોડાંક નવીનતર તત્ત્વો છે; જૂનાં તત્ત્વો ઇરાદા વગર અપનાવાયેલાં હોય એ સંભવ બહુ મ્હોટો છે. વિવૃત अ ઉચ્ચાર પૂર્વક્રમભૂત अय (अय्) નું પરિણામ છે એ મારા મતને અંગે, અર્થાત્ પ્રતિસંપ્રસારણવાદને અંગે, બહુ સૂચક થાય હેવું એક રૂપ અહિં છે, એ છે मइठउ ને બદલે વપરાયેલ मयठउ.

भवणि सुणइ सो मयठउ ए तीरथजात्राफल लेइ ॥

## [११] सुदयवत्सवीर चरित्र

આ ગ્રન્થનું રચનાવર્ષ જણાયું નથી. વિ. સ. ના સોળમા સૈકાના આરંભમા એ રચાયો હોવો જોઇયે એમ શ્રી. ચીમનલાલ દલાલ માને છે. પણ હેમા કેટલાક લક્ષણો એથી ઘણા જૂના સમયનાં છે, અને આ ગ્રન્થને પ્રાગ્ મુગ્ધાવબોધ સમયનો ગણવો પડે હેવો મ્હારો મત છે. હું કહું છું એ લક્ષણો આ છે:–

પ્રથમ-સ્વરોચ્ચારવાળો અલુપ્ત સંયોગ દા. ત. सव्वे, भग्गइ, लग्गइ, पुच्छइ, तुज्झ, समोसु.

तुभतणइ માં तणનું અ-પ્રત્યયભૂત સ્વરૂપ;– અહિં अ એ પ્રાચીન અપભ્રંશના કૃમના પષ્ઠી પ્રત્યય ह નો વિકાર છે.

## [१२] सागरदत्तरास

વિ. સં. ની સોળમી સદી દરમ્યાનનો કોઇ સમય;

वि. स. सोळमी सदी કારણ કે આ ગ્રંથના કર્તાના એક શિષ્યે વિ. સં. ૧૫૬૧ માં ललितागचरित्र નામનો ગ્રન્થ રચ્યો છે. (આ પછીનો નમૂનો ૧૩ જુવો).

આમ હોઇને, આ ગ્રંથમાં અલુપ્ત સંયોગ જોવામાં આવે તો આપણે એ પ્રયોગમાં અતીત શતાબ્દીઓની ભાષાશૈલીનું સાભિપ્રાય અનુવર્તન કે અંગીકરણ ગણવું પડે. આ સંયોગનાં ઉદાહરણો છેઃ– अड्ढ, हत्थि, जुव्वण (यौवन માટે) दिट्ठुं, कस्स.

## [१३] ललितांगरास

(વિ. સં. ૧૫૬૧)

આગલા ગ્રન્થ વિશે કહ્યું છે તે જ આ ગ્રન્થને લાગુ પડે છે, કારણ કે આ ગ્રન્થમાં राजिने બદલે रज्जि (=રાજ્યમાં) (જ્યારે નં ૧૨ માં પણ राजु છે-तहिं राजु करइ), અને पूतने બદલે पुत्त જેવા શબ્દોમાં સંયોગ છે.

## [१४] नंदबत्रीसी चतुष्पदी

સંભવતઃ વિ. સં. ૧૫૧૦ ની રચના; પણ એ પછીની પણ હોય.

इम એ मुग्धावबोध औक्तिक પછીના નજીકના સમયના લક્ષણોમાંનું એક છે.

## [१५] विरहणपंचाशिका काव्य चोपाइ

(નકલ સાલ વિ. સં. ૧૬૫૫ = ઇ. સ. ૧૫૯૯) આ કૃતિ સંભવતઃ અર્ધી સદી પ્હેલાં રચાઈ હોય).

આ ગ્રન્થમાં સંયોગલોપ બ્હોળો છે :– सूती (सुत्तो નહિં), चडी (चड्डी નહિં), साद (शब्द માટે, सद्द નહિં); माडइ (मंडइ નહિં); जम (जम्म નહિ); तास (तस्स નહિં); જો કે जसतणइ, तासतणा, શબ્દોને એ લગાડેલ છે, અને આ જૂના અને નવાના સંકર પરત્વે નમૂના નં. ૩ विद्याविलासरास વિશે મેં જે વિધાન કર્યું છે હેતું સ્મરણ આપું છું. સંયોગલોપ અને પૂર્વસ્વરનું ગુરૂભવન એ પાછળના સમયનાં અસંદિગ્ધ લક્ષણો છે, જ્યારે तणनी પૃથક્ અવસ્થિતિ પ્હેલાની સદીઓનો આરોપ છે. વસ્તુતઃ, જેમ ન્હેનાથી, राजानाथी જેવાં આધુનિક ગુજરાતી રૂપોમાં એકસાથે આવતા ना અને थी (પષ્ઠી અને પંચમીના પ્રત્યયો) પરત્વે બને છે તેમ, म

પ્રત્યય છે એ વાતને અવગણીને, तण ને લગભગ પ્રત્યય બનાવીને, जासतण, नासतणने કાળક્રમે એક સંહતરૂપ તરીકે માની લીધા હોવા જોઇયે. આ જ ગ્રન્થમાં ज्ञानतणइ रसि એ વચન तणना પ્રત્યયભાવને સ્પષ્ટ બતાવે છે. " आलोयणा " માં ( વિ. સં. ૧૩૩૦ માં ) संसारतणउ પ્રયોગ થયો છે. તો શું तणना પ્રત્યયીભાવનો આરંભ એટલો વ્હેલો થયો હશે ! એમ જ લાગે છે. પણ એ માત્ર એક વિરલ દાખલો જ હોય એ શક્ય છે; ફેરફારો થવાની શરુઆત થાય ત્હારે હેવું બને. આ પ્રમાણે વસ્તુસ્થિતિ આ છે : આરંભના ક્રમોમાં तण, વિશેષણ, વ્યાપક હતું; પછી પ્રત્યયાત્મક तण આવ્યું; પણ વિશેષણરૂપ तण ત્હારે પણ પ્રચુર રહ્યું અને પછી ક્રમશઃ પ્રત્યયભૂત तणને પોતાનું સ્થાન સોંપવા લાગ્યું પણ પ્રાચીન સમયના અવશેષ તરીકે અમુક પ્રસંગોમાં ટકી રહ્યું. અથવા जासतणूं અને तासतणूं જેવાં ઘનીભૂત રૂપોમાં પકડાઇ રહ્યું. વ્હેતી સરિતાનાં વારિ જે ભૂમિમાં થઇને વ્હે ત્હેના સંસ્કાર ઝીલે, પછી નવી ભૂમિ આવે અને નવા સંસ્કારો પ્રાપ્ત થાય, અને છતાં ક્હારેક જૂનો સંસ્કાર જીવંત રહે કે ટકી રહે અને છેવટે લુપ્ત થાય.

આ ગ્રન્થ પાછળના સમયનો છે, એટલે કે ઇ. સ. ના પંદરમા સૈકાથી શરૂ થતા અને ત્હાર પછીના સમયનો છે, હેવું દર્શાવનારા બીજા લાક્ષણિક શબ્દો છે छइ, हवडइ, गयिसि, तिम વગેરે.

## [ १६ ] कर्पूरमंजरीचउपइ

( વિ. સં. ૧૬૦૫=ઇ. સ. ૧૫૪૯ )

આ ગ્રન્થમાં यस्य-जस्स નું રૂપ जस બન્યું છે, જે અંશતઃ છન્દની અપેક્ષાએ છે પણ, ગમે તે કારણે, સંયોગલોપ દર્શાવે છે. मंडिस ( =માંડીશ ) લઘુ પ્રબળ જ જાળવી રાખે છે, પણ ભવિષ્યકાળનું એ રૂપ પોતે નિઃસંદિગ્ધ ઉત્તરકાલીન પ્રકારનું હોઇને આ ગ્રન્થ એથી હેલો હોવાનો સંભવ જ નથી.

પૂર્વતર કૃતિયોનાં નામમાં चोपाइ રૂપ વપરાયેલ છે તેને બદલે આ કૃતિના નામમાં चउपइ વપરાયું છે અને હેમાં अउ આવે છે એ ઘટના ધ્યાન ખેંચનારી છે, પણ એ આગલી કૃતિયોમાંનો ચો એ કૃતિનું શીર્ષક લખનારા એ પછીના સમયના લહિયાઓનો હસ્તક્ષેપ હોય એમ લાગે છે. हउनो અનન્તરકાલીન વિકાર हुं આ ગ્રન્થની ભાષાને પાછોતરા સમયની પુરવાર કરે છે અને તદનંતર થનારા એ વિકારની આગાહી આપે છે.

હવે આપણે શ્રી. હક્ષાવના નિબંધમાં ન આવતી કેટલીક કૃતિયો જોઇએ.

## ( क ) वसंतविलास

(વિ. સં. ૧૫૦૮=ઇ. સ ૧૪૫૨ )

આ વર્ષ શ્રી. કેશવલાલ હ. ધ્રુવે (ગ્રંથ સંપાદનમાં) જણાવ્યું છે, અને એ માટે એઓ ગ્રન્થાન્તે આવતાં આ વચનોનો આધાર લે છે:-

शुभं भवतु लेखकपाठकयो । श्री. गूर्जर श्री माल्वंसे साह श्री देराजसुत साह श्री चंद्रपाल आत्मपठनार्थं श्रीमन्नृपविक्रमार्कसमयतीत संवत् १५०८ वर्षे ..आचार्य रत्नागरेण लिखितोऽयं वसन्तविलासः॥

અહિં લિખિતઃ શબ્દનો અર્થ નકલ કરી પણ થાય અથવા રચ્યો પણ થાય. વિવક્ષિત અર્થ કિયો છે એ સ્પષ્ટ નથી. પણ સંભવ હેવો છે કે આ ગ્રન્થ વિ. સં. ૧૫૦૮ માં રચાયો અને લખાયો હતો. પણ જો લિખિત ના અર્થને હેની ચોક્કસ મર્યાદામાં રાખિયે તો આ ગ્રન્થનો સમય થોડાંક વર્ષો પહેલાંનો ગણવો પડશે. કવિતા હેના સમયથી પ્હેલાંની ભાષામાં લખાય છે. ગદ્ય એ રીતે લખાતું નથી, એ અભિપ્રાયને આધારે શ્રી. કેશવલાલ આ ગ્રન્થની ભાષાને ૫૮ વર્ષ પ્હેલાંની ભાષા ગણે છે. આ અભિપ્રાયને કેટલે અંશે નિરપવાદ અફર નિયમ ગણી સકાય એ પ્રશ્ન છે. પણ, આપણા નિકષભૂત ગ્રન્થ मुग्धावबोध औक्तिक ને આ બાબતમાં નિયતપ્રમાણ ગણિયે તો, આ ગ્રન્થની ભાષાને સર્વથા मुग्धावबोध औक्तिकની ભાષાની સમકાલીન ન માની સકાય. થોડાક નમૂનાઓ જોઈએ.

आ इसु पाटइ साद ॥२३॥
नवयौवन अभिराम ति रामति करइं सुरंगि।
स्वर्गि जिशां सुरभसुर रासु रमइं मनरांगि ॥५५॥
आगइ इशु निबन्ध ॥८०॥

सं भणु थिर न पयोहर मोहरणु मग मारि।
मान रचु किशा कारण तारुणवीह विन्यारि ॥२४॥

सकल कला तुं निशाकर शा कर सहरि सताप ॥५२॥
कहि सखी मुझ प्रिय वातडी रातडि किम हि न जाइ।
दोहिलु मकर निकेतन चेत नहीं मुझ ठाइ ॥४५॥

झिमझिम विहसए विणसए...॥२७॥
इम देखी वनसपए...॥१७॥

इणंपरि कोइलि कूजइ पूंजइ जुवति मणोर ॥२६॥
सरुगोअ शूं रति माडि ॥८४॥
रति प्रीति शूं सोहए मोहए त्रिभुवन चीत ॥८४॥
आकुडी मयणघी जाणि ॥३४॥
चदन चदचु मीत ॥१८॥
थापणि तणीअ अनंग ॥६६॥
वसन्त तिहां परधान ॥१७॥

આ અવતરણોમાં, साद (૨૩) અને मुझ ( ૫ બે વાર) સંયોગલોપનાં પ્રમાણ છે; પ્હેલામાં પૂર્વ સ્વર દીર્ઘ થયો છે અને બીજામાં નથી થયો. पूजइ (૨૬) એ જ પ્રમાણે (पुञ्ज=ઢગલો હેમાંથી નામધાતુ ક્રિયાપદ=" વધીને ઢગલો બને છે") અનુસ્વાર કોમલ બનેલો અને પૂર્વસ્વર લંબાયેલો દર્શાવે છે.

तिहां (૧૭) એ ૩૫ मुग्धावबोध मौक्तिकને પૃ. ૧૬મે સ્કંધ ૨માં શબ્દસૂચિમાં આપેલું છે.

ची.–चु. ( ૩૪, ૧૮ ) એ ઉત્તરકાલીન અપભ્રંશમાં ટકી રહેલા કોઈકવાર વિકલ્પે વપરાતા ષષ્ઠી પ્રત્યયના રૂપવિશેષ છે જે અર્વાચીન મરાઠીમાં નિયત ષષ્ઠીપ્રત્યય તરીકે પ્રવિષ્ટ થયા છે. ડૉ. ભાંડારકરે બતાવ્યું છે [18] તેમ (સંસ્કૃત तद्धित પ્રત્યય) त्य આ ષષ્ઠીના चनुं મૂળ છે.

तणीअ अनंग (६६) હેમા પ્રકૃતિ અને પ્રત્યયનો ક્રમવ્યત્યાસ છે—अनगअतणी (અથવા अनगतणीअ) એ મૂળક્રમ છે, એટલા પૂરતો આ પ્રયોગ કવિનું ધૃષ્ટ નિયમાતિક્રમણ બતાવે છે. પ્રથમ મૂળક્રમ સ્વીકારિયે તો तण પ્રત્યય પ્રકૃતિથી અલગ્ન ગણાય, અને अ એ જૂના ષષ્ઠી પ્રત્યય ह નો ક્ષીણ અવશેષ ગણાય, બીજો વિકલ્પ લઈયે તો तण એ પ્રકૃતિથી સંલગ્ન પ્રત્યય બને, જે ઉત્તરકાલીન અપભ્રંશનું લક્ષણ છે.

मणोर (२६) અન્ત્ય हकारના લોપનું વિલક્ષણ દૃષ્ટાન્ત છે (मनोरथ-मणोरहु-मणोर) इणपरि (२६) એ एतेन प्रकारेण (प्रकारेण-पयारेण-पयरि-पेर, परि) એ શબ્દોનો બહુસૂચક ઉત્ક્રાન્તિક્રમ છે, જે, આગળ નોંધ્યું છે તેમ, અપભ્રંશના ઉત્તર ક્રમનું લક્ષણ છે इण એ एतेनમાંથી ન આવેલ હોય પણ इने પ્રત્યય णं લાગતાં થયેલુ ષષ્ઠીનું રૂપ હોય[19], જો કે સિ. હે ૮-૩ ७९-८० પ્રમાણે इणं દ્વિતીયાનુ અથવા પ્રથમાનું રૂપ ગણાય ઉત્તરકાલીન અપભ્રંશમાં इण એ રૂપે, પ્રાકૃત પ્રથમાના પાયા પર તૃતીયા કે ષષ્ઠીનું સ્થાન લીધું હોય.

जिम (२७), इम (३७), किम (४५)—એ मुग्धावबोध औक्तिकમાં પૃ. ૧૬ ૨કંપ માં શબ્દ-સૂચિમાં મળતાં રૂપો છે.

शूं (=સાથે) (૧૮) અને (૮૪)—मुग्धावबोधના સમયમાં જે શબ્દ सिउं રૂપે હતો (चैत्र लोकसिउं वात (करई किणं सिउं ? लोकसिउं, પૃ ૩, ૨કંપ ૧, मुग्धावबोध औक्तिक) એ, નવતર ઉત્ક્રમ સાધીને, वसन्तविलासમાં शूं બન્યો છે એ ખાસ ધ્યાનમાં લેવાનું છે આ शूंનો तरुणीम शूंમાં ષષ્ઠીયોગે પ્રયોગ થયો છે એ પણ લક્ષ્યયોગ્ય છે (હેમાં अ તે हનો અવશેષ છે): આજે પણ ગુજરાતીમાં એ જ પ્રકાર છે तरुणीनी साथे (જ્યહાં, અલબત્ત, साथे એ મૂળમાં સપ્તમ્યન્ત નામ છે) प्रीतिशूं (૧૮) એ પ્રયોગમાં જ રદ થયો છે

એ જ પ્રમાણે પ્રશ્નાર્થ સર્વનામ शुનો ઇતિહાસ પણ સૂચક છે किशाकारण (२४)માંનો किशु અને शा कर-(४२)માંનો शु એ किशु અને शु એવાં બે રૂપોનું અસ્તિત્વ સૂચવે છે. मान रखु,किशाकारण એ ચરણાંશમાં છન્દના નિયમોના ભંગનું જોખમ વ્હોરીને પણ कि જાળવી રાખ્યો છે એ વસ્તુસ્થિતિ બતાવી આપે છે કે આ બેમાનુ किशु એ રૂપ વિશેષ પ્રચારમા હતું, અને शु એ નવો રૂપવિકાર હતો જે પ્રવેશ કરવાને મથી રહ્યો હતો પણ હજી બ્હોળો સત્કાર ન્હોતો પામ્યો. પણ વધારે મહત્ત્વની બાબત બીજી છે, તે એ કે मुग्धावबोध युगमा किसिउ એ (कीदृशम्‌નું) રૂપ હતું (જુવો એ ગ્રન્થ પૃ. ૧૬, ૨કં. ૨, પૃ ૧૭ ૨ક. ૧); किसु એ રૂપ પણ હતુ (પૃ ૩, ૨કં. ૧), અને वसन्तविलासમાં એ किशु રૂપે દેખાય છે. આ કારણે મ્હારો મત એ છે કે सिउं (=સાથે)નો शूं અને किसिउનો किशु એ રૂપવિકારો જોતાં वसन्तविलासની ભાષાને मुग्धावबोध औक्तिकની ભાષાથી અર્ધશતાબ્દી[20] પછીની ગણવી યોગ્ય છે, અને એથી આપણે શ્રી કેશવલાલ ધ્રુવના અનુમાનને રદ ગણીને वसन्तविलासने

---

૧૮. હેમનાં વિલ્સન ફિલૉલૉજિકલ લેક્ચર્સ પૃ ૨૧૭ જુવો.

૧૯. સરખાવો किणसिउ (=कस्य-केन-सह) मुग्धावबोध औक्तिक પૃ ૩ ૨કં. ૧

૨૦. કારણ કે मुग्धावबोध વિ. સં. ૧૪૫૦માં રચાયું હતું, वसन्तविलास વિ. સ. ૧૫૦૮માં.

પોતાના સમયની ભાષાનું જ નિદર્શન માનિયે એ યોગ્ય છે. कान्हडदेप्रबन्धमां किसी અને किस्यू એ રૂપો છે ( ખંડ ૧, કડી ૨૧, ૨૨ ) અને એ ગ્રન્થ वसन्तविलासथी માત્ર પાંચ વર્ષ પછીનો છે એ હકીકત પણ ખાસ લક્ષયોગ્ય છે, કારણ કે किशु અને किस्यु એકબીજાને બહુ સમીપ છે.

( પ્રસંગવશાત્ એક વાતની નોંધ લઇયેઃ તે એ કે किशु–किमांथी किसुનો લોપ થઇને ગુજરાતીમાં શું થાય છે ત્યારે હિન્દીમાં सु લુપ્ત થઇને પ્રથમાર્ધ ( कि ) માંથી, सुના લોપ પછી અવશિષ્ટ રહેલો સ્વર હેમાં ઉમેરાઇને, क्या શબ્દ નીપજે છે; અને આ લુપ્ત થયેલો स કે श અવસર મળ્યે વિભક્તિરૂપોમાં, દેખાવમાં આગન્તુક અક્ષર તરીકે, પુનઃ પ્રકટ થાય છે; દા. ત. किसकारन ( સરખાવો वसन्तविलास ૨૪માંનું किशाकारण ). किसनें, किसकें, किससें, किसका, किसमें, किस, जिस, इस, उस એ, વિભક્તિપ્રત્યય લેનાર અંગ તરીકે, कीदश, ईदश, અને तादशनો કોઇ અનુમેય આદેશ, ओ= તે ( अदस्‌માંથી ), હેવા પોતાના જન્મદાતા મૂળશબ્દો હોવાનું સૂચવે છે. આ ओ અપભ્રંશના ओઇને મળતો છે, જુવો સિ. હે ૮–૪–૩૬૪ )

इसु (૨૩) અને जिशा (૧૫) વિકાસદષ્ટિયે, ઓછેવત્તે અંશે, किशानी પંક્તિમાં જ આવે છે, કારણ કે આ રૂપો मुग्धावबोधमांनां ( પૃ. ૧૬ ર૬. ૨માં નોંધાયેલાં ) ईसिउं ( = ईदशम् ) અને जिसिउं ( = यादशम् ) માંથી આવ્યાં છે; આથી वसन्तविलासની ભાષાને औक्तिकની ભાષાથી અર્ધશતાબ્દી પછીની ઠરાવવામાં સમર્થન મળે છે.

रासु, रमइ, करइ એ રીતસરનાં અપભ્રંશ લક્ષણો છે જે પછીના સમયમાં ઊતરી આવ્યાં છે.

विच्चारि (૨૪) માંના चमां ઉમેરાયેલો य, મ્હેં અગાઉ બતાવ્યું છે [૨૧] તે મુજબ, चના સામાન્ય પ્રચલિત પ્રાકૃત ઉચ્ચારથી ભિન્ન હેવું સંસ્કૃત ઉચ્ચારનું સ્વરૂપ દર્શાવવાના ઉદ્દેશથી ઉમેરાયો છે.

## [ख] कान्हडदेप्रबंध

( વિ. સં. ૧૫૧૨=ઇ. સ ૧૪૫૬ )

ભાષાના ઉત્ક્રમના અભ્યાસોને ગુજરાતી અને હેની ભગિની ભાષાઓના વિષયમાં આ મહાકાવ્યની પ્રાપ્તિ મહામૂલ્ય છે. मुग्धावबोध પછીની સમયાનુક્રમે–મૂલ્યવત્તાની દૃષ્ટિયે નહિં, કારણ કે બંનેની મૂલ્યવત્તા સરખી છે–આ કૃતિ આપણને માર્ગ દર્શાવનારું આગળનું પથચિહ્ન છે. કારણ કે હેમાં औक्तिक પછીના અર્ધશતાબ્દીથી અધિક સમય દરમ્યાન ચાલુ રહેલા ભાષાના રૂપવિકાસો જળવાયા છે, અને એ ઉપરાંત વિશેષ પ્રગતિ સૂચવતા કેટલાક વિકાસભેદો પણ છે. થોડાંક ઉદાહરણો લઇયે :–

(क) હેમાં સંયોગલોપ, અથવા અનુનાસિકનો કોમલભાવ, અને હેનો સહચારી–પૂર્વસ્વરનો દીર્ઘીભાવ એ તત્ત્વો વ્હોળી સંખ્યામાં જોવામાં આવે છે; દા. ત. साप, वात, पाथरी, वांका, बीठउ, कांपइ, चांपइ, जूनू, ( પૃ. ૧૨ ) लाग, भाग ( પૃ. ૬ ), ઇત્યાદિ ઇત્યાદિ;

---

૨૧. જુવો આ વ્યાખ્યાનનું પુસ્તક ૧, પૃ. ૩૪૭–૪૮.

(ख) सिउं (=ड्डुं ?) અહિં પૃ. ૧૨ મે પં. ૧ માં છે તે મુગ્ધાવબોધના किसिउ (પૃ ૧૭ ૨કં. ૧) અથવા किसुं (પૃ. ૬. ૨કં. ૨) એ શબ્દરૂપોના આગળના ક્રમો દર્શાવે છે. અલબત્ત किसुं ને सिउ જોડે સીધો સબંધ નથી. किसिउं ને જ છે.

(ग) विहा (पृ. १२ प. १) મુગ્ધાવબોધના (પૃ ૧૬ ૨કં. ૧) जिहा જેવું રૂપ છે.

(घ) तण શબ્દસંલગ્ન શુદ્ધ પ્રત્યયને રૂપે આવે છે; દા. ત. प्रयचीनणूं (पृ. ११); देवतगा (પૃ. ૧૭); અને અન્ય કેટલાંક સ્થળોએ; માત્ર પૃ. ૧ ઉપર પ્રાચીન અવશેષ तासतगा નજરે પડે છે જે, આગળ કહી ગયો છું તેમ, सतु ષષ્ઠી પ્રત્યય-સ્વરૂપ ક્ષીણ થતાં એક સંહનરૂપ તરીકે ઘનીભાવ પામ્યો હોવો જોઈએ

(ङ) વિશેષમા આ तणनो અનન્તરકાલીન વિકાર नुं એ આજના ષષ્ઠી પ્રત્યયમાં જોવામાં આવે છે. દા. ત. लोहडानी (પૃ. ૧૧, પં. ૧).

(च) नइ (પૃ. ૪, ૫, ૧૧, ૯૧, ૯૭ ઇત્યાદિ) અને अनइ (પૃ. ૭૮ ઇત્યાદિ) આ ગ્રન્થમાં ભેદવિવેક વિના જ વપરાયેલા મળે છે. કારણ કે આ શબ્દના અસ્વરિત આદ્ય સ્વરમો લોપ, આ પછી જ નીચે નોંધાયેલા अछइ અને छइमा છે તેમ, વૈકલ્પિક હતો. અને નવીન રૂપ (नइ) ના ઉદ્દભવ પછી પણ ઘણા સમય સુધી જૂનું રૂપ (अनइ) પ્રચારમાં ટકવા પામ્યું હોય હેવું ઉભયની આ સહસ્થિતિનું કારણ હોય એ અત્યંત સંભવિત છે; ઉપરાંત આ એક શબ્દની બાબતમાં તો આજના ગુજરાતીમાં પણ વસ્તુસ્થિતિ હેવી જ છે કારણ કે અને અને ને બંને પ્રચારમાન્ય છે. नइ વિશેષ ઘસાઇને नि પણ બનેલ છે (પૃ. ૯૬, કડી ૨૬૩, પૃ. ૯૭ કડી ૨૭૫ ઇત્યાદિ);

(छ) अछइ (પૃ. ૬૬) अछिइ (પૃ. ૩૧) छइ (પૃ. ૬૯, પૃ. ૬૬) અને छि (પૃ ૬૦ ગદ્ય) એ બધાં રૂપો આ ગ્રંથમા યથેચ્છ વપરાયેલા મળે છે. અસ્વરિત આદ્ય સ્વરના લોપ પરત્વે अनइ-नइना વિષયમા જે કહ્યુ છે એ જ આ શબ્દને લાગુ પડે છે; હેમા ફેર એટલો છે કે આજના ગુજરાતીમાં આખરી રૂપ છે જ રહ્યુ છે, બીજું કોઇ નહિ

(ज) આ ગ્રન્થમાં (ક્રિયાપદના વર્તમાનકાળમાં અને નામની તૃતીયા તથા સપ્તમી વિભક્તિયોમા) अइ નો વ્યાપક, લગભગ સાર્વત્રિક, પ્રચાર છે; માત્ર થોડાક પ્રયોગોમા એ પ્રચારનો ભંગ થયેલો જણાય છે :–

क्रियापद — પૃ. ૧૩ आवे, दाखे, राखे;
પૃ. ૧૨ आवे, महेलावे;
પૃ. ૧૪ करेजे [22] (આજ્ઞાર્થ), करीजइ-करीजे માથી.
પૃ ૧૪ छोडावे
પૃ ૨૪ उवेखे

---

૨૨. જો કે આખરી રૂપ આજ્ઞાદર્થક છે, પણ મૂલરૂપ કર્મણિપ્રયોગ ભૂતાર્થવાચક (Indicative mood)નું વર્તમાનકાળ ત્રીજો પુરુષ એકવચનનું રૂપ છે; આ કારણે આ દ્દષ્ટાન્તને વર્તમાનકાળના अइ ની નીચે મૂકેલ છે.

नाम — पृ. २३ लंबे हाथे;
पृ. १५ रातें घोडे;
पृ. २४ माते कागसे;
पृ. ७ गामे;
पृ. ३३ गमि तेम ज गमइ
पृ. ४७ गमे गमे तेम ज गमि गमि ( पृ. ११ )
पृ. ८८ तुरकें.

આ દેખીતા અપવાદરૂપ પ્રયોગનાં આ ગ્રન્થમાં ઘણાં દૃષ્ટાન્તો નથી. આ નિયમભંગનો ખુલાસો શો આપી શકાય ? બે ખુલાસા શક્ય છે :-

(૧) અનુગામી ક્રમનું વિકાસસ્વરૂપ ए પ્રચારમાં આવવા લાગ્યું હતું અને હજી વ્યાપક રહેલા રૂપ अइની સાથોસાથ ડોકાતું હતું; અથવા (૨) एનાં આ પ્રયોગદૃષ્ટાન્તો अइને બદલે, અથવા ત્યાર પછીનું પણ એક સમયે अइની સાથે સ્પર્ધા કરતું इ હેતું પણ રૂપ હતું હેને બદલે, પાઠદોષ છે. એ इ આ ગ્રન્થમાં પણ જોવાય છે. ( कान्हडदेवि પૃ. ૯૧, चतुर्मुखि પૃ. ૯૦ ઇત્યાદિ ).

મ્હને આ બીજો ખુલાસો યુક્તિયુક્ત લાગે છે. કારણ કે ए રૂપ ભાષાના ઇતિહાસમાં બહુ પાછળને વિકાસક્રમે ભાષામાં પ્રવિષ્ટ થયું છે એથી વિ સં. ૧૫૧૨ માં એનો પ્રાદુર્ભાવ ખરેખર અસંભાવ્ય છે અને एને સ્થાને अइ ( અથવા યથેચ્છ લંબાવી સકાય હેવો इ ) મૂકવાથી પદ્યની માત્રા સંખ્યાને બાધ આવતો નથી.

આ एકારાંતરૂપ અસંશય अइમાંથી આવ્યું છે, જો કે इકારાન્ત રૂપ દ્વારા નહિં, એ ધ્યાનમાં રાખવું ઘટે છે. ભાષાના અમુક વિકાસક્રમે अइ અને इનો એક સાથે પ્રયોગ થતો એ વાતની કાંઇ મુશ્કેલી નથી. નીચે આપેલી ક્રમ યોજના વસ્તુ સ્થિતિને સ્પષ્ટ કરશે :-

(क) करइ → करि → करे

(ख) करइ → करि, करे

(क)માં દેખાતો વિકાસક્રમ ખરો નથી, (ख)માનો ખરો છે. મારી મુખ્ય દલીલ એ છે કે ए અને ओमांનો વિવૃત (અથવા તો અર્ધવિવૃત) ઉચ્ચાર अइ-अउमांથી ( अय्-अव् દ્વારા ) આવી સકે; હેનો इ-उमांથી ઉદ્ભવ અશક્ય છે. આકૃતિ (ख) પરત્વે કહેવાય કે करि, એમાં મ્હોટું સંતાન, करइ જનકને વૃદ્ધાવસ્થામાં સાંપડ્યું હતું અને કેટલાક સમય સુધી જનકની સાથોસાથ સત્તા ભોગવતું હતું; ન્હાનેરું સંતાન, करे, જનકના અવસાનથી જરાક જ અગાઉ જન્મ્યું હતું, જનકની ક્ષીણ વૃદ્ધાવસ્થા દરમ્યાન જનકની સાથે જ અસ્તિત્વમાં હતુ અને એ જ આખરે બિનહરીફ વારસ તરીકે જનકના અવસાન પછી હયાત છે.

(ञ) पुहुचइ ( ખંડ ૨, કડી ૯૯, પૃ. ૩૮ )

આ શબ્દ વિશે ચર્ચા અગાઉ આ વ્યાખ્યાનોના પ્રથમ પુસ્તકમાં ( પૃ. ૨૩૬–૩૮, ૨૪૦, ૨૪૩, અને ૩૧૦ પૃષ્ઠોએ ) કરી ગયો છું. અહિં હું આટલું ઉમેરીશ કે प्राप्तमांથી ( મ્હેં ત્યહાં સમઝાવ્યું છે એ રીતે ) प्रप्त-पत्त-पहुत्त पहुच्च એમ વિપરીત વિધિથી થયેલી ક્રિયાપદના ધાતુશરીરની પુરાણી ઘટનાનો હેમચંદ્રે જુદી પણ અપ્રતીતિજનક રીતે ખુલાસો આપ્યો છે. सि. हे. ૮–૪–૩૯૦ એ સૂત્ર જાણે કે આ ખુલાસો આપવાના ઉદ્દેશથી જ રચાયું હોય તેમ, भूનો જ્યહાં પર્યાપ્તિ ( પૂરતાપણું ) હેવો અર્થ થતો હોય ત્યહાં हुच्च આદેશ થતો જણાવે છે. भुवः पर्याप्तौ हुच्च. ॥ ૮–૪–૩૯૦ ॥ अपभ्रंशे भुवः पर्याप्तावर्थे वर्तमानस्य हुच्च इत्यादेशो भवति ॥ હેમચંદ્રે આપેલા अहरि पहुच्चइ नाहु ( નાથ મ્હારા અધર પર્યંત પ્હોંચે છે ) એ ઉદાહરણમાં તો અર્થ આજના ગુજરાતી પ્હોંચવુંનો છે

पहुच એ રૂપનો પ્રત્યક્ષ અસ્તિત્વ ધરાવતો ધાતુ છે, પણ હેમચંદ્રે હેને ભાગ–સંયોગથી ઉપજાવેલો માની લીધો છે; આ ધાતુનું હેણે કરેલું પૃથક્કરણ તરંગી અને કૃત્રિમ છે એમ હું માનું છું. હેમચન્દ્રે આપેલા પૃથક્કરણમાં હેને ઘાતક નીવડે હેવા બે દોષ છે:—

(क) સૂત્રમાં અથવા વૃત્તિમાં पहुच्चना पनी ઉત્પત્તિનો કાંઇ ખુલાસો નથી; भू ની આગળ લગાડાયેલા प्र ઉપસર્ગમાંથી નીપજેલો હેમચન્દ્રે હેને માન્યો હોય એ શક્ય છે; પણ તો प्रभूનો પ્હોંચવું એ અર્થ થવો મુશ્કેલ છે ( प्रभू-સમર્થ થવું, पर्याप्त થવું, અને હેમાંથી, પ્હોંચવું એ બહુ રુચિકર નથી; )

(ख) प्राप्तમાંથી આવેલ पत्तमांनो त्त જે પ્હોંતું-પ્હોત્યુ (ગુજ.) માંના त નો તેમજ પ્હોંચવું માંના च નો કારણભૂત છે તે પોતે સ્વયમ્ (ઉપપન્ન) છે, જ્યહારે हुच्चમાં च કાલ્પનિક અને આધારરહિત છે. અલબત્ત, પોતાની પછી કેટલાક સૈકાઓમાં ગુજરાતીમાં પ્હોત્યું શબ્દ પણ નીપજશે એ હેમચન્દ્રના જાણવામાં ન હોય એ સ્વાભાવિક છે. તેમ છતા એ શબ્દ प्राप्तમાથી સધાતી વ્યુત્પત્તિને અનુમોદન આપનારો છે. મ્હારે કહેવાનું એ છે કે ગુજ. પ્હોત્યુ એ, જેમાં प ( प्र ) ઉમેરાયલો છે હેવા અને જેનો પૂર્વક્રમ કાંઇએ ઉપલબ્ધ નથી હેવા हुच्च જેવા કૃત્રિમ આદેશના કરતાં प्राप्तનું, મૂલભૂત શબ્દ તરીકે, સ્પષ્ટતર સૂચન આપે છે.

આ વ્યાખ્યાનોના પુસ્તક ૧માં પૃ. ૨૪૦ મે મ્હેં કહ્યું છે કે પ્હોત્યુ માં त्य હોય તો જ च'ની ઉત્પત્તિ થઇ સકે, પણ, મને લાગે છે, આ અનિવાર્ય આવશ્યકતા નથી; કારણ કે પ્રા. वत्त ( સં. वर्मे ) માથી અપભ્રંશમાં विच्च થાય છે ( सि. हे. ૮–૪–૪૨૧ ); અને सि. हे. ૮–૪–૪૨૨ ના છેલ્લા ઉદાહરણમાંના रच्चसिनुं મૂળ સં. रक्त ( પ્રા. रत्त ) માં જોઇ સકાય છે; તે જ પ્રમાણે विहच्चे[२३] સં. विभक्त ( પ્રા. विहत्त ) માંથી છે અને હેમાથી ગુજ. વ્હેંચવું આવે છે. આ બધા શબ્દો બતવિં છું કે કેટલાક પ્રસંગોમા એકલા तमाथी च्च ઉપજી સકે. આ શબ્દો विच्च, रच्च અને विहच्च મ્હેં સૂચવેલી पहुचनी प्राप्त (पत्त)માથી વ્યુત્પત્તિનું વિશેષ સમર્થન કરે છે.

* शीलवती रास ( वि. सं. ૧૭૦૦ ) માં मावे છે ( मत्तमांथी, दु.ख मंदिरमा मावे (૩–૯–૯) અને બે સ્થળે मांच्यो છે. એ વધારાનું પ્રમાણ મળે છે.

---

२३. त णमह कोत्थुलणे सयलण्णामणिपसत्तपडिबिम्ब ।
ठव्वहइ वं जो बहुसिरविहत्तलहुय धरावलयम् ॥ गउडवहो गाथा ५१

न હેનામાં કાંઈ પ્રાપ્તિ નથીઃ અહિં પ્રાપ્તિ એટલે પહોંચ ( બુદ્ધિશક્તિ ). આ પણ વ્યુત્પત્તિની ઉત્પત્તિ प्राप्तમાંથી હતી હેને ટેકો આપે છે.

અન્યત્ર હેમચન્દ્રે કહ્યું છેઃ प्रभौ हुप्पो वा ॥ ८-४-६३ प्रभुकर्तृकस्य भुवो हुप्प इत्यादेशो भवति ॥ प्रभुत्वं च प्रपूर्वस्यैवार्थः ॥ अंगेच्चिअ न पहुप्पइ । पक्षे पभवेइ ॥

આ પણ भुवः पर्याप्तौ हुच्चः ( ૮-૪-૩૯૦ )ના જેવી ભૂલ છે એમ હું માનું છું. ( સં. प्राप्तમાંથી આવેલા ) पहुत्तમાંથી पहुप्प અને पहुच्च બંને આવ્યા જણાય છે, કેમકે त વર્ગમાંના उत्सर्ग ૬ 'અનુસાર त્त નો प्प થયો ( જુવો આ વ્યાખ્યાનો પુ. ૧. પૃ. ૩૩૯-૩૪૨ )'

સિ. હે. ૮-૪-૪૧૬.ના ઉદાહરણ ૧ માં આ વાક્ય છેઃ अमहु लग्गेण पहुच्चइ वुम्बउं. અહિં પણ અર્થમાં प्राप्त સારી રીતે બંધ બેશે છે. कुमारपालचरित ૨, ૬૧ અને ૮, ૬૫ ઉપરની સમજૂતીમાં હેમચંદ્ર પોતે पहुत्त નો અનુવાદ प्राप्तથી કરે છે. આ વાત મ્હારા મતના સમર્થનમાં બહુ મહત્ત્વની છે.

गउडवहो માં અનેક સ્થળોએ पहुप्प નો पर्याप्तिના અર્થમાં પ્રયોગ મળે છે.

अग्गा विण्हुणो वामणत्तणे विसमयमाग थउडाइ
मडहोयरे-ण पहुप्पन्त-भुवण-भरिआइँ ध जयन्ति ॥ ६॥

कंठेच्चिय परिघोलइ पुणरुत्त पहरि साउ लयस्स लिया ।
अपहुप्पन्ति त्व मह याया पहुणा पसंसासु ॥८४७॥

ગાથા ૧૬ માંના ण पहुप्पन्त ની છાયા ટીકાકાર अपर्याप्त આપે છે, અને ગાથા ૮૪૭ ના अपहुप्पन्ति ની अप्रभवन्ती. કોઈવાર એ पहुप्प ને प्रभूમાંથી વ્યુત્પન્ન થયેલ માનવાની ભૂલને વશ થાય છે એ સ્પષ્ટ છે. ગાથા ૪૪૪માં ટીકાકાર पर्याप्त અર્થ સ્વીકારે છે. ગાથા ૬૯ માં ટીકાકારે महुमह विजय पउत्ता वाया ની मधुमथविजयारब्धे मन्काव्ये पर्याप्ता वाक् હેવી છાયા આપવામાં ભૂલ જ કરી છે, કારણ કે અહિં पउता છે पहुत्ता નથી અને એ प्रयुक्ता ને બદલે વપરાયેલ છે એ ચોખ્ખું છે.

गउड-वहो નો સાલ શં. પાં. પંડિતે ઈ. સ. ૭૦૦-૭૨૫ આપી છે. ( જુઓ હેમની પ્રસ્તાવનાનું પૃષ્ઠ c ). ટીકાકારનો સમય અજ્ઞાત છે ( જુવો શં. પા. પંડિતની 'Critical Notice' પૃ V ) પણ એ હેમચંદ્રની પછી લાંબે કાળે થયો એ તો સ્પષ્ટ છે. આથી લેશ પણ વાંધા વગર હેવો નિર્ણય કરી સકાય કે पहुप्प રૂપ ઇ. સ. ના સાતમા અને આઠમા સૈકામાં પ્રચલિત હતું, અને पहुच्च હેમચંદ્રની પૂર્વે ઘણા સમય પ્હેલા પ્રચારમાં હતું, પણ એ રૂપોનું ખરું મૂળ સમજવામાં હેમચંદ્રે ભૂલ કરી અને એ ભૂલ હેમચંદ્ર પછી સદીઓ પર્યંત અલક્ષિત રહી.

આ બધાં સાધનોને એકત્ર કરીને આપણે, પ્રસંગતઃ, સિદ્ધવત્ ગણીયે કે ( क ) इ નો પ્રક્ષેપ અને ( ख ) પ્રાકૃત क्तान्त રૂપોમાંથી ધાતુ અંગની રચના એ ઘટનાઓ હેમચંદ્ર પ્હેલાંની હતી.

( ग ) પરત્વે આટલું લક્ષ્યયોગ્ય છે કે सड्ड, लग्गइ, मुक्कइ ઇત્યાદિ નોંધનું સિ. હે. ૮-૪-૨૩૦ ( शकादीना द्वित्वम् ) એ સૂત્ર વસ્તુતઃ क्तान्त માંથી ધાતુ રચવાના વિધિથી ઉતરો વિધિ દર્શાવે છે.

वङ्गभाषा चन्द्रिका ३-४-५८ માં पर्याप्ती ભુટો वहुन्ड એમ છે, ઉદાહરણ આપ્યું નથી એ જ ગ્રન્થ હેમચંદ્રના ચિત્ત્પને બદલે चिन्छ (ग. चाम्मैर) આપે છે, કર્તા લક્ષ્મીધર (સોળમા સૈકાના મધ્યમાં થઈ ગયેલો) — બને રૂપોમાં च ને પ્રાણોચ્ચારયુક્ત બનાવે છે અને पहुच ના प ને મૃદુ ब બનાવે છે. તેણે પણ મૂળે पहुच्च-वहुच्छ નું મૂળ માનવાની હેમચંદ્ર જેવી જ ભૂલ કરી છે)

## [ ग ] सीताहरण કર્મણરચિત

(વિ. સં ૧૫૨૬=ઈ. સ ૧૪૭૦)

આ કાવ્યના આરંભમાં કર્તા ગ્રન્થનામ અને રચના સમય જણાવે છે —

संवत पन्नर छविसइ सीताहरणविचार
कर जोडी कर्मण वीनवइ नम्दह हीगोलाआधार ॥ २ ॥

(આ ગ્રન્થની હસ્તલિખિત પ્રત મ્હને શ્રી કેશરનાલ હ ધ્રુવે આપી હતી પ્રત લખાયાની સાલ છે વિ. સં. ૧૬૦૫)

### નમૂનાઓ

(१) लम्बोदर विघनहा(ण) पहिलु तह्मणु नाम।
सुर तेत्रीसइ तुह्म तणइ कर्मण करइ प्रणाम ॥
सरसति सामिणि वीनवुं माइस्यु तुह्म पसाइ।
साचा अक्षर मेलवे कर्मण लागइ पाइ ॥ ३ ॥
देव सवे चलणे नमु त्रिभोवन छइं जे माइ।
कर जोडी कर्मण विनवइ अह्मे गाउ अयोध्याराय ॥ ४ ॥

(२) कौशल्यानइ मंदिरि बारि
च्यारी मिला वधावइ नारि।
ब्रह्मण वेद भणइ तिहा च्यार
सतोष्यु सघलु ससार ॥ ५०७ ॥

(३) विभीकण वीनती करइ
नामि तुह्मारइ सरदह तरइ।
दिन दिन दिउदहु अधिकु मान
स्वामी जोउ निहालो ज्ञान ॥ ५१२ ॥

(४) अमृत आहार न ग्रापइ कोइ
स्वामी आप समारी जोइ।
अह्मनइ दिवस हुआ घण बहु
पालु सेन चलावु सहु ॥ ५१३ ॥

---

* લક્ષ્મીધરનો સમય તેરમો ગણાતો હતો એ માટે 'લક્ષ્મીધરનો સમય' એ વ્યાખ્યાન પ્રમાણે પરિશિષ્ટ ૧ જુવો : અનુવાદક

(५) अयोध्या स्थानक राम तुम्हरु । थालि थांइ विणासिउं ।
सबलभगी सुग्रीव करि सहइ । इ थे किसी कहेस्यूं ॥ ७०॥
(६) जे नासति ते काम सुिं करिसइ ॥ ७२ ॥
(७) कर जोडी नइं कर वीनति तु मारइ तु तारइ ।
रुडइ विरुडइ जे नर जपसइ अनह लि ऊतारइ ॥ ७४ ॥
अठसठि तीरथ मइ अवगाह्यां रामचंद्र जु दीठा ।
कर्मो लेई नइ पाटि बइसाड हरस वदनि हरि तूठ ॥ ७५ ॥
(८) एक दुख तुम्ह आगइ सालइ
माय वियोग्यां तात ।
हु जाणु म पूछेसि लक्ष्मण
वलतां कहिसिं वात ॥१०॥
(९) वर वछित अम्हे मागिसिउं
अवर नही अम्ह काज।
रामचंद्र वनि मोकलु
भरथ बइसारु राजि ॥१२॥
(१०) तिहां थिका राम सांचरिया
अनदिन मारगि थाई ॥२४॥
(११) चित्रकोटिथिकुं करिउं पीयाणू
पचवटी गईया।

એ સમયની ભાષાની વિલક્ષણતા દર્શાવનારા શબ્દોને આ અવતરણમાં મ્હોટા કાળા અક્ષરોમાં મૂક્યા છે. તે આ—

(क) अइ (અસંહત સ્વરયુગ્મ)-लवइ करइ, लागइ, ઇત્યાદિ (વર્તમાનકાળના) રૂપોમાં જોવાય છે; તેમજ तुम्हनइ (તૃતીયા), अम्हनइ (ચતુર्थी), ઇત્યાદિમાં,

(ख) थू-પછી પ્રત્યય, विरथ;

(ग) નિર્બળ ह-तुम्ह (કડી ૧), अम्हे (કડી ૪, ૧૨), तुम्हारइ (કડી ૫૧૨), अम्हनइ (કડી ૫૧૩) હેમાં;

(घ) પ્રબળ ह तुम्ह (કડી ૨)માં,

(ङ) इ-સાધિત સપ્તમી—मंदिरि (કડી ૫૦૭), पाइ (કડી ૨), रुडइ અને विरुडइ (કડી ૭૪), पाटि (કડી ૭૫);

(च) इ-મુકત તૃતીયા—नामि (કડી ૫૧૨) ઇત્યાદિ;

(छ) य વડે દર્શાવાયેલો ચનો સંસ્કૃત ઉચ્ચાર—रयारि અને च्यारमાં (કડી ૫૦૭);

(ज) માત્રા સંખ્યામાં लहांतुल्य तिहां કડી ૫૦૭માં;

(झ) छु ઉપક્રિયાપદ તરીકે दिउछुमां (કડી ૫૧૨);

(ञ) फिरी, ફરીને સ્થાને (કડી ૭૦);

(ट) પંચમી પ્રત્યય થી–(અર્વાચીન ગુજ.)–નો ઉદ્ભવ દર્શાવતા પ્રયોગ णिहां थका (કડી ૨૪), અને त्रिम्रलोटिपिकु (નમૂનો ૧૧); અહિં पिंडु એટલે पिण्डक અથવા पण्डित છે અને હેની પૂર્વનો શબ્દ સપ્તમીમાં છે;

(ठ) श्रि જેવી ગિરૂં લખવાની વિચિત્ર રીત–श्रि (કડી ૭૨)=श्रु હેમાં અને काहिस्रि (કડી ૩૦)=काहिस्रु (कृ नो ભવિષ્યકાળ) હેમાં; આ લેખન પ્રકાર, એક રીતે, स्रुમાંથી છેવટ स्रु ઉપજાવનારા ई અને उ ના ધ્વનિસંધિને અક્ષરશરીરમાં પ્રકટ કરતો અને સૂચવતો ગણાય; પછી, આ લેખનપ્રકાર વિરલ છે અને ગિરૂં પણ આ ગ્રન્થમાં જ, કડી ૧૨માં मानिसिउंમાં ઉપલબ્ધ છે એ જોતાં, આ લેખનરીત લહિયાની ભૂલ હોય તો જુદી વાત છે.

(ड) जेहंमइ (કડી ૭૫); जोईनइ (કડી ૭૪); આ રૂપોમાં कृदान्त રૂપનો नइ(=अने) ઉમેરીને કરાતો વિસ્તાર અર્વાચીન ગુજરાતીના હેવા રૂઢપ્રયોગનું–करीनेनुं–પૂર્વસૂચન કરે છે.

(ढ) चलणे ( કડી ૪ ). અહિં र નો ल થાય છે એ અજાણતાં દાખલ થયેલું માગધી તત્ત્વ ઉપર નોંધેલા नेमिरासમાં પણ ઉપલબ્ધ છે ( વિ. સં. ૧૫મો સૈકો ); અને વિ. સં. ૧૨૬૬ના जम्बुस्वामीरासमां પણ છે–जिण चउविस पय नमेवि गुरु चलण नमेवि ॥ ૧ ॥. હેનું અહિં એક શતાબ્દી પછી દર્શન થતાં એમ માની સકાય કે પ્રાચીન ભાષા પાસેથી ઊછીનો આણેલો આ પ્રયોગ બહુ સંભવ હતો.

(ण) हुं ( કડી ૩૦ ). પ્રાચીન અપભ્રંશના हउं નું આ સંકુચિત રૂપ આ પૂર્વે कर्पूरमंजरी चउपई–વિ. સં. ૧૬૦૫મા જોયું હતું; ( જુવો ઉપર પૃ. ૨૬ ), પણ આ પ્રયોગ એથી લગભગ પોણી સદી પ્હેલાંનો છે (કારણ કે सीताहरण વિ. સં. ૧૫૨૬મા રચાયું હતું).

(त) सपल ( કડી ૫૦૭ ) ( क માંથી ઉદ્ભવેલ ) ગનુ મહાપ્રાણવિધાન થઈને प થયો એ ધ્યાનમાં રાખવા જેવી ઘટના છે.

મુખ્ય લક્ષણો આ છે. નિપુણતર નિરીક્ષણ કરતાં બીજાં લક્ષણો પણ વીણી સકાય.

### (घ) કેશવરચિત दशमस्कंध

( વિ. સં. ૧૫૨૯=ઈ. સ. ૧૪૭૩ ). નકલ સાલ વિ સં. ૧૭ ૭

( આ ગ્રન્થની હસ્તલિખિત પ્રતો ફોર્બસ ગુજરાતી સભા, મુંબઈ, પાસે છે. એ જોવાની મ્હને પરવાનગી મળી હતી. )

નમૂનાઓ– પ્રથમ સર્ગ–

संसारी पड़ता दहु । अवलोकी अधयूप ॥<br>
दया करी दीधो कीयो । श्रीभागवत स्वरुप ॥ ११ ॥

એકત્રીશમો સર્ગ—

विष्णु विप्र ले असर करे ।<br>
ते नर नर्क माहें संचरे ॥

विप्र स्यों विचरै मही मांय ।
मुग्ध न जाणे तें महीमाय ॥ २६ ॥

જ્યારે લહિયો મૂળ લખાણ માંથી છૂટ લે અને પોતાના સમયના જ રૂપો દાખલ કરે ત્યારે ઉત્પન્ન થતી ઉલટી સ્થિતિ દર્શાવવા માટે હું આ ઉદાહરણો આપું છું. આ અવતરણ બતાવી આપે છે કે વિ. સં. ૧૫૨૯માં જે શબ્દો करइ ઈત્યાદિ રૂપે હોવા જોઈયે તે વિ. સં. ૧૭૮૭માં करे ઈત્યાદિ રૂપવિકાર પામ્યા હતા પ્રસંગવશાત્ કહીન કે વિ સં. ૧૬૫૦ પછી अइનો ક્રમશઃ ए હેવો વિકાર થયો એ મ્હારા મતનું આ હકીકતથી સમર્થન થાય છે.

(૭) ભાલણકૃત कादम्बरी

( આશરે વિ. સં. ૧૫૫૦ ). ( નકલસાલ વિ. સં. ૧૬૭૨ )

નમૂનાઓ:—

आथमता रविकेरा किरण
वृक्ष चढ़या मेहेलीनि धरण
ऊरधमुखे तापस तप हेज
जाणे तेणे पीधुं तेज ॥

राता तरु दीसिछि तथा
रक्ताधर ऊगवीया यथा ।
सध्या अरुण आथमति सर
आणि उडाड्यु सिंदूर ॥

ठामि ठामि दुहिछि गाय
सुदर शब्द गोडिना थाय ।
अग्निहोत्रना हुइ होम
धामरक्तशु दीसि व्योम ॥

( આ પંક્તિયો મ્હેં વ્રજલાલ શાસ્ત્રીના " ગુજરાતી ભાષાનો ઇતિહાસમાં"થી લીધી છે. (પૃ. ૬૦–૬૫). આ ગ્રંથના પૂર્વભાગની શ્રી કે. હ. ધ્રુવની સંપાદનામાંથી વિશેષ નમૂનાઓ મળી શકે.)

આ ગ્રન્થ રચાયા પછી એક શતાબ્દથી અધિક સમય વીત્યા પછી પ્રત લખનાર લહિયાએ ભાલણના સમયના શબ્દાન્ત अइને બદલીને એ પછીના સમયમાં બ્હોળા પ્રચારમાં આવેલો ए મુકયો છે એ મ્હારે કહેવું જોઈયે. કેટલાંક સ્થાનોએ છન્દની માત્રાકસોટી આ વાતને સ્પષ્ટ કરશે, દા. ત

केशवाली चित्रवर्णि दीसिछि प्रमाण

( પૃ. ૫૧, ૧૬, કે, હ ધ્રુવની સંપાદના )

અહીયાં दीसिछी પાઠથી માત્રા ખૂટે છે પણ दीसइछइ હોય તો માત્રાસંખ્યા પૂરતી થાય. પૃ. ૧ પં. ૧૯ માં शोभइ છે એ, લહિયો હેને બદલીને शोभि કરવાનું વીસરી ગયો હતો, એમ બતાવી આપે છે. ( પૃ. ૧૨૧, પં. ૫માં तिजि ને બદલે तिजइ છે એ પણ લહિયાની હેવી જ ભૂલ્ય છે.)

(क) मेहेलीनि. ૧. अनइ अनिमांથી અસ્વરિત આદ્યસ્વરના લોપથી નિ;

૨. सकान्त કૃદન્ત જોડે अनि (=અને) નો સહયોગ.

(ख) दीसिछि. दीसिमांना अइ-इनी વર્તમાનકાળ ભૂતાર્થવાચક દર્શાવવાની શક્તિ ક્ષીણ થઈ જતાં છેનો ઉપક્રિયાપદ તરીકે, તત્ત્વતઃ પ્રત્યય તરીકે, ઉપયોગ. જો કે આ શક્તિક્ષય સંપૂર્ણ ન્હાતો કારણ કે ભૂતાર્થવાચકતાનો પૂર્ણ ધર્મ બન્તવત્ दीसि રૂપ પણ અહિં વપરાયું છે; हुइ પણ વપરાયેલ છે. આજે પણ આપણે આ રૂપને ભૂતાર્થવાચક તરીકે કવિતામાં જોઇયે છિયે:-

मन्द मन्द समीर व्हे

तरुकुंजमा बहु म्हालतो ' (મણિલાલ ન. દ્વિવેદી રચિત કાન્તા)

आवे समीर मृदु रम्य उपाकुलेथी (કુસુમમાલા, પૃ ૬૨, કડી ૨)

बहु रूप अनुपम प्रेम धरे (ઉક્તગ્રંથ પૃ. ૩૦)

कदी मेघधनुष्य बनी विलसे

सहु रंग बनी रसभेर घसे (ઉક્તગ્રંથ, પૃ ૩૦. કડી ૪)

मद वाई समीर आ दिश जो वहे रव ए फरी

नहिं स्वप्न, ए तो गान पेली गाय कोयल माधुरी (ઉક્તગ્રંથ. પૃ. ૬૬ કડી. ૧)

(ग) दुहिछि ઉપર પ્રમાણે જ; 'દોહાય છે' એ અર્થનો આ કર્મણિપ્રયોગ છે એટલી વાત વધારામાં.

(घ) ठामि ठामि; અહિંયાં इ છે તે अइ નું સંકુચિતરૂપ નથી. છન્દમાપમાં अइ નહિં સમાઈ શકે. अइ. આ પ્રકારના રૂપમાં, के (अके)-अकि-अइમાંથી આવે, પણ આ इ ક પ્રત્યયરહિત નામમાંથી આવે છે.

(च) भीमकृत हरिलीला

(૨૪ વિ. સં. ૧૫૪૧-ઇ. સ. ૧૪૮૫)

---

૨૪. વ્રજલાલ શાસ્ત્રી આ ગ્રંથનું રચનાવર્ષ વિ સં. ૧૫૪૦ આપે છે. (ગુજરાતી ભાષાનો ઇતિહાસ,' પૃ. ૬૫. ઇ.સ. ૧૮૬૬ ની આવૃત્તિ). મ્હારી સમક્ષ વિ. સં. ૧૫૭૪માં નકલ કરાયેલ હસ્તલિખિત પ્રતિ છે (જે મ્હને ગુજ. વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, એ સંસ્થાના ઉપમંત્રી શ્રી. હીરાલાલ ત્રિ. પરિખના સૌજન્યથી મળી છે); હેમાં અન્ય પંક્તિયોમાં આ પ્રમાણે છે:—

सोलकला संपूरण कथा

मोहइ जननणा मन यथा ॥ ६ ॥

आसो मास तणी पूर्णिमा

जाणे किरि उग्यु चन्द्रमा ।

सोलकला शशिहर सकलंक

ए श्री कृष्ण कथा निकलंक ॥ ७ ॥

કક્ષા ૮માંથી થોડાંક અવતરણો.

पाछू आव्यू राज दुआरि
सेवक भणइ स्वामी अवधारि ॥ २७ ॥

मोटु राजा एक मुकुंद
भवभयभंजन श्री गोविंद ।
तेहनी नीति भणइ प्रल्हाद
छांडयु बीजु मिथ्यावाद ॥ २९ ॥

भणइ प्रल्हाद अछइ एकसूत्र
तओ भणूछु ते कसूत्र ॥ ३२ ॥

नारद तणां वचन छिइ जेह ॥ ३३ ॥

पुत्र कलत्र नवि आदर करइ ॥ ३९ ॥

एणीपरि फेरा फिरइ अपारि
भवसागर नवि पामि पार ॥ ४२ ॥

विष्णु विना छूटीइ नही ॥४३॥
भणि प्रल्हाद पिता अवधारि
कालसर्प कहीइ संसार ॥५२॥
स्तंभ माहि बइठु छइ तेह ॥५५॥

અહિં સંપૃક્તસ્વર (स्वरयुग्म) अइ પુષ્કળ છે, भगइ, अछइ करइ, फिरइ, छइ, बइठु, અને તેનું જ સંકુચિત રૂપ इ પણ છે पामि, भणि, अछइની સાથોસાથ તેનું જ ખંડિત રૂપ छइ છે, કર્મણિ રૂપો छूटीइ અને कहीइ છે, જે इयइवाळां (कहियइ જેવા) રૂપોની અને પ્રયોગ (=voice) તથા પુરુષ બદલા નાખતા इयवाळा (कहिये જેવા) આધુનિક ગુજરાતી રૂપોની વચ્ચે રહેલા અન્તરાલક્રમો છે, मोटु बीजु भणु, छु, बइठु તેમાં अउनु સંકુચિત રૂપ उ છે, नारदतणांमा तणुનો શુદ્ધ પ્રત્યયરૂપ પ્રયોગ છે, આ બધા આ ગ્રન્થના રચનાસમયના લાક્ષણિક તત્ત્વો છે.

## (छ) प्रबोधप्रकाश

( વિ. સ. ૧૫૪૬=ઈ. સ. ૧૪૯૦ )

આ પણ हरिलीलाના કર્તા ભીમની કૃતિ છે. આ ગ્રન્થ તેણે વિ. સં. ૧૫૪૬માં રચ્યો એમ એ સમાપ્તિવચનમાં કહે છે —

---

संवत १५ रुद्रनी वीस
( वरस एक उपरि च्यालीस )

( છેલ્લી પંક્તિ વિ. સં. ૧૬૪૪ ની મોઢ હસ્તપ્રતમાંથી લીધી છે ) આ પંક્તિ વિ. સં. ૧૫૪૧ સૂચવે છે.

संवत पंदर रुद्रनि वीस
पर आगलां वरस च्यालीस
दक्षिणायन वर्षाऋतु सार
श्रावण शुदि दशमी गुरुवार ॥७२॥

* * *
* * *
* * *

कीधु एह प्रबोधप्रकाश ॥७४॥

નમૂનાઓ —

प्रकाश १

(१) आगइ नाटक बोलियां कविजन बहु महिमाइ।
वली किशाकारणि करी कीधु तह्मो उपाइ ॥१६॥

(२) त्राहि त्राहि रतिपति कहइ
किशु पहेनु विश्वास
ये पापपका चीहइ नही
करता कुटुंब विनाश ॥८३॥

(३) काम कहइ हैइ आमला
धूम यथा सहयइं सामला।
ऊचा जइ मेघनइ मिलइ
कुल आपणू पछी निर्दलइ ॥८४॥

(४) पुरुषस्वभाव अछइ असग
तथापि मायासरसु सग।
तेहनइ मन तन मइ सुत सार
कीधु तेणइ सकल ससार ॥७२॥

(५) विवेक अह्मनइ सगपण सही
पिता एक माता जूजूइ ॥७४

प्रकाश २

(६) माइ त्रिदिन सुत बांधव घात ॥७४॥

આ સમય દરમ્યાન અસહત સ્વરયુગ્મ હજી પ્રબળ અને વ્યાપક પ્રચારમા નજરે પડે છે– સપ્તમીના, ચતુર્થીના તેમજ તૃતીયાના વિભક્તિ પ્રત્યયોમાં દા ત आगइ, मेघनइ, तेहनइ, तेणइ, अह्मनइ, તેમજ વર્તમાનકાળ ત્રીજો પુરુષ એકવચનના ક્રિયાપદરૂપને અ તે જેમકે कहइ, सहयइ, मिलइ, निर्दलइ, अछइ महिमाइ અને कारणिमा તૃતીયા વિભક્તિનો તેમજ हैइमा સપ્તમીનો દ લક્ષ્યોઅ્ય છે

किशाकारणिमानु किशु તેમજ किशु, એ રૂપો ૩૮ વર્ષો પહેલાના वसन्तविलासमाना એ પ્રકારનાં રૂપોનુ સ્મરણ કરાવે છે

एहेनु, तेहनइ એ જોડણી માત્રાસંખ્યા પ્રમાણેની ખરી જોડણી एहनु (અથવા हेनु) तेहमइ (અથવા त्हेनइ)ને સ્થાને આવેલાં શિથિલ પ્રતિરૂપો છે એ વાત નોંધવા જેવી છે.

अह्मनइमां ह् નિર્બળ છે એ પણ માત્રાકસોટીથી સ્પષ્ટ થાય છે.

सगपण આધુનિક ગુજરાતીની છાયા વ્યક્ત કરે છે; પણ એ એટલું જ સૂચવે છે કે આ રૂપ ક્રમમાં ક્રમ આ સમય જેટલું વ્હેલું ઘડાઈ ચૂક્યું હતું. विहिन એ પ્રા. वहिणी અને અર્વાચીન ગુજ. વ્હેન વચ્ચેનો પદક્રમ છે; णने બદલે પુરોગામી न પાછો આવ્યો છે એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

चयालीसमांनो य સંસ્કૃત ઉચ્ચારનું પ્રતીક છે.

કેટલાંક લક્ષયોગ્ય રૂપો ઉમેરીશઃ–

याशइ (ભવિષ્ય), प्रकाश ૩ કડી ૪;

शीदाशइ (ભવિષ્ય કર્મણિ) ,, ,,

करशि (ભવિષ્ય) ,,

અને मह्नरेसिમાં, પ્રત્યય रेसि (=માટે) प्रकाश ૩, કડી ૪; અર્થાત્ હેમચન્દ્રે (સિ. હે. ૮–૪–૪૨૫માં) तादर्थ्य–અર્થના નિપાત તરીકે આપેલો रेसि આ સમયે પણ, અને, આપણે જોઇયે છિયે તેમ, કેટલાક દશકા પછી પણ, પોતાનું અસ્તિત્વ પ્રકટ કરે છે; वसन्तविलासમાં, ચાર દશકા પ્હેલાં, मह्नरेसि (કડી ૧૩) છે તે માફક.

[ આ ગ્રન્થની હસ્તલિખિત પ્રતો મ્હને શ્રી. તનસુખરામ મ. ત્રિપાઠી બી. એ. તરફથી, અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી–અમદાવાદના ઉપમંત્રી શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ બી. એ. તરફથી પ્રાપ્ત થઈ હતી. ]

**(ज)** લાવણ્યસમય–ગણિ રચિત **विमलप्रबन्ध**

( વિ. સં. ૧૫૬૮=ઇ. સ. ૧૫૧૨ )

**નમૂનાઓઃ—**

**खंड ४**

वीरमति तव **पीहरि** गई संपति सघली **पूठिइ** रही।
**साथिइ** बेटउ विमलकुमार जैं कीधउ माउला जुहार॥६७॥
**आगइ** भाई धरि अगाधि आवी **वहिनर** बेटा **साथि**।
**मोटां** पण **मांहिइंथां** रलइ अन्नपान तु पूरां करइ॥६८॥
**ज्यां** पोतइ हुइ पुण्य प्रकास **तां** घरि लषिशी लीलविलास।
पाप तणु जव पासु पडइ तव घरि कूरि कूकस अडइ॥६९॥
रहिउ विमल **माझूं** मुहसालि चारइ चचल वच्छर बालि।
तेणि अवसरि देवी अंबिका आव्या छि **आरासणि थिकां**॥७०॥
नवयौवन नवलु सयोग देषी दैवी **यंछइ** भोग।
कूअर कहइ परनारी नीम अणपरणिइ मुहु मातू (?माणू) **किम**॥७१॥
शील लगइ (?लसइ) तूठी अंबिका त्रिणि वर दीध **पोतिइ थका** (?थिका)॥७२॥

લક્ષયોગ્ય તત્ત્વો.—

(क) શબ્દાન્ત अइ અને इ જોતાં વાંત પરખાશે;

(ख) સઘળીમાં गनुं મહાપ્રાણવિધાન થતાં घ;

(ग) સપ્તમીના साथिइ અને साथि બંને રૂપભેદો;

(घ) મોટાંમાં हનો અભાવ;

(ङ) मांहिइयां (કડી ૬૮) } સ્થિતક્રમાંથી ઉદ્ભવેલો था;
आरासणियिका (કડી ૭૦) } આ था-थिकाને યોગે મુખ્ય શબ્દની
पोतिइयका (थिका) (કડી ૭૨) } સપ્તમી વિભક્તિ.

(च) माहूं-આ हूं (=સાથે) मा શબ્દને લગભગ એક પ્રત્યય રૂપે લગાડાયો છે.

(छ) वछइ. वाञ्छतिमांના वાનો આ ફેરન કર્યો છે.

(ज) जां-तां. આ શબ્દયુગ્મનો 'જ્યહાં સુધી ત્યહાં સુધી' જેવા ક્રિયાવિશેષણના અર્થમાં ઉપયોગ થયો છે. આ રૂપો મૂળમાં પંચમી કે સપ્તમીનાં રૂપો છે. (जाम-ताम, जम्मि-तम्मि, यस्मिन्-तस्मिन्)

(झ) माधवानलदोग्धकप्रबन्ध-રચનાર ગણપતિ (કાયસ્થ)

(વિ. સં. ૧૫૮૪*=ઈ સ. ૧૫૨૮)

(४ वेद ८ भुजंगम ५ बाण १ शशी विक्रम वरस विचार)

નમૂનાઓ:—

अंग ८

(क) निरखी निर्मल चदलु ऊगिउ अंबररेसि:
म कू उचारम्मि मग्घला मम आघु चालेसि ॥३३॥
चदनि चरचु चदला सतोषु शिरनामि।
जां जीवइ ता ज (?जु) रहइ अह्म घरि एणइ ठामि ॥३४॥

अंग ७

(ख) सती दीठी मुदरी साथरडइ सुखहीण।
इदु अमानि घरि गयु तेणि परि दीसइ खीण ॥४०६॥

લક્ષયોગ્ય મુદ્દાઓ:—

(૧) વિ. સં.ના સોળમા સૈકાની આખરમાં પણ શબ્દાન્ત इ-उ-अइ આગળ પડતા છે.

(૨) रेसि-આ તાદર્થ્યવાચક પ્રત્યય અહિં "માટે" ના અર્થમાં તો ભાગ્યે જ હોઇ શકે; હેમાં સપ્તમીનો અર્થ હોય એમ જણાય છે; रेसि નો મૂળ અર્થ આ પાછળના

* આ ગ્રન્થના વર્ષ વિશે આ વ્યાખ્યાનો, વ્યા. ૬, પાદનોંધ ૪૫ જુવો.

જમાનામાં વિસરાઈ જતો હતો એમ હશે ? [ કે પછી ગંધરદેસિને બદલે અંબરેસિ પાઠદોષથી આવેલ હશે. ]

(૩) जां–त्तां–જ્યહાં સુધી ત્યહાં સુધી.–આ વ્યાખ્યાનમાં ઉપર જ विमलप्रबन्धનાં અવતરણોની નીચેની નોંધ (ज) જુવો.

(૪) चालेसि
उचारसि } ભવિષ્ય; પ્રકારાન્તરે.

(૫) अह्म–इ નિર્બળ છે:

(૬) एणइ अमि–अइ અને इ પરતુતઃ અભિન્ન છે; अव ને અને क વિનાના શબ્દને, इ લગાડેલો છે.

(૭) तेणि परि–તેને ण લગાડાયો છે. સરખાવો—

वैशंपायन एणी पेर बोल्या–એ કે ત્રણ સદી પ્હેલાંની ગુજરાતી કવિતામાં.

## (स) वैताल्पंचवीसी

### (વિ. સં. ૧૬૬૯=ઈ.સ. ૧૫૧૩)

નમૂનાઓ—

जवुद्वीप मांहि अछे भरतक्षेत्र सुविचार ।
तस मर्ध्ये बहु देश छे अग बग मलबार ॥ १४ ॥

ते सवि माहि मूलगु चारु मालवदेश
तिहां उजेणी वरनयर सिप्रा वहि सुविशेष ॥ १५ ॥
ठामि ठामि ढाल्या वलि काच
मूरख जाणे पाणी साच ।
मूरख जे नवि जाणि भेय
उतारी पगमोजां तेय ॥ २० ॥
देह पिंडनि मूकि जाम
श्रणकर देखि राजा ताम ।
श्रणकर देखी चिंते इस्यूं
एक पिंड किहनि देवस्यूं ॥ ६८८ ॥

મ્હોટાં કાળાં બીબાંમાં છાપેલા શબ્દો લાક્ષણિક પ્રકારદર્શક છે. એક સ્થાને जाणे અને અન્ય સ્થળે जाणि છે હેનો ખુલાસો કાં તો એ કે પાછળના સમયનો લહિયો બેદરકાર રહ્યો હોય, અથવા એ કે ગ્રન્થ રચાયો એ સમયમાં બંને રૂપો અવિશેષે વપરાતાં હોય. પહેલો વિકલ્પ વધારે સંભાવ્ય છે.

આ નમૂના બસ થશે. આ પછી આવે છે નાકર ( વિ. સં. ૧૫૫૦થી ૧૬૩૦–૪૦ ), વિશ્વનાથ જાની ( વિ. સં. ૧૭૦૮ ), વિષ્ણુદાસ, શિવદાસ, અખો, પ્રેમાનન્દ, શામળ, વલ્લભ; પણ હેમનામાંથી ભાષાવિકાસ–દર્શક અવતરણો આપવામાં કાળક્ષેપ કરવાની જરૂર નથી. હેઓ પ્રાચીનમાંથી અર્વાચીનમાં સંક્રમણના પ્રતિનિધિ છે, અને નમૂના મુદ્રિત પુસ્તકોમાં લભ્ય છે.

પ્રાચીનતર સદીઓનું જે ગદ્યસાહિત્ય લભ્ય છે હેના ઉપર દષ્ટિ નાખવી લાભદાયક થશે

## ગદ્ય-કૃતિયો

પ્રથમ હું વિ. સં. ૧૨૫૭ અને વિ. સં. ૧૪૮૭ની વચ્ચેના સમયના ગદ્યના નમૂના ચૂંટીને આપું છું. આ અવતરણો શ્રી. ચીમનલાલ દલાલના અહેવાલમાંથી લીધાં છે; અને એઓ હેને ગુજરાતીના નમૂના ગણે છે. આ ભાષાને એ નામ આપી સકાય કે નહિં એ વિશે મ્હને ખૂબ શંકા છે. નમૂનાઓ પોતેજ વસ્તુસ્થિતિ બતાવશે --

(૧) વિ. સં. ૧૨૫૭

### नवकारव्याख्यान

यउ नमस्कारु अतीत अनागत चउवीस आदि जिनोक्त सारु छु तुम्हे विसेषहइ हियवातणइ प्रस्तावि अर्थयुक्तु ध्येयु ध्यातव्यु गुणेवउ पढेवउ ॥

(૨) વિ. સં. ૧૩૮૦

### आलोयणा (ભાષાન્તર)

तिणि कारणि चतुर्दश पूर्वधर चतुर्दशपूर्वसवधिउ ध्यानु परित्यजिउ पचपरमेष्ठिनमस्कार स्मरहु तउ तुम्हि विशेपि स्मरेवउ अनइ परमेश्वरि तीर्थंकरदेवि इसउ अर्थ भणियउ अछइ अनइं ससार तणउ प्रतिभउ म फरिसउ अनइ ऋद्धि नमस्कारु इहलोकि सपदियइ ॥

(૩) વિ. સં. ૧૩૬૯

### अतिचार (ભાષાન્તર)

मृषावादि सहसातकारि आलु अभ्याख्यानु दीधउ रहसमेत्र भेदु कीधु मृषोपदेसु दीधउ कूडउ लेखउ लिखिउ कूडि साखि थापणि मोसउ गुणहइ सउ राढि भेढि कलहु विढाविढि जु कोइ अतिचारु मृषावादि मति भव सगलाइ माहि हुइ त्रिविध त्रिविध मिच्छामि दुक्कड ॥

(૪) વિ. સં. ૧૪૪૯

### गणितसार (ભાષાન્તર)

शिवु भणीइ देवाधिदेवु भट्टारकु महेश्वरु किसु जु परमेश्वर कैलासशिखरमडनु पार्वतीहृदयरमणु विश्वनाथ जिणि विश्व नीपजाविउ तसु नमस्कारु करीउ बालावबोधनार्थं बाल भणीइ अज्ञान तीह किहिं अवबोध जाणिवा तणइ अर्थि आत्मयशोवृद्धयर्थं श्रेयस्करणार्थ श्रीधराचार्य गणितु प्रकटीकतु ॥

(૫) વિ. સં. ૧૪૯૭

### संग्रहणीबालावबोध

(નકલસાલ વિ. સં. ૧૫૪૮)

सद्गुरुकन्हलि पूछि विशेष अर्थनु ग्रहण करिवउं। जे भन्य जीव छइ तेहनइं ए सघयणिनु विचार कहतां कर्मक्षय होइ तहतणइ भव्यतणइ ए विचार जोइवु जाणिवु जिम ते भव्यजीवनइं ऋद्धिवृद्धि होइ ॥

આ અવતરણોમાંની ભાષા વિ. સં. ૧૪૫૦માં રચાયેલ मुग्धावबोध औक्तिकनी ભાષાને ઓછે-વત્તે અંશે મળતી આવે છે એ તો તમે તરત જોઈ શકશો. હું આ વિ. સં. ૧૪૫૦ની કૃતિને ગુજરાતીમાં લખાયેલી માનતો નથી તો આ અવતરણોની ભાષાને ગુજરાતી નજ માનું એ યોગ્યતર છે. મેં અગાઉ કહ્યું જ છે કે આ ભાષાને ગુર્જર અપભ્રંશ કહેવી યોગ્ય છે.

પ્રસંગવશાત્ કહી દઉં કે આ અવતરણો ક્યાંક ક્યાંક શબ્દશઃ વિવરણની શૈલી વ્યક્ત કરે છે, જેમ કે અવતરણ (૪) માં बाल मणी अज्ञान એટલે बाल कहेतां(=એટલે; સરખાવો મ॰-म्हणिजइ–गण्यते–માંથી આવેલ મરાઠી म्हणजे ) अज्ञान; तीह किंहि એટલે તેઓનું શું (तेषां किम्), अवबोध जणिवा तणइ अर्थि એ વચનથી 'अवबोध=જાણવું, તે તણે અર્થે' એમ સમજવાનું છે. એ આખું વાક્ય बालानामवबोधार्थम् નું વિવરણ છે.

થોડાક બીજા નમૂનાઓ આ પછીના સમયના, વિ. સં. ૧૫૧૫ થી ૧૫૭૧ સુધીના, ઉમેરવા એ યોગ્ય છે:-

**(૬) વિ. સં. ૧૫૧૫**

હેમહંસકૃત षडावश्यकबालावबोध

पडलीपुरि नगरि नदराय हूउ । तीण अनेक अकरा कर करी लोक दनी सोनउं एकठउं मेलिउं । सोने भंडार भर्या कूआ भर्या सोनानी डुगरी कीधी ।

**(૭) વિ. સં. ૧૫૫૨ ( નકલની સાલ )**

वृद्धचाणाक्य

(क) निरतर भर्तारनी भक्ति करइ । सतत निरंतर मष्ट भोजन करइं । अने आपणी इच्छाइं क्रिया कार्य करइ । ते सर्व सौभाग्यनी वर्धनी हुइ ॥ ८ ॥

(ख) येहनइ स्व आपणीइ प्रज्ञा नहीं तेहनइ शास्त्र शुं करइ । यिम लोचन नेन पखइ दर्पण आरीसु शु करइ ॥ १२ ॥

( પંચમીનું રૂપ इच्छां લક્ષયોગ્ય છે ( જેમાં અનુસ્વાર વિભક્તિવાચક છે ); આ રૂપ ખરી ગુજરાતીમાં અજાણ્યું છે અને ગુર્જર અપભ્રંશના સમયનું છે. )

**(૮) વિ. સં. ૧૫૭૧**

अंबडकथा

हु करनक । माहरु पिता अबड जन्मलगइ दरिद्री निर्धनः धननइ कीधइ सर्वत्र भमइ । मन्त्र यन्त्र ओषध ते धमवादि घणूइ करइ पण कोइ धन न पामइ । जातु जातु धनगिरि पर्वति श्री गोरखयोगिनी समीपि गिउ ॥

**(૯) વિ. સં. ૧૬૨૯ કે એટલામાં--**

હીરવિજય સૂરિના શિષ્યે રચેલ वैतालपचीसी

आछे ते लाडुप मांहि थकु कडकु एक कूतरा नइ घातिउ । ते कूतरू मुउ । पछे ते राजा पद्मावती उपरि कोप्यु ' ए पापिणीनु संभाषि न करु । माहरा मित्रनी मारणहार । पछे प्रधान बोल्यु राजा तु तांहा जा जइ नइ पद्मावतीनीं जांघी त्रिशल करजे । पगनुं नेउर लेइ आव ॥

( પૃ. ૧૦૧. શ્રી. જગજીવન દ. મોદી સંપાદિત ગ્રન્થ )

[ નોંધ—૧. पातिउ; સરખાવો મરાઠી पातल;
૨. नेउर; આ પ્રાકૃત રૂપ છે; ગુજરાતીમાં नेपुर છે;
૩. लाहुआ मांहे थकु कहइ; અર્વાચીન ગુજરાતીમાં પંચમી પ્રત્યય (અવ્યય) थकी છે ત્હેનો પૂર્વગામી શબ્દ थकु (थको) મૂલમાં સ્વરૂપમાંથી ઉદ્ભવેલું વિશેષણ (એટલે હેતું ભૂત કૃદન્ત) છે.]

કેટલાક હેવો વાંધો ઉઠાવે છે કે પ્રાગ્-ગુજરાતી ભાસતી આ ભાષા ફક્ત, ધાર્મિક તેમ જ ધાર્મિકેતર, જૈન સાહિત્યમાં જ વપરાતી હતી અને એ ભાષાને એ સમયની પ્રચલિત ભાષા ન ગણી સકાય, કારણ કે જૈન લેખકોએ બહુ લાંબા કાળથી પ્રચારલુપ્ત થયેલી પ્રાકૃતોનાં રૂપોને અને શૈલીને કૃત્રિમ રીતે પાછાં દાખલ કર્યાં હતાં. શ્રી. મણિલાલ બકોરભાઇ વ્યાસે સ્વસંપાદિત विमलप्रबन्धनी પ્રસ્તાવનામાં આ દલીલનો અત્યન્ત સમર્થ ઉત્તર વિસ્તારપૂર્વક આપ્યો છે. હું અહિંયાં એક સાદો બચાવ રજુ કરું છું કે જો જૈનેતર લેખકોની કૃતિયોમાં પણ હેવાં જ ભાષારવરૂપોના નમૂના બતાવી સકાય તો આ એકપક્ષીય હિમાયતીઓની દલીલ એકદમ તૂટી પડે. કવિતાની બાબતમાં તો ઉપર આપેલા નમૂનાઓમાં આપણે જોયું જ છે કે હેમાંના ઘણા જૈનેતર લેખકોની કૃતિમાંથી લીધેલા છે. ગદ્યમાંથી પણ ઉદાહરણો સ્હેલાઇથી આપી સકાય એમ છે. હું અહિં થોડાક જ નમૂના આપું છું.

**(૧૦) વિ. સં. ૧૬૫૦ (નકલની સંભાવ્ય સાલ)**

## पांडवीगीता

[ જૂદી જૂદી હસ્તપ્રતોના એકત્ર બાંધેલા એક સંગ્રહમાં આ ગ્રન્થ છે, જે ગુજરાતી પ્રેસના શ્રી. નટવરલાલ ઈ. દેસાઇના સૌજન્યથી હું અવલોકી સકયો હતો. આ पाडवीगीतामां ચોક્કસ વર્ષ કંઇ નોંધેલું નથી, પરંતુ હેની પ્હેલાં મૂકેલી એ જ હસ્તાક્ષરોમાં લખાયેલી બીજી એક કૃતિની હસ્તપ્રતમાં નકલસાલ વિ. સ. ૧૬૫૦ છે. આ આધારે અને ગ્રન્થની ભાષાના સ્વરૂપને આધારે, રચના અને નકલ વચ્ચે ૫૦ થી ૮૦ વર્ષોનું સંભાવ્ય અંતર ગણીને, આ ગ્રન્થને સોળમી સદીના અન્તમાં રચાયેલો માની સકાય. ]

(क) उधव कहिछि। वासुदेवनइ तजी छाडीनि अनि बीजा देवनइ उपासि। ते अम जाणवू ये तरसु थुउ गंगानिइ काठि कूप वीरउ पणीनि पाणी पीइछिइ ॥१६॥

(ख) यमदमि बोल्या। ते पुरुषनइ सदई उछव सदाहि लक्ष्मी तेहनि नित्य मागल्य। येहना हईइनइ विषि भगवान श्री वासुदेव वसि ॥४७॥

આ ગ્રન્થની યોજના હાવી છે: પ્રથમ અતિ અશુદ્ધ સંસ્કૃતમાં એક શ્લોક ટાંકયો છે અને હેની નીચે હેનું પ્રચલિત ભાષામાં ભાષાન્તર આપ્યું છે જે મ્હોટે ભાગે સાચું છે, જવલ્લે જ ભૂલવાળું છે. મ્હેં માત્ર ભાષાન્તરમાંથી અવતરણ આપ્યાં છે.

**(૧૧) વિ. સં. ૧૫૫૭**

### भुवनदीपक ( ભાષાન્તર )

हवइ धातु तणू स्वरूप कहीइइ × × × × जु पृछक उपमानातणी पृच्छा करि जु जु शुक चंद्र पांचमू स्थानक देखइ तु कहिवूं । पुत्रजन्म हुराइ । अथवा देखइ तु पुत्र नथी । ग्या दीहाडा तणू फल बोलीइ ।

અહિં કહીશઇ રૂપ લક્ષયોગ્ય છે, ખરી રીતે એ કહિસ્સઇ-કથયિષ્યતે ( કર્મણિ પ્રયોગ ) માંથી ઉદ્ભવેલું છે અને હેનો અર્થ થાય "કહેવાશે," પણ કાળક્રમે આધુનિક ગુજરાતીમાં હેનો "હું કહીશ" હેવો કર્તરિ પ્રયોગનો અર્થ થયો છે. ઉપરાંત જુવો करि ( तु...करि=जो करे ) અને देखइ ( देखइ तु=देखे तो ); મૂળમાં આ શબ્દો વર્તમાનકાળ ભૂતાર્થવાચક રૂપો છે ( કરે છે, દેખે છે, ), પણ અહિં પ્રસ્તુત વિકાસક્રમમાં અનિશ્ચયાર્થમાં વપરાયા છે. આ વિકાસક્રમે જ ભૂતાર્થવાચકનો અર્થ પૂરેપૂરો રજુ કરવા ખાતર, આધુનિક ગુજરાતીમાં વપરાતા છેની સહાયકતાની જરૂર પડી. આ મુદ્દાની વિસ્તીર્ણ ચર્ચા આગળ ઉપર કરીશ.

(૧૨) भुवनदीपकનો સમય, લગભગ; એટલે વિ. સં. ૧૫૫૭.

## सामुद्रिकशास्त्र ।

(ગુજરાતશાલાપત્ર ડિસેંબર ૧૯૦૮ માં શ્રી. છગનલાલ વિ. રાવળે પ્રકટ કરેલું ).

(१) आदि-पहिलु देव नमस्करी नइ पुरुष स्त्रीना लक्षण कहीसि ।
(२) मनुष्यनइ पांच दीर्घ-लांबा जोइइ । पांच सूक्ष्म-न्हाहनां जाईइ ।
(३) जिहनइ निलाडि रेखा ४ हुइ तेहनउ ८० वर्ष अनइ ५ रेखा हुई तु १०० वर्ष आयु हुई ।

**(१३) વિ. સં. ૧૫૮૧**

## नवतत्त्वबालावबोध

कतली गोली अजमा पीपली मिरी भारंगी सुंठि प्रमुख द्रव्य करी ऊनी हुई ते वाय फेडइ

**(૧૪) વિ. સં. ૧૫૮૨**

## जीवतत्त्वविचार

सिद्धना जीवनइं देह नथी योनि नथी जीव जिणवचन अणलतउ संसार मांहि घणूं फिरइं । अनइं घणूं फिरिसिइं ।

**(૧૫) વિ. સં. ૧૫૮૨**

### સ્વપ્નાધ્યાય ( ભાષાન્તર )

प्रासाद माहि जमि समुद्रमाहि तरि तु गुलामनि कुलि जन्म हुई तु पण राजा हुई ॥
नाव्ये चडी अनि चालि तु जे कोई गमातरि गीउ हुई ते आवी उतावलु ए विचार ॥

અહિંમાં जमि, तरि, हुइ ઇત્યાદિમાં ભૂતાર્થવાચક ક્રિયાપદરૂપ અનિશ્ચયાર્થરૂપ બની ગયું છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

**(૧૬) વિ. સં. ૧૬૧૨**

## अश्वशास्त्र

मुखि चिहु पगि ये अश्व काला हुइ ते अ ग्याग्र ते यमदूत जाणिवु । काखि भमरा हुइ ते स्वामी नइ मारइ ते आइ क्लेशनइ वधारि प्रवासि मरण करइ।

(૧૭) વિ. સં. ૧૬૪૦ (નકલનું વર્ષ)

वैष्णव आह्निक

( नवलग्रन्थावली, भाग २, पृ. ४२-४५ )

पछी पूर्वाभिमुख विशि मायुं उहीलीनि हाथ पखालीए।
काछडी पिहिली दीजि। पाटली पछी वालीए।

(૧૮) વિ. સં. ૧૭૧૦ (નકલની સાલ)

रात्रिभोजनगीत

( ગુજરાતી ભાષાનો ઇતિહાસ, મંજુલાલ શાસ્રી, પૃ. ૬૫-૬૬ )

।दवसइ रंधाइ दिवसइ जिमियइ।
विहाणे ।भाजन मागसि उत्तर न ।दास ।काइ।

હવે હું પારસી ગ્રન્થકર્તાઓનાં અર્વાચીન ગુજરાતીના નિર્માણ પ્હેલાંનાં લખાણોમાંથી કેટલાંક અવતરણો આપું છું.

(૧૯) વિ. સં. ૧૫૦૦ના અરસામાં.

(क) समस्थाण वलतूं हुइ रे ग्रन वेहेत भूम छांडीइ ताह आतस लइनि ।जात कीजइ। समस्थान ठाहार सीलावा दीजि। तिहां थका रे ग्रग ।वहेत भूम छांडीइ। नवीजोत कीजि।जोत मांहिंथु आतम ।लइ तालगि जोत कीजि। तां लगि आपली जोतनु ठाहार सीलाइ। तिहां थकु ।लईनि पात्रि मेलवीइ बीजी जोत कीधी अछि तिहांनु ठाहार सीलाइ। ता लगि पात्रि रहिवा दीजि। ने तीवार पछी सहस्र जोत प्रमाण हुइ।

( વિ. સ. ૧૫૦૭માં બહરામ લક્ષ્મીધર નામના પારસી લેખકે લખેલી હસ્તપ્રતમાંથી આ અવતરણ લીધું છે. પવિત્ર અગ્નિ પ્રકટાવવાના વિધિનું આ વર્ણન છે. આ ફકરામાં ઠાહાર શબ્દ છે તે છાહાર ( छार, સં. क्षारમાથી ) માટેની દેખીતી ભૂલ છે. छार सीलाइ અને छार सीलावा दीजि એટલે "રાખ ઠંડી થાય છે" "અને રાખને ઠંડી થવા દેવી."

(ख) मइ पूछइउ जन ईहं स्त्रोताण तनउ शरीरइ कइसउइ पातक कीधउं जीणइ पापकरी आत्मारहिं इसउ दोहिलउ निग्रहः कीजइ अछि।

( સાંટાક્રુઝ, મુંબઇ, રહેતા શ્રી. બહેરામગુર તે. અંકલેસરિયા પાસેના अर्दा-विरानी હસ્તપ્રતમાંથી ઉદ્ધૃત; અન્તગત પુષ્પિકા બતાવે છે કે નકલ વિ. સં. ૧૫૦૭માં નવસારી (नागमारिका) મુકામે કરવામાં આવી હતી.

( ग) पुण्यमत्यीं गाथाउ राम्नोरहिं नमस्कारहु। प्रत्यूसरवाणी होर्मिज्दतणीं प्रश्नवाणी पूछवा तणीं जरथुश्र तणीं : ॥ १ ॥ सुदर ते भलो यिहरहिं केतलाइ मनुष्यनु शुभ कल्याण वर्तइ। कि इसइ साचइ केतलाइ मनुष्यनु यिहरहिं शुभ कल्याणनु कल्याण। कहू एक छि। ते इम बोलइ जु शुभ भलु सहू ति दीनितणू दीधु हुइ। दीनि तुसि वहु कहुं रहिं शुभ कल्याण॥

( इजिस्तौ ( यहर ) ના સસ્કૃતનુ ભાષાન્તર; પારસી પંચાયત ફંડના ટ્રસ્ટીઓએ પ્રકટ કરેલા એ ગ્રન્થને ૧૫ મે પૃષ્ઠે નોંધ જુવો.

આ અવતરણોની ભાષા વિ. સં. ૧૫૦૦ પ્હેલાંના કે પછીના સમયની છે એ સ્પષ્ટ છે. हिं પ્રત્યય લગાડવાથી બનતું વિશિષ્ટ પ્રકારનું ચતુર્થીનું રૂપ સૂચક છે ( આ પ્રત્યય हिंનો આ ભાષાન્તરોમાં પ્રચુર ઉપયોગ થાય છે ). આ રૂપ મુગ્ધાવબોધ ઔક્તિકમાં વારંવાર વપરાયેલું જોવામાં આવે છે. ( વિ. સં. ૧૪૫૦ ), અને વિ. સં. ૧૫૦૦ ની આસપાસના સમયના ગુજરાતી સાહિત્યમાં ઉપલબ્ધ છે.

વિક્રમ સંવતના અગ્યારમાથી સોળમા સૈકા સુધીમાં જુદા જુદા સમયોની કૃતિયોમાંથી ભિન્ન ભિન્न નમૂનાઓની પ્રકારદર્શક નમૂનાઓને તપાસીને આપણે ઉપર ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિની પરીક્ષામાં લાગુ કરવાની સમીક્ષા કરી. આ નમૂનાઓનું નિપુણ પરીક્ષણ કરવામાં લાગુ પાડવાની મુખ્ય મુખ્ય કસોટીઓ કસોટીઓ આ છે :—

( क ) ઉત્ક્રાન્તિના ભિન્ન ભિન્ન ક્રમોનાં ભેદક વાગ્વ્યાપારતત્ત્વો;

( ख ) વ્યાકરણનાં રૂપોમાં થતા મનોવ્યાપારજન્ય પરિવર્તો.

( ग ) જુદા જુદા સમયનાં લક્ષણભૂત રૂપોનું વિગ્રહક્ષમ (Analytical) કે અવિગ્રહ (Synthetic) સ્વરૂપ.

અને ( घ ) અમુક સમયના લાક્ષણિક અમુક વિશિષ્ટ શબ્દોનું અસ્તિત્વ, પ્રાચુર્ય અથવા પ્રાધાન્ય. ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિનો પ્રમાણમાર્ગ અને ક. કસોટી પ્હેલી, તે તે ભાષાવિકાસક્રમનાં હેના ક્રમો નિશ્ચિત કરવામાં આપણે આ પ્રત્યેક કસોટીનો લક્ષણભૂત વાગ્વ્યાપારતત્ત્વો. વિચાર કરીશું.

( क ) પ્રથમ આવે છે અપભ્રંશ ક્રમ (પ્રાગપભ્રંશ અર્થાત્ પ્રાકૃત ક્રમને બાદ કરવો ઘટે ). હેનાં લાક્ષણિક તત્ત્વો આ છે ;—

( ૧ ) સંયોગમાં र् ની અવિકૃત અવસ્થિતિ;

( ૨ ) જ્યહા र् ન હોય ત્યહાં હેનો પ્રક્ષેપ કરી ને સંયોગનિર્માણ;

( ૩ ) क् ને બદલે ग्;

( ૪ ) લિંગ પરત્વે અનિયમિતતા, જેનો સિ. હે. ૮–૪–૪૪૫માં નિર્દેશ છે;

( ૫ ) क અનુગનો છૂટથી ઉપયોગ,

( ૬ ) સામાન્યતઃ નામોને, પણ ક્વચિત્ અવ્યયોને અને ક્રિયાપદોને પણ, લગાડાતો ड અનુગ;

(૭) महारउं, तुहारउं, अम्हारउं, तुम्हारउं જેવાં ખાસ રૂપો; कवण, काइ, तण, कर ઇત્યાદિ જેવા ખાસ આદેશો.

**વિવેચન :** (૧) અને (૨) આ ઘટના ગુજરાતીમાં લાંબા કાળ પર્યન્ત બનતી રહી છે અને તેને પરિણામે એક પક્ષે प्रगट જેવા શબ્દો આવ્યા છે તો અન્યપક્ષે **करोड** (કોટિ), पहलु, सराण જેવા શબ્દો ઊપજ્યા છે જે આ ગ્રન્થના પુસ્તક ૧માં વ્યાખ્યાન ૪થાના ખંડ ૩માં ઉત્સર્ગ ૧ (પ્રક્ષેપ)માં નોંધ્યા છે;

(૩) આ વિકારને ઉપર પુ. ૧, વ્યા. ૪, ખંડ ૩ ઉત્સર્ગ ૧૭મામાં, ગુજરાતીમાં હેતું અનુવર્તન દર્શાવવા માટે, નોંધેલો છે.

(૪) આ અવ્યવસ્થા ગુજરાતીમા પણ આવી છે; જેમકે मित्र (પુ.), वृक्ष (નપું.) उत्तर (પું.), पांग (સ્ત્રી.), लौह्य (સ્ત્રી.), पत्र=કાગળ (પુ.) ઇત્યાદિ શબ્દોમાં મૂળ સંસ્કૃતનું લિંગ બદલી ગયું છે;

(૫) આ તત્ત્વને પરિણામે ગુજરાતીમાં ओ અને उं અન્ત્યવાળાં નામો (અનુક્રમે પુ અને નપુ) આવ્યા છે; જુવો ઉપર પુ. ૧. વ્યા. ૪. ખંડ ૧ ઉત્સર્ગ ૨;

(૬) આ અનુગ સાધારણતઃ સંસ્કૃત અનુગ कનો વિકાર, અથવા યોગ્ય રીતે આદેશ, ગણાય છે; પણ ડૉ. ટેસિટોરીએ डના મૂલરૂપે ट અનુગ કલ્પવાની અર્થપૂર્ણ સૂચના કરી છે આ ड અનુગનો ગુજરાતી કવિતામાં બહોળો ઉપયોગ થાય છે દા. ત, माडी, साहेलडी, मुलडु ઇત્યાદિ; અને ગુજરાતી ગદ્યમાં પણ કોઇ શબ્દોમાં ઉપયોગ થાય છે દા. ત. म्होडु, त्होडु, रमकडु ઇત્યાદિમાં.

(૭) આ ખાસ રૂપો અપભ્રંશ અને ગુજરાતી વચ્ચેની જોડનારી કડીઓ છે, દા. ત. म्हारु વગેરે ષષ્ઠીરૂપો; तणु, नु, केरु એ ષષ્ઠીના પ્રત્યયો; અને कोण અને काइ સર્વનામો; આ ગુજરાતીમાં પ્રયુક્ત છે.

**(ख) અપભ્રંશોત્તર વિકાસક્રમ**

**(૧) પૂર્વતર કાલાવધિ**

(क) સંયોગલોપ અને પૂર્વસ્વરનું દીર્ઘત્વ;

(ख) અનુનાસિકનું કોમલત્વ અને પૂર્વસ્વરનુ દીર્ઘત્વ;

(ग) અસ્વરિત આદ્ય શ્રુતિનો લોપ;

(घ) છેનો, વર્તમાનકાળ ભૂતાર્થવાચક રૂપમા, વસ્તુસ્થિતિમા પ્રત્યય તરીકે, ઉપયોગ

અને (ङ) સ્વરયુગ્મોનુ–સંપ્રકત સ્વરો अइ–अउनुं–સંધિ થયા વગર અવસ્થાન.

**(૨) ઉત્તર કાલાવધિ**

ઉપર જણાવેલી ઘટનાઓ ઉપરાંત—

(क) अइ–अउ નું અનુક્રમે ए–ओ રૂપે જોડાણ.

(ख) અન્–અન્ત્ય (અન્ત્યેતર) इ–उ ને સ્થાને अ.

(ग) इ, ए અથવા ग् થી સંયુક્ત હોય ત્હારે स नो ञ;

(घ) સ્વરમધ્યવર્તી ल ને ळ,

અને (ङ) કર્મણિ પ્રયોગના રૂપમાં इयइ ને સ્થાને आयनो પ્રયોગ.

શુદ્ધ અપભ્રંશનો સમય ઇ. સ. ના અગિયારમા સૈકાના પૂર્વાર્ધ સુધી એટલે વિ. સં. ના બારમા સૈકાના આરંભ સુધી ચાલતો હતો એ દર્શાવાઇ ગયું છે. આ વિધાન લોકમાં બોલાતી ભાષાને અનુલક્ષીને છે એ યાદ રાખવાનું છે; ગ્રન્થભાષા રૂપે અપભ્રંશનો ઉપયોગ ઇ. સ. ના બારમ સૈકાના અન્ત સુધી (= વિ. સં. ના તેરમાં સૈકાના મધ્ય સુધી) ચાલુ રહ્યો હતો. ત્હાર પછી ક્રમે ક્રમે ગુજરાતની ભાષા અનેક વિકાસક્રમોમાંથી પસાર થઇ, જે ક્રમે હું નીચે તરતમાં જ બતાવીશ. આ કારણે અપભ્રંશ ક્રમનાં લાક્ષણિક તત્ત્વોના વિવેચન માટે આપણે રોકાવાની જરૂર નથી, એટલે આપણે અપભ્રંશોત્તર વિકાસક્રમનાં-પૂર્વતર તેમજ ઉત્તરકાલીન-તત્ત્વોનો વિચાર કરીશું.

अपभ्रशोत्तर विकास-क्रम; बे कालावधि

## પૂર્વતર અવધિ-(१)-(क)

## સંયોગલોપ

संयोगलोप

આ વિકારનાં બીજો આપણે છેક હેમચંદ્રના અને હેની પૂર્વના સમયમાં, અને એથી પણ પૂર્વે પાણિનિના સમયમાં જોયાં (જુવો ઉપર પુ. १. પૃ. ૩૬૧-૩૬૨) પરંતુ વિશિષ્ટ સમયસૂચક લક્ષણ તરીકે તો આ તત્ત્વ અપભ્રંશોત્તર સમયનું ગણાય એ નિઃસંદેહ છે.

मुग्धावबोध औक्तिकનો સમય (વિ. સં. ૧૪૫૦) સંયોગલોપને પૂર્ણતઃ સ્થાન પામેલો દર્શાવે છે; આ ઘટનાની આછી શરૂઆત વિ. સં. ૧૩૬૩માં થયેલી દેખાય છે, (જુવો कच्छूलीरास, ઉપર નમૂનો (૫)) અને હેનો છૂટથી પ્રયોગ વિ. સં. ૧૪૧૨માં દેખાય છે (જુવો गौतमरास ઉપર નમૂનો (૬)); અને છેવટ ત્હારથી ચાર કરતાં ઓછા દશકા દરમ્યાન હેનો આગળ પડતા લક્ષણ તરીકે વ્યાપક પ્રચાર થયો છે. (વિ. સં. ૧૪૫૦, मुग्धावबोध औक्तिक અને તદનન્તર).

मुग्धावबोध औक्तिक પછી લાંબા સમયમાં સાહિત્યમાં આભાસિક અપવાદો ઉપલબ્ધ છે; દાખલા તરીકે विमलप्रबन्ध (વિ સં. ૧૫૬૮)માં अग्गलि (૮, ૩૬), लग्गीइ (૨, ૫), थप्पइ, थप्पिउं, अप्पिउं, अग्गीइ (૧, ૯૪) જેવાં રૂપો આવે છે. પણ अग्गीलिને સ્હામે પક્ષે आगलि પણ છે (૧, ૯૨); અને लग्गीइ તો लागीइને બદલે પ્રમાદથી લખાયેલ જણાય છે કારણ કે આ શબ્દનો અન્ત્યાનુપ્રાસ मागीइ જોઇએ છે; જ્હારે છેલ્લા ચાર શબ્દો (थप्पइ વગેરે) वस्तुछंदમાં વપરાયા છે અને જૈન કાવ્યોમાં આ છંદ પ્રાચીન શિષ્ટતાનો આભાસ આપવાને વપરાય છે જેથી હેમાં પ્રચારલુપ્ત પ્રાકૃત રૂપોનો કૃત્રિમ ઉપયોગ કરવામાં આવે એ સહજ છે. આ અપવાદોના વિરોધમાં આ प्रबन्धમાં સંયોગલોપનાં પણ અનેક દ્દષ્ટાંતો મળે છે. દા. ત. लागइ, मागइ (૪-૪૦), आगइ (૪-૯૪); આથી મ્હને લાગે છે કે આ આભાસિક અપવાદો સંપાદનની ન્યૂનતાનાં પરિણામો છે અથવા અતિ-શિક્ષિત લહિયાની ભૂલ છે.

ख. कोमल अनुस्वार

(१)-(ख) આ ઘટના તત્ત્વત (१)-(क)ના પ્રકારની જ છે જેથી હેની વીગતથી ચર્ચા કરવી અનાવશ્યક છે.

## (૧)-(ग) અસ્વરિત આદ્ય શ્રુતિનો લોપ

અસ્વરિત आद्यश्रुतिलोप

આ ઘટના તો ઘણી પુરાણી છે એ નિઃસંદેહ છે. હેનાં બીજ પ્રાકૃત કાળમાં, અને એથી પણ પૂર્વે સંસ્કૃતકાળમાં ઉપલબ્ધ છે ( જુવો ઉપર પૃ. ૧ પૃ. ૩૭૪); અને એથી પણ પૂર્વે છેક પ્રાક્-સંસ્કૃત યુગ સુધી આપણે જઈ સકિયે (જુવો ઉપર પુ ૧ પરિશિષ્ટ પૃ. ૫) કારણ કે argentum (લૅટિન) અને રजत (સં.) બંને એક જ મૂળમાંથી સાધી સકાય એમ છે. પણ આ તત્ત્વનો સંપૂર્ણ અને દ્દઢીભૂત પ્રચાર જોવા માટે આપણે અપભ્રંશોત્તર સમય સુધી આવવું પડશે સર્વથી અધિક લક્ષયોગ્ય અને સમયનિર્ણાયક શબ્દ છે वइसइ (उवइसइ-उपविशति). ઉપર આપેલા નમૂનાઓ પ્રત્યે એક દ્દષ્ટિપાતથી જ આપણે જોઈ સકિયે છિયે કે આ લોપ गौतमरास (વિ. સં. ૧૪૧૨)ના અરસામાં પૂર્ણ ભ્હારમાં હતો (જુવો ઉપર નમૂનો (૬) પૃ. ૧૧); અલબત્ત, એ પૂર્વેના સમયક્રમોમાં આ ઘટનાની શરૂઆત નજરે પડશે. આ ઘટનાતત્ત્વને હુ આ સમયનું પ્રધાન લક્ષણ ગણું છું.

## (૧)-(घ) છેનો ફ્લત પ્રત્યયરૂપે ઉપયોગ

छे नो प्रत्ययरूप उपयोग

આ કથનમાં છે શબ્દથી મ્હને હેનાં વચનદર્શક પુરૂષવાચક સર્વ રૂપોનો સમાવેશ અભિપ્રેત છે; એટલે કે છુ, છિયે; છે, છો, છે (हु लखुछु, हमे लखियेछिये, तु लखेछे, तमे लखोछो, ते लखेछे, तेओ लखेछे ). એ પણ નોંધિયે કે આ ઉપયોગ વર્તમાનકાળ ભૂતાર્થવાચક (મૂળભેદ)માં જ માત્ર થાય છે.

હું આ છેને ગુજરાતીમાં પ્રત્યય ગણું છું, કેટલાક વિદ્વાનો હેને સહાયક ક્રિયાપદ (उपक्रियापद) ગણે છે તેમ હું ગણતો નથી. આ માટે મ્હારા કારણો આ છે:—

(क) लखेछे ઇત્યાદિ રૂપોમાં છે પોતાની વૈયક્તિક સ્વતંત્ર પદની જાળવી રહ્યો નથી;

(ख) હેનો ક્રિયા-અર્થ કંઈ જ નથી, એ કેવળ કાળ અને વૃત્તિભેદ સૂચવે છે.

आवे तो छे, आ ज छे, હાવા પ્રયોગોમાં તો અને જ શબ્દોને ક્રિયાપદ અને છેની વચ્ચે ઘુસાડવામાં આવે છે એ સ્થિતિ મ્હારા મતના વિરોધમાં ટાંકવામાં આવે; કારણ કે शे (ભવિષ્ય) જેવા પ્રત્યયોની પ્હેલાં આ રીતે કોઇ શબ્દ ઘુસાડી સકાય જ નહિં. હાનો મ્હારો જવાબ આ છે:—

ખરું, આ ઘટના છેને સંપૂર્ણ પ્રત્યય ગણવાથી વિરુદ્ધ જાય છે, પણ છેની મનોવ્યાપારની દ્દષ્ટિયે જે સ્થિતિ છે તે પ્રત્યય-વાદના પક્ષમા છે, એટલે હાવા અન્તરાલપ્રવિષ્ટ નિપાતોની ઘટનાને છે સ્વતંત્ર ક્રિયાપદ હતું એ સમયના પ્રયોગવિશેષ જ ગણવા પડશે.

ઘણાએ પ્રત્યયો મૂળમા સ્વતન્ત્ર શબ્દો હતા; હેના રૂપનો અને ધર્મનો કાળક્રમે ક્ષય થયો હતો, એ યાદ રાખવુ પડશે. આ રીતે વપરાતો (लखेछे ઇત્યાદિમા વપરાતો) છે એ જ કક્ષામાં છે.

આ શી રીતે બન્યું હેતુ અનુદર્શન રસપ્રદ થશે, लखेछे એટલે સં. लिखति अस्ति, પ્રા. लिहइ अत्थि, અપ. लिहइ ( કે लिखइ ) अच्छइ, ગુર્જર અપ लिखइ अछइ (छइ) અહિ अस्तिથી गच्छइ પર્યન્તનો શબ્દપ્રયોગ અસ્તિત્વના, કાળના, પુરુષના, વચનના, ઇત્યાદિ અર્થની પુનરુકતતા કરે છે.

लिखति अस्ति એ અસાધુ સસ્કૃત બને, અને એ જ પ્રમાણે બાકીના પ્રયોગોમા પણ વ્યાકરણદોષ આવે छइ–अछइ રૂપપ્રકારના આગમનની પૂર્વે लिहइ (लिखइ) એ રૂપ સપૂર્ણ અર્થ દર્શાવતુ. પણ કાળક્રમે હેની અસ્તિત્વ, કાળ ઇત્યાદિ સમગ્ર અર્થ અર્પવાની શક્તિ ક્ષીણ થઇ ગઇ, અને (જેમ અર્વાચીન ગુજમા લખે અનિશ્ચયાર્થ છે, ભૂતાર્થવાચક નથી એ કઇક જો–તોની અપેક્ષા રાખનારુ શરત સૂચવતુ રૂપ છે–તેમ) लिखइ રૂપે અનિશ્ચયાર્થ પ્રાપ્ત કર્યો તેથી ભૂતાર્થવાચક વર્તમાનકાળના અર્થના સમર્પણ માટે કોઇ અન્ય ઉપાયની આવશ્યકતા ઉપજી, અને એ પૂર્ણ અર્થની અભિવ્યક્તિ કરવાને छइ છે સહાયકરૂપે, અવલબનરૂપે, આવીને ઊભો રહ્યો

**हिंदी मराठी अने अन्य भाषाओनी दृष्टिनु साम्यासाम्य**

અર્વાચીન ગુજરાતીમા થયેલી આ વિશિષ્ટ પ્રકારની વ્યાકરણમત ઉત્ક્રાન્તિઘટનાને એ અર્થ દર્શાવવા માટે અન્ય સગોત્ર ભાષાઓમા વપરાતા રૂપોની જોડે સરખાવીને સામ્યાસામ્યનુ નિરીક્ષણ કરવુ રસદાયક નીવડશે --

હિન્દી–बोलता है, મરાઠી बोलत आहे (ક્વચિત્ માત્ર बोलतो પણ ત્યહા વસ્તુત आहेની હાજરી કલ્પી લેવાય છે)

સૂરતી ગ્રામ્ય ગુજરાતી–बोल्तो छे બગાળીમા પણ હેના જેવો પ્રયોગ છે રજની "धीरे, धीरे, जले **नामिते छे**" "आकाशविहारिणी गगा धीरे धीरे, **वहिते छे**" (બકિમચદ્ર ચટ્ટરજી કૃત रजनी, પુ ૪, પ્ર ૫, પરિચ્છેદ ૨)

આ બધા પ્રકારોમા ખરો શબ્દાર્થ છે 'બોલતો છે', बोल्ता, बोलत, बोलतो, नामिते, वहिते એ વર્તમાન કૃદન્તો છે[૫] આમ હોઇને बोलतो छे એ સૂરતી ગ્રામ્યરૂપ, સર્વમાન્ય ગુજરાતી રૂપ बोलेछेना કરતા, મનોવ્યાપારની દૃષ્ટિયે વધારે સાચુ છે, बोले छेમા અન્તર્ગત પુનરુક્તિદોષ છે–'Speak is'મા અને वदति अस्तिમા આવે ત્હેવો તે છતા ચાલુ ગુજરાતી

---

૫ બગાળીમા (से) नामे=ते નમે છ, ઊતરે છે, હેવો દ્વિપ્રકાર પણ છે, અને આ પ્રકારમા છેના અવલબનની જરૂર નથી તથા ति પ્રત્યય (અર્થાત્ હેનો વિકાર इ) પોતાની અર્થશક્તિને અવિકલ રાખી રહ્યો છે આ करिते छे પ્રકાર તો પડિતોએ नाम छे, नम छे વગેરે પ્રયોગોને શિષ્ટ સાહિત્ય–પ્રકાર માટે અતિગ્રામ્ય ગણીને વર્જિત માનીને હેને બદલે ઘડી કાઢેલુ કૃત્રિમ રૂપ છે હેવુ મનાય છે એમ મ્હને શ્રી ચારુ બન્દ્યોપાધ્યાયે કહ્યુ છે, જેઓ બગાળીના નિપુણ પડિત છે અને કલકત્તા વિદ્યાપીઠમા બગાળી ભાષા અને સાહિત્યના અધ્યાપક છે પરતુ 'ઘડી કાઢેલુ રૂપ' એથી એઓ શુ કહેવા ઇચ્છતા હતા એ વિશે વિશેષ પ્રશ્ન પૂછતા હેમણે કહ્યુ કે नामृति छे (પૂર્વ બગાળ), नाइमृते छे (ઉત્તર બગાળ) અને नाम् छे (પશ્ચિમ બગાળ) એ વિવિધ પ્રકારો પ્રચારમા છે; અને બોલીભેદોમાથી સમગ્ર બગાળને અનુકૂળ પડે હેવુ नामिते छ રૂપ કૃત્રિમ રીતે રચવામા આવ્યુ છે, અને આ રૂપ શિષ્ટસાહિત્યોચિત રૂપ ગણાય છે જે **શૂન્યપુરાણ વગેરે પ્રાચીનતમ વિદ્યમાન ગ્રન્થોમા** ઉપલબ્ધ છે વિશેષ હેમણે કહ્યુ કે આ 'કૃત્રિમ' રૂપ પશ્ચિમ કરતા પૂર્વ બગાળના સાહિત્યમા વધારે પ્રચરિત છે, કારણ કે આ રૂપ પૂર્વની બોલીના (नामृति छे) રૂપને નિકટતર છે, અને આ રૂપને ફેર્ટ વિલિયમ કૉલેજના પડિતોએ સાર્વત્રિક પ્રચારમા મૂક્યુ છે करिते छे રૂપના આ અતિરસિક ઇતિહાસ માટે હુ શ્રી ચારુ બદ્યોપાધ્યાયનો આભાર માનુ છુ એ ઉપરથી (ખાસ કરીને ઉપર

પ્રયોગ ( बोल्छे ) રૂઢિબળે શિષ્ટ બન્યો છે; बोलेमां રહેલા ति પ્રત્યયના પ્રતિનિધિભૂત અવશેષની મૂળની અર્થશકિત ક્ષીણ થઇ ગઇ છે તેથી પુનરુકિત રહેતી નથી. વસ્તુત बोल्छेમાં बोले, વર્તમાનકૃદન્ત बोलतोના જેવી અપૂર્ણ અર્થની કોટિમાં આવે છે.

(क) સુરત જિલ્લાનાં ગામડામાં बोलतो छे ત્હેને સ્થાને શિષ્ટ ભાષામાં बोल्छे પ્રયોગ છે; પરંતુ बोल्छेના નઞર્થ રૂપમાં ति રૂપ નહિં પણ વર્તમાન કૃદન્ત વપરાય છે એ લક્ષયોગ્ય છે; આપણે बोले नथी એમ બોલતા નથી, પણ बोलतो नथी એમ બોલિયે છિયે.

(ख) મરાઠી करतो (=करीत आहे) શબ્દ करन्तउ (પ્રા )–कुर्वंतः (સ.)માંથી આવ્યો છે. મરાઠીમાં अउમાંથી અન્ત્ય आ નીપજે છે (દા. ત. મ. घोडा, અપ घोडउ, સં. घोटकः જુવો આ વ્યાખ્યાનોનું પુ. ૧. પૃ. ૨૧૪), એ વ્યાપક નિયમમા આ ઓકારાન્ત करतो અપવાદ છે એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. હિંદીમાં નિરપવાદ રીતે आ જળવાઇ રહે છે. હેનાથી વિરુદ્ધ દિશામાં મરાઠીનો આ અપવાદ જાય છે એ પણ લક્ષયોગ્ય છે.

(ग) સિંધી करे थोमां પણ करेનું અર્થસામર્થ્ય ક્ષીણ થયું છે, પણ હેને आहे (સિંધી, ગુજ. छेનો પર્યાય) નથી લાગતો, પણ थो ( =સ. स्थित. ) લાગે છે. કાનડીમાં माडुत्तने છે–( माडु=કરવું ) माडुत ( વર્તમાન કૃદન્ત ) अने ( તૃ. પુ. એક વચન પુંલ્લિંગ પ્રત્યય) સ્ત્રીલિંગ माडुत्ताळे છે, નપુંસિક લિંગ माडुत्तदे આ अने, (आळे, अदे) શું છે ? એ इरु ( કાનડી )=થવું હેનાં રૂપો તો ન હોય. સંસ્કૃત ति, सि, मिના જેવા આ પણ પ્રાચીન વિગ્રહક્ષમ શબ્દોમાંથી નીપજેલા અવિગ્રહ્ય પ્રત્યયો હોવા જોઇયે, પણ લિંગ બદલે છે (अने, आळे, अदे) એ તફાવત છે અને એથી આ કોઇ વિશેષણભૂત રૂપો જણાય છે.

હાવી આભાસિક અને શબ્દાન્તર્ગત મનોવ્યાપારની પુનરુકતતા ભાષાના રૂઢપ્રયોગોના નિર્માણમા મહત્ત્વનો ભાગ ભજવે છે એ લક્ષયોગ્ય છે. ગુજરાતીમાંથી એક દષ્ટાન્ત લઇયે : क्त्वान्त રૂપના, અર્થાત્ ક્રિયાપદના અવ્યય-ભૂતકૃદન્ત ( દા. ત. करीने ) ના ઉપયોગમાં હાવું, અથવા એથી વધારે, મનોવ્યાપારગત સ્ખલન ઉપજે છે, કારણ કે करीने શબ્દનો અર્થ, પૃથક્કરણ કરતા, करी=करी क्त्वा વત્તા ने=અને હેવો થાય છે, અંગ્રેજીમાં કહિયે તો having done and, અહિ अनेનો (andનો) અર્થ વસ્તુતઃ करी (having done) થી અર્પાતા અર્થમા આવી જાય છે, " having done it he went away " ए करी–ए जतो रह्यो એટલે " he did it and he went away (ए हेणे कर्युं अने ए गयो).

करेछे प्रयोगमानी मानसिक पुनरुक्ततानी सबधकक़दन्तगत पुनरुक्तता जोडे सरखामणी

---

કાળા છાપેલા વાક્યમાની હકીકત ઉપરથી) હું એ અનુમાન કરી સકું છું કે करिते છે રૂપ " કૃત્રિમ રીતે ઘડી કાઢેલું " તો નથી જ પણ ઉલટું એ જ વાસ્તવિક ઇતિહાસસિદ્ધ રૂપ છે, જેમાંથી જુદી જુદી બોલીઓનાં રૂપો ઉદ્ભવ્યા હતા, અને પંડિતોએ તો બધા બોલીભેદોનું અન્તર્ગત સમાનતત્ત્વ પારખવાની ખરી વૈજ્ઞાનિક પદ્ધતિથી પ્રાચીનરૂપ करिते छेને પુનર્જીવન આપ્યું હતું (ઘડી કાઢ્યું તો ન્હોતું જ). આ સમાનતત્ત્વને પ્રાચીનતમ ગ્રન્થોથી આરંભીને ઉત્તરોત્તર સાક્ષાત્ પ્રચારનો દઢ આધાર હતો. ખરૂં કહેતાં એ પુનરુજ્જીવન પણ નહિં, પણ બોલીપ્રયોગવિરુદ્ધ શિષ્ટ પ્રાચીન પ્રયોગનો સ્વીકાર જ હતો.

ડૉ ટેસિટોરીએ આ क्त्वान्तने ( त्वा પ્રત્યયને ) **સબધક** કૃદન્ત હેનુ નામ આપ્યુ છે, એ કૃદન્ત 'અને' નો અર્થ સમર્પે છે એ જોતા આ નામ યથાર્થ છે આથી 'having done and' માં and અનાવશ્યક છે, તો પણ રૂઢિબળ કરીને પ્રયોગને સાચો બનાવે છે અને હેમાં વિચાર-ક્રમો કૈંક આ પ્રકારના છે :—

કરી=having done, પછી બોલનારનુ મન એ પછીના વિચારતત્ત્વ માટે થંભે છે અને એ નવા તત્ત્વને પકડવાના પ્રયત્નમ પૂર્વગત શબ્દમા રહેલા and ના અર્થતત્ત્વને એ વીસરી જાય છે, અને તેથી અવલબન અર્થે, જોડતી કડી રૂપે ને (= and , શબ્દને પકડી લે છે

થભવાની અને નવા ટેકાની મદદથી આગળ વધવાની આ મનોગત ઘટના છે તે નીચે આપ્યા છે હેના પ્રયોગોમા દ્વિગુણિત બને છે ,—

वासुदेवनइ तनी **छाडीनि अनि बीजा** देवनइ उपासी ।

( पाडवीगीता, નકલ સાલ આશરે વિ સ. ૧૬૫૦ )

અહિ नि અને अनि એ દ્વિરુક્તિમા ખુલ્લી ખોટી પુનરુકતતા છે, પણ એ આ વ્યાપારમા રહેલી વિચારગતિની દિશાને અને આકૃતિને સબળ રીતે પ્રકટ કરવામા ઉપયોગી બને છે આ બેવડી પુનરુક્તિનુ કારણ કદાચ એ છે કે આ વાકય મૂળ સસ્કૃત વાકયના ભાષ્યસમાન વિવરણનો અશ છે, તેથી લેખક तनीनो ( મૂળ સ परित्यज्यना ૨૬ ગુજ પર્યાયનો ) અર્થ छाडीनि આપે છે અને પછી ત્હાર પછીના વિચારતત્ત્વ તરફ જતા ફરીથી अनि ને પકડી લે છે, ટૂકમાં, પ્રથમ नि ( छाडिनिमानो ) પોતાનો 'and' અર્થ ખોઈને छाडीमाना त्वा અર્થના અવશિષ્ટ અશમા ભળી જાય છે, તેથી બીજા अनिनी જરૂર ઊપજે છે ૨૭

---

૨૬ वासुदेव परित्यज्य योऽन्यदेवमुपासते । तृषितो जाह्नवीतीरे कूप खनति दुर्मति ॥ १६ ॥

૨૭ આ ને ( नि—नइ ) ને ડૉ ટેસિટોરી સપ્તમીનો અનુગ માને છે ( જુવો હેમની नोट्स § ૧૩૧ પૃ ૮૬ મધ્ય ) હેમની બધી દલીલો વાચ્યા પછી પણ नइने સપ્તમ્યર્થ અનુગ તરીકે હેની પૂર્વના ભૂતકૃદન્તની જોડે ( હેમને મતે જે ભૂ કૃ છે હેની જોડે ) બધ બેસતુ કરવુ દુર્ઘટ છે करी શબ્દને એ करिउ ( कृत ) અને હેની સપ્તમી करिइमाथी ઉદ્ભવેલો માને છે હાવા, ચઢાવો લેતા, અને દોષયુક્ત યુક્તિજાલનો આશ્રય લેવાની લેશ પણ જરૂર નથી ઉપર મ્હે पाडवीगीतामाथी આપેલ छाडीनि अनि એ મનોગતદષ્ટાન્ત न સપ્તમ્યર્થ અનુગ હોવાના યુક્તિવાદનુ ત્વરિત નિરસન કરે છે, કારણ કે અહિ अनि એ વિચારસબધ દર્શાવવાને વપરાયેલા 'અને'નો અસદિગ્ધ દાખલો છે સરલતમ ઉત્પત્તિદર્શન આ છે જે પ્રમાણે પ્રા પા રાજસ્થાનીનુ एवि અન્ત क्त्वान्त (દા ત भणेव, धरेवि, ઇત્યાદિ) સ त्वा પ્રત્યયમાથી ઉદ્ભવેલુ લઈ શકાય છે, તે જ પ્રમાણે इय અન્ત વૈકલ્પિક રૂપને (चालिय मारिय વગેરે જેમાના ય ને ડૉ ટેસિટોરી–મ્હારે મતે કેવળ કારણ વિના–પ્રક્ષિપ્ત માને છે એ રૂપને) પણ સ ના त्वाने બદલે આવતા य પ્રત્યયનો અવશેષ ગણી શકાય, प्रणम्य સ્વરભક્તિથી –प्रणमिय प्रणमिय, पणमिअ, ઉપસર્ગ હોય તો જ त्वाने બદલે य લાગે એ નિયમ શિથિલ થતાં ઉપસર્ગ ન હોય ત્યારે પણ એ જ પ્રત્યય (य) લાગતા करिय चलिय मारिय વગેરે રૂપો ઊપજે

ઇતિહાસમય ગ્રથમા–રામાયણમા–વાતુ ઉપસર્ગયુક્ત । હોય ત્હારે પણ (त्वाने બદલે) य લગાડવાની આભાસિક અતન્ત્રતાના ઉપયોગના અનેક દૃષ્ટાન્તો લભ્ય છે, જુવો वाल्मीकि कृत रामायण –

ઊંડું તત્ત્વપરીક્ષણ કરતાં જણાશે કે જેમ કરેછે માંના કરે અંગના મુળ અર્થસામર્થ્યનો ક્ષય

(૧) अथ ता रजनीमुष्य विश्वामित्रो महायशा। (બાલકાંડ, ૨૭–૧)

(૨) निरस्त हृश्य मारीच रामो लक्ष्मणमब्रवीत्। ( „ ૩૦–૨૦)

(૩) इत्युक्तवा परमप्रीतो गृह्य राम सलक्ष्मणम्। (શ્રી. ચિં. ના. વૈદ્યસંપાદિત સંક્ષિપ્તરામાયણ, બાલકાંડ સર્ગ ૭)

(૪) औपवाह्य रथ योज्य ( „ „ „ „ અયોધ્યાકાંડ સર્ગ ૧૦)

(૫) उष्य तत्र यथाकाम नैषधो द्विपदा वरः (મહાભારતગત નલોપાખ્યાન, ૪,૪૨)

આ અને અન્ય અતંત્ર ભાસતા પ્રયોગો વસ્તુતઃ તત્કાલીન પ્રાકૃતમાંથી અપનાવેલા પ્રયોગો હતા એ ડૉ. હૉપ્કિન્સે બતાવ્યું છે (ધ ગ્રેટ એપિક ઑફ ઇન્ડિયા, પૃ. ૨૬૧–૨૬૩); કારણ કે, હેમણે અર્થઘન વાણીમાં કહ્યું છે તે મુજબ, "છન્દ ઉલ્લંઘન કરે છે સંસ્કૃત વ્યાકરણનું; પણ સર્વ વ્યાકરણનું નહિં. + + જ્યહાં સંસ્કૃત વ્યાકરણ નિરુપયોગી જણાય ત્યહાં કવિયો લોકબોલીનો આશ્રય લેતા" (પૃ. ૨૬૨) આ મતનું કારણ હેમણે એ કહ્યું છે કે હાવા પ્રયોગો "માત્ર છન્દની અપેક્ષા હોય ત્યહાં જ" થતા (પૃ. ૨૬૩), અને, બીજા દાખલાઓ ઉપરાંત, स तु बाहुसहस्रेण बलाद् गृह्य दशाननम् (૭. ૩૨. ૬૪) હેમાં गृहीत्वाने બદલે વપરાયેલ गृह्यનો દાખલો આપ્યો છે (પૃ. ૨૬૩ અને ૨૦૫) આ પ્રમાણે ઉત્તરકાલીન પ્રાકૃત પ્રત્યય इय (इअ)નું મૂળ પ્રાચીનતર માહેરિક લોકબોલીના य–અન્ત રૂપમાં મળે છે.

(સ્થાને સ્થાને અપભ્રંશ પ્રત્યય इउ છે એમ હેમચંદ્રે કહ્યું છે (સિ. હે. ૮–૪–૪૩૯); હેણે इअને મુખ્ય પ્રાકૃતનો જ પ્રત્યય કહ્યો છે, અને માર્કંડેયે પણ (प्राकृतसर्वस्व ૪–૩૭માં) હેને કેવળ મહારાષ્ટ્રીનો ગણ્યો છે.) કેટલાક વિદ્વાનો (करीने વગેરેમાંના) આ નેને સંબંધક 'અને'નથી માનતા પણ કંઈ અર્થ વિનાનો કેવળ વધારાનો નિપાત ગણે છે. સાન્વય વાક્યના બધા અંશો અન્તર્ગત વિચારતત્ત્વનાં પ્રતીકો છે એ સત્ય જોતા ને અર્થહીન વધારાનો નિપાત હોવાની વાત અસંભાવ્ય ઠરે છે. આપણે ને વાપરિયે હેવા પ્રસંગોમાં હિન્દીમાં के નો ઉપયોગ થાય છે એ વાતથી પ્રથમ નજરે ઉક્ત વિદ્વાનોને સમર્થન મળતું જણાય, દા. ત. प्रीत लगाय के जीरा लुभाय के चैंठ जाइके दूर; પણ અહિં के પદ વસ્તુતઃ ગુજ. ને જેવા કોઈ સંબંધક શબ્દનું સ્થાન લે છે, અથવા હિંદી कर નું પ્રતિનિધિત્વ ધરાવે છે જે कर પણ એ અર્થમાં વપરાય છે, દા. ત. लेकर आओ, અને અહિં कर પોતે कर्=કરવું એ ધાતુના સંબંધક કૃદન્ત करी (करिअ) નું સંકુચિત રૂપ છે; लेकर એટલે લઈને+કરીને. આ करि પ્રા. પા. રા. માં પ્રચારમાં હતો. (ટેસિટોરી 'નોટ્સ' ૧૩૧) પણ હું એને ડૉ. ટેસિટોરી માને છે ત્હેવો કેવળ અનુગ નથી માનતો.

શ્રી. કેશવલાલ હ. ધ્રુવ (ભાલણકૃત कादंबरी पूर्वभागના ટિપ્પણમાં પૃ ૨૦૭ અને પૃ. ૨૧૩ મે) કહે છે કે આ ને અર્થની સ્પષ્ટતા માટે વપરાય છે અને હેની ઉત્પત્તિ સિ હે. ૮–૨–૧૮૪માં ઉલ્લિખિત ण पद (અવધારણાર્થ) માંથી થઈ છે. હું હામાં સમત થતો નથી. ભાલણકૃત कादंबरी पूर्वभागમાં જ, પૃ ૧૨ મે પં. ૧૭ જુવો:—

कौतुक हुइ तु साभलजी थई अनि सावधान.

આ પંકિતમાં થયેલો थई अनि નો પ્રયોગ જ કે. હ. ધ્રુવની કલ્પનાનું નિરસન કરે છે. આ પણ સરખાવો: जोई कथ तमारु ले अर्जुनादि करे काय (વચ્છરાજ, कुन्तीप्रसन्नाख्यान, કડી, ૭૪), અહિં जोई थी વિયુક્ત રહેલો ने સૂચક છે.

થયો છે, તે જ પ્રમાણે કરીને આ કરી અંશના પોતાના ‘ અને ’ અર્થનો ક્ષય થયો છે અને તેથી જ નેનું અવલંબન આવશ્યક બને છે. આ વાત સ્પષ્ટ કરે હેવું એક ઉદાહરણ લઈયે : કૂવામાંથી પાણી કાઢીને પીવુ; અહિં ને ન હોય તો કાઢી પીવુ માં કાઢી શબ્દ કેવો ખંડિતાર્થ છે એ દેખાઇ આવશે, કારણ હેમાં ‘ અને ’ અર્થ આપવાનું સામર્થ્ય નથી; કાઢી પીવુ પ્રયોગ અચકાતો લંગડાતો જણાશે. તે જ પ્રમાણે રાધી ખાધું અને રાધીને ખાવુ.

**क्त्वान्तरूप छेडे ने लगाववानी रूढि छेक विक्रम सवत्‌नी सोळमी सदीथी चालु**

ક્ત્વાન્ત રૂપને ને લગાડવાની આ રૂઢિ છેક વિક્રમસંવત્‌ના સોળમા સૈકાના આરંભથી ચાલતી આવેલી જોઇ સકાય છે.

( ૧ ) મેહેલીનિ ભાલણકૃત कादंबरी ( પૂર્વભાગ ) વિ. સં. ૧૫૫૦ ના અરસામાં ( જુવો ઉપર નમૂનો છ )

( ૨ ) नाव्ये चढी अनि चाली–**स्वप्नाध्याय** वि. सं. १५८२.

( ३ ) देव नमस्करी नइ पुरुषस्त्रीना लक्षण कहीसि–**सामुद्रिक शास्त्र**, वि. सं. १५५७

( ४ ) लईनइ, जोडीनइ–**सीताहरण**, કડી ७५, ७४; वि. सं. १५२१.

( ५ ) वीसीनइ–**कान्हडदे प्रबन्ध १–१११**; वि. सं. १५१२.

**अहम् ना अर्थमां अस्मिना प्रयोगमां आ रूढिनुं सूचन**

પાછો હવે છે નો, અને હેના પૂર્વસ્થિત રૂપના ક્ષીણ થયેલા અર્થધર્મની પુનઃ સ્થાપનામાં સહાયક બનતા છે ના પ્રયોગનો પ્રશ્ન હાથ ધરિયે–

નીચેનાં સંસ્કૃત વાકયોમાં अस्तिનો વિલક્ષણ રૂઢ–પ્રયોગ થયો છે, એ પ્રયોગથી સંસ્કૃતમાં अस्ति નું જે સ્થાન સૂચવાય છે તેની તુલના અહિં રસપ્રદ નીવડશે.

( क ) अस्ति सिंहः प्रतिवसति स्म । **पंचतन्त्र** ( ४ )

( ख ) अस्त्यत्र नगरे त्रयः पुरुषा देवस्य श्रियो न महन्ते । ( **मुद्राराक्षस** १.५ )

( ग ) अस्ति पूर्वमहं व्योमचारी विद्याधरोऽभवम् । ( कथासरित्सागर, २२, ५६, १,२७ ).

પરંતુ આ વાકયોમા अस्ति નો માત્ર અર્થરહિત પૂરક શબ્દ તરીકે ઉપયોગ થયો છે, અથવા તો હેનો “ It is thus ” [ વાત એમ છે કે ] અથવા ( અંગ્રેજીમાં “ there was a man in Benares ’ જેવાં વાકયોમા આવતા ) “ there ” એ શબ્દપ્રયોગોના જેવો કંઈક અર્થ થાય છે. વિશેષ ધર્મસામ્ય નીચે આપેલા વાકયોમાના अस्मि ના ઉપયોગમા જેવાય છે.—

( घ ) दासे कृतागसि भवत्युचितः प्रभूणा
पादप्रहार इति सुन्दरि **नास्मि दूये** ॥ ( મલ્લિનાથે કૃષ્હાક અવતરણ રૂપે આપેલ )

( ङ ) **त्वामस्मि वच्मि** विदुषां समवायोऽत्र तिष्ठति । ( **साहित्यदर्पण** )

( च ) अन्यत्र यूयं कुसुमावचायं
**कुरुध्वमत्रास्मि करोमि** सख्यः । ( **काव्यप्रकाश** ३–२० )

અહિં अस्मि ब्रुवे, अस्मि वच्मि, अस्मि करोमि હેમાં ૨૫૪ પુનરુક્તતા છે; હાવા પ્રસંગોમાં अस्मि अहम्‌ના અર્થમાં જ છે એ પ્રકારની રૂઢિકલ્પનાથી–અસત્કલ્પનાથી–આ પ્રયોગોનો ખુલાસો કરવામાં આવે છે. સંસ્કૃતમાં આ પ્રયોગરૂઢિ શી રીતે શરુ થઇ તે મ્હારા જાણવામાં નથી; અને જે રૂઢિયે ગુજરાતીમાં કરેછે પ્રકાર અર્પ્યો હેનાથી આ સંસ્કૃત રૂઢિનો ભેદ પણ જોઇ સકાય એમ છે, તે એ કે આ સં. રૂઢિમાં પ્રત્યયની અર્થશક્તિના ક્ષયના તત્ત્વનો અભાવ છે.

**करेछे** रूपप्रकारनो सर्वप्रथम आरंभ; आशरे वि. सं. १५००थी

છેનો ફલતઃ પ્રત્યય જેવો આ ઉપયોગ શરુ થયો ક્યહારે? વ્રજલાલ શાસ્ત્રી (उत्सर्गमाला, ૧૮૭૦ ઇ. સ.ની આવૃત્તિ, પૃ. ૭૪મે) કહે છે કેઃ– " સંવત ૧૪૦૦ના સૈકા પછી ગૂર્જર ભાષામાં ક્રિયાપદને છેડે એ (એટલે अस्) ધાતુનો અપભ્રંશ "છે" મૂકવાનો ચાલ છે. એ સૈકાઓ પૂર્વે જે ગ્રન્થો લખાયા છે તેમાં એ અપભ્રંશ મૂકેલો નથી ગૂર્જર ભાષાની કવિતામાં તો અદ્યાપિએ મૂકતા નથી. એને ઉપક્રિયાપદ કહે છે. એના આ પ્રમાણે પ્રયોગ છે याति=जाइ=जायछे. कोचति=कोचइ =कोचेछे."

આ ઉપરાંત હેમણે (ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઇ. સ. ૧૮૬૬ની આવૃત્તિ, પૃ. ૩૨ મે) કહ્યું છેઃ—

"હવણાં ક્રિયાપદને છેડે સંસ્કૃત 'अस्ति' ક્રિયાપદનું પ્રાકૃત સહાયકારક ક્રિયાપદ 'છે' બોલાય છે તે સંવત ૧૫૦૦ના સૈકાની પૂર્વે બોલાતું નહિ. ઘણાં પ્રાચીન ગુજરાતી ગદ્ય પુસ્તકોમાં એ સહાયકારી ક્રિયાપદ નથી તથા પ્રાચીન કવિતામાં પણ લખ્યું નથી."

પ્રાકૃત અને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સંશોધન કરવામાં જેઓ સદા રત હતા હેવા શાસ્ત્રી તરફથી મળતું આ પ્રમાણવચન ખરેખર મૂલ્યવાન્ છે. ખેદનું કારણ માત્ર એટલું જ છે કે હેમણે '૧૪૦૦નો સૈકા,' "૧૫૦૦નો સૈકા" એ વચનોનો કંઇક શિથિલ પ્રયોગ કર્યો છે; બીજું એ કે હેમને વિવક્ષિત છે करेछे રૂઢપ્રકારમાંનો છે (જે પ્રકારમાં જ છેની પ્રત્યયસ્થાન પર્યંતની અવનતિ થઇ છે) છતાં હેમણે उपक्रियापद અને सहायकारक (અથવા °कारी) क्रियापद જેવા અતિવ્યાપ્ત શબ્દો વાપર્યા છે. એ શબ્દોમાં તો आव्योछे, आव्यो हतो, आव्यो हशे વગેરે રૂપોનો–જેમાં સહાયક ક્રિયાપદની સ્થિતિ સર્વથા પ્રત્યયરૂપ નથી હેવાં રૂપોનો પણ—સમાવેશ થઇ જાય.

પ્રાચીન સાહિત્યમાથી કેટલાક દાખલાઓ ચૂંટીને હું અહિં ઉલટા સમયક્રમે ગોઠવું છુંઃ—

(૧) વિ. સં. ૧૬૨૯ वैतालपचवीशी (ગદ્ય) છેના હાવા પ્રયોગથી ભરપૂર છે; દા. ત. वमइ-छइ (પૃ. ૯૬); जाउंछु (પૃ. ૯૭); कहइछइ (પૃ. ૧૦૧); देखुछु (પૃ. ૧૦૫); बांछेछइ, आवुंछु, जायेछइ (પૃ. ૧૧૧); रहइछइ, जुएछइ (પૃ. ૧૧૨); मागइछइ (પૃ. ૧૧૫); जाइछइ (પૃ. ૧૫૨); मुकिछइ, बोलिछइ, कहइछइ, करइछइ (પૃ. ૧૭૪); जायछइ (પૃ. ૧૮૧).

(૨) વિ. સં. ૧૬૧૯. वैताल पचवीशी (કાવ્ય) आवुछु (પૃ. ૨૩), मागेछे (પૃ. ૨૬).

(નોંધઃ—પૃ ૯૨મે (૧)માં जयछेના અર્થમાં છે વિનાના जय, जाये ઉપલબ્ધ છે)

(૩) વિ. સં. ૧૫૬૮, विमलप्रबन्धः–जाणउछउं (૬–૯૦); करइछइ (૬–૯૩).

(૮) વિ સ ૧૫૫૦ ભાલણકૃત कादम्बरी (પૂર્વ ભાગ)
२८ जूईछि रे नन (१०, १ ७),
परनेगथी जे अश्व आव्या फेरविछि दास (१०, १-२२),
मित्र पामिवा तप करिछि (१४, १-१ ७),
कादबरी थूड करिछि (२१, १-१६१),
एकनि दिछि मान (२३, १-८९),
अहि साभळिछि गान [२१, १-९०),
एक सखीनि प्रेरिछि (२३, १-९१),
इन्द्र जेहिनि आपिछि कर (७, १-७०),

(૫) વિ સ ૧૫૨૯ કેશવદાસ રચિત दशमस्कध
अति त्रस भय जीव चलेछे (સર્ગ ૨૨, કડી ૧૯)

(૬) આશરે વિ સ ૧૫૧૫ षडावश्यक-बालावबोध, હેમહંસકૃત
(આ હસ્તલિખિત પ્રતની નકલસાલ વિ સ. ૧૬૧૬ છે, પણ કર્તાનો જીવનકાળ વિ સ ૧૫૧૫ની આસપાસ હતો, કારણ કે એ વર્ષમાં હેણે न्यायमजूषा રચી હતી)

कहइ छइ (હ પ્ર માં પૃ ૭, પ ૨)
कहइ छइ (હ પ્ર માં પૃ ૧૩)
कीजइ छइ (એજ હ પ્ર માં અન્યત્ર, મ્હારી નોધમા પૃષ્ઠ નથી લખ્યુ)

(૭) વિ સ ૧૫૧૨ कान्हडदे-प्रबन्ध
चापीयछि (કર્મણિ), बानिछि, करिछइ, बानिछइ, हुछिइ
(ખડ ૩ મનો નગરવર્ણન નામનો ગદ્યભાગ)

[ નોધ – આ ગદ્યભાગ તથા બીજો એક જ (मटाउलि નામનો) ગદ્યખડ છે તે, ગ્રન્થના સમય પછીના પ્રક્ષિપ્ત અંશો હોય હેવુ મ્હને દેખાય છે આ ગદ્યભાગો કાવ્યની કડીઓની વચમા ચાલુ સદર્ભમાં લગભગ અધિકાર વિના ઘુસી ગયા છે, આ ઉપરાત मटाउलि વિવરણાત્મક ભાષ્યની શૈલીમા છે એટલે એ મૂળગ્રન્થનો ભાગ ન હોઇ શકે, અને હેમા કા પભાગના પુનરાવર્તનો છે ]

(૮) વિ સ ૧૫૦૭ अर्दा विरा (અથવા विराफ-नामा) આ એ સમયના પારસી સાહિત્યનો ગ્રન્થ છે

कीधइ अछि ( કર્મણિ ) दोहिलु निग्रह कीधइ अछि હેમા [ જુવો ઉપર આ ગ્રન્થમાંથી લીધેલો નમૂનો ૧૭ [ ख ] [૨૯]

---

૨૮ अइ અન્તને બદલે इ અન્તવાળા રૂપો છે તે ભાલણના સમયનાં નથી, પણ લહિયાના સમયના છે એ ફરીથી કહેવાની જરૂર નથી

૨૯ પારસીઓના બીજા સસ્કૃત ગ્રન્થના ગુજરાતી અનુવાદમા ( स्कन्द-गमानी गुजार मा ) અનેક સ્થળે करेछे પ્રકાર જોવામા આવે છે –

ઉપર નોંધેલા પ્રકારદર્શક દૃષ્ટાન્તોમા આપણા માટે પર્યાપ્ત સામગ્રી છે. આ દૃષ્ટાન્તો અસ્તિ-પક્ષનાં છે, એટલે કરેછે પ્રકારનાં રૂપોના પ્રત્યક્ષ ઉપલબ્ધ પ્રયોગો નોંધે છે. નાસ્તિ પક્ષ પણ એટલો જ સૂચક છે. વિ. સં. ૧૫૦૦ પ્હેલાં કરેછે પ્રકારના પ્રયોગ નજરે પડતા નથી. નરસિંહ મ્હેતાએ, મ્હારી તપાસમા મ્હને જણાયું તે પ્રમાણે, આ પ્રકારનો પ્રયોગ કર્યો નથી ( હેનો સમય લગભગ વિ. સં. ૧૪૭૦થી૧૫૩૭ ), પણ સર્વત્ર કરે પ્રકાર વાપર્યો છે ( જો હેના સમયમાં કરइ એ રૂપે લખાતો હતો એ નિ:સંદેહ છે ). હું થોડાક જ દાખલા આપુ છું :—

(૧) रविशशी कोटि नखचंद्रिकामा घसे [ નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ, ગુજ. પ્રેસ સંપાદિત, પૃ ૪૮૯, પદ ૪૯ ),

(૨) छंघमां अटपटा भोग भासे ( એ જ ગ્રન્થ, પૃ ૪૮૫, પદ ૪૨ ),

(૩) ते ज हुं ते ज हुं शब्द बोले

(૪) सोनाना पालणा माहिं झूले

(૫) अरघ उरघनी माहे माहाले

(૬) प्रेमना तंतमां संत झाले ( એ જ ગ્રન્થ, પૃ ૪૮૪–૫, પદ ૩૯ )

(૭) वृंदावन केल करे काहानो ( „ „ પૃ ૫૫૬ પદ ૬૪ ],

(૮) राता अबील उडाडे गोपी ( „ „ પૃ ૫૨૩ પદ ૮૯ );

(૯) मातुनी मोह उपजाये रे

(૧૦) नेह नेणामा लजाये रे

(૧૧) गांधर्व गान हराये रे

( ઇત્યાદિ ઇત્યાદિ—આઠ ક્રિયાપદો ) ( „ „ પૃ. ૨૨૦, પદ ૧૮૮ ),

(૧૨)मुखनी मोरली श्रवण करे

(૧૩) हरिमुख जोवा हरख भरे ( „ „ પૃ. ૨૨૯, પદ ૧૯૭ )

(૧૪) झमकते झांझरे ताळी दे ताळणी ( „ „ પૃ ૨૧૮ પદ ૧૮૩ ),

(૧૫) ताळ मृदंग रसवेणु वाजे

(૧૬) माननी मुख घणो मच्छर छाजे

(૧૭) जाणे घन दामनी चमके मारी ( „ „ પૃ. ૨૧૭ પદ ૧૮૩ ),

(૧૮) नाथ नाचे शिर मुकुट ते झळकतो

(૧૯) करतणा कंकण खलके चूडी ( „ „ પૃ. ૨૧૭, પદ ૧૮૨ ),

(૨૦) करणे कुसुम विधविध घाले

(૨૧) शिर माहे घणा खोसे रे ઇત્યાદિ ( „ „ પૃ. ૬૪, પદ ૧૬ ),

---

तेथी घणा प्रकार छि जूजा थाई थाइछि ॥ ३८ ॥
तेह ने जोउछु । सोधूछु ॥ ३६ ॥
जे जोवानि किधू उद्यम करिछि ॥ ४३ ॥

( પારસી પંચાયત ફંડના ટ્રસ્ટીઓએ પ્રકટ કરેલ આ ગ્રન્થમાંની નોંધો, પૃ. ૬૩, સ્કંધ ૧ )
આ અનુવાદનું વર્ષ નોંધ્યું નથી. अइ નો इ ( करिछि ) અને હેવાં લક્ષણો જોતાં અનુવાદ અઢારમી સદી દરમ્યાન કોઈ કાળનો ગણાય આથી મ્હેં અવતરણોને ઉપરનાં અન્યગત દૃષ્ટાન્તોમાં મૂક્યા નથી.

હાવા દાખલાઓ વિપુલ છે, ત્હેમાંથી અહિં તો થોડાક જ આપ્યા છે. આ દાખલા તે સમયના પ્રચલિત પ્રયોગનો ખ્યાલ આપવા માટે પૂરતા છે.

' करे પ્રકારના પ્રયોગના નરસિંહ મ્હેતાનાં કાવ્યોમાંના આ દાખલાઓની વિરુદ્ધ જાય ત્હેવી નીચેની બાબતો મ્હને બતાવવામાં આવી છેઃ

(क) ગુજરાતી પ્રેસના શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ કને નરસિંહ મ્હેતાનાં અપ્રકટ કાવ્યોનો સંગ્રહ છે (જેની હસ્તપ્રતની સાલ અજ્ઞાત છે) હેમાંનું એક કાવ્ય, જેમાં करे છે પ્રકારનાં રૂપોનો બ્હોળો ઉપયોગ થયો છે; એ જ સંગ્રહમાં એ જ પ્રકારના ઉપયોગનાં, અપદ્ધતિસર ચૂંટી કાઢેલાં, બારેક દૃષ્ટાન્તો;[३०]

અને (ख) નરસિંહ મ્હેતાનાં (ગુજરાતી પ્રેસ સંપાદિત) મુદ્રિત કાવ્યોમાં એ જ પ્રકારના પ્રયોગનાં (करेछे પ્રકારનાં) ગણનાયોગ્ય સંખ્યાનાં (આશરે ૫૦) દૃષ્ટાન્તો; દા. ત.—

| | પૃષ્ઠ | પદ | પંક્તિ |
|---|---|---|---|
| दाखेछे | ૭૯ | ૧૦ | ૬ |
| वारेछे | ૮૨ | ૧૫ | ૧ |
| पखाळेछे | ૯૧ | ૩૧ | ૨૧૫ |
| पीरसेछे | ૯૧ | ૩૩ | ૨૨૭ |
| बोलेछे | ૯૧ | ૩૩ | ૨૨૮ |
| देछे | ૯૨ | ૩૩ | ૨૨૯ |
| नांखेछे | ૯૨ | ૩૨ | ૨૩૩ |
| निरखेछे | ૯૩ | ૩૪ | ૨૫૫ |

ઇત્યાદિ ઇત્યાદિ ઇત્યાદિ

---

३० દાખલા તરીકે –

देत्र देखेछे પૃ. ૩૦ (મલાર રાગ)

सु कहेछे वनमाळी रे પૃ ૩ (માલવ રાગ)

ताली देछे हाथे रे પૃ. ૩ („ „) ઇત્યાદિ

ઉપર (क)માં ઉલ્લેખેલું આખું કાવ્ય આ છેઃ—

राग मामग्रीनुं कीर्तन

मारा वालाजीशुं रङ्ग मारे वाझेछे.
हरखभराणी नें रमझम चालु, मारे पाओलीये नेपुरियां वाजेछे. मारा० १
सैंथो फुली नाकें नकवेसर, निलवट टिलडी विराजेछें;
हायें चुडी ने दीशु छु रुडो, गोफणे घुघरडी वाजेछे मारा० २
आ यौवनमां हरिवर रुडो, अवर दीठे दिल दाझेछे,
नरसीयाचा स्यामी संग्य रमतां, जे बोलु ते छाजेछे. मारा० ३

વિરોધી સૈન્યની આ જબરી મ્હોટી દેખાતી કતારથી આપણે ભયભીત થવાનું કારણ નથી. આપણે હકીકતને એના ખરા રૂપમાં તપાસિયે. આ પ્રકાર વિ. સં. ૧૫૦૦ પછીના કોઇ સમયે નજરે પડે છે એ ચોકકસ છે; વિ સં. ૧૪૫૦માં એટલે નરસિંહમ્હેતાના જન્મથી વીશ વર્ષ પ્હેલાં, કરે પ્રકાર એકલો એકચક્રે રાજ્ય કરતો હતો ( જુવો मुग्धावबोध औक्तिक ). આ ઉપરાંત નરસિંહમ્હેતામાં કરે પ્રકાર મ્હેં આપેલા થોડાક દાખલાઓમાં જ રહ્યો હતો એમ નથી.

એ પ્રકારની સંખ્યાસમૃદ્ધિ આપણને બતાવેલા વિરોધી દાખલાઓના કરતાં વધારે નહિં તો તેટલી જ વિપુલ છે; અને કરેછે પ્રકાર વિ. સં. ૧૫૦૦ પછી લાંબે કાળે પ્રતિષ્ઠિત થયો હતો. આ માન્ય થયેલી હકીકતો જોડે નીચેની બાબતો ઉમેરવાની છે –

(૧) આજથી બે કે ત્રણ સૈકાઓથી વધારે જૂની નરસિંહમ્હેતાના કાવ્યોની એક પણ હસ્તલિખિત પ્રત ઉપલબ્ધ નથી;

(૨) નરસિંહમ્હેતાનાં કાવ્યોની અત્યન્ત લોકપ્રિયતા; એ કાવ્યો, લહિયાએ હેમની રુચિને અને તરંગિતાને અને જ્ઞાનમર્યાદાને જેમ ફાવ્યું તેમ લખેલી નકલોથી જ જેની ઊણપ પૂરાતી હેવી, મૌખિક પરંપરા દ્વારા જ આપણા સુધી પ્હોંચ્યાં છે એ હકીકત; લહિયાઓએ જમાને જમાને મૂળપાઠમાં લીધેલી છૂટ; અને લહિયાનું અજ્ઞાન ઇત્યાદિ;–આ બધા તત્ત્વો એકઠાં થતાં હેને પરિણામે કાવ્યો આપણને લેખકના સમયની મૂળ ખરી લેખનશૈલીને બિલકૂલ વફાદાર નહિં હેવા સ્વરૂપમાં મળ્યાં છે,

અને (૩) બનાવટી કૃતિયોને પણ હેના રચનારાઓએ નરસિંહ, મીરાં, કબીર જેવા પ્રસિદ્ધ જૂના કવિયોની કૃતિ તરીકે અનેકવાર પસાર કરાવી છે.

આ સંજોગોમાં આ વિરોધી દષ્ટાન્તોની મૌલિકતા પરત્વે હું અત્યત શંકાશીલ છું. આ દાખલાઓમાં જ્હાં છે છે ત્હા મૂળપાઠમા રે, કે તે, કે ए હોય એ સંભાવ્ય છે, ઉપર આપેલ કાવ્યમા दीठुंछु જેવા શબ્દોમાં અથવા निरखने गगनमा कौण घूमी रह्यो એમ શરૂ થતા સુપ્રસિદ્ધ અને ભવ્ય કાવ્યની श्यामना चरणमा इच्छुछु मरण रे એ પંકિતમાના इच्छुछुं શબ્દમા, છુ ને બદલે મૂળમાં હું હોય એ પણ સભાવ્ય છે; અને આ સંભાવનાઓને બાધક બને હેવું ખરેખર કૈંજ કારણ નથી; વસ્તુતઃ इच्छुछु કે दीठुछु કરતા इच्छु हु કે दीठु हु એ પ્રયોગ મ્હારા શ્રવણને નરસિંહમ્હેતાના જેવો વધારે જણાય છે.

આ પરસ્પરવિરોધી દલીલોનો સમન્વય કરે હેવી એક જ ઉપપત્તિ સૂચવી સકાય એમ છે, તે એ કે નરસિંહમ્હેતાનો સમય કરે પ્રકારમાંથી કરેછે પ્રકાર તરફ જતો સંક્રાન્તિનો સમય હતો, અને એથી જ હેના કાવ્યોમા બંને પ્રકારોનું દર્શન થાય છે. પરતુ આ સૂચનાને હું સંભાવ્ય હકીકત સાથે સુસંગત માની સકતો નથી.

નરસિંહમ્હેતાના જન્મથી લગભગ પા સદી પૂર્વના કાળમાં જઇયે તો વિ: સં. ૧૪૫૦ મા मुग्धावबोध औक्तिक પણ ને જ વાત જણાવે છે–કરેછે પ્રકારનો સૂચક અભાવ. કરે રૂપના અનેક દષ્ટાન્તોમાંથી થોડાંક જ હું વીણી આપું છું.–

(૧) वीतराग वाछित दीइ ( वीतरागो वाछित ददाति )

(૨) चैतु कट्ट करइ ( चैत्रः कट करोति )

(૩) चैत्रु लोकसिउ वात करइ। (चैत्रः लोकेन सार्धं सह समं साकं वा वार्तां करोति)

(४) विवेकिउ मोक्षनइ कारणि यतइ। (विवेकी मोक्षाय यतते)

(५) वृक्षनउ पान पडइ। (वृक्षात् पर्णं पतति)

(६) गुरुतणउ वचन हउं सांभलउं। (गुरूणां वचनम् अहं शृणोमि)

(७) चैत्र ग्रामि वसइ। (चैत्रो ग्रामे वसति)

(८) शिष्य शास्त्र पढी अर्थ पूछइ। (शिष्यः शास्त्रं पठित्वा अर्थं पृच्छति)

(९) करसणी हल खेडतउ बीज वावइ। (कर्षकः हलं खेटयन् वपन् वा बीजं वपति)

(१०) सूत्रधारिं कीजतउं प्रमाद लोक देखइ। (सूत्रधारेण क्रियमाणं प्रमादं लोकः पश्यति)

આ પ્રમાણે વિ. સં. ૧૫૦૦ પછી ઉત્તરોત્તર करेछे પ્રકારનો ક્રમશઃ આરંભ અને વિકાસ આપણે જોઈ સકિયે છિયે, પણ વિ. સં. ૧૫૦૦ પૂર્વેના સમયમાં આ પ્રકાર બિલકુલ દેખાતો નથી. आलोयणा ( વિ સ. ૧૩૩૦ )માં મળતાં भणियउ अछइ જેવાં વચનોને આ મતને ખોટા કરાવનારાં ગણાય નહિં. કારણ કે भणियउ अछइ એટલે भणित. अस्ति ( भण्यो छे ), भणेछे નહિં, અને આપણે તો भणेछे ( વર્તમાન ભુતાર્થવાચક ) રૂપ જોડે નિસ્બત છે. આથી આપણે વિના આશંકાએ નિર્ણય સ્થાપી સકિયે કે છે નો ઉપયોગ ( करेछे પ્રકાર ) વિ. સં. ૧૫૦૦ પછી ( કે વિ. સં. ૧૫૦૦ ના અરસામા ) શરૂ થયો, પરંતુ શરૂઆતમાં વિરલ હતો, કે હેની જમાવટ ત્યહાર પછી ઘણે કાળે, જ્યહારે करइनी શુદ્ધ વર્તમાન કાળ દર્શાવવાની શક્તિનો સંપૂર્ણ લોપ થયો ત્યહારે થઈ. ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રમુખસ્થાનેથી (મે ૧૯૧૫મા ) મ્હેં મ્હારા ભાષણમાં વ્યક્ત કરેલ મત આમ ઉપર કરેલી સામગ્રીપરીક્ષાથી સમર્થન પામે છે. મ્હે કહ્યુ હતું:-

" આ સ્વરૂપ વિ. સં. ૧૪૦૦ પછી બહું મોડું પ્રવેશ પામ્યું હશે એમ લાગે છે. ભાલણ ( વિ. સં. ૧૪૯૫ પછીનો અર્થાત્ ૧૫૦૦ પછી નો કવિ ) 'દીસીછિ' રૂપ ( 'કાદમ્બરી'માં ) વાપરતો જણાય છે 'કાન્હડદે પ્રબન્ધ' ઇત્યાદિક વિ. સ. ૧૫૦૦ ની આસપાસના ગ્રન્થોમાં 'છઇ' નો ઉપક્રિયાપદ તરીકે ઉપયોગ નજરે પડતો નથી. વિ. સં. ૧૭૦૦ પછી એ ઉપયોગ વિશેષ જણાય છે. આ વિશે વધારે ધીરજથી તપાસ કરીને પછી નિશ્ચિતતા થાય. પરંતુ એટલું તો ખરું કે વિ. સં. ૧૫૦૦ની પણ પછી આ પ્રકાર ચાલૂ થયેલો."

(પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્ પ્રમુખપદથી સુરતમા

આપેલું ભાષણ પૃ. ૨૫–૨૬ )

એ સમયે જે વિધાન મ્હેં અજમાયેશ રૂપે રજુ કર્યું હતું ત્હેને, એ સમયે સૂચવેલી અને હવે પાર પાડેલી પરિશ્રમયુક્ત તપાસથી, સુનિશ્ચિત સમર્થન મળે છે એમ હું માનું છું આ તપાસ કંઈક મુશ્કેલીભરી છે, કારણ કે, સાધારણ નિયમે, આ રૂપને સામાન્યત ગદ્ય લખાણોમાં અવકાશ રહે છે અને કવિતામા પ્રમાણમાં થોડો અવકાશ રહે છે, અને છેલ્લાં સો વર્ષો પૂર્વેના ભૂતકાળમા ગુજરાતી સાહિત્યમા મ્હોટે ભાગે કવિતા જ હતી જ્યહારે ગદ્ય કૃતિયો વિરલ હતી. ઉપરાંત મ્હેં

કર્યું છે તેમ, આજે પણ ગુજરાતી કવિતા કરે રૂપને વળગી રહે છે અને લગભગ આગ્રહપૂર્વક કરેછે પ્રકારને ટાળે છે. [31]

### (૧)-(ङ) अइ-अउ એ સ્વરયુગ્મોની-સંધિ થયા વગર અવસ્થિતિ.

અઇ-અઉ જોડાયા વિના રહ્યા — આ લક્ષણ વિ. સં. ના સોળમા અને સત્તરમા સૈકા સુધી ચાલુ રહ્યું છે; ત્હાર પછીના સમયમા આ સંપૃક્ત સ્વરો સંધિથી અનુક્રમે ए અને ओ બની ગયા. આ ઘટનાની ચર્ચા હું આ પછીના જ પરિચ્છેદમાં (૨) ઉત્તર કાલાવધિ (क) એ શીર્ષક નીચે કરવાનો છું તેથી અહિં તો વિશેષ માત્ર એટલું જ કહીશ કે આ મુદ્દો (ङ) અને ત્હાર પછીનો મુદ્દો (૨)-(क) એ બંને પરસ્પર વિરોધી જણાય એ રીતે એકત્ર લેવાના નથી. ટૂંકમાં (૧) (ङ) ઘટના (૨)-(क) માં સરકી જાય છે, અને એ કારણે ઉત્તરકાલીન લક્ષણોના ઉપક્રમમાં કરેલું " ઉપર જણાવેલી ઘટનાઓ ઉપરાંત " એ વિધાન (ઉપર પૃ. ૪૭) આ એક ઘટનાને લાગુ પડતું નથી.

## ઉત્તર કાલાવધિ

### (૨)-(क) अइ-अउनुं ए-ओ रूपे जोडाण

उत्तर काळ; (क) अइ-अउ ना ए-ओ — હું અગાઉ દર્શાવી ગયો છું એ પ્રમાણે આ પરિવર્તન अइ-अउ, इ-उ એ વિકારક્રમમાંથી પસાર થયુ અને છેવટે ए-ओ રૂપે સ્થાપિત થયું; આ સંક્રાન્તિ દરમ્યાન આપણે अइ અને इने (તેમ જ अउ-उने) ક્વચિત્ એક કાળે ચાલુ રહેલા જોઈયે છિયે, પણ ધ્વનિની ઉત્ક્રાન્તિમા એ ઘટના અસ્વાભાવિક નથી. અન્તિમ વિકાસક્રમનો સમયઅંદાજ નિશ્ચિત કરવામાં આપણને ए-ओ પૂરેપૂરા સ્થાપિત થયા એ ઘટના જોડે નિસ્બત છે. આ સમય વિ. સં. ૧૭૦૦ અને ૧૭૫૦ની વચ્ચે ક્યહાંક ઠેરવી સકાય. મ્હેં અત્યહાર સુધીમા આપેલા નમૂનાઓ જોતાં જણાશે કે વિ. સં. ૧૭૦૦ પ્હેલાની હસ્તલિખિત પ્રતોમા આ ए-ओ વિકાર નજરે પડતો નથી. ભાલણકૃત कादंबरीमा* થોડાક અપવાદો છે હેનો ખુલાસો તો મ્હેં આપી દીધો છે. (જુવો ઉપર પૃ. ૨૮)* શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે હેમના " गुजराती भाषानो इतिहास " એ ગ્રન્થમા (પૃ ૬૩થી ૬૭મા) નમૂના આપ્યા છે એ બતાવે છે કે વિ. સં. ૧૭૦૦ પ્હેલા अइ-अउ અથવા इ-उ પ્રચલિત રૂપો હતાં. ભીમકવિયે (વિ. સં. ૧૫૪૧મા) રચેલ हरिलीलानी વિ. સં. ૧૭૦૨મા ઉતારેલી હસ્તલિખિત પ્રતમાં (શાસ્ત્રી વ્રજલાલે ટાંકેલા નમૂના અનુસાર) ए-ओ રૂપ છે; અને વિ. સં. ૧૭૫૦ પછી ઉતારવામા આવેલી હસ્તલેખપ્રતોમાંથી હેમણે જે નમૂના આપ્યા છે તેમાં ए-ओની પૂર્ણ જમાવટ થયેલી દેખાય છે. આથી ए-ओ રૂપની સત્તાજમાવટનો સમય આપણે વિ સં. ૧૭૦૦ અને ૧૭૫૦ની વચ્ચે વગર હરકતે ઠરાવી સકિયે.

### (૨)-(ख) અનન્ત્ય इ-उनो अ.

---

[31] જુવો ઉપર પૃ. ૩૫ (ख) વિશે નોંધ.

* ભાષાન્તરકારની નોંધ-कान्हडदे प्रबंधमां એમ જોઈયે; कादंबरीनो નિર્દેશ પણ ચાલે, પરંતુ તો મૂળ અંગ્રેજીમાં આપેલો પૃષ્ઠાંક ખોટો ઠરે.

આ ઘટનાના દાખલાઓ મ્હેં વ્યાખ્યાન ૪, ખંડ ૧, ઉત્સર્ગ ૩માં (પુ. ૧ના ૨૨૨મા અને ત્યહાર પછીનાં પૃષ્ઠોએ) આપ્યા છે; જેમકે—कठिन (સં.)—कठण (ગુજ.), मानुष (સં) माणस (ગુજ.). ઉપરાંત

(ख) अनन्त्य इ-उमो अ

આ ઘટનાનું પુરાણું વલણ છેક સંસ્કૃતના સમયમાં પણ હતું એ મ્હેં દર્શાવ્યું છે (પુ.૧.પૃ ૨૩૧) પણ આ ઘટનાનું મૂળ એ પ્રાચીન ભાષામાં બીજરૂપે જોવાય છે છતાં હેનો વાસ્તવિક વિકાસ તો ગુજરાતીનું પોતાનું જ લક્ષણ છે હેવી દલીલ મ્હેં ત્યહાં કરી છે અને હેનાં કારણો પણ કહ્યાં છે. આ લક્ષણનો આરંભ પણ વિ. સં. ૧૭૫૦ના અરસામાં થાય છે, જે મ્હેં પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલા મ્હારા ભાષણમાં દર્શાવ્યું છે. (પૃ. ૨૭).

## (૨)-(ग) इ, ए કે यथी સંપૃક્ત स् નો श्

આ ફેરફારનો આરંભ વિ. સં. ૧૫૫૭ના અરસામાં થયેલો જણાય છે (भुवनदीपक, દા. ત. बिशी) પણ હાલાં રૂપોની સાથોસાથ जोसी જેવું રૂપ પણ ત્યહા છે.

(ग) स् નો श्

આ ફેરફારની સ્થિર પ્રવૃત્તિનો સમય વિ. સં. ૧૭૫૦ પછીનો હોવો જોઇયે.

## (૨)-(घ) સ્વરમધ્યવર્તી ल् નો ळ्

બોલાતો હતો ळ् તે છતાં લખાણમાં (સ્વરમધ્યવર્તી હોય તો પણ) ल् ઘણા નજીકના સમય સુધી વપરાતો દેખાય છે, લગભગ પચાસ વર્ષ પ્હેલાનાં લખાણોમાં

(घ) ल् નો ळ्

એ ઉપલબ્ધ છે. બોલાતી ભાષામાં ळ ક્યહારે પ્રચારમાં આવ્યો એ કહેવું મુશ્કેલ છે, કારણ કે લખેલી પ્રતોમાં તો સર્વત્ર ल જ વપરાયો છે. હેમચન્દ્રે ळની પ્રવૃત્તિ પૈશાચી ભાષાના મર્યાદિત ક્ષેત્રમાં સ્વીકારી છે (लो ळः॥ सि. हे. ૮–૪–૩૦૭) પણ એથી આપણા પ્રશ્નનો ઉત્તર મળતો નથી. કારણ કે, એમ તો, વૈદિક સંસ્કૃતમાં પણ ळ હતો; પણ એ डने બદલે વપરાતો, लને બદલે નહિ એ યાદ રાખવું ઘટે (જુવો પુ. ૧. પૃ. ૩૬૪ આદિ).

लનો ळ એ વિકાર અપભ્રંશકાળ અને અપભ્રંશોત્તર ક્રમના પૂર્વતર કાળવિભાગના કરતા ઘણો અર્વાચીનતર છે. એ બે ભાષાવિકાસક્રમો દરમ્યાન મૂર્ધન્ય ळનું અસ્તિત્વ જ ન્હોતું. અપભ્રંશોત્તર વિકાસક્રમના ઉત્તરાર્ધમાં આ મૂર્ધન્ય ळ નું આગમન ચોક્કસ અથવા આશરે ક્યહારે થયું એ જ નક્કી કરવું મુશ્કેલ છે. હેનું કારણ ઉપર જણાવ્યું છે તેમ એ જ હતું કે પાંચ કે છ દશકા પૂર્વેના સમય દરમ્યાન અનેક વર્ષો સુધી મૂર્ધન્ય ळ લખાણમાં દન્ત્ય ल વર્ણથી જ દર્શાવાતો. ચોક્કસ સમય ગમે તે હોય, પણ એટલું તો ખરું જ કે આ મૂર્ધન્યનો વિકાસ ઉત્તરકાળનું વિશિષ્ટ લક્ષણ છે, અને પૂર્વગામી ક્રમોથી હેને અલગ પાડનારૂં લક્ષણ છે.

દન્ત્ય ल નો મૂર્ધન્યભાવ એ ગુજરાતીને મારવાડીથી અલગ પાડનારું તત્ત્વ ગણાય કે નહિં એ વળી બીજો પ્રશ્ન છે ડૉ. ટેસિટોરી [૨૨] કહે છે કે "આ ઘટના પ્રાચીન પાશ્ચાત્ય રાજસ્થાનીના આદિતમ

[૨૨] જુવો હેમની 'નોટ્સ' પૃ. ૫, ગુજરાતીનું લાક્ષણિક તત્ત્વ ક્રમાંક ૬: ઇંડિ. એન્ટિ, પુ ૪૩, ફેબ્રુઆરી ૧૯૧૪, પૃ. ૨૫.

ક્રમ દરમ્યાન શરૂ થઈ હતી એ સંભવિત છે, પણ એ ભાષાની એક પણ હસ્તપ્રલિખિત પ્રતમાં ળ ઉચ્ચારને લથી ભિન્નરૂપે દર્શાવ્યો નથી." આ ઉપરથી, કેટલાક મારવાડીઓને બોલતાં સાંભળતો ત્યહારે મ્હારા પર પડતા પ્રાસંગિક સંસ્કારને આધારે જે વાત હું માનતો ર્હેને સત્ય ગણવાને હું પ્રેરાયો, તે એ કે મારવાડીમાં મૂર્ધન્ય ऴ विद्यमान નથી, અને પાંચમો ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં ( પૃ. ૨૮મે ) મ્હેં એ પ્રમાણે કહ્યું પણ હતું. મ્હારી આ છાપ ખોટી છે હેનુ ડૉ. ટેસિટોરીએ ૧૯૧૫ના જુલાઈના મધ્યમાં મ્હને લખેલા ખાનગી પત્રમાં જણાવ્યું હતું. એ પત્રમાં હેમણે કહ્યું હતું કે મારવાડીમાં આ મૂર્ધન્ય ऴ સંભળાય છે એ નિઃસંદેહ છે. ત્યહાર પછીના પોતાના એક લેખમાં[33] ડૉ. ટેસિટોરીએ જસવંત સોનીઓના ગીતમાંથી એક અવતરણ આપ્યું છે; જેમાં મૂર્ધન્ય ऴને लની નીચે ઉચ્ચારભેદદર્શક બિન્દુ મૂકીને ल એ પ્રકારે દર્શાવ્યો છે; कमल ( કડી ૨ ); साँभलि, मिलिआँ ( કડી ૪ ); गलि, कमालि ( કડી ૭ ); गलै, माल ( કડી ૮ ); कमल ( કડી ૯ ). આ બિન્દુચિહ્ન મૂળ હસ્તલેખમાં ઉપલબ્ધ છે કે ડૉ. ટેસિટોરીએ ઉમેર્યું છે એ સ્પષ્ટ નથી; ભાષા ગ્રન્થરચનાના સમયની ભાષા જ બની રહે એ ઉદ્દેશથી પોતે કેટલાક ફેરફાર કર્યા હોવાનું એ કબૂલ કરે છે; પણ આ ચિહ્ન ઉક્ત ફેરફારોના ઉદ્દેશની કક્ષામાં આવે છે જ એમ નક્કી ન માની સકાય. ગમે તેમ હોય, એ લેખમાં અન્યસ્થળોએ આ બિન્દુ-ચિહ્ન વિનાનો સાદો ल જોવામાં આવે છે.[34]

ડૉ. ટેસિટોરીએ જ. એ. સોસાયટી–બંગાળના નવે. ૧૯૧૪ના અંકને ૩૯૬ પૃષ્ઠે ડિંગળગ્રન્થમાંથી એક અવતરણ આપ્યું છે, જે મ્હેં ઉપર પુ. ૧, પૃ. ૩૬૮, પાદટીપ ૧૨૯માં ટાંક્યું છે, અને હેમાં આ બિન્દુચિહ્નિત મૂર્ધન્ય लનું પ્રચુર દર્શન થાય છે. અલબત્ત જસવંત સોનીઓનાં ગીત વિશે જે કહ્યું તે આ લખાણને પણ એટલું જ લાગુ પડે છે.

સર જ્યૉર્જ ગ્રિયર્સન કહે છે[35] કે મારવાડીમાં મૂર્ધન્ય ळ બહુ સામાન્ય છે અને એ વર્ણ ઘણીવાર ळ અક્ષરથી નહિં પણ ल ચિહ્નથી દર્શાવવામાં આવે છે. હેમણે આપેલા નમૂનાઓમાં મારવાડીની જુદીજુદી પ્રાદેશિક બોલીઓના ऴ અને ळનું ગૂંચવણમાં નાખી દે હેવું મિશ્રણ દેખાય છે.[36]

આ સમીક્ષાનો ફલિતાર્થ એ કે (૧) આ મૂર્ધન્ય ऴ, હેને માટે ( ગુજરાતીમાં ळ અને મારવાડીમાં ल़ હેવી ) વિશિષ્ટ સંજ્ઞાઓ વપરાવા લાગી તેથી પૂર્વે ઉચ્ચારમાં વિદ્યમાન હતો; (૨)

---

૩૩. Bardic and Historic Survey of Rajputana, J. A. S. Beng N.S. XII 1916 A. D; pp. 82–84, ( રાજપૂતાનાની ચારણી અને ઐતિહાસિક સમીક્ષા; બંગાળની એ. સો. નું જર્નલ, નવીશ્રેણિ ઇ. સં. ૧૯૧૬ પૃ. ૮૨–૮૪ ).

૩૪. એ જ લેખ પૃ. ૯૮; श्रीपाल (શિલાલેખની પં. ૮); भलइ (પં. ૯). આ વિ. સં. ૧૬૮૬નો શિલાલેખ છે.

૩૫. "Linguistic Survey of India, Vol. IX, Part II, p. 20 (ભારતીય ભાષા-સમીક્ષા" પુ. ૯ ભાગ ૨ પૃ. ૨૦)

૩૬. દા. ત. જુવો પૂર્વોક્ત ગ્રન્થ પૃ. ૬૩, ૬૪, ૭૨ ૭૪, ૭૬, ૭૯, ૮૨, ૮૬, ૮૮, ૯૧ ઇત્યાદિ. હેમાં શુદ્ધ મારવાડીમાં દન્ત્ય ल છે, બીજી બોલીઓમાં દન્ત્યના દાખલા જૂજ છે અને મૂર્ધન્યના દાખલા એથી ઘણા વધારે છે.

આ ઉચ્ચાર ભાષામાં ક્યારે પ્રવેશ્યો એ, ચોક્કસપણે નહિ તો લગભગ ચોક્કસપણે પણ, કહેવું મુશ્કેલ છે; (૩) પણ ડૉ. ટેસિટોરીનું આ મૂર્ધન્યભાવ બ્યાપાર પ્રા. પા રાજ.ના આદિતમ સ્વરૂપક્રમથી શરૂ થયો હતો હેવું વિધાન કંઈપણ પ્રમાણથી કે અનુમાનથી સમર્થિત નથી.

## (૨)-(ઢ) કર્મણિપ્રયોગના રૂપમાં इयइને બદલે आय्

(ढ) कर्मणिप्रयोगना रूपमा इयइने बदले आय्

હું જે નિર્ણય કરી સક્યો છું તે પ્રમાણે કર્મણિપ્રયોગના इयइને બદલે आय्નો ઉપયોગ વિ. સં.ના અઢારમા સૈકાથી પૂર્વે બહુ પ્રચારમાં દેખાતો નથી. ડૉ. ટેસિટોરીએ પોતાની 'નોટ્સ"માં § ૧૪૦માં ઉદાહૃત કરેલાં आय् (आइ)વાળાં રૂપો ઈ. સ ૧૫૦૦થી ૧૫૫૦ (=વિ. સં. ૧૫૫૬થી ૧૬૦૬) સુધીના સમયની હસ્તલિખિત પ્રતોમાં ઉપલબ્ધ છે હેમાં સંદેહ નથી. પણ આ દાખલાઓ કર્મણિપ્રયોગની સાથે ભળેલા શક્યાર્થ પૂરતા જ છે, જ્યારે અર્વાચીન ગુજરાતીમાં એ રૂપ, શક્યતાના અર્થના પ્રવેશ વિના, શુદ્ધ કર્મણિપ્રયોગના અર્થમાં પણ વપરાય છે. દાખલા તરીકે म्हारो एक रूपियो खोवायो એ (અર્વાચીન ગુજ.) વાક્યમાં खोवायो શક્યાર્થવાચક થાય એ શક્ય નથી. ગમે તેમ, इयइનું અદર્શન અને आय्નું દઢ સ્થાપન પાછળના સૈકાઓનું, વિક્રમસંવતની અઢારમી સદી લગભગનું, લક્ષણ છે.

आय्ની ઉત્પત્તિની ચર્ચા અન્ય વિષયને અંગે આગળ ઉપર કરવામા આવશે. અહિં હું એટલું જ દર્શાવીશ કે મ્હારા મત પ્રમાણે, જેમ સંસ્કૃત કર્મણિપ્રયોગ રૂપમાનો य् પ્રત્યય या ધાતુમાંથી વ્યુત્પન્ન થઈ સકે છે તેમ, આ કર્મણિપ્રયોગનાં आय्માંનો य् પણ સં. યાનો અવરોપ છે; વિશેષમાં કહીશ કે રચનામાં વિગ્રહક્ષમ પ્રકારના હિં. किया जाता है, મ. केलें जातें, ગુજ. कर्युं जाय नहिं* (=कराय नहि) એ પ્રયોગો સં. क्रियते, અપ. करियइ અને ગુજ. कराय એ અવિગ્રહ્યરૂપો ઉપર દ્યોતક પ્રકાશ નાખે છે, અને કર્મણિગત य् અંશના या (=જવુ)માંથી ઉદ્ભવનું સૂચન કરે છે; અને ઉમેરીશ કે करायमां યની પ્હેલાંનો आ તત્ત્વતઃ એક આગમ છે. (આ શક્યાર્થરૂપનો आय પ્રેરકરૂપમાંથી વ્યુત્પન્ન કરી સકાય અને એ રીતે आનું કારણ આપી સકાય હેવા ડૉ. ટેસિટોરીના મતને સ્વીકારવાં હું તૈયાર નથી.)

ઉત્તર ગુજરાતમાં જ્યારે આ કર્મણિનો आय् आकारान्त ईकारान्त, एकारान्त કે ओकारान्त ધાતુને લાગે ત્યારે હેની પૂર્વે પ્રક્ષિપ્ત र् મૂકવામા આવે છે: જેમકે:—

| ધાતુ | કર્મણિપ્રયોગ |
|---|---|
| √ खा | खवराय છે, |
| √ न्हा | न्हवराय છે, |
| √ जा | जवराय છે, |

* આ પ્રયોગ અપભ્રંશ જેટલો જૂનો છે. જુવો સિ. હે. ૮-૪-૩૫૦, ઉદાહરણ अक्खणउं जाइ જેમાં अक्खणउ ભલે સૂતકૃદંત નથી, પરંતુ મુદ્દાની વાત न जाइ એ પ્રયોગ છે. વળી જુવો સિ. હે.૮-૪-૪૨૧ ઉદાહરણ मुजणहिं न जाइ (मोक्तुं न याति).

| | કર્મણિપ્રયોગ |
|---|---|
| √ पी | पीवराय છે; |
| √ ले | लेवराय छे; |
| √ जो | जोवराय छे; |
| √ खो | खोवराय छे; |

"लोक आघा पाछा थाओ, म्हारो शोप खोवराणी" (ગ્રામગીત)

[ આવ્નું કર્મણિપ્રયોગરૂપ अवराय છે ધાતુ आ છે હેવા ભ્રમનુ પરિણામ લાગે; પણ આવ્‌ની વ્યુત્પત્તિ (સં.) आ+याમાંથી ભૂતકૃદન્ત દ્વારા व् આગમનો ઉમેરો થઈને થઇ છે[38] એ જોતાં આને શેષધાતુ તરીકે ગણાય એ શકય છે કારણ કે आ અહિં મૂળમાં ઉપસર્ગ છે એ વાત હેની વિકાસ-યાત્રામાં પાછળ રહીને ભૂલાઇ ગઇ હોય.[39] આ અનુમાનને હિંદી भाता હૈથી સમર્થન મળે છે; હેમાં તે વર્તમાનકૃદન્તનો પ્રત્યય બાદ કરતાં ધાતુ आ રહે છે; જો કે आव् પણ ઉપલબ્ધ છેઃ દા. ત.

मोहे अन्नजल कछु नहिं भावत है
मोरो बाबा नज़र नहिं आवत है।

ઉત્તર ગુજરાતનો પ્રદેશ મારવાડી બોલતા પ્રદેશોની હદ ઉપર આવ્યો છે તેથી ઉત્તર ગુજરાતના આ કર્મણિપ્રયોગરૂપમાંના र्मा મારવાડીની અસર વરતાય છે; મારવાડીમાં કર્મણિરૂપ સાધક इज्ज પ્રત્યયની પૂર્વે र् પ્રવેશે છે.[40]

(ख) व्याकरणरूपोमां मनोव्यापारजन्य परिवर्तन

પ્હેલાંના રૂઢ પ્રયોગમાં કારકવ્યાપાર પ્રમાણેનો વાક્યગત શબ્દોનો જે અન્વયસંબંધ હોય તે પછીના પ્રયોગસ્વરૂપમાં વક્રીભવન પામે; અથવા અપભ્રંશોત્તર પ્રાચીન ગુજરાતી ક્રમે દરમ્યાન અમુક વ્યાકરણરૂપોમાં જે અર્થતત્ત્વ હોય તે એ જ રૂપોના ગુજરાતી વિકારોમાં વસ્તુતઃ બદલી જતું હોય; એ પ્રકારના શબ્દોનો આ ઘટનામાં સમાવેશ થાય છે.

---

[38] આ વ્યુત્પત્તિ માટે જુવો આ ગ્રન્થનું પુ. ૧, પૃ. ૨૪૪, ૨૪૫.

[39] આવ્‌ની વ્યુત્પત્તિ आ+याના ભૂતકૃદન્તમાંથી, આગમ व्નો પ્રક્ષેપ થઇને, થયેલી હું માનું છું હેને આ વાતથી વિશેષસમર્થન મળે છે.

[40] જુવો સર જ્યોર્જ ગ્રિયર્સનનો "Irregular Causal Verbs in the Indo-Aryan Vernaculars" (ભારતીય-આર્ય અર્વાચીન ભાષામાં અનિયમિત પ્રેરક ક્રિયાપદો) એ વિશેનો (૧૮૯૬મા હેમણે વાંચેલો) લેખ-J. A. S. Beng. LXV, PtI, ઈ સ. ૧૮૯૬-પૃ. ૨ ત્યાં એ કહે છેઃ—

"લેખકોએ નહિં લક્ષમાં લીધેલું હેવું અન્ય સમાનરૂપ મ્હારે આ સંદર્ભમાં ઉમેરવું પડશે. રાજપૂતાનાની મારવાડી બોલીમાં કર્મણિના પ્રત્યય इज પૂર્વે કેટલાંક ક્રિયાપદોમાં र् પ્રવિષ્ટ થાય છે. જેમકે लेणो (લેવુ)નું કર્મણિ लीरिजनो देणोનું देरिजनो (दि-र्-इजनो) થાય છે."

હું થોડાંક મહત્ત્વનાં દૃષ્ટાન્તો આપું છું:—

(ક) ભૂતકાળમાં ક્રિયાપદોના કર્મણિપ્રયોગમાં જે કારકસંબંધ સંસ્કૃતમાં પ્રચલિત હતો તેજ ભાલણના સમય સુધી અને તે પછી થોડા સમય સુધી જળવાઇ રહ્યો હતો, અને પ્રેમાનંદ પણ ક્‌હાંક ક્‌હાંક હેનો ઉપયોગ કરે છે, આ કારકસંબંધ અર્વાચીન ગુજરાતીમા વિલક્ષણ પરિવર્તન પામે છે જેથી ક્રિયાપદનું કર્મ ને પ્રત્યયવાળું ચતુર્થી જેવું રૂપ ધારણ કરે છે. આ દાખલાઓ જુવો:—

(૧) राक्षस विहृवाए रुक्मणी कृष्णजीए कयम पांमी

(ભાલણકૃત दशमस्कंध, પદ ૨૮૦, કડી ૨,–ગુજરાત વિદ્યાસભામાંની હસ્તલિખિત પ્રતિ). (આશરે વિ સં. ૧૫૦૦).

(૨) दीठु नहीं वेणि व्याधि हुं

(ભાલણકૃત कादम्बरी, પૂર્વભાગ, પૃ. ૨૨, પં. ૨૨; શ્રી. કે. હ. ધ્રુવ સંપાદિત આવૃત્તિ) (લગભગ વિ. સં. ૧૫૦૦).

(૩) महारा पुत्र ने कामनी लोभी थया अति दुष्ट ।

तेणे हुंने काढियो लोभी थया पापिष्ट ।

धनतणे लोमे हुं तज्यो निसर्यो वनमां एकलो ।

(ભાલણકૃત सप्तशती, કડવુ ૨, કડી ૧૨–૧૩) (આશરે વિ. સં. ૧૫૦૦).

(૪) तेणे तो हुं काढयो सय (પૂર્વોક્ત ગ્રન્થ, કડવું ૩, કડી ૪).

(૫) हु अनंगसुंदरीए तुह्मनइ तेडवा मोकली छु

(वैताल पचविशी, ગદ્ય, પૃ ૧૭૪) (વિ. સ. ૧૬૨૯).

(૬) कहे द्रुपदी हुं भले टाली सुमद्राए भगवत

(પ્રેમાનંદ કૃત अभिमन्यु आख्यान ૧૮–૮). (વિ સં. ૧૭૨૭).

(૭) तन्वी मैं तु केहे तेडी वृथा खेद उपावा

(નયસુન્દર કૃત नळदमयन्तीरास, વિ સં. ૧૬૬૫)

(૮) ते तेडी पूछया सुरताणि (कान्हडदे प्रबन्ध, ૨–૧૧)

આ ખરો કારક સંબંધ છે, હ્‌હેને બદલે અર્વાચીન ગુજરાતીમા હાવી વાકયરચના થાય—

(૧) कृष्णजी रुक्मणीने केम पाम्या.

(૨) ते व्याधे म्हने दीठो नहिं.

(૩) (म्हारा पुत्र ने कामिनीए) म्हने तज्यो.

(૪) तेंणें म्हने काढयो.

(૫) म्हने तेडवा मोकलो छे.

(૬) म्हने मळे टाळी.

(૭) म्हें त्हने तेडी.

(નોંધ—દષ્ટાંત (૩) માં हुने काढियो छे તે, પ્રાચીનતર પ્રયોગની સાથોસાથ રહેલો, અર્વાચીન ગુજરાતી જેવો પ્રયોગ છે).

કારક સંબન્ધના વક્રીભવનની કક્ષામાં નોંધવા જેવું લક્ષણ આ એક જ છે. પ્રસંગવશાત્ અર્વાચીન ગુજરાતીની हु सुख पाम्यो એ રચનાનો ઉલ્લેખ કરું: આ વાક્યમાં पाम्यो એ સં. प्राप्त જેવું કર્મણિપ્રયોગનું રૂપ નથી, પણ કર્તરિપ્રયોગ છે, સંસ્કૃતમાં क्तवतु પ્રત્યય લગાડીને કર્મણિનું કર્તરિ કરાય, प्राप्तवान् એમ; પણ અહિં તો ગુજરાતીમાં હેવા કાંઇ ફેરફાર વિના જ प्राप्तના કર્મણિ પ્રયોગ અર્થને કર્તરિ પ્રયોગના અર્થમાં ફેરવી નાખ્યો છે એમ જણાય છે.

હવે આપણે કાળ, (વૃત્તિ-) ભેદ, પ્રયોગ વગેરેના અર્થમાં થતા કેવળ મનોવ્યાપારજન્ય અર્થપરિવર્તનોની ઘટના વિચારીશું. આ પરિવર્તનો નીચે પ્રમાણે છે.

(ख) કર્મણિપ્રયોગ, ભવિષ્યકાળ, તૃતીયપુરુષ એકવચનના રૂપના અર્થનું કર્તરિપ્રયોગ, ભવિષ્યકાળ, પ્રથમ પુરુષ એકવચન (તેમ જ દ્વિતીય પુરુષ એકવચન) રૂપે પરિવર્તન ·

**દાખલાઓ**—कथयिष्यते (સં.), कहिस्सइ (પ્રા અને અપ) कहिशइ-कहिशि (અપભ્રંશોત્તર-કાલીન), कहीश (ગુજ.) એટલે 'હુ કહીશ' અથવા 'તુ કહીશ' લક્ષમાં એ રાખવાનું છે કે પ્રા અને અપ વિકાસક્રમ પર્યન્ત 'કહેવાશે' (કર્મણિ તૃ. પુ એકવચન) હેવો અર્થ થતો, પછી અપભ્રંશોત્તર ક્રમે અર્થ સંક્રાન્તિદશામાં રહ્યો, પોતાની અવસ્થાની આગળ પાછળ બને બાજુ મુખ ફેરવતો જોતો રહ્યો, અને આખરે અર્વાચીન ગુજરાતી અર્થમાં, કર્તરિપ્ર. અને દ્વિ. પુ. એકવચનના અર્થ તરફ ધીમેથી સરકી આવ્યો આ વિચારપરિવર્તન અંશત અર્થભ્રમનું અને અંશત વિચારના સ્વાભાવિક સ્થાનભ્રંશનું પરિણામ છે, 'કહેવાશે' નો અર્થ 'કહીશ' (હું કે તું) હેવા પ્રકારના વિચારસંક્રમણથી થયો એ કલ્પી સકાય છે. આ વિચાર-સંક્રમણ પ્રત્યે હુ मुग्धदीपकમાંથી લીધેલા અવતરણની ચર્ચા દરમ્યાન લક્ષ ખેંચી ચૂકયો છુ (જુવો ઉપર પૃ. ૪૩ (૧૧) એ અવતરણમાં અર્થ સંક્રાન્તિ દશામાં ઝળી ગયો છે, અને હેમાં પ્રયુક્ત રૂપમાં (કર્મણિ કે કર્તરિ) ગમે તે અર્થ સમર્પવાની શકયતા છે

કાશીના નાગરો (અને પ્રગતિમન્થર ઢમે સરતના પણ તેમ જ નર્મદાતટે કરનાળીના નાગરો) कहीशं રૂપનો "હમે કહીશું" એ અર્થમાં પ્રયોગ કરે છે. આ રૂપ પણ कहिस्सइ-कहिशइનો વિકાર છે. હકીકતમાં कहिशइमाથી कहीशे અને कहिशिમાથી कहीश સાંપડે છે

કોઈ પ્રશ્ન પૂછે. कहीश (પ્ર પુ એક)ની વ્યુત્પત્તિ कहिस्सम‌માંથી શા માટે ન મનાય? હાનો જવાબ ઉપર કરેલા અર્થવિકાસના અનુદર્શનમાં આવી ગયેલો જેવાશે, કારણ કે એથી कहीशं અને

એ જ કથન analytic વર્ગને પણ લાગુ પડે. એ લેખક ઉમેરે છે[૪૨]:—

"જે કોઇ ભાષામાં inflexion હોય, એટલે કે જે ભાષા શબ્દ પ્રકારોને ( parts of speechને ) અને ધાતુઓને અને (પ્રત્યય લેતાં) જાતોને, નિયમસર અન્યોન્યથી અલગ દાખવતી હોય એટલું જ નહિ પણ ક્રિયાપદોનાં તથા નામોનાં રૂપાન્તરો ઘડતી હોય, એ પ્રત્યેક ભાષા "inflective" સંજ્ઞાની હકદાર છે; અને આ નામ કેટલીકવાર એ રીતે વપરાય પણ છે.

હવે આપણે આ વિશે ડૉ. ભાંડારકર શું કહે છે તે જોઈયે:—[૪૩]

"જો કોઇ ભાષા હેવી દશામાં હોય કે જેમાં વ્યાકરણ-સંબંધ ભાનપૂર્વક રચેલા સમાસોથી દર્શાવાતો હોય, અને એ સમાસના બંને ભાગ સ્વતંત્રરૂપે વાપરી સકાય હેવા હોય, તો તે analytical stage (વિગ્રહક્ષમ વિકાસક્રમ) કહેવાય." પછી, મધ્યનો મા કે મેં, અથવા કારનો આર હેવા વિકારનું દૃષ્ટાન્ત આપીને ધ્વનિવિકાર (વાગ્વ્યાપારગત વિકાર)ની ચર્ચા કરતાં ડૉ. ભાંડારકર બતાવીઆપે છે કે:—

"સમાસ બનાવતાં પદો એકરૂપ થઇને વિકસે છે, બંને એ વિકાસવિધિ દરમ્યાન રૂપવિકાર પામે છે, અને ઉત્તરપદનો મૂળ અર્થ વિસરાઇ જાય છે. આ ઘટનાયોગ જ ધ્વનિવિકારને શક્ય બનાવે છે, કારણ કે ભાષા બોલનારાઓ સમાસગત બે પદોને સદૈવ હેમનો સંયુક્ત અર્થ અભિવ્યક્ત કરવાની સભાન ઇચ્છા સાથે વાપરતા હોય તો હાવો વિકાર થઇ સકે નહિં. ધ્વનિવિકાર પાછલા ભાગનો કેવળ પ્રત્યયરૂપ હ્રાસ કરે છે અને આ પ્રમાણે ભાષા જેને આપણે synthetic stage કહિયે છિયે એ અવસ્થાએ પ્હોંચે છે. સર્વે મૃત આર્ય ભાષાઓ અને જીવન્ત ભાષાઓમાંની પણ ઘણીખરી આ synthetic ( અવિગ્રહ્ય ) અવસ્થામાં છે."

વિશેષમાં ડૉ. ભાંડારકર કહે છે:—[૪૪]

"અન્ય વ્યક્તિગત શબ્દોના કરતાં વધારે વાર વપરાતા વ્યાકરણપ્રત્યયો આ વિકારક્રમમાં સૌથી વધારે ઘસારો ખમે છે અને અમુક સમયે એ પ્રત્યયો એક બીજા સાથે વ્યામિશ્ર બની જાય છે અથવા ખરી પડે છે. ભાષા જ્યારે હ્રાસ પામતી આ દશા સુધી પ્હોંચે છે ત્યારે જે ઉપાયથી હેનો આરંભ થયો હતો એ જ ઉપાયનો હેણે આશ્રય લેવો પડે છે, અને જુના પ્રત્યયો જે સંબન્ધો દર્શાવતા તે દર્શાવવા માટે નામોને અને ક્રિયાપદોને છેડે અમુક શબ્દો કે શબ્દાંગો ( પ્રત્યયો ) લગાડવા પડે છે. પણ પૂર્વનો વિકારક્રમ ફરીથી ચાલુ થાય છે. અને આ શબ્દોનો પણ પ્રત્યયસ્વરૂપ બની જવાનો વારો આવે છે. + + + આપણી અર્વાચીન ભાષાઓએ નવરચનાના વિધિનો આશ્રય ઘણા મોટા પ્રમાણમાં લેવો પડ્યો છે.[૪૫]

---

૪૨. Encyclo Brit, (અગ્યારમી આવૃત્તિ), પુ. ૨૧, ૪૨૩ b.

૪૩. વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો, પૃ ૮.

૪૪ હેમનાં વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો, પૃ. ૧૧

૪૫ કરોતિમાંથી આવેલ કરઇ કાળક્રમે મૂળ અર્થ ગુમાવે છે અને એ અર્થ દર્શાવવાને છ ( છે ) ને અપનાવે છે એ ઘટના synthetic stage-અવિગ્રહ્ય અવસ્થાના-analytic stage માં 'વિગ્રહક્ષમ ક્રમમાં-સંક્રમણનું' દૃષ્ટાન્ત છે. સપ્તમીનો અર્થ દર્શાવવા માટે મધ્ય પ્રવિષ્ટ થયો અને -અન્તે માં રૂપે માત્ર એક પ્રત્યય બની ગયો એ ઘટના આથી ઊલટું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. બીજાં દૃષ્ટાન્તો આગળ ઉપર આ ગ્રન્થમાં ચર્ચવામાં આવશે

Synthetic અને analytic શબ્દોની વ્યાખ્યા બીમ્સ ગી આપે છે તે હવે આપણે જોઇશું. પ્રથમ એ syntactical (વાક્યાન્વયયુકત ) અને agglutinated (સંલગ્નપદાત્મક) ક્રમો વર્ણવે છે (જેના અનુક્રમે ચીની અને તુર્કી એ દષ્ટાન્ત આપે છે), અને પછી એ ત્રીજા અને ચોથા– એટલે synthetical અથવા inflectional તથા analytical એ–ક્રમોની ચર્ચા શરુ કરે છે, અને આ બે ક્રમોમાંના પ્રથમનું સંસ્કૃતમાં અને બીજાનું અર્વાચીન અંગ્રેજીમાં અને ફ્રેંચમાં દર્શન થતું જણાવે છે.

બીમ્સ પ્રમાણે synthetical (અવિગ્રહ) ક્રમ એ છે જેમાં વિભક્તિપ્રત્યયો તરીકે નામોને છેડે લગાડેલા શબ્દાંશો (particles) હવે છૂટા પાડી સકાય હેવા નથી રહ્યા પણ જે શબ્દનાં રૂપાન્તરો ઘડવામાં એ યોજાયા હતા હેના અંગભૂત થઈ ગયા હોય છે, અને અન્ત્ય અક્ષર કે અક્ષરોમા ફેરફાર કરવાથી વિશેષ પરિણામ નથી ઉપજાવતા: અને analytical (વિગ્રહક્ષમ) ક્રમ એ છે કે જેમાં આ અનુગો, જે શબ્દના અંગમાં એ વિલીન થયા છે હેના, અગંભૂત અંશ તરીકે પારખી પણ સકાતા નથી પણ, લાંબા વપરાશને લીધે એટલા ઘંસાઇ ગયા હોય છે કે એ શબ્દ અડવાણો અને પ્રત્યયહીન થઇને ઉભો રહે છે–હેવો આરંભદશામાં હતો હેવો જ; જેથી આવશ્યક અર્થભેદો દર્શાવવા માટે નવા સહાયક શબ્દો આણી મૂકવા પડે છે.

બીમ્સે કહ્યું કે એ ખરૂં છે કે ' કોઈ ભાષા નિતાન્ત analytical નથી. જેણે સૌથી વિશેષ પ્રગતિ કરી છે હેવી અગ્રેજી જેવી ભાષાઓમાં પણ જે synthetical ક્રમમાંથી એઓ પૂર્વે પસાર થઇ હેના લક્ષણાવશેષો અદ્યાપિ જળવાઇ રહ્યા છે." અને હેમણે synthetic (અવિગ્રહ) ક્રમના દાખલાઓ આ આપ્યા છે: thou goest, he goes અથવા goeth, went, gone man's (man his'માંથી ' Bill Stump his mark'માં છે તેમ); higher, loved એ હેવાં જ અવિગ્રહ રૂપો છે, જ્યહારે ' of man,' "more high," "did love," "will be loved" એ analytic (વિગ્રહક્ષમ, પૃથગવસ્થ) રૂપો છે, અને બંને રૂપપ્રકારો અદ્યતન અંગ્રેજીમાં સાથેસાથે રહ્યા છે.

આ પ્રમાણે આપણા ઉપયોગ માટે, synthetic (અવિગ્રહ) રૂપની તાત્ત્વિક કસોટીઓ આ છે:–

(क) જેણે પોતાનું સ્વતંત્ર સ્વરૂપ ગુમાવ્યું છે હેવા મૂળશબ્દમાંથી ઉદ્દ્ભવેલો પ્રત્યય; અને

(ख) આ પ્રત્યયની જે નામોને એ લગાડવામાં આવ્યો હોય હેના અન્ત્ય સ્વરો આદિ ને વિકૃત કરવાની શક્તિ.

આ કસોટીઓથી ગુજરાતી વિભક્તિરૂપોને તપાશિયે તો રસ પડે હેવી વસ્તુસ્થિતિ પ્રકટ થાય છે:—

૧ **मगनने मार्यो** ( કર્માર્થ દ્વિતીયા વિભક્તિ );

૨ **हाथे वणेलु लुगडुं** ( કરણાર્થ તૃતીયા વિભક્તિ );

૩ **गोविन्दने आप्य** ( સંપ્રદાનાર્થ ચતુર્થી વિભક્તિ );

૪ **गामथी आव्यो** ( અપાદાનાર્થ પંચમી વિભક્તિ );

કહીશ ઉભયનો ખુલાસો મળે છે, અને એ રીતે ચીજલાપર સચવાય છે. અલબત્ત સર્વત્ર વિવિધ વિચારપરિવર્તનો આવે છે. કહીશ માં છેડેનો અનુસ્વાર (અન્ત્ય અનુનાસિકોચ્ચારણ) અનેકવચન દર્શાવે છે.

(ग) ज्जइ (इज्जइ) યુકત કર્મણિપ્રયોગરૂપ–તૃ. પુ. એકવચન–નું કર્તરિ આજ્ઞાર્થ દ્વિ. પુ. એકવચનમાં પરિવર્તન करिज्जइ, કરીજે (પ્રા. ગુજ.) કર્મણિ અર્થને અંશતઃ જાળવી રાખે છે, કેમકે હેનો અર્થ (હમારે કે ત્હમારે) કરવું જોઇયે હેવો થાય છે; પરંતુ પુરુષના અને (મનોવૃત્તિના) ભેદમાં પરિવર્તન પામે છે; છેવટે કરજે (અર્વાચીન ગુજ.)=તું કરજે થાય છે.

(घ) તે જ પ્રમાણે ज्जउ (इज्जउ) વાળા કર્મણિપ્રયોગના આજ્ઞાર્થ તૃ. પુ. એકવચનના રૂપનું કર્તરિ પ્રયોગ દ્વિ. પુ. બહુવચન ભવિષ્યદ્–આજ્ઞાર્થમાં પરિવર્તન; करिज्जउ (સં. क्रियताम्), પણ કરજો (અર્વાચીન ગુજ.)– 'ત્હમે કરજો".

ડૉ. ટેસિટોરી ("નોટ્સ" § ૧૨૦, છેલ્લા પરિચ્છેદમાં) ડૉ. હોર્નલે'નો હેવો મત રજૂ કરે છે કે જેને માનવાચક આજ્ઞાર્થનું કહેવામાં આવે છે એ રૂપ માત્ર "નિયમિત રૂપરચનાવાળું કર્મણિ ક્રિયાપદ છે જેણે કર્તરિ અર્થ પ્રાપ્ત કર્યો છે" (ગૌડિયન ગ્રામર § ૪૯૯); પણ એ મતનો ઉલ્લેખ કરીને ડૉ. ટેસિટોરી એથી પોતાનો મતભેદ રજૂ કરે છે. ડૉ. હોર્નલે'ના મતના નિરસન માટે ડૉ. ટેસિટોરીના શાં કારણો હતાં હેની વિગતમાં હું અહિં ઊતરી સકું એમ નથી, પણ આટલું જ કહીને સંતોષ માનીશ કે બધાં કારણોનું નિરસન શક્ય છે. ડૉ. હોર્નલે'નો મત મ્હને સર્વથા ખરો લાગે છે.

(ङ) इयइयो થતા કર્મણિપ્રયોગના (વર્તમાનકાળ તૃ. પુ. એકવચનના) રૂપનું પ્ર. પુ., અનેકવચન, વર્તમાનકાળ (ભૂતાર્થવાચક કે સંભવાર્થ, યદિ – અપેક્ષક) કર્તરિ પ્રયોગમાં પરિવર્તન. જેમકેઃ—क्रियते (સં), करियइ (અપ. અને અપભ્રંશોત્તર), करिये (અર્વાચીન ગુજરાતી), એટલે "આપણે કે હમે કરિયે."

આ પરિવર્તનમાં પ્રવર્તતા મનોવ્યાપારના પૃથક્કરણ માટે અને હેના કારણો માટે જુવો ગુજ. ભાષા અને સાહિત્ય પુ. ૧. પૃ. ૯૭.

(च) એ જ પરિવર્તનથી પ્રાપ્ત થતું, પણ માનવાચક આજ્ઞાર્થના ભાવનું, करिये; દા. ત.;

૧ जुओ आपणे हावु काम ना करिये (=ના કરવું ઘટે).

૨ भय आवे तो आ उपाय करिये (=કરવો જોઇયે). વિચારક્રમો આ પ્હેલાના (ङ) પરિવર્તન પ્રકારના જેવા જ છે.

(छ) છેવટે, વર્તમાનકાળ, તૃ. પુ; એકવચન, કર્તરિપ્રયોગ, ભૂતાર્થવાચક રૂપને સંભવાર્થ–યદિ–સાપેક્ષ–અર્થ અર્પતા પરિવર્તનનો પુનઃ વિચાર કરિયે. करोति, करइ, करे–તે (સંભવતઃ) કરે, જો તે કરે

મ્હેં આ પરિવર્તનનું પૃથક્કરણ કર્યું છે અને હેને તિ–અન્ત રૂપના અર્થશાકતક્ષયનું પરિણામ ગણ્યું છે, જેને પરિણામે એકતઃ ભૂતાર્થવાચક રૂપને છેતું અવલંબન આપવું પડ્યું અને, અન્યતઃ, શુદ્ધ તિ–પ્રત્યયના અર્થનો હ્રાસ થઇને સંભવાર્થ કે યદિસાક્ષેપ અર્થ આવ્યો.

આ બધાં પરિવર્તનો સિદ્ધરૂપે શબ્દગુણ આકાશમાંથી એક ક્ષણમાં ટપકી પડયાં ન્હોતાં એ ધ્યાનમા રાખવાનું છે; પ્રત્યેક પોતાને સમયે અને પોતાના યાત્રાક્રમે ઉદ્ભવ્યું હતું, પણ એટલું તો નિઃશંક કહી સકાય કે આ પરિવર્તનોનો સમયાવધિ આશરે વિ. સં. ૧૫૦૦ થી વિ. સં. ૧૭૫૦ સુધીની શતાબ્દીઓને આવરે છે, જેથી જ્યહારે કેટલાંક પરિવર્તનો અર્વાચીન ગુજરાતીનાં લક્ષણો બન્યા ત્યહારે અન્ય પરિવર્તનો એથી પૂર્વતર ક્રમોના લક્ષણો બન્યાં.

**(ग) जूदा जूदा समयोनां लक्षणभूत रुपोनां विग्रहक्षम (analytical) के अविगृह्य (synthetic) स्वरूपो.**

ગુજરાતી ભાષાના આ સ્વરૂપતત્ત્વને ખરા રૂપમાં સમઝવા માટે આપણે ભાષાના વિશેષણભૂત विग्रहक्षम (analytic) અને अविगृह्य (synthetic) એ બે પારિભાષિક શબ્દોના ચોક્કસ અર્થની સ્પષ્ટતા કરવી જોઇયે.

આ બાબતમાં ઘણી ગેરસમજ અને વિચારસંકુલતા ઉત્પન્ન થઇ છે, અને હેના કારણનું પર્યાપ્ત અન્વેષણ 'Encyclopoedia Britannica'માં "Philology" વિષયના લેખકે કર્યું છે.૪૧ એણે ભાષાઓના બે મુખ્ય વર્ગો પાડ્યા છે (૧) Isolating એટલે વિવિક્તપદ ભાષાઓ અને (૨) Agglutinative એટલે સંલગ્નપદ ભાષાઓ, અને આ બીજા વર્ગના બે ઉપવર્ગ કર્યાં છે (क) Simply Agglutinative કેવળ સંલગ્નપદ અને (ख) Inflective વિકાર્યપદ. ઉપવર્ગ (क) મા બીજ્સે જેને Agglutinative અને Analytical હેવાં નામો આપ્યા છે એ બે પ્રકારોનો સમાવેશ થશે અને (ख) Synthetic (અવિગૃહ્યપદ) માટેનુ બીજું નામ જ છે ખરેખરી inflective (વિકાર્યપદ) ભાષાઓ તો એ જ ગણાય જેમા વ્યાકરણના રૂપાન્તરો દર્શાવવા માટે શબ્દોમાં આન્તરવિકારો થતા હોય, સેમિટિક ભાષાઓ આ પ્રકારની છે, જેમકે અરબી, જેમા–દાખલા તરીકે नूर (=પ્રકાશ) શબ્દમા વિકાર થઇને બહુવચન अन्वार બને છે, खबर એકવચનમાથી આન્તર વિકારથી अखबार બહુવચન બને છે–વગેરે વગેરે. ૪૧क Encyclopoediaમાના લેખનો લેખક 'inflective' સંજ્ઞાને હાવા મર્યાદિત અર્થમાં લેવાની ના કહે છે. એ કહે છે

"અનિશ્ચિત અર્થવાળો, વિનિયોગમા સ્વચ્છંદ દાખવતો, પ્રયોજકની પોતાની સ્વૈરવૃત્તિ ઉપર આધાર રાખતો હેવો, "inflective' (એટલે "synthetic") જેવો અન્ય એક પણ શબ્દ ભાષાવિજ્ઞાનમા નથી".

---

૪૧. Encyclopoedia Brit, (અગ્યારમી આવૃત્તિ) પુ. ૨૧, ૪૨૩, a.

૪૧ क ઘરનું (ઘરમાના વિકલ્પ તરીકે વપરાતું) સપ્તમીનું ઘેર એ घर + एमाथी નીપજતુ વિલક્ષણ પ્રકારનું રૂપ છે ઉપર નોંધેલા સેમેટિક રૂપોમાં રહેલા ખરા inflectional (અન્તર્વિકારી) સ્વરૂપ સાથે હેને ભેળવી દેવાનું નથી.

ગ્રામ્ય ગુજરાતીમા, કાઠિયાવાડી ગુજરાતીમા, અને પારસી ગુજરાતીમા ઘેર ને બદલે ઘરે વપરાય છે.

૫ ઘોડાના પગ ( સ્વામિત્વ સંબંધવાચક ષષ્ઠી વિભક્તિ );

૪ ૧ (क) ઘરમાં તાપ લાગે છે }
(ख) પાટલે બેઠો } ( અધિકરણાર્થ સપ્તમી વિભક્તિ ).

આ દાખલાઓમાં ક્રમાંક ૨ અને ૧ (ख) પ્રકારોમાં પ્રત્યય ए નું ( હાથ અને પાટલો એ ) નામો જોડે સંધિવ્યાપારથી સ્પષ્ટ પરખાય તેવું સંયોજન થયું છે આ સંયોજન જોઇને, અને પ્રત્યયની સર્વથા પરતંત્ર અને ઘસાઇ ગયેલી અવસ્થા જોઇને, કાર્યપણ આગમ આ બે રૂપોને તો synthetic (અવિગ્રહ્ય) ગણવાને લલચાય, પણ બીમ્સ પ્રત્યયના અંગાંગીભાવની વાત કરે છે ત્યાં હેનો અર્થ સંપૂર્ણ તદ્રૂપલય જેવો લેવાની જરૂર નથી.કારણ કે ઘોડાએ ગામ મારી,ધણીએ કહ્યું,મલાની ભણીએ થાળો મૂકીને ફેરથી હેવાં વાક્યોમાં પ્રથમ બે વાક્યોમાંનો કર્તૃવાચક ए અને ત્રીજામાંનો અધિકરણવાચક ए અંગભૂત શબ્દથી ઠીક અલગ રહ્યા છે.૧૭ અંગાંગીભાવનો વિવક્ષિત અર્થ આટલો જ છે: કે પ્રત્યય અંગથી છૂટો ન પડે એમ, ઓછાવત્તા પ્રમાણમાં, જોડાઇ ગયો છે આ વસ્તુસ્થિતિ ને, ए, ने, थी, नु, मां-એ એ બધા પ્રત્યયો વિશે આપણે જોઇ સકિયે છિયે. આ પ્રત્યયોના ઉદ્ભવનું અન્વેષણ કરિયે (જે આગળ ઉપર કરીશું ) તો સ્પષ્ટ થાય છે કે તેઓ ઉત્ક્રમણ દરમ્યાન ઘસાઇ ગયેલા સંપૂર્ણ શબ્દોના અવશેષો છે. અહીં ટૂંકમાં એટલું જ કહીશ કે કરણાર્થ કે કર્તૃવાચક ए સંસ્કૃત પ્રત્યય एन નું ક્ષીણ રૂપ છે, અધિકરણાર્થ ए ( સપ્તમી ) પણ સં. સપ્તમી પ્રત્યય स्मांથી આવેલો છે ( આ સંસ્કૃત પ્રત્યયો પોતે જ synthetic ( અવિગ્રહ્ય ) છે, ને, કર્મવાચક-દ્વિતીયાનો તેમ જ સંપ્રદાનાર્થ-ચતુર્થીનો બંને ને, ષષ્ઠી પ્રત્યય नुं માંથી આવેલ છે, અને આ ષષ્ઠી પ્રત્યય नुं પોતે સં. तनમાંથી આવેલા અપભ્રંશ तण ૪૬ પ્રત્યયનો ક્ષીણ અવશેષ છે. मां નો ઉદ્ભવ થયો છે मध्यમાંથી ( मज्झ, मझ, मह, महाद्वारा), અને थी સં. स्थितમાંથી વ્યુત્પન્ન થયેલો જોઇ સકાય છે,-અને થકી વ્યુત્પન્ન થયો છે स्थक्ના સંભાવ્ય ભૂતકૃદન્તમાંથી.

આ રીતે બધા પ્રત્યયો અવિગ્રહ્યપદ (synthetic) ક્રમની શરત (क) પાળે છે. ने, ए, थी અને मां તેમ જ ए પણ અંગભૂત શબ્દના અન્ત્યસ્વરને વિકૃત કરવાનું સામર્થ્ય બતાવે છે એટલા પૂરતા એ પ્રત્યયો શરત (ख) પણ પૂરી પાડે છે; ઘોડો-ઘોડાને, ઘોડાએ ( તેમ જ ઘોડે ), ઘોડાથી ઘોડાનુ, ઘોડામાં, ઘોડાએ ( ઘોડે પણ ) હેમાં અન્ત્ય સ્વર બદલ્યો છે.

આમ હોઈને ગુજરાતી વિભક્તિપ્રત્યયો અવિગ્રહ્ય છે અથવા સંસક્ત છે એમ આપણે નિ:શંક રીતે કહી સકિયે. સર જ્યોર્જ ગ્રિયર્સન૪૭ ગુજરાતી ચતુર્થી અને ષષ્ઠીના પ્રત્યયો ने અવિગ્રહ્ય ( synthetic ) વર્ગમાં સ્થાન આપે છે પણ બાકીનાને વિગ્રહક્ષમ ( analytic ) ગણે છે. ઉપરાંત હિંદી ષષ્ઠી પ્રત્યય का ને એ વિગ્રહક્ષમ ગણે છે. હેમનો આ મત રૂપોનો synthetic કે analytic પ્રકાર નક્કી કરતી શરતોના એકપક્ષી દર્શનથી ઊપજ્યો છે. का પરત્વે સર જ્યોર્જ કારણ

---

૪૬. ઉપર પૃ. ૨૨ અને ૨૩મે तणની ચર્ચા એ શબ્દનો સ્વતન્ત્ર વિશેષણમાંથી પ્રત્યય બનાવવા સુધીનો ક્રમિક ઇતિહાસ સ્પષ્ટ કરે છે. तणનો ( अण-अन દ્વારા ) વિશેષ ક્ષય એ રૂપનો synthetic પ્રકાર દર્શાવે છે. અક્ષીણ રૂપ तणुं હજી-પણ કાવ્યમાં-પ્રચલિત છે એ ધ્યાનમાં રાખવું.

૪૭ LSI ( ભા. ભા. સમીક્ષા ) પુ ૯, પૃ. ૩૨૮

એ આપે છે કે ગુજરાતી નુ પ્રત્યયની ઉત્પત્તિ तणना त् ના લોપથી થાય છે, પણ (कृतक માંથી ક્રિઅમ દ્વારા વ્યુત્પાદ્ય ) क પોતાના આદ્ય क् ને અક્ષુણ્ણ રાખે છે. તેથી, પ્રાકૃતમાં અનાદ્ય વ્યંજનનો જ લોપ થતો હોવાથી, कને જુદા શબ્દનો આદ્યઅક્ષર ગણવો ઘટે અહીં હેતુદોષ ઉપર જણાવેલી શર્ત (ख) ની અવગણનાથી ઊપજ્યો છે. એ શર્ત એટલી જ છે કે પ્રત્યયમાં અંગના અન્ત્યસ્વરને બદલવાનું સામર્થ્ય[४८] હોવું જોઇએ (घोडा પ્રથમા, પણ પછી घोडेका, હેમાં का નો આ ધર્મ સ્પષ્ટ છે). પણ સર ગ્યોર્જ તો વળી વિશેષમાં એમ પણ માની લે છે કે અવિગ્રહ્ય પ્રત્યયના પદનો અધિકાર મેળવવા માટે પ્રત્યયે પોતાના આદ્યસ્વરને ઘસાવી નાખવો પડે. આ હેમનો બીજો હેતુદોષ છે. હેમની આ આદ્યસ્વરલોપની વાત ખરી નથી, કારણ કે શર્ત માત્ર એક જ છે કે સહાયભૂત શબ્દ પોતાના કોઈપણ ભાગમાં હેવો ક્ષીણ થવો જોઇયે કે જેથી હેનું સ્વતંત્ર સ્થાન નષ્ટ થાય. का માં હેવું બને છે कृतक, किअअ, का હેવા ક્ષયનું જ દષ્ટાન્ત છે ).

थी ( પાંચમી ) અને मा ( સપ્તમી ) એ બંનેને પણ આ દલીલ લાગુ પડે છે; બંને પૂર્વતર સ્વતંત્ર શબ્દોના ( स्थित અને मध्य ના ) ક્ષયથી ઊપજેલાં રૂપો છે, અને બંનેમાં અંગના અન્ત્ય સ્વરને વિકૃત કરવાનું સામર્થ્ય છે; घोडो ( પ્ર૦ ), घोडाथी ( પંચમી ), घोडामां ( સપ્તમી ). આ પ્રત્યયો વિગ્રહક્ષમ છે એ સર ગ્યોર્જનો મત શી રીતે ટકી શકે એ મ્હને સમજાતું નથી.[૪૯]

બીમ્સે એક સ્થળે હેવો મત જણાવ્યો છે કે ગુજરાતીમાં "નામ ફક્ત એક જ અંગ-વિકારક ( inflectional ) વિભક્તિ, તૃતીયા વિભક્તિ, જાળવી સક્યું છે, પ્રત્યયો લગાડતાં પ્હેલાં માત્ર આકારાન્ત નામમાં જ અન્ત્યાક્ષરનો વિકાર થાય છે"[૫૦] આ જોતાં હેમનું વલણ ( તૃતીયા સિવાયના ) બધા ગુજરાતી વિભક્તિ પ્રત્યયોને વિગ્રહક્ષમ ( analytical ) ગણવાનું જણાય છે. ( माંને બદલે વિકલ્પે વપરાતા સપ્તમીના ए પ્રત્યયની હેમણે અવગણના કરી જણાય છે.) આ મતમાં રહેલી ભૂલનું મૂળ એ છે કે બીમ્સ નિકષ-શબ્દ તરીકે, જેણે સં. राजन्ના પ્રથમ એક-વચનના રૂપમાંથી आ અન્ત્યસ્વર જેવો ને ત્હેવો જ ઊંચકી લીધો છે, એ राजा શબ્દને લે છે; પણ, राजा પ્રકાર વિરલ છે અને घोडो પ્રકાર ભાષાના પ્રચુરતર શબ્દોનો પ્રતિનિધિ છે. ઉપરાંત એ ભાષામાં आकारान्त અને उंकारान्त વિકારી વિશેષણોની સંખ્યા બ્હોળી છે તે છતાં, घोडा ( હિં. ) અને घोडो (ગુજ.) એ પ્રકારને તેઓ અવગણે છે. राजा જેવા અપવાદભૂત પ્રકારને નિર્ણાયક પ્રમાણ ન ગણાય. अगના અન્ત્ય સ્વરનો વિકાર ન દર્શાવતા આ એકપરા પ્રકારને આધારે ભાષાપ્રકૃતિ વિગ્રહક્ષમ

---

૪૮. હું सामर्थ्य ઉપર ભાર મૂકું છું; કારણ કે પ્રત્યય અમુક પ્રસંગે અંગના અન્ત્યસ્વરને બદલાવે, અન્ય પ્રસંગે ન બદલાવે: દા. ત. घोडानु, પણ हाथनु; देवानाम् પણ नदीनाम् અને तमसाम् ( સં ). આમ છતાં आम् ( नाम् ) અવિગ્રહ્ય પ્રત્યય જ ગણાય.

૪૯. अगના અન્ત્ય સ્વરને બદલવાના આ તત્ત્વને સપાટીથી લોઇ પણ નીચેના કોઈ ભાગને સ્પર્શતું ગણી સકાય કે નહિં એ વિચારવા જેવું છે. કારણ કે, ઊંડા ઊતરિયે તો, ओ નો आ એ વિકાર વાસ્તવિક નથી; अकः ના क નો લોપ થઈને અને अः નો उ થઈને પ્રથમાનું રૂપ ओ નીપજે છે, અને માની લીધેલો હેનો आ રૂપે વિકાર એ અંગની પોતાની અંદર अक બદલીને अआ થવાનું પરિણામ છે. જુવો ગુजराती भाषा અને साहित्य પુ. ૧, પૃ. ૨૧૧ છેલ્લો પરિચ્છેદ.

૫૦. Comparative Grammar, પુ. ૧, પૃ. ૫૦ .

વર્તમાનકાળના રૂપનો સંપૂર્ણ અર્થ સમર્પવા ખાતર, સહાયક શબ્દ તરીકે આવતા છેને પોતાની પાછળ લગાડી દે છે, અને આ છે અહીં ગૌણ સ્થાને રહ્યો છે તે છતાં એ શબ્દ નથી સ્વરૂપક્ષય પામ્યો કે નથી અન્યત્ર પોતાના સ્વતંત્ર વ્યાપારની શકિતથી સર્વથા વંચિત થયો.

कर्युं રૂપ અંગ્રેજી "I wrote a letter to you last week" જેવા વાકયમાં જે ભૂતકાળ–અર્થ છે તેનું યથાર્થ વાચક નથી; આ અંગ્રેજી વાકયનો મ્હેં ત્હમને ગયે અઠવાડિયે કાગળ લખ્યો હેવો અનુવાદ કરિયે તો તે ખરો નથી; ખરી રીતે લખ્યો હતો જોઇયે. આ રીતે ભૂતકાળની અભિવ્યકિત માટે સહાયક શબ્દ હતોની અપેક્ષા રહે છે. આ રૂપ વિગ્રહક્ષમ પ્રકારનું છે, જો કે લખ્યોનું આનુવંશિક ગુણોથી યુકત સ્વરૂપ અવિગૃહ્ય છે એ નિ:સંદેહ છે.

करशे અવિગૃહ્યપદ છે એ નિર્વિવાદ છે, કારણ કે હેનો ઉદ્ભવ करिष्यति, करिस्सइમાંથી થયો છે.

પણ જુદા જુદા અર્થભેદો દર્શાવનારાં અનેક ક્રિયાપદરૂપો સહાયક ક્રિયાપદનાં વિવિધ રૂપાન્તરોની મદદની અપેક્ષા રાખે છે. દા. ત. लख्यो छे; लख्यो हतो; लख्यु होत; लखतो हतो; ઇત્યાદિ. આ રૂપો વિગ્રહક્ષમ[૫૭] છે એ પ્રકટ છે.

સ્હામી કક્ષામાં करत (સંભવાર્થક, યદિસાપેક્ષ રૂપ), कराय (કર્મણિ): આ રૂપો સ્પષ્ટ રીતે અવિગ્રહ્ય છે એ આપણે તરતમાં જોઇશું.

આ સંક્ષિપ્ત સમીક્ષાનો ફલિતાર્થ એ કે ગુજરાતીમાં અવિગૃહ્ય અને વિગ્રહક્ષમ રૂપોનું મિશ્રણ-વૈવિધ્ય જણાય છે. કેટલાક અવિગૃહ્ય રૂપોના ઉત્પત્તિક્રમનું નિરીક્ષણ કરીશું તો હેમાં આ બે વિકાસ-વિધિનો આગળ વધતો અને પાછળ જતો વ્યાપાર નજરે પડશે. करइમાંથી करेछे, करियइ કર્મણિ તૃ. પુ. એક.માંથી करिये (આપણે-હમે કરિયે, વર્ત. પ્ર પુ. અનેક.); करिज्जइ (કર્મણિ વર્ત. તૃ. પુ. એક.) માંથી करजे (ભવિષ્ય, આજ્ઞાર્થ, દ્વિ. પુ. એકવચન); करिज्जउ (કર્મણિ. આજ્ઞાર્થ કે વિધ્યર્થ તૃ. પુ. એકવચન) માંથી करजो (ભવિષ્ય, આજ્ઞાર્થ, દ્વિ. પુ. અનેકવચન) હેવાં હેવાં અર્થસંક્રમણો આપણે જોઈ ગયા છિયે. પણ આ સંક્રમણો એક અવિગૃહ્ય રૂપમાંથી અન્ય અવિગૃહ્યરૂપ પ્રતિ થતાં સંક્રમણો છે, જેમાં પરિવર્તન ફકત અર્થનું થાય છે. પણ આ અર્થપરિવર્તનના પરિણામો અન્ય પ્રકારનો દશા વિપર્યય પણ દર્શાવે છે–અવિગૃહ્ય શબ્દ રચનામાંથી વિગ્રહક્ષમ શબ્દ રચનામાં, અનેવળી પાછું વિગૃહ્ય રચનામાં, સંક્રમણ.

करत (સંભવાર્થ કે યદિસાપેક્ષરૂપ) લઇયે;–हु करत, तु करत, ते करत; અને એ જ પ્રમાણે અનેક વચનમાં. આ करतની ઉત્પત્તિ પ્રાકૃત અને અપભ્રંશના (अ)न्त[૫૮] વાળા क्रियातिपत्ति અર્થના રૂપમાંથી થયેલી જોઈ સકાય છે, અને આ (अ)न्त પ્રત્યય તો (સં. આત્મને પદ માનના પ્રતિનિધિભૂત माण

---

૫૭. બીમ્સ (પુ. ૧, પૃ. ૫૦ પરિચ્છેદ રના અન્તમાં) આ રૂપાન્તરોને "કૃદન્તોનાં અન્યોન્ય જોડે, અને બીજાં પૂર્ણાર્થ ક્રિયાપદો જોડે, સુરેખ અને વિવિધ સંયોજનો" ગણે છે. પણ વિવિધ અર્થભેદો અને કાળપ્રકારો વ્યકત કરવાની આ એક જ રીતિ છે એ વસ્તુસ્થિતિને એ અવગણે છે.

૫૮. સિ. હે. ૮–૬–૧૮૦ [क्रियातिपत्ते : १७९] न्त-माणो. દા. ત. लज्जेज तु वयंसिअहु जइ भग्गा घर पन्तु. ॥

એ જ વર્તમાન કૃદન્તરૂપ ગુજરાતીમાં બીજા બે અર્થભેદો અથવા રૂપપ્રકારો અર્પે છે: -

(૧) करत = करे છે, ફકત કવિતામાં; અને करतो = used to do, पौन.पौन्यवाचक.

પ્રત્યય, જે (અ)ન્તનો સહોદર છે, એ સૂચવે છે તેમ માત્ર વર્તમાન કૃદન્તનો પ્રત્યય છે. અને करत એ માત્ર ગુજરાતી વર્તમાન કૃદન્ત કરતોનું રૂપાન્તર છે, અથવા करत વર્તમાન કૃદન્તમાંથી આવેલ છે. અહીં વર્તમાન કૃદન્ત સ્વસ્થાન તજીને સંભવાર્થને સ્થાને જઇ બેસે છે.

પણ આપણે સ્થાનસ્ખલન જોવા ઇચ્છીયે છિયે તેજ પ્રકારનું આ સ્ખલન નથી. એ સ્ખલન कराय ( करायछे, करायु, करासे ઇત્યાદિ ) કર્મણિ પ્રયોગના રૂપમાં પ્રકટ થાય છે. મૂળ સંસ્કૃત કર્મણિ क्रियते છે, પ્રા. किज्जइ, (करिज्जइ], અપભ્રંશોત્તરકાલીન (=પ્રા. પા. ગુજ) करियइ છે.

આ करियइ પોતાનો ધર્મ તજીને વર્તમાનકાળ અનિશ્ચયાર્થ પ્ર. પુ. અનેકવચન [ करिये ] બની જતાં, અથવા તો અનુરોધાર્થ કે વિજ્ઞપ્તિવાચક બની જતાં, અને શુદ્ધ કર્મણિ પ્રયોગનો અર્થ દર્શાવતું અટકી જતાં, કર્મણિપ્રયોગના અર્થની અભિવ્યક્તિ માટે નવું રૂપ યોજવું પડયું૫૯. આ કારણે શુદ્ધ વિગ્રહક્ષમ રૂપ कर्युं जाय કર્મણિ પ્રયોગનો અર્થ વ્યક્ત કરવા માટે ભાષામાં પ્રવેશ્યું. આ રૂપ કાળ જતાં कराय બન્યું, જે સૂક્ષ્મ પરીક્ષા કરતાં कर + य [ याનો અવશેષ ] એ તત્ત્વો પ્રકટ કરે છે; આ રીતે સહાયક શબ્દ ક્ષીણ થઈને અવિગ્રહ્ય પ્રત્યય બની ગયો.

આ પ્રશ્નનું ઊંડું અન્વેષણ કરીશું તો સ્પષ્ટ થશે કે કર્મણિરૂપની આ વ્યુત્પત્તિ તરંગી નથી :

(૧) क्रियते (સં.)

(૨) करियते (પાલી)

* (૩) किज्जइ-(પ્રા.)[૬૦]

* (૪) करिज्जइ (પ્રા.) करियइ (પ્રા. અપભ્રંશોત્તર)

(૫) किया जाता (હિન્દી)

(૬) केलें जातें (મરાઠી)

(૭) कर्युं जाय (થોડીક સદી પહેલાંનું ગુજરાતી)

(૮) एमन लोक देखा जाय (याय) (બંગાળી)=હાવો પુરુષ દેખાય છે.

(૯) कराय (અર્વાચીન ગુજ.)

---

૫૯. પ્રચલિત आयवाળા કર્મણિરૂપનો કેટલીક જૂનવાણી ઢબની સ્ત્રીઓ પરાવર્તી પ્રયોગ કરે છે એ બહુ સૂચક છે. જૂનો રિવાજ હેવો છે કે વિનયની મર્યાદા પાળતી સ્ત્રીઓથી પોતાનાં સંતાનો જોડે સીધી વાત ન કરાય, માત્ર અપુરુષવાચક પ્રયોગો દ્વારા વાત કરાય. હાવી સ્ત્રીઓ પોતાનાં બાળકોને આજ્ઞા કરવી હોય તો पेली वाडकी लावो એ આજ્ઞાર્થનો ઉપયોગ ન કરે પણ 'पेली वाडकी लवाय' એમ કહે; આ રીતે-જેમ करियइ કર્મણિરૂપમાંથી આજ્ઞાર્થ करिये આવ્યું તે જ મુજબ-આ સ્ત્રીઓ પણ પ્રચલિત અદ્યતન કર્મણિરૂપનો આજ્ઞાર્થે ઉપયોગ કરે છે.

૬૦. મારવાડીમાં અવિગ્રહ્ય કર્મણિ करिजणो છે (L.S.I. ભારતીય ભાષા–સમીક્ષા પૃ. ૯, ભાગ ૨, પૃ. ૨૯).

*(૩) અને (૪) માંના દાખલાઓ મૂળ અંગ્રેજીમાંના પરિશિષ્ટ પ્રમાણે સુધાર્યા છે.
—અનુવાદક

analytic છે એવું અનુમાન સ્થાપવું એ ખરું નથી. એથી ઊલટું, ઓ ( ગુજ. ) નો આ થાય છે અથવા ( હિંદી घोड़ा घोड़िका માં ) आ નો ए બને છે એ જે હકીકત છે, અને તે પણ અનેક શબ્દોના વિપુલ વિસ્તારને આવરી લેતી હકીકત છે, હેને જ નિર્ણાયક તત્ત્વ ગણી સકાય.

વિશેષમાં, વિભક્તિ પ્રત્યયો વિગ્રહક્ષમ્ છે એવા પોતે માની લીધેલા મતના સમર્થન અર્થે બીમ્સ સ્વરવિકારની કિંમત અલ્પ કરે છે. એ કહે છે કેઃ—

"અંગવિકારક કે અવિગૃહ્ય ભાષાવર્ગની એક માત્ર કસોટી એ છે કે કેટલાંક નામોની અન્ત્ય શ્રુતિમાં, એ નામોને વિભક્તિ સંબંધો દર્શાવતા છૂટા પ્રત્યયો લેવાને તૈયાર કરવા માટે, અમુક ફેરફાર કરવા પડે. ૫૧

અહિં વપરાયેલ શબ્દ 'એક માત્ર'થી જે તત્ત્વ ખરી રીતે, અને બધું કહ્યા પછી પણ, અવિગૃહ્ય પ્રકારનું વિશિષ્ટ લક્ષણ છે હેનું મૂલ્ય ઓછું અંકાયું છે; અને 'છૂટા પ્રત્યયો' એ વચનથી વિભક્તિ-પ્રત્યયોના વસ્તુત પરાશ્રયી સ્વરૂપની અયથાર્થ રજૂઆત થઈ છે; અને વિશેષમાં જે બીજી નિર્ણાયક કસોટી છે હેવા અન્ત્યાક્ષરક્ષયને બીમ્સે સર્વથા અવગણ્યો છે.

અને છતાં પણ આપણા વિભક્તિ પ્રત્યયોના અવિગૃહ્ય સ્વરૂપને સ્વીકારનારા મત તરફ બીમ્સ વખતો વખત ઢળતા જણાય છે, જેમકેઃ—

"છતાં પ્રથમા સિવાયની (oblique) વિભક્તિનાં રૂપો જ સંસ્કૃત રૂપવિકારોના (રૂપાન્તરોના) આજ ટકી રહેલા અવશેષો છે, બીજા અવશેષો નથી, એવું નથી."૫૨

આ કથન સર્વસાધારણ છે અને એમણે તપાસેલી સાત ભાષાઓને લાગું પડે છે. પણ પશ્ચિમ ભારતની દેશભાષાઓને અનુલક્ષતું એક વધારે વિશિષ્ટ પ્રકારનું કથન પણ હેમણે કર્યું છેઃ—

"મરાઠીમા અને પશ્ચિમ પ્રદેશની દેશભાષાઓમા નજરે પડતા અવિગૃહ્ય રૂપોના વિશાળ પ્રસ્તારથી આશ્ચર્યકારક પ્રકૃતિવિરોધ દર્શાવતી, જેમાં અંગનો વિકાર ભાગ્યે જ કોઈ થતો હોય એવી, બંગાળી અને ઉડિયા ભાષાની અણુઠ્ઠકી સરળતા ખડી થાય છે."૫૩

આમ આપણે જોઇ સકિયે છિયે કે બીમ્સ ગુજરાતી અને મરાઠી ભાષાઓની બાબતમાં વિગ્રહક્ષમ અને અવિગૃહ્ય પ્રકારદર્શનની વચ્ચે દોલાયિત છે. વિભક્તિ પ્રત્યયોની વાત હોય એટલા પૂરતા તો, અગાઉ કહ્યું તેમ, આપણે ગુજરાતી વિભક્તિ પ્રત્યયોને અવિગૃહ્ય પ્રકારના બેશક ગણી સકિયે. ખરી રીતે જોતા ભાષા કોઇ ગૂઢ શક્તિયે વણેલી વૈવિધ્યભરી આકૃતિરચના દર્શાવે છે. ઉપર આપેલા અવતરણમાં૫૪ ડો. રા. ગો. ભાંડારકરે બહુસૂચક શબ્દોમાં કહ્યું છે તે મુજબ ભાષા વિગ્રહક્ષમ દશામાંથી અવિગૃહ્ય અવસ્થામાં અને પાછી વિગ્રહક્ષમ દશામાં અને ફરીથી પાછી અવિગૃહ્ય દશામાં સંક્રમણ કરે છે. આ રીતે એક અદસ્ય તુરી અથવા કાંઠલી આગળ તથા પાછળ અને ફરી પાછી

૫૧. ઉક્તગ્રન્થ, પુ. ૨, પૃ. ૧૮૩.

૫૨. Comparative Grammar પુ. ૨. પૃ. ૨૨૮. § ૪૮.

૫૩. ઉક્ત ગ્રન્થ પૃ. ૨૨૭. § ૪૯.

૫૪. જુવો ઉપર પૃ. ૬૬.

આગળ એમ ફર્યા કરે છે અને અનેકવિધ ચિત્રાકૃતિ રચતા ભાષાના તાણાવાણા વણાય ? આથી જ મ્હે ઉપર કહ્યુ છે કે પ્રાકૃતના પચમી વિભક્તિના રૂપો ક્ષીણ થઈ ગયા અને ગુજરાતીએ કોઇ પૂર્વતર સમયે પચમીનો અર્થ દર્શાવવા માટે, અપભ્રશે સર્વનામની પચમીમા હોન્તઉ[૫૫] (સ ભૂત અપ. વર્તમાન કૃદન્ત) આણી મૂકવાની જે યુક્તિ વાપરી હતી હેનુ અનુકરણ કરીને, સ્થિત (અને સ્થક્તિ)ની વિગ્રહક્ષમ સહાયતાનો આશ્રય લીધો, અને આ સ્થિત અને સ્થક્તિ વળી થી અને થકી એ અવિગૃહ્ય પ્રત્યયોની દશાને પામ્યા

સપ્તમી પ્રત્યય ए (સ ૬) અર્વાચીન ગુજરાતીમાં અધિકરણના અર્થના બધા ધર્મો આચરવામા નિષ્ફળ થયો,[૫૬] પરિણામે અવિગૃહ્યને સ્થાને કોઈ સમય દરમ્યાન વિગ્રહક્ષમ મધ્ય આવ્યો, જે પોતે વળી ક્ષીણ થઈને અવિગૃહ્ય સ્વરૂપનો મા બન્યો ષષ્ઠીનો સ્ય (स), स्स (પ્રા) ह (અપ-ઉત્તર) કાળક્રમે ક્ષીણશક્તિ બની જતા तण મધ્યારમા આવી ગયો જે પ્રથમ तास तण (-तस्य सवन्धिन्) જેવા પ્રયોગમા વિગ્રહક્ષમ હતો પણ પછી ક્રમે ક્રમે ષષ્ઠીના स પ્રત્યયના સહયોગને તજીને પ્રત્યયરૂપ બન્યો, જે પ્રત્યય પણ વિશેષ ઘસારો પામીને નાજુક ન્હાનો નુ બની ગયો ચતુર્થી અને દ્વિતીયા (જે અર્થાંશમા ચતુર્થીને મળતી છે કારણ કે "ને આપવુ" એ અર્થમાથી "ને કર્મવિષય કરવુ" એ અર્થ સહેલાઇથી આવી શકે) આ બે વિભક્તિયો કોઇ કાર્યક્રમે નિષ્પ્રાણ બની-ઉપરત થઇ-અને એથી અર્વાચીન ગુજરાતીએ, ને काजे (कार्ये), हिते હેવો અર્થ અભિવ્યક્ત કરવા માટે, ષષ્ઠીના નુમા સપ્તમીના एને ભેળવી દેવાના ઉક્તિપર્યાયનો આશ્રય લીધો.

ક્રિયાપદોના વિષયમા પણ હેવી જ ઘટના બનતી આપણે જોઈ શકીશું પ્રથમ સાદા કાળરૂપો લઇયે करेछे (વર્તમાન ભૂતાર્થવાચક) कर्युं (ભૂતકાળ) करशे (ભવિષ્યકાળ) બધા તૃતીય પુરુષ એકવચનમાં રૂપો करेछे વિગ્રહક્ષમ છે એ તરત જણાઇ આવે છે કારણ કે करेમાના પ્રત્યયની કેવળ અસ્તિત્વ કે સત્તા (શુદ્ધ વર્તમાનકાળનો અર્થ) દર્શાવવાની શક્તિ લુપ્ત થવાથી આ રૂપ, ભૂતાર્થવાચક

---

૫૫ સિ હ ૮-૪-૩૫૫ અને બીજાઓ, અહીં હેમચદ્ર हा પચમી પ્રત્યય તરીકે આપે છે, પણ હેણે આપેલા ઉદાહરણોમાં, जहा होन्तउ, तहा होन्तउ ઇત્યાદિમા होन्तउ અચૂક વપરાયેલ છે, અને हां વસ્તુત સપ્તમીરૂપ છે होन्तउ ખરો પચમી પ્રત્યય છે એમ હુ માનુ છુ મ્હારા (Sir Asutosh Mookerjee Silver Jubilee Volumes, Vol III 3 માના) "Ablative Termination in Gujarati' (ગુજરાતીમા પચમીનો પ્રત્યય) એ લેખમા મ્હે આ મુદ્દાની પૂર્ણ વિસ્તારથી ચર્ચા કરી છે

૫૬ આ કથનના સબધમાં આ વાક્યો સરખાવો

(क) घोडे बेठो, (ख) गाडीमा बेठो

એ તો સ્પષ્ટ જણાશે કે एनो પ્રયોગ "on"નો અર્થ દર્શાવવાને કરાય છે, જ્યારે (મધ્ય માથી આવેલ)મા 'in થી વ્યક્ત થતો અર્થ દર્શાવવાને વપરાય છે અર્થાત્ ए औपश्लेषिक આધાર, પણ માં वैषयिक આધાર દર્શાવે છે પ્રયોગરૂઢિયે નિયત કરેલા ए અને માના વિશિષ્ટ મર્યાદાપન્ન અર્થો પણ છે દા ત कूवे पडवु આત્મહત્યા માટે કૂવામા પડવાના અર્થમા વપરાય, પણ कूवामा पडवु આકસ્મિક કૂપપતનના અર્થમા खाटले पडवु એટલે માદગીથી, અશક્તિથી, પથારીવશ બનવુ, खाटलामा पडवु એટલે પથારીમા પડવાનો શરીરવ્યાપાર घेर बेसवु નોકરી ધધો ખોવાના અર્થમા, પણ घरमां बेसवु ઘરની અદર રોકાઈ બેસવાના અર્થમા, વપરાય છે

આ સમગ્ર રૂપપરંપરામાં આપણે या (=જવું) ધાતુને એક, અથવા બીજે આકારે કર્મણિ પ્રયોગના અર્થસમર્પણમાં પ્રવૃત્ત થયેલો જોઈયે છિયે. [૫], [૬], [૭] અને [૮] માં या [जा] નો પ્રતિનિધિ વિગ્રહક્ષમ અવલંબન રૂપે આવે છે એ સ્પષ્ટ છે. [૧] થી [૪]માં या ( ઘસાઈ જઈને य–ज्ज, इय–इज्ज રૂપે છુપાઈને) અવિગૃહ્યરૂપે સંસક્ત થયેલો છે. પાલીમાં હ્રસ્વ एની પછી આવતો य બેવડાતો, દા. ત. थेय्य (સં. स्थेय), गेय्य (સં. गेय) ઇત્યાદિ. હું માનું છું, કે પાલીના ઉત્તરકાળ દરમ્યાન ક્યહારેક કર્મણિપ્રયોગનો य બેવડાઈને य्य બની ગયો હતો. ઉપરાંત અહીં य નો ज થાય છે, જે પ્રાકૃતમાં य આદ્ય હોય તો જ બને છે, એ ઘટના य પ્રત્યયના મૂળ તરીકે યાનું જ, અન્તર્ગત શક્યતાની દૃષ્ટિયે, સૂચન કરે છે, કારણ કે આ या એક સમયે સ્વતંત્ર શબ્દ હતો. આ વ્યુત્પત્તિદર્શન, હેની પોતાની રીતે, या ધાતુ કર્મણિપ્રયોગનું સાધકતત્ત્વ હોવાના ઉપપત્તિવાદનું સમર્થન કરશે.

આ પ્રશ્નનું હાનું સ્વરૂપદર્શન હું વિનયપૂર્વક અને અનતિશ્રદ્ધાપૂર્વક રજૂ કરું છું; કારણ કે બીજા પંડિતોએ જેનો પુરસ્કાર કર્યો છે હેવા બીજા મત વિદ્યમાન છે.

{ અર્વાચીન ગુજરાતીમાં અવિગૃહ્ય પ્રકારમાંથી વિગ્રહક્ષમ રચના પ્રત્યે સ્ખલન થયાનો બીજો દાખલો છે લરવામાં આવેછે, જે અન્ય ક્રિયાપદની સહાયતાથી થતું કર્મણિ છે. અહીં સહાયક ક્રિયાપદ, या થી ઊલટું જ, आव છે. મરાઠીમાં પણ करण्यात येते છે. }

છેવટે આવે છે અર્વાચીન ગુજરાતીનું અવિગૃહ્ય રૂપ कराय. અનુમાનવિધિ ( અર્થાત્ વ્યાપ્તિ-નિગમનની રીતે ) હામાંનો आय તે जायમાંથી વિચિત્ર પ્રકારે ઉદ્દ્ભવેલો य છે અને એ य ની પૂર્વે आ આગમ પ્રક્ષિપ્ત થયો છે એમ માનવાથી આ અન્તિમ કડીનું પૂર્વગામી શૃંખલા જોડે સંકલન સયુક્તિક અને સુસંગત રીતે કરી સકાય છે. આ आ ને जाय ના ज् નો ઘસારાથી લોપ થતાં બાકી રહેલો અવશેષભૂત સ્વર ગણવો એ પણ શક્ય છે. જો આ દૃષ્ટિ સ્વીકારિયે તો આગમવાળો–મત તજી દેવો પડે.

ડૉ. ટેસિટોરી (" નોટ્સ " § ૧૪૦ અને ૧૩૬, છેલ્લા પરિચ્છેદમાં) હૉર્નલે ( ગૌડવ્યાકરણના ૪૮૪ ) નો આધાર લઈને कराय ( કર્મણિ )ને માત્ર, કર્મણિ અર્થ પામેલું, પ્રયોજક અથવા પ્રેરક રૂપ માને છેઃ कराय ∠ कराइ, જેમાં इ તે કૃદન્ત ति (પ્ર.) નો અવશેષ છે. પણ હું નમ્રભાવે કહીશ કે य એ या (=જવું) નો અવશેષ છે એ મત વધારે યથાર્થ છે, અને આ રૂપમાંનો आ પ્રેરકરૂપની નિશાની નથી પણ કર્મણિ कराय અને પ્રેરક कराव બન્નેમાં આકસ્મિક સંજોગથી સમાનભાવે આવી જતું તત્ત્વ છે; કારણ કે પ્રેરકનો आ પ્રા. અને અપ. आवમાંથી આવેલો ગણી સકાય છે અને आव તો दापयति જેવાં પ્રેરક રૂપોમાં અપવાદરૂપે રહેલા પણ પ્રાકૃત પ્રેરકભેદમાં વ્યાપક બનેલા आवમાંથી વ્યુત્પન્ન છે. આમ હોઈને કર્મણિ करायમાંનો आ સ્વતંત્ર તત્ત્વ તરીકે મુક્ત રહે છે. ઉપરાંત ઉપર કહ્યું તેમ (૧) થી (૯) સુધીની આખી શૃંખલા, करायને હેની છેલ્લી કડી તરીકે મૂકવાથી, સુબદ્ધ સમગ્રતા પ્રાપ્ત કરે છે. વિશેષમાં આ વાત પણ લક્ષમાં આવશે કે, જ્યહારે હિન્દી, મરાઠી અને બંગાળીમાં जता, जातें, ને जाय સાથેનું વિગ્રહક્ષમ રૂપવિધાન છે ત્યહારે ગુજરાતીમાં कर्युं जाय આન્તરાલિક ક્રમ તરીકે આવીને અવિગૃહ્ય कराय સુધી પ્હોંચે છે. અને આ ઘટના હેના મૂલમાં રહેલી સહજ ઘટના છે કારણ કે હેનું મૂળભૂત સં. क्रियते રૂપ પણ, જેમાં પ્રથમ या એક અલગ સહાયક–શબ્દ તરીકે પ્રવેશ્યો હતો હેવા કોઈ પૂર્વગામી વિગ્રહક્ષમ ક્રમનું પરિણામ છે.

કેટલાક વિદ્વાનો હાની વિરુદ્ધ હેવો મત રજુ કરે છે કે कराय (છે), लखाय (છે) ઇત્યાદિ રૂપોમાં ય તો ફકત પ્રક્ષિપ્ત આગમ છે અને आ એ જ ખરો કર્મણિપ્રયોગસાધક પ્રત્યય છે; लिखा जाता (હિં.), लख्यु जाय ( ગુજ. ) એ રૂપે. જોતાં જણાય છે કે હિં. आ અને ગુજ. यु કર્મણિપ્રયોગ-સાધક તત્ત્વના પ્રતિનિધિ છે; અને કર્મણિ રૂપો लखाशे, लखातुं हतु વગેરે દર્શાવે છે કે હેમાં य અવિદ્યમાન છે પણ आ અવિચલ રહે છે અને એથી એ आ ને જ કર્મણિ પ્રયોગનો પ્રત્યય માનવો પડે. આ દલીલનો મારો ઉત્તર આ છેઃ—

(क) જે પ્રમાણે करइ छइ મા करइ ના अइतुं વર્તમાન ભૂતાર્થવાચક સામર્થ્ય ક્ષીણ થતાં छइ અવલંબન રૂપે આવી ઊભો, તે જ પ્રમાણે लख्यु जाय लिखा जाता એ રૂપોમાં क्तान्त ( કર્મણિ ભૂત કૃદન્ત ) રૂપની કર્મણિ—વાચકતા ક્ષીણ થઈ ( અથવા ક્રમમાં ક્રમ પ્રસુપ્ત અને નિષ્ક્રિય બની ) એટલે અવલંબન અર્થે जा આવી ઊભો અને વિશ્લેષ-ક્ષમ પ્રકારથી કર્મણિપ્રયોગનો અર્થ પૂરો પાડી રહ્યો;

(ख) लखाय, लखाय છે ઇત્યાદિમા य્ પ્રત્યક્ષ છે જ્યહારે लखाशे, लखातु હેમાં य् લુપ્ત થયો છે એ સ્પષ્ટ છે અર્થાત્ એ લોપને અનુકૂળતા કરી આપતી વાગ્વ્યાપારગત ધ્વનિશાસ્ત્રીય પૂર્વભૂમિકા રૂપે लखायशे, लखायतु રૂપો હતાં; ઉપરાંત આ य् પોતે य, ज्ज, ज, य, इ, હેવી એક લાંબી કર્મણિપ્રત્યયોની વંશ—પરંપરાનું સંતાન છે. ( જુઓ ટેસિટોરીની ' નોટ્સ ' § ૧૩૬ આદિ અને § ૧૪૦). આથી य એ વાસ્તવિક પ્રત્યય છે અને आ, જેમ क्रियते (સં.) करियइ ( પ્રા. વગેરે ) એ રૂપોમાં इ છે તેમ, માત્ર આગમ છે.

[ ટેસિટોરીનો ( હેમની " નોટ્સ ' § ૧૪૦ માં ધ્વનિત થતો ) મત હેવો છે કે આ आ મૂળમા પ્રેરકસાધક હતો પણ પોતાનો એ સ્વભાવધર્મ ખોઇ બેઠો અને reflexive અર્થાત્ આત્મકર્મક અથવા કર્મણિ પ્રયોગનો અર્થ ધારી રહ્યો. હુ એમ કહુ કે આ કર્મણિપ્રત્યય નથી પણ માત્ર આગમ છે, અથવા બહુ તો સંધિવ્યાપારનું પરિણામ છે ] ૬૧

૬૧. કર્મણિ પ્રત્યય य ( आय ) ની ઉપર આપેલી પૃથક્ક્રિયા મ્હેં કરી ત્મ્હાર પછી જનરલ ઑફ રૉ. એ. સો. ૧૯૧૩ ઈ. સ. પૃ ૧૬૩ આદિમાં J. D. A નો (=J. D. Anderson નો, સ્પષ્ટ ) " The Bengali Passive " ( બંગાળી કર્મણિપ્રયોગ ) નામનો દ્યોતક અને રસપ્રદ લેખ મ્હારા ધ્યાનમાં આવ્યો. એ લેખમાં મ્હારા મતને તત્ત્વતઃ સમર્થન મળ્યું છે. J. D. A. એ કરેલી ચર્ચાનો અહિં તો સંક્ષિપ્ત સાર જ આપી સકાશે—

( क ) J D. A. બોપમાંથી એક લેખભાગ ઉતારે છે જેમાં એ ( બૉપ ) કહે છે—" સંસ્કૃતમાં કર્મણિ રૂપ રચવા માટે य અક્ષર ઉમેરવામાં આવે છે; હેનો પ્રાકૃતમાં ज થાય છે; અને આ સંસ્કૃત य તે ' या ' ( જવું ) નું સંક્ષિપ્ત રૂપ છે. અદ્યાપિ બંગાળીમાં કર્મણિ ક્રિયાપદ કરવા માટે या અવિકલ રૂપે વપરાય છે; જેમ કે करा याद्—હું કરાઉં છું, શબ્દશ:, હું કરવામાં જાઉં છું. સંસ્કૃતમાં, લૅટિનની માફક, સાદા યસાધિત રૂપ ઉપરાંત પદસમૂહરૂપ કર્મણિ રૂપો પણ આવે છે. લૅટિન amatum iri, મ્હાલાવું, અટલે શબ્દશ " સ્નેહમાં ગત થવું. "

( ख ) J. D. A. ત્મ્હાર પછી કર્મણિરૂપના થોડાક દાખલાઓ આપે છે અને કહે છે કે—

( ૧ ) બોપના મત અનુસાર, " મ્હારાથી કરી સકાય " એ અર્થ દર્શાવવા માટે आमि करा जाइ ( याइ ) ખરું ગણાય, आमके करा जाइ ( याइ ) નહિં.

"જવું" અર્થનું ક્રિયાપદ પ્રત્યયોના નિર્માણમાં મહત્ત્વનું કાર્ય કરે છે. દાખલા તરીકે:

प्रत्ययनिर्माणमा "जवु" अर्थना धातुओनु महत्त्वनु कार्य

(૧) સંસ્કૃત ભવિષ્ય પ્રત્યય स्य એ अस् (=હોવું) + या (=જવું) નો અવિગ્રહ ઘનીભાવ છે; करिष्यति નો મૂળ અર્થ "કરવા જાય છે" હતો અને હેમાંથી "કરશે" અર્થ થયો. [ઘણા સમય અગાઉ ડૉ. ભાંડારકરે[૬૨] આ બતાવ્યું હતું.]

---

(૨) કેટલાક દાખલા તૃતીય પુરુષ અ-માનાર્થ રૂપના છે તેથી વૈકલ્પિક રચનાઓમાંની કઇ વિવક્ષિત છે એ સ્પષ્ટ થતું નથી.

પણ (૩) एमन लोक देखा जाय [याय] "હાવો પુરુષ દેખાય છે"-હેમાં પ્રથમા लोक વપરાય છે. દ્વિતીયા लोकके નહિં.

બ્લોપના કથન પરત્વે હું આ પ્રમાણે કહેવાની છૂટ લઉં છું:-

(क) સંસ્કૃત કર્મણિ પ્રત્યયનું અને બંગાળીમાં जा ના ઉપયોગનું મૂલદર્શન ખરું છે એ નિઃસંદેહ છે, પણ કર્મણિ-ભાવની અન્તર્ગત માનસપ્રક્રિયાનું પૃથક્કરણ ખોટું છે. "*I go in making*"માં કરવાના વિધિને વશ થવાની નિષ્ક્રિયતાના કરતાં કર્તરિ અર્થના સૂચનની અધિકતા આવી જાય છે;

[ख) બ્લોપ સંસ્કૃતમાં કયાં પદસમૂહસાધ્ય કર્મણિ રૂપો કહેવા ઇચ્છે છે તે સ્પષ્ટ નથી. હેને शक्यमरविंद-सुरभि × × × आलिंगितु पवनः-आलिंगितु शक्यम्-आलिंग्यते હેવો પ્રયોગ વિવક્ષિત છે? તો આ વાકયના અર્થમાં કેવળ કર્મણિ-ભાવના કરતાં શકયતાનું તત્ત્વ વિશેષ છે.

(ग) Amatum iri-"સ્નેહમાં ગત થવું." આ પૃથક્કરણ બરાબર છે? આ વાકયનો અર્થ "વ્હાવાના કાર્યમા જવું" એટલે "વ્હાવાવું" એટલો જ નથી થતો?

J. D. A. ના મતો પરત્વે હું કહીશ કે:—

(घ) આખી ચર્ચામાં મૂલભૂત ભૂલ્ય એ છે કે કર્મણિ ક્રિયાપદનો આકારતઃ કર્તા હોય હેને ખરા कर्तानो, क्रियाना કરનારનો, સમકક્ષ ગણ્યો છે, અને અકર્મક ક્રિયાપદોના भावे-प्रयोगने આ દાખલાઓ ભેગો ભેળવી દીધો છે. लोक देखा जाय-હેમાં लोक એ देखाजाय નો કર્તા છે, જો કે વાસ્તવિક રીતે એ 'દેખવા' ની ક્રિયાનું कर्म છે. કર્મણિપ્રયોગનું વાકય છે તેથી એ આકારે કર્તા છે (અને એથી પ્રથમામાં છે); એ जा નો કર્તા છે પણ देखानुं કર્મ છે.

(ङ) आमाके डाका हय (=મ્હને બોલાવ્યો છે 'હું બોલાવાયો છું'); (બંગાળી)

| | |
|---|---|
| स्त्री मारी जाती थी | (હિન્દી) |
| स्त्री मारा जायते छिलेन | (બંગાળી) |
| स्त्रीके मारा जायते छिल | ( ,, ) |
| तिनि युद्धे मारा जान (यान) | ( ,, ) |

આ દાખલાઓમાં मार् અને डाक् વાકયાન્વયની બાબતમાં રૂઢિને મરડી મચડી નાખનારાં વિલક્ષણ પ્રકારનાં ક્રિયાપદો છેઃ हु मोकली छुं; (પ્રાચીન ગુજ.) આજે મ્હને મોકલી છે એ રૂપે મરડાયું છે એ પ્રકારનાં આ ક્રિયાપદો છે.

૬૨. હેમનાં વિલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાને પૃ. ૧૧-૧૨

(૨) ઉપર નોંધ્યા પ્રમાણે સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીમાં (ઉપરાંત બીજી કેટલીક દેશ ભાષાઓમાં) કર્મણિ રૂપો પણ એ કક્ષામા આવે છે, કારણ કે क्रियते રૂપ क+या+ते (કર્મણિ ત્. પુ. એકવચનનો પ્રત્યય) હેમાંથી ઘડાયું છે જેનો અર્થ "કર, જા, છે" એટલે "કરવાના વ્યાપારમાથી પસાર થાય છે" હેવો છે.

(૩) करेगा (હિન્દી) મૂળ ધાતુ સાથે गम् જવુ નો વિકારભૂત गा જોડવાથી થયેલ છે. આ ઘડતર સંસ્કૃત स्य (ભવિષ્ય પ્રત્યય)ના ઘડતર જોડે તત્ત્વત. મળતું આવે છે. તફાવત એટલો જ કે करेगा માં अस् ને મળતુ તત્ત્વ પ્રકટ કૈં નથી.[૬૩] करे રૂપ करिष्यति (સં.) નું करिस्सति, करिस्सइ, करिसइ, करिहइ, करिह (करइ), करे એ ક્રમે થયેલું સંકુચિત રૂપ છે એ ડૉ. ભાંડારકરનો મત[૬૪] સ્વીકારિયે તો करे (गा)ના एमा अस् તત્ત્વનું, અલબત્ત સંકુચિતાંગ અને નિગૂઢ અસ્તિત્વ કદાચ પરખાય;

ડૉ. ભાંડારકર[૬૪] આ गाને गम्–જવુ–ના ભૂતકૃદંત (સં.) गतमाथी આવેલ गआनुं સંકુચિત રૂપ ગણે છે અને હેનો શબ્દાર્થ "(કરે એ માટે) ગયો" એમ આપે છે. મૂત ભૂતકૃદન્ત જોડેનું गानुं નિકટ સામ્ય નડતુ ન હોત તો હું "કરવાને જાય છે" અર્થાત્ "કરશે" હેવો અર્થ પસંદ કરત.

બીમ્સ[૬૫] પણ આ गाને गम्નું ભૂતકૃદન્ત ગણે છે અને ડૉ. ભાંડારકરે આપ્યું છે હેવુ જ હેનું તાત્પર્ય આપે છે–અર્થાત્ "કરવા માટે ગયેલો" હેવો અર્થ આપે છે; અને હેને "I am going to do" એ અંગ્રેજી પ્રયોગ સાથે સરખાવે છે, અને કર્તા પ્રમાણે જાતિવચન લેનારો આ પ્રત્યય (गा गी) ભૂતકૃદન્ત જ હોવો જોઈયે એ વાતને ખાસ નોંધે છે.

આ બધી બાબતોને સ્હામ સ્હામી તોળી જોઇને, આ गा ભૂતકૃદન્તનો પ્રતિનિધિભૂત છે એ મત આપણે સ્વીકારવો પડે છે.

(૪) સંસ્કૃત પ્રેરકરૂપ (गमयति, कारयति વગેરે) મા નો अय પ્રત્યય પણ अय् (=જવું) માથી આવ્યો જણાય છે; कारयति નો અર્થ "અન્ય કરવાને જાય તેમ કરે છે" (બીજાને કરવા મોકલે છે) અર્થાત્ હેને એ કરવાને પ્રેરે છે કે પ્રયોજે છે હેવો થાય છે.

આપણે જે નમૂના તપાશિયે છિયે હેને ઉપરની ચર્ચા યથાસંભવ લાગુ પાડીને આપણે ઠીકઠીક યથાર્થ અનુમાન કરી સકિયે કે વિ. સં. ૧૭૦૦ પછીના કોઇ સમયે છે પ્રત્યયરૂપે પ્રાધાન્ય પામ્યો હતો અને ક્રિયાપદને વિગ્રહક્ષમ પ્રકારનુ બનાવી ચૂકયો હતો; કે કદાચ એથી પણ પછી હોય; તેમ જ तण વિ. સં. ૧૭૦૦ પછી કે એટલામાં અવિગ્રહ્ય પ્રત્યય બન્યો હતો; અને અન્ય વિભક્તિ પ્રત્યયો વિ. સં. ૧૭૫૦ની લગભગ કે પછી અવિગૃહ્યરૂપ બન્યા હતા.

---

૬૩. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે (गुजराती भषानो इतिहास, इ स. १८६६, પૃ. ૨૬ મે) આ રૂપને स्यना यामाथी થયેલું અપભ્રષ્ટ રૂપ માનવાની ભૂલ કરી છે; या અને गम्, બંનેનો અર્થ એક જ (એટલે "જવું") છે તે છતાં દેહાકૃતિયે જુદા ધાતુઓ છે

૬૪ હેમનાં વિલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો, પૃ ૧૨; તેમ જ; પૃ. ૨૭૧–૨.

૬૫ Comparative Grammar, પુ ૩, પૃ. ૧૬૦–૧૬૧

( ઘ ) લાક્ષણિક સ્વરૂપના શબ્દવિશેષો

( घ ) अमुक समयना लाक्षणिक देखा शब्दविशेषोनुं अस्तित्व अने बाहुल्य अथवा प्राधान्य

આ શીર્ષક નીચે મૂકવાને હું નીચેના શબ્દો વીણું લઉં છું:-

[ ૧ ] शुं=સાથે,

[ ૨ ] शुं= જેવું; दाडिमकणशी दन्तपंक्तिमां છે તેમ પ્રત્યયરૂપે પ્રયોજિત;

[ ૩ ] तणु-ષષ્ઠી પ્રત્યય;

[ ૪ ] केरु-ષષ્ઠી પ્રત્યય;

[ ૫ ] र-ષષ્ઠી પ્રત્યય;

[ ૬ ] क-ષષ્ઠી પ્રત્યય;

[ ૭ ] चो-ची-चु-ષષ્ઠી પ્રત્યય;

[ ૮ ] हुंतु-પંચમીનો અનુલગ્ન શબ્દ, [ અથવા કારકનિરપેક્ષ વિભક્તિ તરીકે ]

[ ૯ ] थकु-પંચમીનો અનુલગ્ન શબ્દ, [ અથવા કારકનિરપેક્ષ વિભક્તિ તરીકે ].

[૧૦] पाहि-પંચમીનો અનુલગ્ન શબ્દ;

[૧૧] औ-પંચમી પ્રત્યય;

[૧૨] भणी-" માટે " ના [ " તેથી " ના ] અર્થમાં;

[૧૩] जमलो=(क) સમીપસ્થ; (ख) તુલ્ય;

[૧૪] हेज=હેત, સ્નેહ;

[૧૫] मुज, મુજને અર્થમાં;

[૧૬] रेसि ચતુર્થીનો અનુલગ્ન શબ્દ તરીકે ( સામાન્યતઃ );

[૧૭] रहइ ચતુર્થી કે ષષ્ઠીનો અનુલગ્ન શબ્દ.

આ શબ્દો ઉપર પ્રત્યેકની ન્યૂનતાધિક યોગ્યતા પ્રમાણે ત્વરાથી દષ્ટિ ફેરવિયે

(૧) शु નરસિંહ મ્હેતાના યુગથી બહુ પ્રચરિત છે, અને હજી પણ અર્વાચીન કવિતામાં વપરાય છે (ગદ્યમાં નહિ).

(क) वेली करती कृष्णशु करे थैयेकार रे ॥

(નરસિંહ મ્હેતા કૃત राससहस्रपदी, પદ ૫, કડી ૧ અને અન્ય અનેક સ્થળોએ).

(ख) तरुणीअशू रति माडी ॥ (वसन्तविलास, કડી ૮૪)

(ख) प्रेमशूं जई चरण लाग मातनि कुमार (ભાલણ कादंबरी પૂર્વભાગ, પૃ ૧૩, પં ૧૩)

(घ) यौवन माटइ मोडइ अग, परनारी शूं झाझा रग ।
घरघरणी शूं नावि घाटि । (विमलप्रबन्ध, ३-७८)

[ નોંધ—(क) (ख) અને (ग) વિક્રમ સંવતના સોળમા સૈકાના આરંભના છે અને (घ) એ સૈકાના અપરાર્ધનો છે (વિ. સં. ૧૫૬૮).]

આ શું, મૂળ સં. सह અથવા समम् માંથી નીકળેલો, સુ, સિઉં અને હેવાં વિવિધ રૂપાન્તરો દ્વારા મૂળ પર્યંત લઇ જઈ સકાય છે. मुग्धावबोध औक्तिकमां, चैतु लोक सिउं बात करइ હેમાં સિઉં આપણે જોયેલ છે (ઉપર પૃ. ૬૦) સિઉં કોઇવાર એ પછીના સમયમાં પણ દેખા દે છે. कामिनी सिउं क्रीडा करइ. [माधवानल कामकदला दोग्धक प्रबंध, હ. પ્ર.નું પ્ર. ૧૬૨, પં. ૨. વિ સં. ૧૫૭૪]

(૨) શું. સં. मादृश માંના दृश માંથી [मादृश=मुजशुं] ‑સિ,‑ईस દ્વારા વ્યુત્પન્ન થયેલો આ શબ્દ પ્રાચીનતર કવિયોની કૃતિઓમાં બહુ વિરલ દેખાય છે, અને પ્રેમાનંદના સમયમાં કે એ અરસામા પૂર્વતર સમય કરતાં વધારે વાર વપરાયેલો દેખાય છે. અર્વાચીન કવિતામાં એ વારંવાર વપરાય છે. જેમ કે:

નરસિંહમહેતા

[क] गोधशुं वदन ने मजस्थळ झळके [काव्यसंग्रह, પૃ. ૪૯૩, પદ ૬].

[ख] लांबीशी डोक ने काकोल चावतो [ઉક્તગ્રંથ, પૃ. ૪૭૬, પદ ૨૭].

પ્રેમાનન્દ

[ग] मुखकमल सुभद्रानु झळके रे,
जाणे चंद्रबिम्बशुं चळके रे [सुभद्राहरण ३१].

[घ] गण्डस्थळ नारग फळशा, आदित्य इन्दु अकोटी [नलाख्यान, १५]

[ङ] नगरी [?] नगर खणीने करूं उजड रानशुं [व्रजवेली, કડી ૨૫૨].

દયારામ

[च] झळके दाडमबीजशा दंत [मोहिनीस्वरूप, દયારામકૃત; કડી ૪].

[च]‑१ पेला हुरिवव दैत्यशा लाग्या रे [गरबी अने पदसंग्रह, પદ ૭૫, કડી ૨].

ધીરો

[च]‑२ कोरा घटशी काया रही [स्वरूप, ગુરુસ્વરૂપ, ૧૨‑૨].

[च]‑३ रह्या हारी जनकशा भूप [ „ માયાસ્વરૂપ, ૨૯‑૨].

[च]‑४ रह्या रामशा रोई ( „ „ „ ૨૯‑૩).

[च]‑५ कुबेर भंडारीशो करीदे तेने („ તૃષ્ણાસ્વરૂપ ૨૪‑૩).

વલ્લભ

[च]‑६ दिग्गजनो स्वामी नामी कपूरशो [कुन्तीप्रसन्नाख्यान, કડી ૫૯).]

## અર્વાચીન કવિતા

નરસિંહરાવ ભોળાનાથ

[छ] धोळी बरफशी दोरनी मध्य सुनेरी कांठशे
[कुसुममाला, પૃ. ૩૧, 'આશાપંખીડું' કડી ૨, પં. ૧]

[ज] बळी अमृतशुं मीठु गान करे दिव्य पखीडुं [ઉક્તકૃતિ, કડી ૨, પં. ૩]

નાનાલાલ કવિ

[ડ] प्रफुल्ल श्वेतफूल, प्रेमचन्द्रशुं, दश्यमान थयु [वसन्तोत्सव, પૃ. ૮ પં. ७].

[ग] वचमां जळभर्यां अभ्रशुं,
    न्हानु सरोवर हतु [ઉક્તગ્રન્થ, પૃ. ૯, પં. ૧૮]

[ट] तारानां झूमखांशो
    लटकती मजरीओमां [ઉક્તગ્રન્થ, પૃ. ૨૧, પં. ૪]

[ठ] सोनारूपाना थाळशुं वदन [इन्दुकुमार, પૃ. ૯, પં. ૯]

[ड] स्फटिकलताओशा बालाओना करमां [ઉક્તગ્રન્થ, પૃ. ૧૩]

[ढ] गुलगुलाबनी पताकाशो
    पूर्ण समीर लहेरेछेलो [ઉક્તગ્રન્થ, પૃ. ૧૧૪]

અને હેમની કૃતિયોમાં સર્વત્ર અનેક અન્ય સ્થળોએ. વસ્તુતઃ હેમણે કરેલો આ શબ્દપ્રયોગ ક્વચિત ઔચિત્યની કે લાલિત્યની દષ્ટિની મર્યાદા ઉલ્લંઘે છે, અને 'શું' હેમની રચનાઓમાં અનિયંત્રિત પ્રચુરતાથી પથરાયો છે. આ રૂપના પ્રયોગની અતંત્રતામાં હેમના અનુકર્તાઓ હેમનાથી પણ આગળ વધ્યા છે

ઉપર આપેલા નમૂનાઓ જોતાં જ જણાશે કે નરસિંહ મ્હેતાએ કરેલા આ રૂપના પ્રયોગમાં गोरुशुं અને लावोशीमां ઉપમાનો અર્થ નથી, જે શબ્દને शुं લગાડાયો છે એ શબ્દ ઉપમાન નથી; પણ ત્હાર પછીના સમયના પ્રયોગમા शु એ ઉપમાનત્વમ છે; દા. ત. પ્રેમાનંદના चन्द्रबिम्बशुं માં चन्द्रबिंब ઉપમાન છે અને शुं હેને લાગ્યો છે. અંગ્રેજીમાં "whitish" "reddish" જેવા શબ્દોમાં ish અનુગ જે અર્થમાં વપરાય છે એ અર્થમા शुं, પૂર્વતર પ્રયોગોમા વપરાયો છે. (અંગ્રેજીમાં એ જ અર્થમા 'like' પણ વપરાય છે). ભવૈયાઓ ગાય છે એ એક જૂની લોકપ્રિય કડીમાં न्हानीशी નો હેવો પ્રયોગ છે.

न्हानीशी[६६] नार ने नाकमां मोती,
पियु परदेश ने वाटडी जोती,
लखे कागळ नें निरगमे दहाडा,
एणी अँधाणीए नागरवाडा.

આ शुं સંસ્કૃત मादृश, तादृश, अन्यादृश જેવાં છેડે दृशवाळां શબ્દરૂપોમાંથી ઊપસી આવ્યો હોય એ સંભવિત નથી, કારણ કે સંસ્કૃતમા चन्द्रबिम्बदृश, नागफलदृश કહેવું ચાલે નહિં; ત્હાં सदृश શબ્દ વપરાય, चन्द्रबिम्बसदृश વિગેરે. शु નો પાછળના સમયમા થતો પ્રયોગ (चन्द्रबिंबशु

૬૬ આ પ્રયોગ અર્વાચીન ગુજરાતીમાં પણ ક્વચિત્ જોવાય છે, દા. ત कालचक्र जे घूमे न्हानु शुं हेनी नजरे (નરસિંહરાવ, कुसुममाला. પૃ. ૪, 'કાલચક્ર' કડી ૨, પં. ૩) મરાઠીમાં આ રૂપ અને અર્થ સામાન્ય પ્રયોગમાં દેખાય છે, જેમ કે लहानसा, थोडोशी વગેરે સાધારણ વાતચીતમા તેમ જ શિષ્ટ સાહિત્યમાં પણ વપરાય છે.

માં છે હેવો ) सदृशना स નો લોપ થવાથી ઉદ્ભવ્યો હોય[૧૨] એ બહુ સંભવિત છે. અથવા, नयणा तवोळरसजसा જેવો પ્રયોગ જાણીતો હતો ( નરસિંહમ્હેતા, કાવ્યસંગ્રહ, પૃ ૧૨૬, ચાતુરી ૧૪ મી કડી ૩ ) એ જોતાં यादृशમાંથી થયેલ जशु (=જેવું ) ના ज નો લોપ થઈને शु એ એકાક્ષર રૂપ થયુ હોય એ પણ શક્ય છે. પણ હું હેની सदृशમાંથી વ્યુત્પત્તિ વધારે પસંદ કરુ છું, કારણ કે सदृश-અન્ત સમાસ સંસ્કૃતમા જાણીતો છે. જ્યહારે जशु નો મૂળશબ્દ यादृश સમાસમા વપરાતો નથી એ સમાસ શક્ય નથી અને જે રીતે कीदृशમાંથી केरिस, कइसं, कशु દ્વારા, कना લોપથી, પ્રશ્નાર્થ शु ઉદ્ભવ્યો તે જ રીતે सदृशમાંથી સાદૃશ્યવાચક शु ઉદ્ભવ્યો જણાય છે ગમે તેમ હો, ઉપમાન અને ઉપમેયનો સબંધ દર્શાવવાને થતો शु નો પ્રયોગ પ્રેમાનંદના સમય પ્હેલાની કૃતિયોમા ભાગ્યે જ ઉપલબ્ધ છે પ્રેમાનંદ જ કદાચ આ રીતનો ઉપયોગ કરનાર પ્રથમ હતો, અને હેણે પણ એ પ્રયોગ વારવાર કર્યો નથી ( કેટનીક અર્વાચીન કવિતા જેટલો તો જ નહિં જ ), દયારામ પણ આ રૂપનો છૂટથી ઉપયોગ કરતો જણાતો નથી. મ્હારુ આ અન્વેષણ અપૂર્ણ હોય કે હેનું પરિણામ ખોટુ હોય અને કોઈ એ સુધારે તો હું ખુશી થઈશ. પણ હજી સુધી તો મ્હે અહિં નોંધેલા નિરીક્ષણફલથી વિરુદ્ધ જાય હેવુ કાંઈ હુ જોઈ સક્યો નથી ( ઉપર દયારામમાંથી મ્હેં આપેલુ અવતરણ ( च ) હેની કૃતિમાંનો એક વિરલ પ્રયોગ છે )

[ મ્હને એક પ્રાચીન કૃતિમા •शु(=જેવું, જેમ) નો વિરલ દાખલો મળ્યો છે –

करइ ते(ह) माणससिउ वात ( पचाख्यान, ૩૫૧, વિ. સ. ૧૫૫૬-૧૬૦૬, ટેસિટોરી 'નોટસ' પૃ. ૧૦૩ )

આહિં સંદર્ભ જોતા જણાય છે કે माणससिउ નો અર્થ माणसजेवी છે, माणससाथे નહિ; જો કે ( वात સ્ત્રીલિંગથી સમાનલિંગ નહિ હેવુ ) सिउ તુ નપુંસકલિંગ જોતા અહિં शु નો ક્રિયાવિશેષણ તરીકે, માણસની પેઠેના અર્થમા, ઉપયોગ થયેલો જણાય છે.

( ૩ ) અને ( ૪ ) तणु અને केरु. तण નો અસંલગ્ન ( तासतणમાં છે ત્હેવી ષષ્ઠી પ્રત્યયરૂપ કડી સાથી જોડાયેલો નહિ ત્હેવો ) પ્રયોગ મ્હે ઉપર નોંધ્યો છે, જુવો ઉપર પૃ. ૨૭ અને પૃ ૨૩ એ ઉપરથી જોઈ સકાશે કે तण નો स વિનાનો પ્રયોગ कानहडदे-प्रबन्ध ( વિ. સ. ૧૫૧૨ ) જેટલો વ્હેલો શરૂ થયો હતો, પણ तणना હાલા ઉપયોગને આપણે એથી પણ પૂર્વ છેક मुग्धावबोध औक्तिक ( વિ સ ૧૪૫૦ ) સુધી લઇ જઈ સકિયે, કારણ કે એ ગ્રન્થમા चैत्रतणउ ( घनु गामि छइ ), गुरुतणउ ( वचन इउ सामलउ ) ઇત્યાદિ જેવા વાક્યો ઉપલબ્ધ છે

केरु પ્રયોગમા तणु જેવો જ છે પણ तणु કરતા કાંઈક ઓછો વપરાયો છે, અને तासतणु જેવો પ્રયોગ જેમ ઉપલબ્ધ છે તેમ तासकेरु જેવો શબ્દપ્રયોગ સ્હેલાઇથી મળી આવતો નથી.

અલબત્ત तणु અને केरु શુદ્ધ ષષ્ઠી પ્રત્યયરૂપે અદ્યાપિ જીવન્ત છે, પણ માત્ર કવિતામા ઉપર मुग्धावबोधમાના તેમ જ બીજા ( દા ત ईह स्त्री तणे शरीरइ, અદ્દાવીશામા, ઉપર પૃ ૪૫ ) દાખલા આપ્યા છે એ દર્શાવે છે કે પંદરમા અને હેની આજુબાજુના સૈકામા तणु ગદ્યમા પણ પ્રયુક્ત હતો

**(૫) ર ષષ્ઠી પ્રત્યય તરીકે**

આ પ્રત્યય પ્રાચીન ગુજરાતીમાં પણ બહુ વિરલ દેખાય છે. દાખલા:–

(क) **पारसीकर** देसनि राइ रानि कीधु मैत्र्य
(ભાલણ, कादम्बरी પૂર્વભાગ; પૃ. ૫૫, પં ૨૧.);

(ख) **कामिनीरि** मुखगइपि सीच्या वकुल विकासि ( ઉક્તગ્રન્થ, પૃ. ૬૨, પં. ૧૫),

(ग) पहिरइ एक **कणयरी** फूलि ( कान्हडदे–प्रबन्ध, ४-४८ );

(घ) हरण अघूरा[17] यमणां जाइ ( विमलप्रबन्ध, २–२५ );

(ङ) पंचाली कारण महवीर
**तंतिर** प्रति पूर्यां चीर ( સોમકૃત सुदामासार વિ. સં. ૧૬ મી સદી ).

( જુવો શ્રી. મંજુલાલ ર. મજમુદાર સંપાદિત પ્રેમાનંદકૃત સુદામાચરિતની આવૃત્તિમાં પરિશિષ્ટ પૃ. ૧૦૭, કડી ૩૨ ).

આ પ્રયોગનો અર્થ છે.—तांतणाना प्रति એટલે તાંતણાની સ્હામે, બદલામાં, જેટલા તાંતણા તેટલાં

(च) **अम घर आयू-नणदरी** साल
नरसैंया चा स्वामी न करो आळ ॥ ( ગુજરાતી પ્રેસના શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ કનેની હ. પ્ર માંથી ).

(च–२) ते भारी वेचीनइ सुतार रइ घरे आव्यो ॥ ( पचाख्यान वार्तिक, ડૉ. હેર્ટેલ સંપાદિત; કથા ૮. પૃ. ૧૬, પં. ૧૦–૧૧ )

(छ) **आमरी** रातइ पर दल न मांजू ( એજ ગ્રન્થ, પૃ. ૧૭. પં ૨૧). ગ્રન્થાન્તે લહિયાની પુષ્પિકામાં સંવત્ ૧૭૩૦ છે તે દેખીતી નકલ સાલ છે. કૃતિ વિક્રમ સંવતના સોળમાં કે સત્તરમા સૈકાની રચના જણાય છે; પૃ. ૧૬ મે છેલ્લેથી ૪–૫ પંક્તિમાં રોગાન શબ્દ છે, જે ફારસી હોઈને ઠીક ઠીક મોડો સમય સૂચવે છે.

(ज) **माउरइ** पेटी पइसीजइ ( હેર્ટેલ સંપાદિત भरटकद्वात्रिंशिका, પૃ. ૪૧, છેલ્લી, પંક્તિ. અર્થ છે मनु· पेटि (कुक्षौ) प्रविश्यते। પણ ડૉ. હેર્ટેલ ખોટું સમજ્યા છે–હેણે मा ( माउ=) उरइ ( ઉરે ), पेटि ( પેટમાં ), पइ ( પગમાં ) सीजइ ( સિદ્ધ થાય ) હેવો અર્થ કર્યો છે

---

૧૭. રાવબહાદુર કે. હ. ધ્રુવે ( ભાલણકૃત કાદમ્બરી પૂર્વભાગની ટીકામાં. પૃ ૨૪૮ મે ) અધૂરાં એટલે અધૂ ( સં. अध्वन् )=માર્ગ+ર પ્રત્યય હેવો અર્થ આપ્યો છે. આ અર્થકરણ તર્કમૂલક છે એ સ્પષ્ટ છે, અને, હેની યથાર્થતા ન સ્વીકારિયે તો, દૃષ્ટાન્ત (घ) બાદ કરવું પડે.

આ ર પ્રત્યયની અનેક વ્યુત્પત્તિ સૂચવાઇ છેઃ–

(૧) कृत + र ( પાણિનિ ૫–૨–૧૦૭ માં આપેલો तद्धित પ્રત્યય ), હાનો રૂપવિકાર આ પ્રમાણે ( कृतर ) कयर, केरु ( ગુજ., ષષ્ઠી. અપ. કેરમાંથી ); અને અન્તે કેવળ र;

(૨) कर (सुखकर આદિમાં છે 'હેતુ' कृ 'કરવુ' માંથી આવેલ રૂપ ), क ક્ષીણ થઈ જતાં र, પ્રત્યયરૂપે, અવશિષ્ટ રહે છે,

(૩) कार्य(क)–केरअ–र;

(૪) र, સ્વયમેવ પાણિનિ ૫–૨–૧૦૭મા આપેલો तद्धित પ્રત્યય.

(૪) ની સ્હામે એ વાધો છે કે र પોતે મૂળમાં मत्वर्थीय પ્રત્યય છે તેથી હેનો ષષ્ઠી અર્થ કરવામા સ્વામી અને સ્વામિવત્ વચ્ચેના સબંધને ઉલટાવવો પડે છે; पारसीकर એટલે "पारसीकनो" "पारसीकवान्" નહિં. પાણિનિ ૫–૨–૯૪ ઉપરની ટીકામાં ભટ્ટોજી દીક્ષિતે આપેલ વિવરણની મદદથી આ મુશ્કેલી દૂર થઇ સકે; જ્હા मतुप्ना અને હેવા અન્ય પ્રત્યયોના અર્થો ગણાવતી આ કારિકા છેઃ–

भूमनिन्दाप्रशंसासु नित्ययोगेऽतिशायने ।
संबन्धेऽस्तिविवक्षायां भवन्ति मतुबादयः ।

અહિં આપેલો सबन्ध અર્થ મુશ્કેલીનું નિવારણ કરશે. પણ બીજો દોષ છેઃ પ્રાચીન ભાષા માનો આ र તે मधुर, ऊषर, मुखरमा આવતો र અવિકૃત ટકી રહેલો છે એમ માની લેવામા આપણી શ્રદ્ધા ન પ્હોચે એટલી માગણી થાય છે વિશેષતઃ એ કારણે કે વધારે સારી વ્યુત્પત્તિયો શક્ય છે.[૬૮]

(૧) અને (૩) મા તફાવત केरु ની ઉત્પત્તિના પ્રારભિક ક્રમો પૂરતો જ છે; એકમાં कृत कर, અને બીજામા कार्य+(क) હેનુ મૂળ માનેલ છે (૩) સંભાવ્યતાની જોડે મેળમાં આવતું હોઇને ત્યારે શેળ્ય છે જે ડૉ. ભાંડારકરે पर्यन्त (સં.) पेरन्त (પ્રા.) आश्चर्य (સં.)–अच्छेर (પ્રા.) એ વિકારના સામ્યને આધારે દર્શાવ્યુ જ છે, पर्यन्तના पर्यनी અને आश्चर्यना चर्यनी જે વિક્રિયા થાય છે તેવી જ વિક્રિયા कार्यमांना आर्यनी થતાં केर બને છે [૬૯]

આથી પ્રશ્ન અપ. કેરમાંથી કે ક્રમાક (૨) પ્રમાણે करमाथी વ્યુત્પત્તિ સ્વીકારવા વચ્ચેનો જ રહે છે. करमाथी નહિં અને केरमाथी સાદા रने વ્યુત્પન્ન કરવો એ ભાગ્યે જ ખરું ગણાય करमाथी

૬૮. રા બ. કે હ. ધ્રુવ કેવળ र ના મતથી અનુરક્ત હોવાથી તુલસીદાસે છૂટથી વાપરેલા હિંદી ષષ્ઠી પ્રત્યય कर ને સ્વત સંબધવાચક क અને र એ બેના સયોગથી બનેલો ગણવા સુધી જાય છે. ( તુલસીદાસના कर પ્રયોગ માટે જુવો ડૉ. ભાંડારકરના વ્યાખ્યાનો પૃ. ૨૫૯–૨૬૦ ). આ સર્વથા અનાવશ્યક છે, કારણ કે ડૉ. ભાંડારકરે અત્રનિર્દિષ્ટ પૃષ્ઠોમા करनी ( कृमांथी ) ઉત્પત્તિ સારી રીતે સમઝાવી છે. ( બાલબુદ્ધિ कादंबरी નો કે. હ. ધ્રુવની ટીકા, પૃ. ૨૩૮ જુવો )

૬૯. હેમનાં ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો, પૃ. ૨૫૭

વધારે સરલતાથી પ્રાપ્ત થઇ શકે છે; વિશેષતઃ એ કારણે કે હિંદીમાં कर અને ઉડિયામાં र પ્રત્યય વિદ્યમાન છે. करનો અર્થ "કરનાર" બદલીને "કેરું, નું" શી રીતે થયો એ ડૉ. ભાંડારકરે સારી રીતે સમજાવ્યું છે.[૭૦]

[ ડૉ. ટેસિટોરી, "નોટ્સ" § ૭૧, (૬)માં, रउ (रो)ને केरउનું સંકુચિત રૂપ કહે છે. ]

ભાલણ અને પદ્મનાભના યુગ પછી આ र પ્રત્યય અદૃશ્ય બન્યો એ ફરીથી કહેવાની જરૂર નથી.

(૬) क આ ષષ્ઠી પ્રત્યય પ્રાચીન ગુજરાતીમાં પણ રથી વિરલતર છે.

भाजीदेस **देवकइ** पाटणि ( कान्हडदे प्रबन्ध, १,७७ )

रयणकी रानी ( નયસુંદરકૃત नळदमयतीरास, २-१-८.) फूरक पूर तली पापडि ( का. प्र. ४-४९ ).

गिरनार **देवके** पाटण गयो (हीरविजयसूरिरास, ભૂમિકા, ६-७ )

जोअण लालजि **देवकां** ( विमलप्रबन्ध ५-२१ )

[ लનો ષષ્ઠી પ્રત્યયાર્થે ઉપયોગ માત્ર कान्हडदेप्रबंधમાં ત્રણ સ્થળોએ લભ્ય છે.

आव्यां दल **सुंदरला** तीर (३-१४७)

ऊतारी **सुंदरला** तीर (३-२३१)

( ४-२८માં सुंदर નામ तळावहु એ પ્રમાણે કહ્યું છે, તે જોતાં ला પ્રત્યય છે એ સ્પષ્ટ છે. )

जोउ जिणालां ठाम विशाल ( ४-२३ ). ]

(૭) चो-ची-चुं ષષ્ઠી પ્રત્યય

આ અસ્વાભાવિક તત્ત્વ નરસિંહ મ્હેતાની રચનાઓમાં, અને, वसन्तविलास, सीताहरण, विमलप्रबन्ध અને अमरगीता એ કૃતિયોમાં, અર્થાત્ પંદરમા અને સોળમા સૈકાઓમાં તથા સત્તરમા સૈકાના આરંભમાં, પ્રકટ થાય છે.

હેના દાખલા : **નરસિંહ મ્હેતા** (વિ. સં. ૧૪૭૧ થી ૧૫૩૧)

(क) **नरसैयाचो** स्वामी माहरो जोबन मरकलडा मने मारे रे ( शृंगारमाळा, પદ ૩૩૨ );

(ख) मस्तक मुगटचो भार ( चातुरी छत्रीशी, १४-२ );

(ग) **माननीयांचो** मान छोडावे (बाळलीला પદ २१-२);

(ग)-२ **सुंदरीयांचा** स्वभाव एवां पीयुजी विना न सोहाये ( शृंगारमाळा, પદ १२८, કડી ४ );

(घ) दधिच्युं पात्र ते शिरथी ढळियुं जी ( चातुरी छत्रीशी, २-७ );

(घ)-२ कंठडाचो भूषण सजनी-

अळगो न मेलुं दिवस ने रजनी ( शृंगारमाळा પદ ८७);

૭૦ ઉક્ત વ્યાખ્યાનો પૃ. ૨૫૬.

**वसन्तविलास** ( वि. सं. १५०८ )

(ङ) चंदन **चंदचु** मीत ( कडी १८ );

(च) आंकुडी **मयणची** जाणि ( कडी ३४ );

**कान्हडदेप्रबन्ध** ( वि. सं. १५१२ )

(छ) तेहचा प्रेम अपार ( ३–२३४ );

**सीताहरण** ( वि. सं. १५२६ )

(ज) पहिलूं तह्मचूं नाम ( આરંભમાં કડી ૧ );

**विमलप्रबन्ध** ( वि. सं. १५६८ )

(झ) **पूरे मनची** आस ( १–१५ );

(ञ) कल्पवृक्ष **कुसुमांची** माल ( १–५० );

(ट) मुनि लावण्यसमयची वाणी ( १–८५ ); ( પ્રત્યેક ખંડને અંતે એ જ છે, કુલ નવ ખંડ ).

**भ्रमरगीता**, चतुर्भुजरचित ( वि. सं. १६०५ )

(ठ) जे **योगीयांची** ध्याने नावे ते कृष्ण प्रीते मजवस्या.

આ ચો પ્રત્યય સાધારણતઃ ઉપર દૃષ્ટાન્ત (क) અને (ट)માં છે તેમ, પદ્યાન્તે કવિનામનિર્દેશમાં હોય છે. બાકીનાં દૃષ્ટાન્તોમાં આવે છે તે પ્રયોગપ્રસંગો વિરલતર છે. (ग), (ग)–૨, (ञ) અને (ठ)માંના પ્રયોગો વાંચતાં એ રૂપો અર્વાચીન મરાઠીનાં પ્રચલિત રૂપોથી અભિન્ન છે એવો ખ્યાલ ઊપજે. પણ (ञ)માં કુસુમાંચી છે એમાં કુસુમાં તે આં પ્રત્યયથી થતું પ્રાચીન નાન્યતર બહુવચન રૂપ છે અને એને છેડે ષષ્ઠીવાચક ચી ઉમેરાયો છે; અને (ग)માં માનનીયાંચા, (ग)–૨માં સુંદરીયાંચા અને (ठ)માં યોગીયાંચી છે એમાં પ્રાચીન ગુજરાતીનાં માનની અને સુંદરીનાં સ્ત્રીલિંગ બહુવચન છે તથા યોગીનું પુંલિંગ બહુવચન છે. અને એમાં ષષ્ઠીનો ચા કે ચી પ્રત્યય ઉમેરાયો છે; અહિં ંમાં અને ંચાં બંનેમાં અનુસ્વાર છે તે કોમલ અનુસ્વાર ( ँ ) છે જ્યારે અર્વાચીન મરાઠીમાં આવાં રૂપોમાં તીવ્ર અનુસ્વાર હોય છે.

ઉપર નોંધેલી કૃતિયોના વર્ગમાંની છેલ્લી કૃતિથી લગભગ અર્ધી સદી પછી પાછો આ ચ પ્રત્યય અનપેક્ષિત તત્ત્વ તરીકે ડોકિયું કાઢી જાય છે—નયસુંદર કૃત **નलदमयन्तीरास**માં ( વિ. સં. ૧૬૬૫માં ):-

(ड) यद्यपि केवल **तुह्मचे** काम सा दयिता हुं छंडुं स्वाम ( ६–७३ );

તેમ જ એ જ લેખકે રચેલ **रूपचंद कुंवर रास**માં ( વિ. સં. ૧૬૩૭માં ):—

(ढ) ते **तुमची** करसे बहु सेव ( ४, ચોપાઇ ૨૭ );

(ण) तुम पधारो **तुमचे** ठाम ( એ જ ગ્રન્થ, ચોપાઈ ૩૫ );

(त) ध्यही रहे **अमची** स्वामिनी हवे रंभ समान ( ઉક્ત ગ્રન્થ, દુહો ૫ ).

અને અન્ય અનેક સ્થળોએ.

આ તત્ત્વપ્રવેશ જૈન લેખકોના પ્રાચીન અને પ્રયોગલુપ્ત રૂપો અને શબ્દો વાપરવાના વલણનું પરિણામ હોય.

રાજસ્થાની ડિંગળ સાહિત્યમાં, સાધારણતઃ ર પ્રત્યય પ્રચરિત હોવા છતાં આ च પ્રત્યય ઉપલબ્ધ છે. દાખલા તરીકે પૃથ્વીરાજ રાઠોડ રચિત વેલી किसन रुकमणी रीमां (જુદી જુદી હ. પ્ર. પ્રમાણે વિ. સં. ૧૬૩૭ અથવા ૧૬૩૮) च પ્રત્યય, અન્ય સ્થળો ઉપરાંત, નીચેના દાખલાઓમા દેખાય છે:—

(क) गुण जाणे सँगि हुआ केतला देसदेस चा देसपति ॥ કડી ૩૭.

(ख) बालकति किति हंस चौ बालक ॥ કડી ૧૨.

(ग) एकान्ति उचित क्रीडा चौ आरंभ ॥ કડી ૧૭૩.

(घ) सगपण ची सनसि रुस्मणि सम्रिधि ॥ કડી ૧૩૩.

### (૮) हूंतुं-પંચમી પ્રત્યય, અથવા કારકનિરપેક્ષ રચના પ્રસંગે.

આ રૂપ મુગ્ધાવબોધ ઔક્તિકના સમયથી છેક વિક્રમ સંવત્‌ની સત્તરમી સદીની લગભગ જૈન રાસાઓ પર્યંત ઉપલબ્ધ છે. દાખલા તરીકે:—

પંચમી:—

(क) जेह–तउ–हूंतउ–थउ–पकउ इत्यादि बोलिवइ વગેરે.
(મુગ્ધાવબોધ ઔક્તિક; પૃ. ૩, સ્કંધ ૨) વિ. સં. ૧૪૫૦

(ख) पाटणहूंतु खान तेड़ावु (कान्हडदेप्रबन्ध; ૨ ૭૮) વિ. સં. ૧૫૧૨

(ख)–१ पासाहूंतु गुर्जलिउ ( ,, ,, ૨–૧૩૭)

(ग) जाणे शीह गफामां हूंतु (विमलप्रबन्धः ૪–૯૨) વિ. સં. ૧૫૬૮

(घ) एटले राजहंसनी राशि
क्षिति पुहुती हूंती (नलदमयन्तीरास, નયસુંદરરચિત; પ્રસ્તાવ ૩, ઢાળ ૧, કડી ૨૭) વિ સં. ૧૬૬૫.

કારકનિરપેક્ષ વિભક્તિ

(ङ) छेद हुइं हूतइ (अर्दा खोरा; ગુજરાતી ભાષાન્તર, ૩૩–૪; વિ. સં. ૧૦૭૧ (પ્રાચીનતમ નકલ લખ્યાની સાલ) થી પ્હેલા (તેમજ जीवती हूती, ૪૦.૪)

(च) नळ हूंते लोक, सहु सुखी (મેઘરાજકૃત नळदमयंतीरास; ૨–૪; કડી ૬) વિ. સ. ૧૬૬૪,

(छ) श्रावक हूंते स्यूं कर्युं ए (हिरविजयसूरि रास, ૩૧–૨૭) વિ. સં. ૧૬૮૫.

हूतउનું મુગ્ધાવબોધ ઔક્તિકમાં દર્શન થાય છે તે સૌથી પ્હેલવ્હેલું લાગે છે. આ અભ્યાસ પોથીમાં પંચમી પ્રત્યયના વિકલ્પો તરીકે तउ, हूंतउ, थउ, पकउ આપ્યા છે એ જોતા આપણે લેશ

પણ આશંકા વિના અનુમાન કરી સકિયે કે એ સમયે हूतउએ પોતાની સારી જમાવટ કરી હતી. અર્થાત્ વિક્રમ સંવત પંદરમા શેકાનો આરંભ એ હેના પ્રયોગની પૂર્વતમ મર્યાદા છે. સત્તરમા સૈકાનો અન્ત એ હેની ચરમ મર્યાદા જણાય છે. ત્હાર પછીના સમય દરમ્યાન છૂટાં છવાયાં પ્રયોગ દૃષ્ટાન્ત હોય એ જૂદી વાત છે.

આ हूतउ અપભ્રંશ होन्तउ નો વિકાર છે. (સિં હે. -૪-૩૫ વૃત્તિ; પણ આ પ્રત્યયની હેમચન્દ્રે અવગણના કરી છે, જે આશ્ચર્યજનક છે, હેણે હેને બદલે, મ્હેં ઉપર નિર્દેશ કર્યો છે તે પ્રમાણે૭૧, जहा होन्तउમાંના સપ્તમી પ્રત્યય हाने પંચમી પ્રત્યય ગણ્યો છે. આ होन्तउ સં. મૂનું અપ. વર્તમાન કૃદન્ત છે (સં. भवन्). આ કારણે એ વિશેષણરૂપ છે અને વિશેષ્ય નામનાં લિંગ આદિ લે છે એ લક્ષમાં આવશે, हूतु खान (પું.) हूती राणी (સ્ત્રી); અને સપ્તમ્યન્ત નામને યોગે વપરાય છે (પછી સપ્તમી પ્રકટ હોય કે અપ્રકટ હોય), आकाशिं हूतो. गच्छामाहि हूतु-પ્રકટ, અને पाटण हूतु-અપ્રકટ. (ઘ)માં हूंती आकाशि એ आकाशि हूंतिનો ક્રમવિપર્યાસ राशि સાથે અન્વયયમક સાધવા માટે કરાયેલો છે, અને એ પ્રસંગવશાત્ જણાવી દે છે કે हूती વિગ્રહક્ષમ અવસ્થામાં રહેલો કૃદન્તભૂત સહાયક-શબ્દ હોઇને પ્રાયઃ સ્વતંત્ર હતો, અર્વાચીન ગુજરાતી થી જેવો અવિગ્રહ પ્રત્યય ન્હોતો.

કારકનિરપેક્ષ વિભક્તિનાં દૃષ્ટાંતો, નિર્વિશેષ કારકનિરપેક્ષ सति सप्तमी ના પ્રયોગો છે; हूइ हूतइ=થયે છતે; जीवती हूंती=જીવતી છતે (સ્ત્રીલિંગમાં સપ્તમી પ્રત્યયનો લોપ ઉપલબ્ધ છે); नळ हूते=નળ છતે (જેમાં नळ એ લુપ્તપ્રત્યય સપ્તમી વિભક્તિ છે); श्रावक हूंते=શ્રાવક છતે-થઈને (श्रावक સપ્તમી, नळના જેવી). हूंतनो હાલનો પ્રયોગ, મારા અન્વેષણ પ્રમાણે, વિક્રમ સંવતના પંદરમા સૈકાથી પ્હેલાંનો નથી તેમ સત્તરમા સૈકા પછીનો પણ નથી.

**(૯) थकु पंचमी प्रत्यय अथवा कारकनिरपेक्ष विभक्ति:**

(क) नरवर निज मदिर **थिकु** त जांणू तिणि कालि
(सुदयवत्सवीरचरित्, મુગ્ધાવબોધ ઔક્તિકની પૂર્વના સમયની કૃતિ).૭૨

(ख) जेह सउ हूतउ **थकउ** इत्यादि बोलिवइ (मुग्धावबोध औक्तिक, वि. सं. १४५०)

(ग) मारे मदिर **स्थकी** कूण मूकावशे
शुं करशे रे पेली शोक्य गोपी

(घ) मान रे माननी मान देउं घणुं
न जाउं मदिर **स्थकी** बाले दीधो (નરસિંહ મ્હેતા; अप्रसिद्ध काव्य,
वि. सं. १४७० थी १५३६).

---

૭૧. જુવો ઉપર પૃષ્ઠ ૭૫, મૂળ ગ્રંથભાગ, અને પાદટીપ ૫૫.

૭૨ ચીમનલાલ દલાલ (પાટણની હ. પ્ર. વિશે પ્રાથમિક અહેવાલ પૃ. ૩૪મે) આ કૃતિ વિ. સં.ના સોળમા સૈકાની ગણે છે. આ ગ્રન્થમાં अम्गइ, मम्गइ, सव्वे, भगोमु ઈત્યાદિ રૂપો પ્રચુર ઉપલબ્ધ છે એ જોતાં આ કૃતિ ઘણી વ્હેલાંની, મુગ્ધાવબોધ યુગથી બહુ પ્હેલાંની, ગણવી જોઇયે.

(ङ) न विसरइ ते मुझ मनि थिकउ (पचाख्यान, ३३८; वि. सं. १५००–१५५०; ટેસિટોરી "નોટ્સ §૭૨–(૪)

(च) जा आहा थिकउ (ઉક્ત ગ્રન્થ, ६४)

(छ) भूपइ पीडइिया थकां कार्य नइउधिया जोत्रिया

(अर्द्धा-ववीरा; ગુજરાતી ભાષાન્તર ૩૨–૭, વિ. સ ૧૫૦૭ પહેલાં)[73]

(ज) रत्नजडित चन्द्रुआ थिकां दिसइ मोतीनां झूवकां ॥ (कान्हडदे प्रबध, ३–१५१)

(झ) उपरि थिका साचरि साहण वेगि पुहुता घाटि ॥ (ઉક્તગ્રન્થ, ૧–૧૯૧)

(ञ) एकवार आगइ दैत्य थिकू रामे रुद्र मूकाविउ ॥ (એ જ ગ્રન્થ, ૧–૧૧૯)

(ट) तिहा थिका राम संचरिया

(ठ) चित्रकोटि थिकू करिउ पीयाणु

(सीताहरण, કર્મણકૃત વિ સં. ૧૫૨૬; જુવો ઉપર પૃ. ૩૨)

(ड) नीड थकु तव पड्यु मीसरी (ભાલણકૃત कादबरी, પૃ. ૨૯, પ. ૧૪, લગભગ વિ. સં. ૧૫૦૦)

(ढ) सामतक राजा सवि जोडी दिन थका ते हाथ [પૂર્વોક્ત ગ્રથ, પૃ ૨ ૫ ૨૩]

(ण) प्रात थकां मि नव हीडाय [એ જ ગ્રંથ, પૃ ૨૪ પં. ૨]

(त) स्फाटिक भित्ति समीप रेही पृथक थकी ते भासि नहीं [એ જ ગ્રથ, પૃ ૮૩ પં ૧૫]

(थ) नेत्र धवल थकां इ दीसि स्वभावि आरक्त [એ જ ગ્રંથ, પૃ. ૭૦, પં. ૧૨][74]

(द) आव्यांछि आरासणि थिका [विमलप्रबन्ध, ४, ७०, વિ. સ. ૧૫૬૮]

(ध) त्रिणि वर दीधा पोतिइ थका (? थिका) (વિ પ્ર ૪–૭૨)

(न) उत्पत्ति सघळी ए स्थकी वळी प्रले थई एमा मळे

(બ્રહ્મદેવ કૃત ભ્રમરગીતા, અપ્રસિદ્ધ કાવ્ય, વિ. સં. ૧૬૦૯)

(न) –१ च्यार रत्न ल्हिये तिहां स्थका ॥ ३७ ॥

(सुदामाख्यान, ફાર્બસ સભાના સગ્રહમા હ. પ્ર. ૫૪ ખ, નકલસાલ સંભવત વિ. સં. ૧૭૧૬)

---

૭૩ આ ગ્રન્થની અત્યન્ત બોધક અને દ્યોતક પ્રસ્તાવનામાં શ્રી. મચેરજી પા. ખરેઘાટ બીજા બાર ઉપરાંત દાખલાઓ બતાવે છે ૫૧ ૪, ૪૮ ૬, ૫૩ ૮, ૧૮.૫, ૫૩ ૧, ૫૫.૫, ૪.૨૧, ૧૦.૧, ૨૭ ૪, ૩.૪, ૭ ૫, ૫૩.૬, ૫૩ ૭, ૧૯ ૬, [૧૦ ૫ ખરો દાખલો ભાગ્યે જ ગણાય અનેરે પુરુષઇ સઉ थाकी रही, અહિં थाकी रही ક્રિયાવચનનો અર્થ "રોકાઇ રહી" હોય એમ લાગે છે.]

૭૪ નીડ થકુ ઉપરની પોતાની ટીકામા [પૃ ૨૯, ૫. ૧૪, ટીકા પૃ. ૨૧૨] રાવબહાદુર કે હ ધ્રુવ थकुમાના कने थिअउने લાગેલો પ્રક્ષિપ્ત અનુગ માને છે થકુની स्थक्कमाथी વ્યુત્પત્તિને, અને कनो લોપ થાય પણ क હોય તો ગુજરાતીમા क આવે એ વસ્તુસ્થિતિને, હેમણે અવગણી છે એ સ્પષ્ટ છે

(ન`–૨ તે સ્થકી અધીકુ મોકલો (વિષ્ણુદાસકૃત ચન્દ્રહાસાખ્યાન, વિ. સં. ૧૬૩૪)

(પ) લાડુઆ માટે થકુ કડકુ એક કુનરાનઇ ઘાતિઉ
(વૈતાલ પચવીશી, લગભગ વિ. સં. ૧૬૨૦, જુવો ઉપર પૃ. ૩૯)

(ફ) તે જ સૂત્રધાર તે નાવે બેઠો થકો (પાઠાન્તર બેઠે થકે)
(અખેગીતા, પદ ૧. કડી ૨. વિ. સં. ૧૭૦૫)

(બ) ભક્તિ સ્થકી પાતાલ ચાપ્યા નીવારો સંદેહ
(પ્રેમાનંદકૃત વામનાખ્યાન, વિ. સં. ૧૭૩૦ અપ્રસિદ્ધ કાવ્ય);

(ભ) એ કોપ્યો થકો રે વ્યોમ વસુધા વને એકઠા કરે
(પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન, વિ. સં. ૧૭૨૭)

[આ પ્રયોગની સાથે હું મોડો થકો આવી જઇશ જેવાં વચનોમાંનો થકુનો અદ્યતન લોકસામાન્ય પ્રયોગ સરખાવવો દ્યોતક બનશે.]

(મ) જોતા થકાં (પચોપાખ્યાન વાર્તિક જોહાનિઝ હેર્ટેલ સંપાદિત, પૃ. ૧૬, પં. ૭)

આપણે જે શબ્દની ચર્ચા કરિયે છિયે એ શબ્દના થકુ (થકઉ, સ્થકુ (સ્થકઉ) હેવા રૂપ-વિકલ્પો અહિં જોવામાં આવે છે એ જોઇ સકાશે સ્ નું આગમન મૂળ શબ્દ સ્થક્કના સ્‌માંથી થયું છે એ સ્પષ્ટ છે. આ દૃષ્ટાંતોમાંનાં કેટલાંકમાં સ્ એ સમયે સંભવતઃ પ્રચારલુપ્ત થયો હોવા છતાં ચાલુ રાખ્યો છે એ માટે તો લહિયાઓ જવાબદાર હોય એમ લાગે છે.

આટલાં દૃષ્ટાંતોમાં પંચમીનો અર્થ જોઇ સકાશેઃ (ક), (ખ), (ગ), (ઘ). (ઙ), (ચ), (છ), (જ), (ઝ), (ઞ), (ટ), (ઠ), (ડ), (દ), (ન), (ન)–૧, (ન)–૨, (પ) અને (બ); દૃષ્ટાંત (ઘ) માં અર્થ અંશતઃ પંચમીનો છે કારણ કે પોતિઇ થિકા એટલે, શબ્દશઃ અર્થ કરતાં, પોતામાંથી, અથાત્ પોતાથી, સ્વચ્છાએ; અને બાકીના દૃષ્ટાંતોમા થકઉ (થકુ) ના કારકનિરપેક્ષ પ્રયોગ છે; (જ)માં કંઇક જુદી રીતે અર્થ કારકનિરપેક્ષ છે, કારણ કે થિકાં, રહ્યા, સ્થિતાનિ, રહેલાં, એ અર્થમા છે.

**૧૦ પાહિં, પાહિ, અથના પાઇં કે પઇં, પંચમી પ્રત્યય તરીકે**

આ શબ્દનો ઉપયાગ નિરપવાદ રીતે [અંગ્રેજી "than"ની માફક] તુલનાવાચક એટલે અધિકતાવાચક વાક્યમાં થાય છે.

(અ) આકાશ પાંહઇ અઘઇક તેજવત અછઇ [અંદગિવીશ, ૫૬, ૧૭; નકલસાલ વિ. સ. ૧૪૭૧]

(ક) ઇન્દ્રજાલ પાહિં ચપલ [ઇન્દ્રિયપરાજયશતક, ૮૬ વિ. સં. ૧૫૫૬–૧૬૦૬]

(ખ) તુજનઇં જીવ્યાપાહિં મરણ રુડુ [દશવૈકાલિકસૂત્ર, ૧.૧૨ વિ સં. ૧૪૫૬–૧૫૫૭].

(ગ) એક એક પાહિ અધિક દીપઇ ( શાલિભદ્ર ચૌપાઇ, ૭૪ વિ. સં. ૧૫૫૬-૧૬૦૬ )

(ઘ) અમીરસ પાહિ અધિકો ( ઉક્ત ગ્રન્થ, ૧૭૫ )

(ઙ) આસમા પાઇ અધિક વાહાલી, તેજનુ ભયાર ( ભાલણકૃત કાદમ્બરી, પૂર્વભાગ, પૃ. ૬૯ પંક્તિ ૪ આશરે વિ. સં. ૧૫૫૦ )

(च) माता पाहिं तू अधिक ( भीमकविकृत प्रबोधप्रकाश, ३, २८ वि सं १५४६ )

(छ) एक एक पाहि सपराणा ( कान्हडदे प्रब ध, १-१८२ वि स १५१२ )

(ज) याचतां जे नरमुख जाय

त्रण पइ ते (ह) हलुउ थाय ॥

( સોમકૃત सुदामासार, કડી ૨૫, શ્રી મ જુલાલ ર મજમુદાર સ'પાદિત પ્રેમાનદકૃ सुदामाचारितના પરિશિષ્ટ ૧ મા )

( સ પાદકે त्रणपइ तेह हुउ थाय એ પાઠ આપીને હેની પછી ( ? ) મૂકયો છે, મ આપ્યો છે એ પ્રમાણે ખરો પાઠ તેઓ કલ્પી સકયા નથી એ દેખીતુ છે )

( पाहिं (=ના કરતા ) माधवानल-कामकदला दोग्धक प्रबधमा ઉપલબ્ધ છે પૃ ૧૧૨, ૫ ( ૬ ઠ્ઠામા ). ( वि स १५७४ )

(क) થી (घ) દષ્ટાન્તો ટેસિટોરીની " નોટ્સ " § ७१, ( ८ ) અને § ७९ માથી લીધ છે. पाहिंના हूंનો લોપ થઇને પ્રાપ્ત થયેલ पाइ ત્યહાર પછીના સાહિત્યમા અધિકતર હ્રાસ પામીને ૧ બને છે, દાખલા તરીકે અખો पें વાપરે છે —

(१) बालकपें धरडो ते शून्य ( છપ્પા वेदअंग, છપ્પો ૫૮ )

(२) मानिशपें देव उत्तम ल्खे ( ઉક્તગ્રન્થ-છપ્પો ७१ ).

અને પ્રેમાનદ પણ—

(३) अकेको कण जे तादुलतणो इद्रासनपें मोंघो घणो ( सुदामाचरित १२, કડી २ )

(४) एक एकप अदकां मोती राजनाना वे टकटक जोती ( नळाख्यान, ૫૮ )

અને દયારામ પણ—

(५) कोइ कोइना गांज्या न जाय एक एक पें बळिया ( हनूमान् गरुड-सवाद )

(६) आ जीव्यापें मूवु भलु ( ध्रुवाख्यान तुलसाकृत, पूत्रछायो ४, वि स १६९४ ) પણ पें નરસિહ મ્હેતાના સમય જેટલો હેલો પણ મળે છે -

(७) तेपें तो हु हरिनो वहालो ( हारमाला, પદ ૨ કડી ૫ )

પરતુ આ કૃતિ નરસિહ મ્હેતાની મૌલિક કૃતિ હશે કે નહિ એ શ કાપાત્ર છે અને આ રૂપ पें એ શકાનુ સમર્થન કરે છ, અથવા એમ હોય કે આ પક્તિમાનુ આ પ રૂપ ત્યહાર પછીના સમયનો કોઇએ કરેલો ફેરફાર હોય

" Than ' ની માફક સરખામણી કરવી હોય ત્યહારે સાધારણત વપરાતો આ पें વિરલ પ્રસગોમા કેવળ શુદ્ધ પચમીના ( अपादान ના ) અર્થમા, અર્થાત્ "માથી' ના અર્થમા, વપરાય છે, દા ત सकल दृष्टिपें छूटो रमे ( અખો छप्पा, फुटकळ अग, છપ્પો ४ )

ટેસિટેરી પાહિંને પક્ષેમાંથી વ્યુત્પન્ન કરે છે ("નોટ્સ" § ૭૧ (૮)). રા. બ કે. હ. ધ્રુવ ( હેમણે સંપાદિત कादंबरी. પૂર્વભાગ, પૃ. ૨૫૨ મે ) હેની વ્યુત્પત્તિ पार्श्वेन માંથી માને છે ( पार्श्वे યોગ્યતર થાય ) બંનેનો અર્થ 'ને પડખે' થાય છે; એથી તુલના* સૂચવાય છે કારણ કે તુલના બે વસ્તુઓને પડખે પડખે રાખી ને થાય. મરાઠી पेक्षा (=than) अपेक्षया (સં. માંથી આવેલ છે તેથી पाहिंનું મૂળ પણ अपेक्षया હશે એ તર્ક ઊપજે. પ્રાચીન ગુજરાતી पाखि (=વિના ) જે કેટલાક લોકવર્ગમાં આધુનિક ગુજ. પણ છે તે-પક્ષેમાંથી આવે છે એ નિઃસંશય છે. આ સર્વ હકીકતને એકત્ર વિચારતાં મ્હારું વલણ ટેસિટોરીની પક્ષેમાંથી પાહિંની વ્યુત્પત્તિ સ્વીકારવાનું થયું હતું, કારણ કે પક્ષે એકત "વિના" અર્થને પાહિ અર્પે અને અન્યતઃ "ના કરતાં"ના અર્થનો પાહિ આપે. પણ અહિં નીચે નોંધેલા અન્ય પ્રયોગોમાં પાહિનો તૃતીયાનો કરણવાચક કે કર્તૃવાચક અર્થ જોતાં હું છેવટ पार्श्वमांथी पाहिंनी વ્યુત્પત્તિ સ્વીકારું છું.

[ એજ पार्श्वेमांथी साध्य पाहिं કરણાર્થે કે કર્તૃ-અર્થે વપરાય ત્યહારે હેનો અર્થ કંઈક જુદો થાય છેઃ—

(૧) प्रतीहार पय लागी ताम महामच सिंहासनि ठाम
अलकरावे नलनृपपाहि ( નયસુંદરકૃત नळदमयन्तीरास, ૮,૩૪ )

"નળ પાસે સિંહાસન અલંકૃત કરાવ્યું," અર્થાત્ "નળને સિંહાસને બેસાડયો."

(૨) तु अरदास, पासि तुम्ह दीधी जे कान्हडदे राइ ( कान्हडदेप्रबन्ध, १–१४० )

એટલે જે कान्हडदे राइ तुम्ह पासि (=હમારી કને–મારફત) દીધી તે अरदास શો. (અહિં पासि છે તે पाहिंનો पार्श्वे જોડેનો સંબંધ ચોખ્ખો બતાવે છે.) આ पाहि તૃતીયાના પ્રત્યય તરીકે પદ રૂપે પણ બનતોઃ—

याचवा वेला श्री जगदीस मातपिताप‍इ खडाव्यू शीस ॥ ( सुदामसार, કડી ૨૩ )

મૂળ પંચમીનો પ્રત્યય હતો હેવા આ पाहिंનો હાવો તૃતીયાના પ્રત્યય તરીકે ઉપયોગ થાય છે તેને આજે પંચમી પ્રત્યય થીના તૃતીયાર્થે થતા ઉપયોગ જોડે સરખાવી સકાય; દા. ત. भागेली कलमथी कागळ लख्यो. ]

अर्दा–वीराफनामा પદ્યરૂપ ભાષાતરમા અનેક સ્થળે વપરાયેલા मन हूति रळियात એ શબ્દોમાં हूति પ્રત્યયના પ્રયોગમાં આ પ્રકારનું જ અર્થપરિવર્તન જોવામા આવે છે. આ ગ્રન્થની ડૉ. જીવણજી જ. મોદીની માલિકીની હસ્તપ્રત મ્હને શ્રી. બેહરામગુર અંકલેસરિયાએ બતાવી હતી. નકલની સાલ છે વિ. સં. ૧૮૦૧. કર્તા, રુસ્તમ પેશોતન હોરમઝ્દિયાર (હમજિયાર) ઇ. સ. ૧૬૬૪=વિ. સં. ૧૭૨૦ની આસપાસ થઈ ગયો

* આથી ઊલટે પક્ષે જુવો सरसु (=અડીને રહેવું) દા. ત. છાતી सरसुं, भाई सरसी पाली माप [ विमलप्रबन्ध ७१–४ ] જ્યહા सरसी=સાથે થાય છે. पहिं.( पार्श्वे ) માં સામીપ્ય તુલના-સૂચક છે, જ્યહારે सरसुमा તુલનાના અર્થમાંથી નિકટત્વનો અર્થ નીકળે છે.

એ પ્રયોગદષ્ટાન્તોમાં હૂતિ પંચમીનો અર્થ બદલીને પ્રથમ તૃતીયાનો, અને પછી સપ્તમીનો અર્થ પ્રાપ્ત કરે છે.

### (११) आं-पंचमी प्रत्यय

ટેસિટોરી આ પ્રત્યયને વિરલતર દેખાતો ગણે છે (નોટ્સ § ૬૧) અને હેનાં આ દષ્ટાન્તો આપે છેઃ—

(क) सुणी सिंह कोपां जळि थगउ (पंचाख्यान, ४८४; वि. सं. १५५६- १०६)

અને (ख) ते दुस थोडीसी वेलां सहिया पछो विरउ जाइ (નેમિચંદ્રકૃત षष्टिशतक १५५ ઉપર બાલાવબોધ વિ. સં, ૧૬૦૬-૧૬૫૬).

પણ ભાલણકૃત कादंबरीમાં (આશરે વિ. સં. ૧૫૫૦માં) આ રૂપનો પ્રયોગ પ્રચુર છેઃ—

(ग) कुसुम लेतां लीलां जेणि स्पर्श हूउ संग (પૃ. ૧૫, પં. ૧)

(घ) वांछित वसुधां भोग (પૃ. ૩ પં. ૧૬)

(ङ) विलासवतीइ प्रगम्यु उत्तम वेलां तंन (પૃ. ૪૯, પં. ૨)

(च) ए सघला अनर्थ ऊगाइ अवेकलां इ (પૃ. ७०, પં. ७)

(छ) श्रांत-थकां मि नवि हींडाय (પૃ. ૨૪, પં. ૨)

(ज) वृद्ध थयां द्विजकेरु पात (પૃ. ૨૭, પં. ૯)

નયસુંદરકૃત नळदमयन्तीरासमાં (વિ. સં. ૧૬૬૫) આ પ્રત્યયવાળાં રૂપો મળે છે.—

(झ) पहिलां हरिपत्नी भोळवी निश्चल मन तुजशु मेळवी (પ્રસ્તાવ ૩, ઢાળ ૧, કડી ૪૫)

(ञ) रति नहि बेठां सभामांहि गीतशुं नहीं चित (૨-૨-૪)

વિ. સં. ૧૪૭૧ પ્હેલાં बर्दो-ख्वीरानुं ગુજરાતી ભાષાન્તર થયું હતું હેમાં આ પ્રયોગો ઉપલબ્ધ છેઃ-

(ट) चदोर पउहउल्इ जातां पलिपांच नही (૪-૨૪)

(ठ) अह्मउ अछतां तऊं गपे बीहतउ (૪, ૪૩)

(ड) जीणइ न्याय करतां नास्तिक्य अणछतउ कूडउ कीघउं (૧૩-૪)

ટેસિટોરી ("નોટ્સ" § ૬૧માં) આ પ્રત્યય आंને સં. स्मात्માંથી, (સર્વનામયોગે હેમચંદ્રે આપેલા) અપ. हां દ્વારા, અથવા અપ. પંચમી બહુવચન પ્રત્યય हहुમાંથી, વ્યુત્પન્ન થયેલો માને છે. हा તો સપ્તમીને બદલે ભૂલથી પંચમી મનાયો છે એ હું કહી ગયો છું.[૭૫] તે છતાં आं स्मात्માંથી કલ્પનીય हा દ્વારા આવ્યો હોય એ શક્ય છે. આ છેલ્લી વ્યુત્પત્તિ કદાચ વિશેષ સ્વીકાર્ય થાય.

રાવ બહાદુર કે. હ. ધ્રુવ[૭૬] આ आंને चिरम्, कामम्, વગેરે શબ્દોમાં આવતા સં. ક્રિયાવિશેષણઘટક શબ્દાન્ત્ય अम्નો વિકાર ગણે છે. આ ચિન્ત્ય છે. આ अम्માંથી પંચમીનો અર્થ સ્હેલાઇથી કાઢી સકાય નહિં. આ अम् તો વસ્તુતઃ અર્વાચીન ગુજ. ऊंનો પૂર્વગામી છે, જેમકે प्रथमम् સં. પ્હેલું ગુજ. (ક્રિયાવિશેષણ અવ્યય).

---

૭૫. જુવો ઉપર પૃ. ૭૫ પાદટીપ ૫૫.

૭૬. ભાલણકૃત कादम्बरी, પૂર્વભાગની ટીકા, પૃ. ૧૭૮, મધ્યભાગ.

ઉપર આપેલાં દૃષ્ટાન્તોમાં આ ત્તાં પ્રત્યયની અર્થચ્છાયાઓમાં પરિવર્તન જોઈ સકાય છે; કેટલાક દાખલાઓમાં અર્થ શુદ્ધ પંચમીનો છે, જેમકે [क], [घ], અને [ज]માં: અન્યત્ર તૃતીયાનો અર્થ છે, જેમકે [ग] માં, [च]માં અને [छ]મા. અને બાકીના દાખલાઓમાં વળી સપ્તમીનો કે હેની અતિનિકટનો અર્થ છે, જેમકે [ख] અને [ङ]માં. દાખલા [झ] માં આનો અર્થ સપ્તમીનો છે, જ્યહારે [ञ] માં પ્રથમ પંચમીનો અને પછી સપ્તમીનો અર્થ છે. [ट] [ठ] અને [ड]માં સપ્તમીનો અર્થ છે.૭૭ [छ] માંનો પ્રયોગ બહુ દ્યોતક છે: थात थका मि नवि हींडाय. અહિં मि એ રૂપ તૃતીયા [मया] છે, અને એ हींडाय (કર્મણિપ્રયોગ) સાથે અન્વયમાં રહેલું કર્તૃવાચક રૂપ છે; અને थका એ मिનું વિશેષણ હોઈને અવશ્ય હેનું સમાનાધિકરણ (એ જ વિભક્તિનું) હોવું જોઇયે; પણ આથી થતું રૂપ પંચમીનું છે; અને આ વસ્તુસ્થિતિમાં, म्हाराथी लखाशे જેની રચનામાં પંચમીના થીનો તૃતીયાના અર્થમાં એટલે કે કર્તૃવાચક તરીકે ઉપયોગ થાય છે એ ભાવિઘટનાની આગાહી રહી છે. આ म्हाराथी लखाशे રચના શક્યતાર્થમાં જ વપરાય છે. આ પ્રકારનાં વાક્યોમાં પ્રાચીન ગુજરાતીમાં કર્તૃવાચક તૃતીયા પ્રયોજાતી; દા. ત.

हेवी रीति त्रणे भाईनी म्हें तो नव रहेवाय (પ્રેમાનંદકૃત नळाख्यान]

આજની ગુજરાતીમાં

[૧] भणतां पंडित नीपजे लखतां लहियो थाय

[૨] खातां गाय तेनी अक्कल जाय

એ પ્રકારનાં વાક્યોમાં આવતા जतां વગેરે રૂપો વપરાય છે એ આ પ્રાચીન आ યુક્ત પંચમી રૂપના અદ્યતન પ્રતિનિધિયો જ છે.

પ્રાચીનતર પ્રયોગ વિ. સં. ૧૫૦૦ થી ૧૬૬૫ સુધીના સમયને આવરે છે એ તો જોઈ સકાયું હશે. આ સમયાવધિની બ્હાર આ પ્રયોગ વિરલ જણાશે.

**[१२] भणी "માટે"ના અર્થમાં, તે માટે=તેથી**

ટેસિટોરી આ દાખલાઓ આપે છે.—

[क] तेह भणी [=તેથી;]
હેમચંદ્રરચિત योगशास्त्रनी છાયા વિ. સ. ૧૪૫૦–૧૫૫૬; इन्द्रियपराजयशतक ઉ ૧૨ वालावबोध–વિ. સં. ૧૫૫૬–૧૬૦૬ ઇત્યાદિમા]

[ख] स्या भणी [=શા માટે ?]
[पचाख्यान, ५३५; [વિ. સં. ૧૫૫૬-૧૬૦૬].
[आदिनाथचरित्र, વિ. સ. ૧૫૫૬–૧૬૦૬].

---

૭૭. સંસ્કૃતમાં ति પ્રત્યયથી થયેલાં નામો છે હેનાં સપ્તમી એકવચનનાં રૂપોના પ્રાકૃત પ્રતિયોગોમાંથી આ કૃદન્ત ઉદ્ભવ્યું છે એમ શ્રી. એમ. પી ખરેઘાટ ઉક્ત ગુજરાતી ભાષાન્તરની પોતાની પ્રસ્તાવનામાં, પૃ. ૧૯મે પાદનોંધ ૨૭મા, તર્ક રજુ કરે છે; દા. ત यातिनी સપ્તમી यत्याम् "જતામાં" "જતી વેળા" અને હેમાંથી जाता. આ રૂપની ઉપર આપેલી પૃથક્કૃયા જોતાં આ તર્ક સાથે સંમત ભાગ્યે જ થઈ સકાય.

[ग] देवदत्तनइ मिलवा भणी [पचाख्यान, १९८];

[घ] राजाना प्रतिबोधना भणी मुद्दतरं गाथा कही; [आदिनाथ चरित्र];

[ङ] शास्त्रसमुद्र तागा भणी नीति बुद्धि छइ नाग । [पंचाख्यान, ५];

[ङ]-१ आंगुली कुही भणी तेह हईं बीजउं नाम कोणी इसिउँ प्रसिद्ध हूउँ ।

[ધર્મદાસકૃત ઉવએસમાલા ઉપર સોમસુંદરસૂરિની ટીકા, ગાથા ૧૪૯; વિ. સં. ૧૪૬૭]

આ વાક્યને અર્થ એ છે કે આંગળી કોહી માટે તેનું બીજું નામ 'કોણી' તેનું પ્રસિદ્ધ થયું.

નયસુંદરકૃત નળદમયન્તીરાસ ( વિ. સં. ૧૬૬૫ ) માંથી નીચેના દાખલાઓ ચૂંટ્યા:

(च) पहिलु तुज वशि करवा भणी
भमिहि दोह दमयती तणी ( ५. ८-७६ )

(छ) पुरुष भणी हुं अळगो रह्यो ( २-१-१३ );

(ज) चाल्यो तेहने वरवा भणी ( ६-७२ )

(झ) ते भणी लोकपाळ सुप्रसन्न
थाओ एक मुज प्रद्दो वचन [ ६-८० ];

[ञ] तेह सुं स्वागत करवा भणी [ ६-५८ ];

અને આ દાખલો એ જ લેખકના रूपचंदकुँवररासमांथी છે [ વિ. સં. ૧૬૩૭ ].-

[ट] लाज तजी कहु छु ते भणी [ ४ ચોપાઈ ૧૫ ]

[ठ] इग भणी घणां लक्षड [ कान्हडदे प्रबन्ध, ४-३६

[ड] हु आविउ तम कहिवा भणी । ( विमउ प्रबंध-२-०७ )

ઉપર આપેલા દાખલાઓમાંના મ્હોટા ભાગમાં, એટલે કે (ग), (घ), [ङ], [च], [ज] અને [ञ]માં भणीની પૂર્વે अवु-પ્રત્યયવાળું હેત્વર્થ કૃદન્ત રૂપ આવે છે;-करवा भणी એટલે કરવા માટે-કાજે, અર્થે, સારું.

[ङ]-૧માં भणीની પૂર્વે आंगुली कुही એ સ્વતંત્ર વાક્ય છે, જેને આ भणी તે પછીના વાક્યથી જોડે છે.

બાકીના દાખલામાં અર્થાત્ (क), (ख), (छ), (झ) અને [ट] માં भणी નામથી કે સર્વનામથી સંબંધ રાખે છે. આ બીજા જૂથમાં भणी સંબંધક કૃદન્ત છે અને નામ કે સર્વનામ એ કૃદન્તનું કર્મ હોઈને દ્વિતીયા વિભક્તિમાં છે અને भणी તથા એ નામ કે સર્વનામ વચ્ચેના દ્વિતીયા વિભક્તિ રૂપ સંબંધમાંથી માટેનો અર્થ અંકુરિત થાય છે; पुरुष भणी એટલે, મૂળમાં, पुरुष भणीने પુરુષ કહીને; ते भणी=ते भणीने, ते कहीने; અર્થાત્ पुरुष छु एम कहीने, જે અર્થમાંથી કારણસંબંધનો, ते माटे=ते कारणे હેવો, અર્થ પરિણમે છે. આ બાબતમાં भणीના હાવા પ્રયોગને म्हणून એ મરાઠી પ્રયોગ સાથે સરખાવવા જેવો છે, કારણ કે म्हणून તે એ જ સં. भण् ધાતુમાંથી વ્યુત્પન્ન म्हण् ધાતુનું સંબંધક કૃદન્ત છે અને હેનો પણ હાવો જ કારણવાચક અર્થમાં ઉપયોગ થાય છે.

भणी ને પૂર્વગામી ક્રિયાપદના હેત્વર્થ કૃદંત જોડે સંબદ્ધ કરતા પ્રથમ જૂથના દાખલાઓમાં પણ ભણીનો અર્થ માટે, કાજે, અર્થે, સારું એ જ થાય છે પરંતુ એ અર્થ એક અલ્પ આન્તરાલિક ક્રમ દ્વારા પ્રાપ્ત થાય છે; करवा भणी=करवु एम भणीने, कही ने, मनमा कही ने, धारीने; હાનો અર્થ, સહજ વિચાર-પરિવૃત્તિથી, करवाने माटे હેવો થયો, જો કે અહિં करवु તે भणीનું કર્મ છે તેથી પ્રયોગ करवुं भणी એ રૂપે, ખરી રીતે, થવો જોઈયે. સંભવત: આ અન્યથાબુદ્ધિનું પરિણામ છે, કારણ કે ભણીનો માટે જેવો પરિણામી અર્થ મનોદૃષ્ટિ સમક્ષ આવીને ઊભો રહેતાં હેનો પૂર્વગત શબ્દ જોડે માટે નો છે ત્હેવો વ્યાકરણ સંબંધ સ્થપાયો; જો કે માટે, काजे, अर्थे એ તો સપ્તમી વિભક્તિનાં નામ છે તેથી પૂર્વનામ જોડે હેવા વિભક્તિસંબંધમા છે, એટલો તફાવત છે: તે માટે=ત્હેને માટે ઇત્યાદિ; આ રીતે भणी સપ્તમ્યન્ત નામ નથી તે છતાં करवु भणी બદલીને करवा (ने) भणी હેવી રચના થઇ. (साह ક્રિયાવિશેષણ છે, તે છતાં करवा साह જેવા પ્રયોગમાં साह નો ઉપયોગ करवा भणीમાંના भणी ની રીત જ થાય છે, આ વસ્તુસ્થિતિ પણ સૂચવે છે કે भणी સપ્તમીવિભક્તિનું નામ નથી.)

આ भणी શબ્દના અર્થનો એક વિલક્ષણ ભંગિવિશેષ એક વિરલ પ્રયોગમા જોવાય છે.—

पाछला भवना वइराण सवन्ध **भणी** गर्भ नइँ महात्म्यिइ
भरतारनाँ आँत्र खावानु डोहलउ ऊपनु।

(ધર્મદાસકૃત उवएसमाला, ગાથા ૧૪૯ ઉપરની સોમસુંદરસૂરિની ટીકા; ટૅસિટોરીની "नोट्स", પૃ. ૧૦૪) અહિં भणीનો અર્થ "ને પરિણામે" થાય છે, सवन्ध भणी=संबन्धने लीधे.

ટૅસિટોરી, "नोट्स" § ૭૧, (૪)માં भणीને અપ. मणियुना (भण्‌ના અપ. ભૂતકૃદન્તના) સપ્તમી એકવચનરૂપના સંકોચથી નીપજેલું જણાવે છે, અને એ કારણે "કહેવાતા સંબન્ધક કૃદન્ત"થી અભિન્નમૂલ માને છે. હું એમ કહું કે આ भणी મૂળમા સંબન્ધક કૃદન્ત જ છે, વિશેષ કૈં નહિં, અને પછી હેનો, અર્થના ભંગિવિશેષથી, ક્રિયાવિશેષણ તરીકે ઉપયોગ થયો છે.

આ શબ્દની ભૂતકૃદન્તના સપ્તમી વિભક્તિના રૂપમાંથી વ્યુત્પત્તિ કલ્પી છે એ વિશે હું માત્ર એટલું કહીશ કે હેમણે ("नोट्स" § ૧૩૧મા) આપેલ, करी (ने) પ્રકારના સંબન્ધક કૃદન્તની વ્યુત્પત્તિકલ્પનામાં જે ભૂલ કરી છે તે જ ભૂલ અહિં કરી છે; મ્હારા મતભેદનાં કારણો હું આપી ચૂક્યો છું. (જુવો ઉપર પૃ. ૫૨ પાદનોંધ ૨૭),

भणीनो આ માટેના અર્થમા, કારણવાચક, પ્રયોગ હવે પ્રચલિત નથી; ઉપર આપેલા દાખલાઓના સમયથી બ્હાર એ ઉપલબ્ધ નથી. પણ भणीનો બીજો એક અર્થ ક્રિયાવિશેષણ તરીકે થાય છે, અને એ અર્થમાં હેનો પ્રાચીન સાહિત્યમાં પ્રયોગ ઉપલબ્ધ છે અને હેનો એ અર્થ અને હેવો ઉપયોગ લિખિત સાહિત્યમાં તેમ જ લોકભાષામાં આજ સુધી ચાલુ રહ્યો છે. આ અર્થ છે 'તરફ," "ની દિશામા," દા. ત. घर भणी=ઘરની દિશામાં; शियाळ ताणे सीम भणी, ने कुतरु ताणे गाम भणी (લોકપ્રચલિત કહેવત). ડૉ ટૅસિટોરીએ પ્રાચીન સાહિત્યમાંથી આ અર્થના દાખલાઓ § ૭૧,૨પને અન્તે આપ્યા છે; પણ હેમાંના વિશેષ નહિં તો બે દાખલા યથાર્થ નથી; જેમકે

चौद विद्या भणी એટલે "ચૌદ વિદ્યાઓનો અભ્યાસ કરીને" એ અર્થ સ્પષ્ટ છે, અને हित भणीतुं તો હેમણે પોતે જ "for the benefit (of)" (=ના હિત માટે) હેવું ભાષાન્તર આપ્યું છે. યથાર્થ દાખલાઓ આ છેઃ—

(क) चालियु वन भणी (पचाख्यान, १५४);

(ख) आवियु सिंह भणी (એ જ ગ્રન્થ ६७);

(ग) ते तेडी आवऊं तुझ भणी (એ જ ગ્રન્થ, ५३८);

મૂળ અર્થ "કહીને" છે તેમાંથી, "મનમાં કહીને" અર્થાત્ "વિચારીને" હેવા કેટલાક ક્રમોદ્વારા, "ની દિશામાં" એ અર્થ રહેતાઈથી આવી સકે છે, घर भणी=घर छे एम कहीने, घर तरफ–ઘરની દિશામા.

भणीનો આ અર્થમા થતો ઉપયોગ એક વિશેષ ઘટનામાં પરિણમે છે, તે એ કે भणी જેને યોગે વપરાયો હોય એ શબ્દને ષષ્ઠી વત્તા સપ્તમી પ્રત્યય લગાડાય છે; દા. ત. घरनी भणी, જે બરાબર घरनी पासे ઇત્યાદિ પ્રયોગો પ્રમાણે છે આ કારણે કોઈ એમ માની લે કે घर भणी પ્રયોગમાં नी પ્રત્યય અનુક્ત રહે છે; અને વળી ટેસિટોરીએ દર્શાવેલો મત પણ સ્વીકારી લે કે भणी તે ભૂતકૃદન્ત भणिय-भणियुनुं સપ્તમીનું રૂપ છે અને °नी એ સપ્તમી भणिइ એ સપ્તમીના સામાનાધિકરણ્યથી થયેલ છે. ડૉ. ટેસિટોરીએ આપેલો દાખલો (§ ७१, (४)માં છેલ્લાની પ્હેલાનો દાખલો)–देसाउरि भणि–चालियु (પૃ. १४२) જોઇશું તો હેમાના (देसाउरनी સપ્તમી) देसाउरि શબ્દથી સપ્તમીના પ્રયોગનું સમર્થન થતું લાગશે પણ હું આ મત સ્વીકારવા તૈયાર નથી મ્હારા મતભેદનાં કારણો આ છેઃ—

(क) માટેના અર્થમા વપરાતો सारु શબ્દ હેવો જ રીતે સપ્તમીને યોગે વપરાય છે. દા. ત. म्हारे सारु (મ્હારે માટે), અને તે છતાં અહિં साह અવ્યય છે, સપ્તમી વિભક્તિમાં નથી

અને (ख) भणीना ઉપયોગમા સપ્તમીનો (ષષ્ઠી વત્તા સપ્તમીનો) પ્રત્યય લગાડવાનો આ ચાલ – पासे, जोडे, माटे ઇત્યાદિ (घरनी पासे ઇત્યાદિ) પ્રયોગના સામ્યથી ઉપજતા બુદ્ધિભ્રમનું પરિણામ છે. બીજી રીતે કહિયે તો, घरनी भणी હેમાથી नी નો લોપ થઈને घर भणी પ્રયોગ થયો એમ નહિં, પણ સામ્યાભાસને પરિણામે नी ઉમેરવાથી घरनी भणी પ્રયોગ થયો એ વસ્તુસ્થિતિ છે.

**(१३) जमलो (ळु) (क) નજીકનું, સમીપસ્થ, યુક્ત; (ख) તુલ્ય. એ અર્થોમાં.**

પ્રયોગના દાખલાઓ જોઈયે —

(१) नरसिंह म्हेता, वि. सं. १४७०थी१५३६

(क)हींडोळे हींचता दृढ, जमला७८ जादवराय रे (हींडोळानां पद, १८–१);

७८. ગુજરાતી પ્રેસની આવૃતિમા दृढ ज, मल्या–હેવો પાઠ છે જે દેખતાં જ ખોટો જણાઈ આવે છે. ખરો પાઠ મ્હેં બીજા હસ્તલિખિત સંગ્રહમાં જોયો છે.

(ख) काम कामघेली चाली वहेली, **जमलां** जीवन जोडे रे (शणगारमाळा, १५९–२);
(ग) जाणा जीवन **जमली** इदा गमती गोठडी करशा रे ( „ २६४–३);
(घ) कामण करा हु मदर जाउं जाणा ते **जमलां** रहिए रे ( „ २७०–२);
(ङ) जाणु **जमलां** रहीए जीवन भूदरो सुखी भावा रे ( „ ३०६–१);
(च) कामण तायला कीकी माहे, जीवन **जमलां** रहिये रे ( „ ३०७–१);

(२) कान्हडदेप्रबंध वि. सं. १५१२

(छ) **जमली** साखि दीइ परधान (४–१३०)

(छ)–१ नको अगरख **जमलु** रहइ (ऐ० ज० ग्रन्थ १–२४)

(छ)–२ ताहरि **जमलि** ( „ १–१४७)

(छ)–३ मूरति पाच एक लिगथी,
छठ्ठी तास **जमली** को नथी ( „ १–२५२ ).

{ (छ)–२मा जमलि नो अर्थ 'तुल्य' थाय; (छ) ३मां तो जमली नो अर्थ 'तुल्य' छे ऍ चोक्कस छे. }

[छ]–४ **जमलि** रही सवि अतेउरी [४ २६३]

[छ]–५ **जमली** रही कराविसु दाह [३–२१०]

[छ] ६ सुभद्र तेडया **जमला** [प्रेमानन्द, ओखाहरण, २५–२]

[छ] ७ धन्य धन्य जे **जमलो** बुधवार [त्रीकमदास, पर्वतपचीशी, वि. सं. १७९०–१८५५]

(३) दशमस्कध, केशवकृत; वि सं. १५२९

(ज) सतावन श्री भागवत रूपक छे नेवीस ।
सोल स्वयकृत सस्कृत **जमलो** कथा जगदीश ॥ (४०–१२७)

(४) हरिलीला (भीमकृत), वि स. १५४१

(झ) आगइ अनेक कविजन हुआ तेणइ प्रबध बाधा जूजूआ ।
तेह कथाना लेइ रूप माडिस सरोवर जमलु कूप ॥ (कडी ४२)

(ञ) पंडित बोपदेव द्विज एक कीधु हरिलीला विवेक ।
तेणे आधारे मि करी कथा सरोवर जमलु कूउ यथा ॥ (फलश्रुति, कडी १)

(५) विमलप्रबन्ध, वि स. १५६१

(ट) चद्र **जमलि** [७९] जेहवी चाद्रणी (५–८२)

(६) भ्रमरगीता (भट्टदेवरचित), वि सं. १६०९

(ठ) उद्धव कहे आइ दुख नागो **जमले** जागो नरहरि (२–४)
(ड) जती नहि जे दूर पेखे **जमले** थो जाणे नही (१६–२)
(ढ) जळचद्रजोगे जाण **जमलो** नाथ अळगो कयम थरो ( उक्तग्रन्थ–३)

---

७९. संपादके पोते आपेली टीकामा जमलिनो अर्थ पासे कर्यो छे. आ विवक्षित अर्थनी निकट छे, जे के हेमां मूळ अर्थ अने हेनो संबंध पकडातो नथी.

(ण) परहरो मोह अज्ञान, निहाळो **जमलो** श्री भगवान (१६–५६ सामेरीराग-**२**)

(त) हसवे हरिने अमो न भाजता जीवन **जमलां** अति विराजता (એ જ ગ્રન્થ, ૩૧, કડી ૧)

(૭) નયસુંદરકૃત नळदमयन्तीरास वि. सं. १६६५

(थ) अंत पुर हाहारव थयु सखीवृन्द सवि **जमलुं रह्यु** (૫, ઢાળ ૪, કડી ૬૮).

(૮) अखो वि. सं. १६७१ थी १७३१

(द) जमलो[૮૦] छे जो जो जगदीश तु पडछदो ने ते ईश (અખો, છપ્પા[૩૬] આત્મા-અંગ, કડી ૨).

આ પ્રમાણે जमलो "युक्त" કે "જોડાયેલો," "સાથે" અને હવે બીજા અનેક અર્થ-ચ્છાયાઓમાં વપરાયેલો જોઈ સકાય છે, અને આ બધા અર્થો મૂળ जोडकु (सं. यमल) અર્થમાંથી આવ્યા છે. બીજો અર્થ "તુલ્ય, °ના સરખો" છે તે પણ એ જ મૂળ અર્થમાંથી નીકળે છે; મ્હને આ અર્થના પ્રયોગનો એક જ દાખલો જડ્યો છે, પણ અત્યારે એ મ્હને મળતો નથી.

{ ઉપર આપેલું પ્રયોગદૃષ્ટાન્ત (छ)–૩ આ બાબતનું મુદ્દાસર દૃષ્ટાન્ત છે. }

આ जमलोનો પ્રયોગકાળ નરસિંહ મ્હેતાથી અખા સુધી વિસ્તરે છે; પણ આ શબ્દ વિ. સ. ૧૬૦૦ સુધી પ્રચુર પ્રચારમાં હતો અને ત્યાર પછી ક્રમશઃ વિરલતર બનતો ગયો જણાય છે, અને વિક્રમ સંવતના અઢારમા સૈકાના મધ્યમાં તદ્દન લુપ્ત થયો છે.

**(૧૪) हेज=હેત, સ્નેહ**

પૂર્વગામી એક વ્યાખ્યાનમાં[૮૧] મે કહ્યું છે તે પ્રમાણે આજનો હેત શબ્દ સં. हृत्‌માંથી આવેલા हेजमाथी ઉદ્‌ભવ્યો છે. આ પ્રાચીનતર શબ્દરૂપ નરસિંહ મ્હેતાથી વિક્રમ સંવતની સત્તરમી સદીના પશ્ચાર્ધ પર્યન્ત ઉપલબ્ધ છે. જેમકે:–

नरसिंह म्हेता (वि सं. १४७० थी १५३६)

(क) तज्यु अमश्यु हेज (चातुरी छत्रीशी, १२, ८)

(ख) हेज धरीने आव्या आधारजी ( „ „ ६)

भालण (वि. सं. १५०० लगभग)

(ग) प्राणिमात्र विषिद्द अति **हेज** (कादम्बरी, पूर्वभाग, ६–१२२)

कुसुरचन्द्रदेवसूरि-रास ( વિક્રમ સંવત સોળમી સદીનો આરંભ)[૮૨]

(घ) विरनक बोलिउ गाढिउ हेज हू माउल नइ तू भाणेज

(વડોદરાનું 'The Library Miscellany', ૨, ૩-૪, પૃ. ૧૧૩)

---

૮૦. નર્મદાશંકરે પોતાના શબ્દકોશમા અખાની આ પંક્તિયો ટાંકી છે, અને जमलो શબ્દનો જુમલે, एकठु, थयु मळीने એમ અર્થ કર્યો છે, જે દેખીતી રીતે ખોટો છે. અહિં અર્થ હાવો છે. "જો જગદીશ ત્હારી સાથે છે. તું પડછંદો છે અને એ ઈશ્વર છે"–અર્થાત્ "તું ઈશ્વરનો પડછાયો છે અને ઈશ્વર વસ્તુસત્ છે." સંભવ છે કે કવિ હીરાચંદ કાનજીએ ઈ સ. ૧૮૬૪માં સંપાદિત કરેલ अखा भगतनी वार्णाने છેડે આપેલા શબ્દકોશમાં આપેલા અર્થથી કવિ નર્મદાશંકર ખોટા દોરવાઈ ગયા હોય.

૮૧ જુવો ઉપર આ વ્યાખ્યાનનું પુ. ૧ પૃ ૪૬૦

૮૨ આ ગ્રન્થની આ સાલ સદ્‌ગત ચીમનલાલ દલાલે આપી છે; જુવો વડોદરાનું "Library Miscellany" ૨, ૩૪, પૃ ૧૧૩

विमलप्रबन्ध, वि. सं. १५६८

(छ) साद करइ मासा मन हेजि (४-६१)

नळदमयन्तीरास, મેઘરાજકૃત; વિ. સં. ૧૬૬૪

(च) सूरजपाक रसोइ शीखी नळ पासें अति हेजे रे (५-१५)

(छ) जेह ऊपरि साहा मनि हेज (कान्हडदेप्रबंध, २-११) }

(ज) धरय पूर्ण तु मुजवर हेज (धीरो स्वरूप, મતસ્વરૂપ ૬-૫)

(झ) सही जाणजो मारा सरखुं को नाहिं आणे हेज (ભાલણ, दशमस्कंध, પદ ૨૪૧ પં. ૪ ગમલાલ મોદીના ભાલણ વિશેના નિબંધમા પૃ ૧૧૨મે અવતરણ)

(ञ) हेज धरी नारी तदा रे अवलंबित प्रिय नेह (शीलवतीनो रास, वि. सं. १७००, ४-१-१७)

(ट) निरखे नेह भरी लोचने रे, म्हाला हेज घ्रु नरखे राम रे (वि. स. १७००, ६-६-१४)

નોંધ : કોઈવાર હેજનો હાર્દ અર્થ થાય છે (હૃદયનો અર્થ હાર્દ થઈને) દા. ત

जे मद्दे पोतामां छे तेज, ते अंतरद्रु म कहे हेज (અખો चित्तविचारसंवाद, ७५ीे। ११८)

## १५ मुज, मुजने અર્થમાં

આ શબ્દ વર્ગપ્રતિનિધિ છે, કારણ કે મુજને ને સ્થાને મુજ, તેમ જ મારાને ને બદલે અહ્મ અને મુહ્મને લેઇયે ત્યાં મુઝ એ પ્રયોગ પણ મળે છે, જે નીચે આપેલા દાખલા જોતાં જણાશે:—

नळदमयन्तीरास, નયસુંદરકૃત, વિ સં. ૧૬૬૫.

मुज

(क) राजहंस नलहूत चिरंजय तें मुज मित्रगुणी कीती (४-२-४१)

(ख) मुज किंकर जाणी आपणो (६-५७)

मुझ

(ग) पहिद्व मुझ वशिकरण भणी (५-३-७६)

(घ) राजन मुझ मिळवाने सही (६-५८)

(ङ) तथापि मुझ पूछुं एक वात (६-१८७)

(च) ते न घटे मुझ भीमकसुते (९-३)

मुझ

(छ) तो एक कारण कहिये मुझ (६-११)
कान्हडदे प्रबन्ध वि. सं. १५१२

अह्म

(ज) जु अह्म आवि सातळ मिलइ (२-११८)

(ज)-१ अह्म हणी परि करिज्यो जाण (४-८९)

(ज)-२ अम तजी गयो रे धूरत पावलिवाळो वेश
(નરસિંહ મ્હેતા, राससहस्रपदी, પદ ૫૪, કડી ૭)

रूपचन्द कुँवर रास, नयसुंदरकृत (वि. सं. ११३७):—

तुम

(ह) स्वामि माहरे छे स्वामिनी ते तुम तेडे गजगमिनी (४-चोपाई २०)

(य) नृप रहे पूछी आवो काज, कहे ते तुम करेसी महाराज (४ चोपाई २१)

पद्माख्यान; वि. सं. १५५१–११०६; डॉ. टेसिटोरीनी "नोट्स" पृ. १००

तुझ

(ट) समुद्रसुता मेल्ही नइ दूरि हउं तुझ मिउया आविउ भूरि ॥३४२॥

વધારે દાખલા આપવાની જરૂર નથી. વિક્રમ સંવતના સોળમા અને સત્તરમા સૈકાઓ દરમ્યાન જૈન લેખકોમા આ પ્રયોગ બહુ પ્રચલિત જણાય છે. ત્હાર પછીના જૈનેતર લેખકોના લેખોમાં પણ કોઈ કોઈ પ્રસંગે એનો વપરાશ ચાલુ રહેલો છે; દા. ત સામળ ભટ્ટ કહે છે: પામુ તુજ ભરથાર (પદ્માવતી, કડી ૪૮), વિ. સં. ૧૭૭૪. અહિં તુજને અર્થમા તુજ છે; તુજને ભરથાર તરીકે મેળવું હેવો અર્થ છે; પછી તુ જ ને બદલે પાઠફેરથી તુજ થયેલ હોય તો જૂદી વાત છે.

તે પ્રમાણે પ્રેમાનંદમાં મુજને ને સ્થાને મુજ જોવામાં આવે છે;

कृष्णे रे ज्यारे मुज तरछोड्यो त्यारे धरवा मनोरथ ठाला रे ॥

(પ્રાચીન કાવ્યસુધામા ન્હાની ભ્રમરગીતા, ભાગ ૫ પૃ. ११, સંપાદક શ્રી. છગનલાલ વિ. રાવળ).

અને સામળ ભટ્ટે પણ હેવો પ્રયોગ કર્યો છે:

मुज परणावी परवरो (પદ્માવતીની વાર્તા, કડી ૩૬૧)

હિં. માં तुझे–मुझे (तुझको–मुझकोनां વૈકલ્પિક રૂપો) છે તે આ ગુજ. तुज–मुज (ચતુર્થી) સાથે સરખાવવા જેવાં છે.

તુજને, મુજને ને બદલે તુજ, મુજનો પ્રયોગ ચતુર્થી અર્થે ષષ્ઠીનો પ્રયોગ કરવાના પ્રાકૃત તથા વૈદિક ચાલની કક્ષામાં આવે છે,[૮૩] અને છન્દની અપેક્ષાએ ચતુર્થી પ્રત્યય ને દૂર કરવાની યુક્તિ માત્ર નથી, હેવું લાગે –પણ अह्म અને तुह्मनेनुं-સ્થાન લેનારા अह्म અને तुह्म ને લક્ષમા લેતાં આ મત સ્વીકારવામા અડચણ આવે છે, કારણ કે अह्म–तुह्म ષષ્ઠી રૂપો નથી પણ ને પ્રત્યય લગાડવા માટે તૈયાર કરાયેલાં અંગ જ છે હું આ રૂપોને અપવાદરૂપ ગણવાની વિરુદ્ધ છું, અને રૂઢિના વાસ્તવિક પ્રકારને પ્રકટ કરનારા તત્ત્વનિર્દેશક પ્રયોગો ગણું છું, તે એ કે આ રૂપો છન્દની અપેક્ષા સંતોષવાને માટે ને પ્રત્યયને ઉડાડી દેવાથી નીપજ્યા છે. આ કારણે હું આ લક્ષણભૂત પ્રયોગને (ख) મનોવ્યાપારગત પરિવર્તનો એ વર્ગમાં નહિં મૂકતા (घ) લક્ષણભૂત, વિશિષ્ટ શબ્દોનું અસ્તિત્વ એ વર્ગમાં મૂકયા છે.

---

૮૩. જુવો સિ. हे ८-३-१३१ : चतुर्थ्याः षष्ठी, અને पाणिनि २-३-६९ चतुर्थ्यर्थे बहुल

## (१६) रेसि. ચતુર્થીરૂપનો અનુલગ્નશબ્દ

रेसि चतुर्थी प्रयय तरीक

હેમચન્દ્રે (સિ હે ૮ –૧૨૫માં) તાદર્થ્યવાચક પ્રત્યય તરીકે આપેલો આ શબ્દ અપભ્રંશ ઉત્તરકાલીન સાહિત્યમાં સોળમા સૈકાના અન્તિમ પાદ સુધી અવિકૃત રહી દેખાય છે, પરન્તુ એ રૂપે પણ એ પ્રમાણમાં વિરલ છે મ્હારા જોવામાં જે થોડાક દાખલાઓ આવ્યા તે અહિં આપું છું —

**वसन्तविलास, વિ. સ ૧૫૦૮**

(क) अभिनव परि शिणगारिअ नारीअ रमइ विसेसि।

चदन भरइ कचोलीअ चोलीअ मडन रेसि॥ (પદ્ય ૩)

**विमलप्रवन्ध वि स १५६८**

(ख) मोकलीआ परधान आपणा विमल मनावा रेसि॥ (८–१००)

**माधवानल कामकदला दोग्धकप्रवन्ध, वि स १५७४**

(ग) कालि न कहसि कूकडा जु कुहुकुहु करेसि।

ज्योति म साचिसि दीवडा हु अ रमु पीउरेसि॥ (५–१८ )

(घ) निरखी निमळ चदलु ऊगिउ अवररेसि। (८–३३)

(ग)મા રેસિનો અર્થ "સાથે' થાય છે (જે કદાચ "માટે' અર્થમાંથી લાક્ષણિક પણે આવ્યો હોય) જ્યહારે (घ)મા હેનો સપ્તમી અર્થ સ્પષ્ટ છે અગાઉ મ્હેં કહ્યું છે (ઉપર પૃ ૪૦) તે પ્રમાણે, રેસિનો મૂળ અર્થ પાછળના સમયમા ભૂલાઈ જવા લાગ્યો હશે અથવા એમ હોય કે કવિયે એ શબ્દના અર્થપરત્વે પોતાની સગવડ પ્રમાણે ઘણી વધારે છૂટ લીધી છે આ અર્થફેરનું કારણ શું હતું એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે અથવા મૂળમા अवरऽेसि હશે અને अवररेसि પાઠદોષ હશે

रेसिनी व्युत्पत्ति

આ રેસિની વ્યુત્પત્તિ શી હોઈ શકે? ડા ટેસિટોરીએ પોતાની 'નોટ્સ'મા ચતુર્થી વિભક્તિ માટે વપરાતા વિવિધ શબ્દો આપેલા છે હેમા આ શબ્દ આપ્યો નથી એટલે એ તો અન્ધારામા આવી શકે તેમ નથી હું તર્કરૂપ એક વ્યુત્પત્તિ સૂચવું છું रेसि પ્રાકૃતિમા ષષ્ઠીના રૂપ જોડે વપરાય છે એ હકીકતથી મળતા દિશાસૂચનને આધારે હું એ તર્ક કરૂં છું રેસિના ષષ્ઠીયોગે પ્રયોગનો આ દાખલો આપું છું —

इउ झिज्जउ तउ केहिँ पिअ तुहु पुणु अन्नहे रेसि॥

(सि हे ८–४ ४२५ना प्रयोगदृष्टान्त)

આ રેસિ (અને હેમચંદ્ર આપેલો વિકલ્પ રેસિં) કોઇ નામનું સપ્તમીનું રૂપ જણાય છે એ બીજી દિશાસૂચક બાબત છે. આ કારણે હું રેસિનું મૂળ રેષા ગણું છું (રેખા; ષ અને ख વચ્ચે અભેદ ગણાતો, દા. ત. तुषार, तुखार). रेसि (०र्सि.) रेषा (સં.), અપ. રેસાની અપભ્રંશ સપ્તમી થાય.૮૪ મો. વિલિયમ્ઝ પોતાના શબ્દકોશમાં रेखा શબ્દનો એક અર્થ "आभोग, fulness (પૂર્ણતા), satisfaction (तृप्ति)" હેવો આપે છે. આ અર્થ લેતાં अन्नह रेसि એટલે अन्यस्य तोषार्थं, અન્યને માટે, હેવો અર્થ થાય. હું આ સૂચનને, કંઇક આધારયુક્ત હેવા, એક તર્કરૂપે જ આપીને વિરમું છું.

[રેસિનો પ્રયોગ ષષ્ઠીની અપેક્ષા રાખે છે એ ષષ્ઠી અનેકવાર અપ્રકટ હોય છે, દા. ત. मंडनह रेसिने બદલે मंडन रेसि, અને मनावानह रेसिने બદલે मनावा रेसि પ્રયોગ છે.]

## ૧૭ रहइ-ચતુર્થી કે ષષ્ઠીના અનુલગ્ન શબ્દરૂપે

આ શબ્દ मुग्धावबोध औक्तिकના જમાનામાં પ્રબળ પ્રચારમાં હતો અને ઓછા વત્તા પ્રમાણમાં रहइ, अन्य વિક્રમ સંવતના સોળમા સૈકાના અંત પર્યંત ટકી રહ્યો હતો. નીચેના દાખલાઓ चतुर्थीप्रत्यय દ્યોતક થશેઃ--

(૧) मुग्धावबोध औक्तिक-વિ. સં. ૧૪૫૦

(क) धनइ जेह रहइं दान दीजइ। **तिहां सम्प्रदानि चतुर्थी।
(પૃ. ૩, સ્કંધ ૧, પંક્તિ નીચેથી ચોથી)

(क)-१ अवर्णान्त शब्द रहिं ईकार हुइ (પૃ. ૧૩, સ્કંધ ૧, પંક્તિ નીચેથી ચોથી)

(ख) अवर्णस्येवर्णादिनैनोदरल्। अवर्ण रहिं इवर्णादिक चउसिउं क्रमि एत् ओत अर् अल् हुई।
(પૃ. ૮, સ્કંધ ૧, પંક્તિ નીચેથી છઠ્ઠી)

અને આખા સંધિપ્રકરણમાં, કુલ ૨૯ સ્થળોએ, ષષ્ઠીવાચક તરીકે रहिं, रहइ अथवा रहइ લેવામાં આવે છે.

૮૪. સપ્તમી પ્રત્યય इ (इ) आकारान्त શબ્દોને લગાડાય છે; ખરી રીતે સપ્તમીરૂપ रेसाइ થાય. પણ આપણે પ્રત્યય લાગતા પ્હેલાં रेस હેવો અવાન્તરક્રમ થયેલો કલ્પી સકિયે. અર્વાચીન ગુજરાતીમાં माला (माळा ઉપરાંત) माल બને છે, वाला (वाळा તેમ જ) वाळ થાય છે, અને रेखा (रेखाની સાથેસાથ) रेख બને છે, અને આ વિકાર પૂર્વચ્છાયારૂપે પૂર્વતર વિકાસક્રમે થતો માની સકાય. અર્વાચીન ગુજરાતીમાં (દા. ત. गमीरकं-गहिरं-घेरु વગેરેમાં) हनुं આદિપ્રતિ અપસરણ પ્રચલિત છે તે સં. गृहમાંથી થતા પ્રા. घर રૂપમાં ભાવિક્રમની પૂર્વચ્છાયા તરીકે પ્રવર્તે છે; અથવા અસ્વરિત પ્રથમ શ્રુતિલોપનો નિયમ સં. पूप અને अपूपમાં તથા એથી પણ પ્હેલાં (લે.) argentum અને (સં.) रजतम्‌માં પ્રવર્તે છે; ઉપરાંત અન્ય અનેક ઉત્સર્ગોમાં હાવી સૂક્ષ્માનુવૃત્તિના વર્ગમાં મૂકાય હેવી ઘટના પ્રવર્તે છે; (જુવો આ વ્યાખ્યાનો પ૦ ૧, પૃ. ૧૨૧-૨); આ સર્વથી મારી અવાન્તરક્રમની કલ્પનાનું સમર્થન થાય છે.

(२) **वसन्तविलास**, वि. स. १५०८

(ख)-१ वालम **रहइं** सुविचार ( पद्य ७२ )

[ અહિં છન્દ રહિં એ સંકુચિત રૂપ માગી લે છે. મ્હને લાગે છે કે રહિં રૂપ હાવા છન્દોનુકૂલ કે ત્વરિતઉચ્ચારણજન્ય સંકોચવિધિથી પ્રચારમાં આવ્યું હશે.

(૩) **षडावश्यकबालावबोध** હેમહંસરચિત, વિ સ ૧૫૧૫ના અરસામાં ( કારણ કે હેની न्यायमजूषा નામની કૃતિની સાલ વિ સ. ૧૫૧૫ છે )

(ग) समवसरणि बइठा विहरमाण छइ तेह हुइ नमो कहीइ माहरु नमस्कार हु ॥

(૩)-क धर्मदासकृत **उवएस माला** ( ગાથા ૧૪૯ ) ઉપર सोमसुन्दरसूरिनी ટીકા વિ सं. ૧૫૬૭

(ग) क आँगुला कुही भणी तेह हूइँ बीजउ नाम **कोणी** इसिउं प्रसिद्ध हूउँ

(ग)-ख **कोणी** हूइँ राज्य देवा

(ग) ग एतलइँ वाँनी हल्ल विहल्ल बेटाँ हूइँ आपिइँ

(ग) घ बाप हूइ नित पाँच पाँच सइँ नाडीए मरावइ

(ग)-ङ कोणीराय चिल्लणा माय हूइँ कहइ

(ग)-च तहरा बाप हूइँ तू ऊपरि एवडउ स्नेह हूतउ

(ग)-छ रखवाल आवि श्रेणिक हूइँ कहिउ

(ग)-ज ए वली कुण हूइँ कदर्थना मारिसइ

(ग)-झ कोणी राय हूइँ महापश्चात्ताप हूउ

આ અતિપ્રચુર ઉદાહરણાવલિમાં (ग)-ख, (ग)-ग, (ग)-घ (ग)-च, (ग)-ज અને (ग)-झ ઉદાહરણો हूइ ચતુર્થીપ્રત્યયના દાખલા છે, (ग) कમાં हूइ ષષ્ઠીના કે ચતુર્થીના અર્થમાં છે; (ग)-ङ અને (ग)-छમાં એનો અર્થ (ચતુર્થીદ્વારા) દ્વિતીયા વિભક્તિનો થાય છે

(४) **भक्तामरबालावबोध**, वि. स. १५७७ (વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાં જોયેલી હસ્તલિખિત પ્રત)

(ग)-१ ते प्राणिया **रहिं** लक्ष्मी वरइ ( પદ્ય ४४ ઉપરની ટીકા )

(ग)-२ कमल **रहिं** विकास लाजिया (?) करइ

(५) अर्दा-व्वीरा[८५] (ગુજરાતી ભાષાન્તર) વિ. સં. ૧૪૭૧ પ્હેલાંનું[८६].

(घ) अनइ जी खाद्य भोजन भर्तार रहइं कीधउं (४१-५)

(ङ) तउझ रहइं देपाडउं (४-३१)

(च) मइ उत्तम रहइं योग्यत[र] रहइं भलापुरुष रहइ अनइ वाणिज्य करणहार रहइं अनइ दुर्बल रहइं प्रतिकृति प्रतिकार अनइ मान्यता कीधी मानउ दीधउं [२५-५] અને અન્ય અનેક સ્થળોએ.

આ ગ્રન્થમાં रहइ ક્વચિત્ દ્વિતીયાનું કાર્ય કરે છે, દા. ત.

(छ) पुण तेह बालक रहइं न देयइ (४६-८)

(ज) धान्यतणु पूलउ गाइ रहइं लावी दीधउं हुतु (४८-७).
( આ (ज)ને ચતુર્થી અર્થનો પ્રયોગ પણ ગણી સકાય).

(झ) तह्म रहइ महावायु लिउ (२-१४)

(य) व्याघ्र तह्म रहइं खाउं (०उ) (२-१५

रहइंनी साथोसाथ ज नइ प्रचरित हतो? सर ज्योर्ज ग्रियर्सनना मतनु विवेचन

શ્રી. ખરેધાટ ( પ્રસ્તાવના, પૃ. ૧૧, પં. ૧માં ) નોંધે છે કે આ ગ્રન્થમાં " અર્વાચીન नै અને હેના પૂર્વગામી नइ તથા नइं એ ચતુર્થીવાચક પ્રત્યયો સર્વથા અનુપલબ્ધ છે. " આ કથન મહત્ત્વનું છે, એટલા માટે કે એથી આ ગ્રન્થનો રચનાસમય કદાચ मुग्धावबोध औक्तिकथी પ્હેલાંનો ઠરે. હું કદાચ એટલા કારણસર કહું છું કે औक्तिकमां જોવામાં આવતો नइ ષષ્ઠી વત્તા સપ્તમીનું રૂપ અર્પે છે, શુદ્ધ ચતુર્થીનું રૂપ નહિં; ચતુર્થીનું રૂપ ષષ્ઠી–સપ્તમીના સંયોગથી ઊપજ્યું હોવા છતાં સ્વતંત્ર પ્રતિષ્ઠાનું અધિકારી છે, અને સર જ્યોર્જ ગ્રિયર્સન જે ગ્રન્થખંડમાંથી नइना શુદ્ધ ચતુર્થીવાચક પ્રત્યય તરીકેના દાખલાઓ ટાંકે છે એ ગ્રન્થખંડોને એઓ યથાર્થ સમજ્યા જણાતા નથી. હું હેમનાં વચનો જ ટાંકીશઃ—

---

૮૫. આ ગ્રન્થનું विराफ-नामा હેવું નામ પણ છે. अर्दा–व्वीरा એટલે "પવિત્ર વિરાફ." હેમાંગ્નો આદિમાં પ્રક્ષેપ અને અન્ત્ય ફનો લોપ થયો છે હેનો મ્હારા મિત્ર શ્રી. બેહરામગુર તે. અંકલેસરિયાએ આ ખુલાસો આપ્યો હતોઃ अर्ताक અવસ્તા अरेता ( વૈદિક ऋत ) માંથી વ્યુત્પન્ન થયેલ છે; अर्ताने છેડે અન્ત્ય अ ને સંભાવવા ખાતર क् ઉમેરાતાં अर्ताक् [ अर्ता+क् ] થાય છે; अरेताનામાંથી ઊપજેલું પહેલવી વિશેષણ अर्ताक् છે; સંસ્કૃત લિપ્યન્તરમાં આ क्નો ग થઈને विराफ् ના व्नी પૂર્વે લગાડાયો હતો, જેથી પાઝંદ अर्दा विराफ ते સંસ્કૃતમાં अर्दा-व्वीरा બને છે. विराफ् અને वीर [ ફારસી )=વીરનર એ બે વચ્ચેના ભ્રમને લીધે અન્ત્ય फ् લુપ્ત થયો, પણ વૈકલ્પિક નામ विराफ-नाममां એ જળવાઈ રહ્યો (विराफ नामक् જેમાં क् તે ग्नो પ્રતિનિધિ છે)

૮૬. પારસી પંચાયતે પ્રકટ કરેલી આ ગ્રન્થની આવૃત્તિની શ્રી મંચેરજી પા. ખરેધાટની પ્રસ્તાવના, પૃ. ૬ અને ૭ જુવો; ત્યહાં કહ્યું છે કે શ્રી. બેહરામગુર અંકલેસરિયાની પાસેની હાતપ્રત વિ. સં. ૧૫૦૭માં કરાયેલી નકલ છે ( મ્હેં જાતે પણ પુષ્પિકા જોઈ છે); અને એથી પ્હેલાની હસ્તપ્રત ms, H1 છે તેની નકલ વિ. સં. ૧૪૭૧માં કરાઈ છે.

" Dative *Sukha-nai*, for bliss-*Jeha vastu-nai parityaga suchii*-for what thing abandonment is indicated.

" *In the following instance the dative is used for the accusative: i-kara-nai bolivai*, in saying the letter i "८७

[ અર્થાત્ " ચતુર્થી-सुखनइ, સુખ માટે; जेह वस्तुनइ परित्याग सूचइ-જે વસ્તુનો ત્યાગ સૂચવાય."

" આ દાખલામાં ચતુર્થીનો દ્વિતીયાને બદલે પ્રયોગ છેઃ इकारनइ बोलिवइ ઇકાર બોલવામાં."]

હવે અહિં પ્હેલો દાખલો सुखनइ છે. એ સંબંધમાં મ્હારે મૂળ ગ્રન્થભાગ કૈંક પૂર્ણરૂપે આપવો પડશેઃ

८८" जेह नइ कारणि क्रिया कर्ता कर्म-हुइ। * * * *। तिहां संप्रदाने चतुर्थी। * * * * * धम्मु सुखनइ कारणि हुइ। * * * किसानइ कारणि धम्म हुइ। सुखनइं। तिहां चतुर्थी। धर्मः सुखाय भवति।

અહિં મ્હેં ઘેરો છપાવેલો શબ્દ सुखनइ અર્થભ્રમનો વિષય છે. સર જ્યોર્જ હેને સ્વતઃપર્યાપ્ત શુદ્ધ, ' સુખને માટે ' અર્થનું, ચતુર્થીરૂપ માને છે, પણ ખરી રીતે જોઇયે તો એ सुखनइ कारणि ને સ્થાને છે, અને कारणि શબ્દનો પૂર્વવાક્યમાંથી અધ્યાહાર કરવાનો છે.

સમગ્ર વિવેચનનું તાત્પર્ય જોતાં મ્હેં દર્શાવેલો અર્થ જ સાચો ઠરે છે. વિવેચનની સરણિ હાવી છે –

ધર્મ સુખ ઉપજાવે છે (શબ્દશઃ " સુખને માટે " છે). " શાને માટે ધર્મ હોય છે ? " આ પ્રશ્નનો ઉત્તર આપ્યો છેઃ–" सुखने ( માટે, कारणि )"; कारणि શબ્દ પૂર્વવાક્યમાં આવી ગયો છે તેથી હેની આ ઉત્તરમાં પુનરુક્તિ નથી કરી; પણ એ અનુક્ત છતાં અધ્યાહાર્ય છે; એનાથી અન્યતર–આ અધ્યાહાર વિનાની–અન્વયકલ્પના અર્થસમીકરણને ઘાતક છે.

એ જ પ્રમાણે એ જ પરિચ્છેદમાંનાં करुणनइ कारणि मोक्षनइ અને किसानइ कारणि मोक्षनइ એ વાક્યોમાં પણ मोक्षनइ અને मोक्षनइ શબ્દોની પછી कारणि શબ્દનો અધ્યાહાર ઇષ્ટ છે.

ખરી વાત એ છે કે औक्तिकના જ-ના જેટલે વ્હેલે સમયે પણ સંસ્કૃત ચતુર્થી પ્રત્યય પોતાનું અવિગૂઢ અસ્તિત્વ ખોઈ બેઠો હતો અને હેને સ્થાને ષષ્ઠી વતા સપ્તમીના રૂપની પાછળ

८७. L. S. I. ( ભારતીય ભાષા સમીક્ષા ) પુ. ૯, ભાગ ૨, પૃ. ૩૫૫. L. S. I. પુ. ૯ના પ્રકાશન સમય [ઇ. સ. ૧૯૦૮] થી છ વર્ષ પ્હેલાં પણ સરજ્યોર્જ એજ મત ધરાવતા હતા, કારણ કે RAS, ઇં. સં. ૧૯૦૨, પૃ. ૫૪૧ એ સ્થળે પણ હેમણે હાનાં આ કથનો કર્યાં છે. ખરું કહિયે તો ઇ. સ. ૧૯૦૨નો એ લેખ આખોને આખો LSI પુ. ૯, ભા. ૨નાં પૃ. ૩૫૧–૩૬૪માં ફરીથી પ્રકટ કર્યો છે.

८८. मुग्धावबोध औक्तिक, પૃ. ૩ સ્કંધ ૩, સ્કંધ ૪માં ચાલુ.

આવનો कारणि કે હેવો કોઇ શબ્દ, વિગ્રહક્ષમ પદ તરીકે, આવી બેઠો હતો; જેમકે सुतलाय સં.= सुतनइ कारणि (ઉત્તરકાલીન અપ.)=सुतनने माटे (અર્વાચીન ગુજ.), "આપવું" અર્થનાં ક્રિયાપદો હોય ત્હાં શુદ્ધ ચતુર્થીની અપેક્ષા રહેતી હતી અને એ કારણે એ જમાનામાં नइ નહિં પરંતુ रहइ શબ્દ વપરાતો હતો; આથી જ जेह रहइं दान दीजइ હેવો પ્રયોગ જોવામાં આવે છે (પૃ. ૩, સ્કંધ ૧, પંક્તિ નીચેથી ૪), પણ जेह नइं હજી દેખાતો નથી.

એ પછીના સમયમાં हूइ અને नइ બંને સાથેસાથ વપરાયલા મળે છે, જો કે नइनो પ્રયોગ વિરલ છે અને જરાક મર્યાદિત અર્થમાં છે.

बाप हूइँ नित पाँच पाँच सइ नाडीए मरावइ।

इसिउ कोणी राय नईं बेटउ जायु छइ।

(ધર્મદાસકૃત उवएसमाला, गाथा १४९, सोमसुंदरसूरिनी टीका; वि. सं. १५१७).

ત્રીજો દાખલો इकारनइ बोलिवइ ८९ પણ ખોટો સમઝાયો છે. इकारनइ એ ષષ્ઠી સપ્તમીનો સંયોગ છે, એ વિશેષણધર્મી છે, बोलिवइनु વિશેષણ છે, અને એ बोलिवइ પોતે बोल ધાતુમાંથી આવેલા કૃદન્તનામની સપ્તમી છે; આ વાકયનો અર્થ છેઃ इ વર્ણના બોલવામાં (ઉચ્ચારણમાં); અર્થાત્ જ્યહારે અન્તે इ હોય હેવા શબ્દો (સ્થળવાચક કાળવાચક ઇત્યાદિ પ્રકારના શબ્દો) બોલિયે ત્યહારે.

બીજો દાખલો કૈંક અંશે શંકાસ્પદ છે९०; बस्तु नइ परित्याग એ પ્રયોગ ખરો ન હોઈ સકે, હેમાં नइ ચતુર્થીના અર્થમાં પણ અર્થાનુરૂપ નથી, અને ખરો પાઠ वस्तुनउ હોય તો હેમાં કાંઈજ આશ્ચર્ય નથી.

આથી હું વિનાસંકોચ નિર્ણય રચી સકું કે મુગ્ધાવબોધના યુગમાં रहइ (रहइ) એકલો, नइ [नइं] જેવા કોઇ પ્રતિસ્પર્ધી પ્રત્યય વિના, સમૃદ્ધ હતો, અને अर्दा-व्वीराને લગભગ એ યુગમાં મૂકી સકાય.

रहइनु मूळस्वरूप; हेनी व्युत्पत्तियो.

रहइના ચતુર્થી અને ષષ્ઠી એ બે અર્થમાંથી મૂળ [ પ્રાથમિક ] અર્થ કિયો અને અનુનિષ્પન્ન [ દ્વૈતીયિક ] અર્થ કિયો? ડૉ. ટૅસિટોરી ચતુર્થી અર્થને પ્રાથમિક અર્થ માને છે. ९१ સરજ્યોર્જ એ ક્રમ ઉલટાવીને ષષ્ઠી અર્થને પ્રાથમિક અર્થ ગણે છે. ९२ હેમનાથી વિરુદ્ધ મત શ્રી. મં. પા ખારેઘાટનો છે; એઓ ચતુર્થીને પ્રાથમિક અર્થ ગણીને કહે છેઃ—९३ "ગ્રિયર્સને મુગ્ધાવબોધમાંથી લઈને ટાંકેલા દાખલાઓમા પણ रइइनो અર્થ ચતુર્થી માટેથી થઈ સકે છે." रहइनी

---

८९ મુગ્ધાવબોધ ઔક્તિક, પૃ. ૪ સ્કંધ ૨, પંક્તિ ૨.

९० એ જ ગ્રન્થ, પૃ. ૩, સ્કંધ ૨, પંક્તિ નીચેથી પ્હેલી.

९१. "नोट्स" § ७१, (६); અને § ७३, (७).

९२. LSI પુસ્તક ૯, ભાગ ૨, પૃ. ૩૫૫; ત્હાં ચતુર્થીના વિષયમાં એ કહે છેઃ "આપવું અર્થના ક્રિયાપદની પછી ષષ્ઠી પ્રત્યય रहइ ચતુર્થીના અર્થમા વપરાય છે," જ્યહારે ષષ્ઠીના પ્રકરણમાં એ रहइ અને रहिने મુગ્ધાવબોધમાં વપરાયેલા (ષષ્ઠી) પ્રત્યયો તરીકે આપે છે.

९३. अर्दा-व्वीरामां (પારસીઓનો સંસ્કૃત લેખોનો સંગ્રહ ભાગ ૫મામાં) ગુજરાતી ભાષાન્તરની હેમની પ્રસ્તાવના, પૃ. ૧૧-૧૨, નોંધ ૧૫.

વ્યુત્પત્તિનો વિચાર કરશું તો આ પ્રશ્નનું નિરાકરણ સ્હેલાઇથી થઈ જશે. અનેક વ્યુત્પત્તિયો સૂચવાયેલી છેઃ—

(क) रहइની રૈસમાંથી વ્યુત્પત્તિ શક્ય છે;

(ख) रहइंનો ઉદ્ભવ रक्षितમાંથી થયો;

(ग) रहइની ઉત્પત્તિ अरहइमાંથી, અને अरहइं પાછો નીચેના મૂલમાંથી આવેઃ-

(૧) अर्थकेम કે अर्थकेमांથી;

(૨) अरहउ એ " નજીકનું, ઓરું " હેવા અર્થના વિશેષણની સપ્તમીમાંથી, જે સં. अपारમાંથી, અપ. अवार ओराद्वारा આવેલ છે.

સરખાવો ગુજ. ओरो, ओड़ो; સિન્ધી ओरहो, ओड़ो.

આ ચાર વ્યુત્પત્તિસૂચનાઓની પરસ્પર ન્યૂનાધિક યોગ્યતા તપાસિયે; પ્રથમ લઈશું:--

(क) रेसिं. કેટલાંક વર્ષો પ્હેલાં 'વસન્ત' માસિકમાં આપેલા એક લેખમાં મ્હેં આ વ્યુત્પત્તિ, માત્ર પ્રશ્ન રૂપે, સૂચવી હતી.[૯૪] આ વ્યુત્પત્તિના પક્ષને અનુકૂલ મુદ્દાઓ આ છેઃ –

(૧) रेसिं હેમચંદ્રે ( ૮-૪-૪૨૫માં ) આપેલ છે અને रहि કે रहइ હેના સમયમાં દશ્યમાન નથી; આ रहइ શબ્દ मुग्धावबोध औक्तिक ( वि. सं. १४५० ) ના સમયમાં પૂર બ્હારમાં જોવાય છે. रहइं, આથી, વચ્ચેના ત્રણ સૈકાઓમાં ઉદય પામ્યો હોવો જોઇયે, અને અન્ય કોઈ શબ્દ ઉપલબ્ધ ન હોઇને, रहइंનો ઉદ્ભવ रेसिमांથી થયો હોવો જોઇયે.

(૨) स નો ह સ્હેલાઇથી થાય. वसन्तविलास ( वि. सं. १५०८)માં रेसि છે (કડી ૧૪) તેમ જ रहइ પણ (કડી ૭૨માં) છે એ હકીકત આ વ્યુત્પત્તિની વિરુદ્ધ જાય એમ માનવું અનિવાર્ય નથી. જનક અને તજ્જન્ય શબ્દોની હાવી સહસ્થિતિ અસામાન્ય નથી.

(ख) रक्षित. આ વ્યુત્પત્તિ રાવ બહાદુર કે. હ. ધ્રુવે વિશિષ્ટ કારણો દર્શાવ્યા વિના જ નોંધી છે.[૯૫] હેમણે સમર્થક વિચારતત્ત્વ એક જ આગળ ધર્યું છે તે એ કે रक्षित એ શબ્દ ચતુર્થીતત્પુરુષ સમાસના ઉત્તરપદ તરીકે આવતાં શબ્દોમાંનો એક છે.

આ દલીલ મ્હને બહુ નિર્બળ લાગે છે. गोरक्षितम्નો અર્થ "ગાયો માટે રાખેલું" થાય, પણ रक्षितनुं આ સ્થાન પ્રત્યયમાં ચતુર્થીનો અર્થ શી રીતે સંક્રાન્ત કરે એ સમજાતું નથી. ઉપરાંત, ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિયે रक्षितમાંથી रहइनો ઉદ્ભવ સાધવામાં સફળતા મળે હેવું નથી, જો કે रक्खिअ, रखिअ, रहिअ, रहइ એ શક્ય ક્રમો છે. પણ रहइंનો અન્ત્ય અનુસ્વાર આ શબ્દમાં સપ્તમીના કે તૃતીયાના અર્થનો સૂચક છે અને આ વ્યુત્પત્તિમાં એ અર્થ આણી સકાતો નથી.

---

૯૪. જુવો વિ. સં. ૧૯૭૦ના કાર્તિક માસનો અંક, પૃ. ૫૫૪, નોંધ ૬

૯૫. જુવો હેમની ભાલણકૃત कादम्बरी, પૂર્વભાગ, ઉપરની ટીકા (પૃ. ૨૭૦, પંક્તિ ૪-૬).

૪. પ્રાચીન ગુજરાતી-વિ. સં. ૧૫૫૦ થી વિ. સં. ૧૬૫૦;

૫. મધ્યમ ગુજરાતી-વિ. સં. ૧૬૫૦ થી ૧૭૫૦;

૬. અર્વાચીન ગુજરાતી-વિ. સ. ૧૭૫૦ અને તે પછી.

આ યુગવિભાગો સંપૂર્ણતઃ અન્યોન્યવ્યાવર્તક દૃઢમર્યાદ વિભાગો છે હેવો અભિપ્રાય નથી. ભાષાનો સ્વભાવ જ હેવો છે કે એક યુગમાંથી અન્યમાં ક્રમે ક્રમે દૃઢ મર્યાદારેખા વિના સંક્રાન્ત થાય. અન્ય પક્ષે, હુ તેઓમાનો એક નથી જેઓ પોતાની માતૃભાષાની ભક્તિના અયોગ્ય અતિરેકથી દોરાઈને ગુજરાતી ભાષાનો આરંભ હેમચંદ્રના સમય જેટલો વ્હેલો થયો એમ દાવો કરે છે. પ્રાચીન યુગોના ભાષાનમૂનાઓ પ્રત્યે દૃષ્ટિપાત કરવાથી જ ખાતરી થશે કે એ પૂર્વકાલીન ક્રમોની ભાષાને ગુજરાતી નામ આપિયે તો ઔચિત્યનો ધૃષ્ટ વ્યતિક્રમ થાય. એ ધોરણે તો એથી પણ પૂર્વે જઈને કોઈ આદ્ય પ્રાકૃતને, અરે સંસ્કૃતને અને વૈદિક ભાષાને પણ, ગુજરાતીનું નામ આપવાની ઇચ્છા કરે! આ મ્હારો દલીલ અન્તિમ કોટિની—છેક રદ્દામા છેડાની—છે, પણ ભાષાભક્ત પંડિતોએ સ્વીકારેલ દૃષ્ટિબિંદુ કેટલું અસંભવિત અને અ-યુક્તિયુક્ત છે એ દર્શાવવા માટે જ હું એ દલીલ કરું છું. કોઈપણ ભાષા એક ક્ષણે શરૂ ન થાય, એક કૂદકાભેગી અસ્તિત્વમા ન આવી જાય, એ સ્પષ્ટ છે. મ્હેં ઉપર અંકિત કરેલા સમયવિભાગો જોતાં જણાશે કે આપણી અર્વાચીન ગુજરાતીનો આરંભ લગભગ વિ. સં. ૧૭૫૦ થી થયો છે. છતાં વિ સં. ૧૫૫૦ અને ત્યાર પછીના સમયની ભાષાને ગુજરાતી નામ આપવામાં વાંધો નથી, જો કે એમ કરવામાં એ નામની અર્થમર્યાદા કૈંક શિથિલ કરવી પડે. આપણે કરેલી સમીક્ષાના યુગનિર્ણાયક પ્રકાશમાં તપાસતાં સર. રા. ગો. ભાંડારકરે વ્યક્ત કરેલો મત,[100] ગુજરાતી પૂરતો તો, ભાગ્યે જ સ્વીકાર્ય જણાય; એઓ કહે છે.:

"અર્વાચીન લોકભાષાઓ દશમા સૈકાના અરસામાં પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પામવા લાગી એમ જણાય છે" મરાઠીભાષા ઈ. સ ૧૨૦૬ના તામ્રપત્રમાંના લેખમાં હેના વિશિષ્ટ સ્વરૂપમાં ("in its specific character") પ્રકટ થાય છે એમ એઓ કહે છે[100] મરાઠી વિશેના આ મતમાં કેટલી યથાર્થતા છે એ સાથે અહિં આપણે લેવા દેવા નથી. વિશેષમાં ડૉ. ભાંડારકર કહે છે કે ઈ. સ. ૧૨૦૦માં થઇ ગયેલા ચંદની કૃતિમાં હિંદી પોતાના વિશિષ્ટ રૂપમાં દેખાય છે[100] પણ આપણે જાણિયે છિયે કે ચંદને નામે ચડેલો પૃથ્વીરાજ રાસા ધૃષ્ટ ઉપકૃતિ છે હેવું કવિરાજ શ્યામલદાસે[101] સિદ્ધ કર્યું છે. કવિરાજ શ્યામલદાસના એ લેખનો કોઇએ વિરોધદર્શક ઉત્તર આપ્યો હતો એ મ્હારા લક્ષની બહાર નથી, પણ મ્હારો હેવો મત છે કે એ ઉત્તરથી કવિરાજની દલીલના પાયાની કાંકરી પણ હલાવી સકાઇ નથી. આથી એ મતને હું અદ્યાપિ ખરો માનું છું.

---

૧૦૦ હેમનાં ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો, પૃ. ૩૦૨-૩૦૩.

૧૦૧ જુવો J. A. S Beng. (બંગાળની એશિયાટિક સોસાયટીનું પત્ર) પુ. ૫૫, ભાગ ૧, નં ૧, ઈ. સ. ૧૮૮૬. પૃ. ૫ થી ૬૫.

# વ્યાખ્યાન ૫ માનાં પરિશિષ્ટો

## પરિશિષ્ટ (૧) લક્ષ્મીધરનો સમય.

આ ગ્રન્થના પૃષ્ઠ ૩૧ મે મ્હેં કહ્યું છે કે લક્ષ્મીધર સોળમા સૈકાના મધ્યમાં થઈ ગયો. એ કથન કરવામાં મ્હેં શ્રી. ક. પ્રા. ત્રિવેદીએ षड्भाषाचन्द्रिकानी પ્રસ્તાવનામાં કરેલા અનુમાનનો કે આશંકા વિના આધાર લીધો હતો; હેનો મ્હને ખેદ થાય છે, કારણ કે ક. પ્રા. ત્રિવેદીની તર્કસરણિની જરા પરીક્ષા કરી હોત તો હેની અયથાર્થતા મ્હને દેખાઈ હોત. હેમની દલીલ નીચે પ્રમાણે છે.

" લક્ષ્મીધરે પોતાની કૃતિ ત્રિવિક્રમના ગ્રન્થને આધારે રચી છે અને આ બંનેમાંથી મલ્લિનાથના પુત્ર કુમારસ્વામીએ પોતાના रत्नापणમાં અવતરણો આપ્યાં છે. મલ્લિનાથ સોળમા સૈકામાં હતો કારણ કે હેનો એક શ્લોક ઇ. સ. ૧૫૩૨ના શિલાલેખમાં આવે છે " (પ્રસ્તાવના પૃ. ૧૭).

આ તર્કસરણિ દેખીતી સદોષ છે. મલ્લિનાથના પુત્રે લક્ષ્મીધરમાંથી અવતરણ આપ્યું એ હકીકત લક્ષ્મીધરને મલ્લિનાથના પુત્રથી, મલ્લિનાથથી પણ, પ્હેલાંનો ઠરાવે. પણ મલ્લિનાથ અને લક્ષ્મીધર સમકાલીન કદાચ હોય તો પણ ૧૫૩૨માં મલ્લિનાથના શ્લોકનું અવતરણ અપાયું એ આધારે મલ્લિનાથનો (કયો છે ત્હેવો) સમયનિર્ણય ન થઈ સકે. કોઇ પણ માણસ પોતાથી શૈકાઓ પૂર્વના લેખકમાંથી પણ અવતરણ આપી સકે.

પણ વસ્તુતઃ મલ્લિનાથનો સમય ઈ. સ. નો તેરમો સૈકો હતો હેવું સનિદર્શન બતાવાઈ ગયું છે./ મેમેલ દુકુ પૃ. ૧૮૯ મે કહે છે —

" વિ. સં. ૧૨૯૮. મલ્લિનાથના પુત્ર, સરસ્વતીતીર્થ નામથી काव्यप्रकाशના ટીકાકાર, નરહરિનો જન્મ. " અને આધાર ટાંકયો છે P. R. 1-25 અર્થાત્ સંસ્કૃત હસ્તલિખિત પ્રતો વિશે પિટર્સનનો પ્રથમ અહેવાલ, પૃ ૨૫. પિટર્સને નરહરિના પૂર્વજોનું સંપૂર્ણ નામવર્ણન હેની काव्यप्रकाशની ટીકામાં આપ્યું છે એ અનુસાર આપ્યું છેઃ નરહરિનો પિતા મલ્લિનાથ, હેનો પિતા નરસિંહભટ્ટ, હેનો પિતા વત્સગોત્રિય રામેશ્વર. નરહરિનો જન્મ આ પ્રમાણે દર્શાવ્યો છેઃ

८ ९ २ १
सवसुग्रहहस्तेन ब्रह्मणा समलङ्कृते ।
काले नरहरेर्जन्म कस्य नासीन्मनोरमम् ॥

( શબ્દોની ઉપર અંકો મ્હેં મૂકયા છે ).

અર્થાત્ વિ. સં. ૧૨૯૮ =ઇ. સ. ૧૨૪૨ એ નરહરિનું જન્મવર્ષ. એ વર્ષમાં મલ્લિનાથનું વય ૨૫ થી ૩૦ વર્ષનું હોતું જોઇયે, એટલે હેનો જીવનકાળ તેરમા સૈકાની મધ્યમાં મૂકવો પડે. લક્ષ્મીધરનો સમય ઇ. સ. ૧૨૪૨થી કમમાં કમ થોડાંક વર્ષો પ્હેલાંનો તો ગણવો જ પડે. આથી હું સોળમા સૈકાના મધ્યને બદલે તેરમા શૈકાનો પ્રથમપાદ કહું. આથી હેમચંદ્ર અને લક્ષ્મીધર વચ્ચે લગભગ એક સદીનું અંતર રહે; કારણ કે શાસ્ત્રી व्रजलाल कालिदासના गुजराती भाषानो इतिहास પૃ. ૪૦ અનુસાર હેમચંદ્રે અપભ્રંશવ્યાકરણ વિ. સં. ૧૧૬૮ ( ઈ. સ. ૧૧૧૨)માં રચ્યું હતું.

(ग)-(૧) અને (૨) આ બે વ્યુત્પત્તિયો ડૉ. ટસિટોરીએ સૂચવી છે,[૯૬] અને થોડાક વિવેચન પછી હેમણે (૧)નો ત્યાગ અને (૨)નો સ્વીકાર કર્યો છે છેવટ એ (૨)ને વળગી રહ્યા જણાય છે.[૯૭]

આ બેમાંની (૧)ને અને હેમાંના બે વિકલ્પોમાંથી સપ્તમી અર્થકેને હું रहइनी ઉત્તમ અને સંભાવ્યતમ વ્યુત્પત્તિ તરીકે લેશ પણ સંકોચ વિના પસંદ કરું છું. એ બધાં અપેક્ષિત તત્ત્વો પૂર્ણ પાડે છે-तेह रहइ (तस्य अर्थे) જેવા પ્રયોગોમાંનો સપ્તમી અર્થ, અને સરલ ધ્વનિશાસ્ત્રાનુરૂપ ઉત્ક્રમ; अर्थके, अरथइ-अरहइ-रहइ.

નં-(૨) ક્લિષ્ટ છે અને रहइनું જે ખરું અર્થતત્ત્વ છે તે તાદર્થ્યનો અર્થ હેમાંથી સંતોષકારક રીતે નીકળતો નથી આથી, જો રેસિની સંભવિતતા ઓછી મનાય તો, अर्थकेने रहइना મૂળ તરીકે સ્વીકારવાની મ્હારી વૃત્તિ થાય છે.

આ પ્રમાણે, तेह रहइ=तस्य अर्थं એ પ્રમાણે, रहइनो ચતુર્થી-અર્થ હેની વ્યુત્પત્તિમાં સૌથી વધારે બંધ બેસતો થાય છે, અને એથી ચતુર્થી હેનો પ્રાથમિક અર્થ છે. ષષ્ઠી અર્થ અલ્પમાત્ર વિચારપલટાથી સુલભ છે. આ પષ્ઠીઅર્થનો વિકાસ તે પ્રાકૃત અને વૈદિક સંસ્કૃતના ચતુર્થીને અર્થે ષષ્ઠીના રૂઢિસંમત પ્રયોગથી તદ્દન ભિન્ન ઘટના છે. એ પ્રાચીન રૂઢિમાં તો માત્ર એક વિભક્તિનું સ્થાન અન્ય વિભક્તિરૂપ લે એટલી જ ઘટના છે, હેમાં रहइમાં થાય છે તેવું વિભક્તિપ્રત્યયના અર્થનું પરિવર્તન નથી થતું.

છેલ્લી કસોટી (घ)ની, એટલે કે વિશિષ્ટ સમયભાગના લક્ષણભૂત વિશિષ્ટ શબ્દપ્રયોગોની, મ્હારી પરીક્ષા અહિં પૂરી થાય છે.[૯૮]

---

૯૬. જુવો હેમનો "ગુજરાતી અને મારવાડીના ચતુર્થી અને ષષ્ઠી પ્રત્યયોનો ઉદ્ભવ" એ લેખ, J. R. A. S. ઈ. સ. ૧૯૧૩, પૃ. ૫૬૪-૫.

૯૭. જુવો હેમની "નોટ્સ" § ७१, (૬); એ નોટ્સ ઉપર જણાવેલા લેખની પછી લખાઈ હતી અને એ હેમાં માત્ર (૨) રજૂ કરે છે અને (૧)નો તો કંઈ જ ઉલ્લેખ કરતા નથી

૯૮. એ સત્તર પ્રયોગવિશેષો સર્વસમાવેશક નથી, એ આપણી પ્રયોજનસિદ્ધિ માટે ઉપયોગી પ્રકટતર લક્ષણો છે ઉપરની પરીક્ષામા જેનો સમાવેશ ન થયો હોય હેવા, ઓછા મહત્ત્વના, અન્ય લક્ષણો હોઈ સકે. હેવું એક ખાસ દ્યોતક હોઈને નોંધું છું. એ છે સંયુક્ત વાક્યોમા પક્ષવિકલ્પ સૂચવતો કે-કેનો પ્રયોગ જે અંગ્રેજીના રૂઢિપ્રયોગ "either-or" જેવો છે. હાવો પ્રયોગ અર્વાચીન ગુજરાતીમા અપરિચિત છે. હું થોડાક દાખલા આપું છું --

(क) कै आ वन छही जा परो कै युद्ध करवा सज था खरो. નયસુંદરકૃત નળદમયંતીરાસ, ૧-૨-૪૪ (વિ. સં. ૧૬૬૫);

(ख) हीया भीतरि दव बले धूया न परगट होय
कै हु जणु रे सखि कै जिणि लाया सोय (ઉક્ત ગ્રંથ, ૫, દુહો ૩, આનંદકાવ્ય મહોદધિ પુ. ૬નું પૃ. ૨૨૭);

(ग) सोवु ममने रेवि वस्तु नाव्य न सत लाधं नं अरत
कै तूटे कै अटे न आव्य श्रमा हरि अर्थे हडियु काव्य (અખો છપ્પા, प्रतीतिअंग, છપ્પો ૫. વિ. સં. ૧૬૭૧ થી ૧૭૩૧);

**मुख्य कसोटीओनो उपयोग अने गुजराती भाषानी अन्योन्यभिन्न युगोमां व्यवस्था**

ઉપર જેની મ્હેં સમીક્ષા કરી છે તે સમગ્ર સાહિત્યવિસ્તારને આ સર્વે કસોટીઓથી તપાસતાં ઈ. સ. ૧૯૧૫માં[૯૯] પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે મ્હેં આપેલા ભાષણમાં જે યુગવિભાગો સૂચવ્યા હતા તે જ યુગવિભાગો સ્વીકારવાની મ્હારી વૃત્તિ રહે છે. એ યુગવિભાગો આ પ્રમાણે છે.—

१. અપભ્રંશ-વિ. સં. ૯૫૦ પર્યંત;

૨. મધ્યમ-અપભ્રંશ-વિક્રમ સંવતના તેરમા સૈકા પર્યંત;

૩. અન્તિમ અથવા ગુર્જર-અપભ્રંશ (ડૉ. ટેસિટોરીની "પ્રાચીનપાશ્ચાત્ય રાજસ્થાની)" } વિ. સં. તેરમા સૈકાથી વિ. સં. ૧૫૫૦;

---

(घ) एक वानु नृप मागिये रे,—के सुत के प्रासाद (हीरविजयसूरिरास, પૃ. ૯૭, કડી ૧૨૯) }

(ङ) के तूटे के अडे न आडय (અખો છપ્પા, २११)

(च) के आळसे के क्रोध थयो ( „ „ ६६५)

આ के-केનો પૂર્વગામી પ્રયોગ कान्हडदेप्रबन्ध (વિ. સં. ૧૫૧૨)માં મળે છે:—

[१] लेइ भेटि कइ मिलवा आवे कइ पुरुखारथ दाखे। कइ ताहरु भलपण जाणीसिइ घर आपणपू राखे। [१-११५-११६]

[२] कइ तोनगिरु पालहु प्राणि कइ अह्म आयुध नाखु [२- ७]

[३] कइ अह्म आवि करे सिलाम कइ प्राणि छडाविसु ठाम [३-३]

[४] कइ कुयर वीरमदे वरु आमतात। कइ नथि मरू

[५] कइ मइ मन्मथ दुभव्यु कइ हू निर्गुणनारी [३-१२८]

[६] कइ जीवे सुरताण कि कइ रण जीपइ मालदे [४-११७]

[७] कि छडइ कि पडशि भीख [विमलप्रबन्ध ५-७२]

[८] कि विधवा कि दाशि कि दारिद्रिणी दुःखणी [वि. प्र ५-१]

સત્તરમા સૈકાના પશ્ચાર્ધમાં અને અઢારમાની પ્હેલી પચ્ચીશીમાં જ આ के-के જોવામાં આવે છે; અર્થાત્ હેનો પ્રચાર અલ્પાવધિ હતો. અને હવે તો હેને સ્થાને कां-कां, કે का तो-का तो વપરાય છે (દા. ત. का जीववु का मरवु, અથવા का तो जीववु का तो मरवु). આ काની વ્યુત્પત્તિ સં. किम्‌ના અપભ્રંશવિકાર काइમાંથી સાધ્ય છે. के (=અથવા) એ રૂપ એક પ્રકારે कानुं રૂપાન્તર છે. कां (કાઠિયાવાડી)=કેમ ? પણ એ જ કુલનું સંતાન છે. બધાંની ઉત્પત્તિ સં. किम्‌માંથી છે. આ બધી હકીકત લક્ષમાં રાખતાં, कां तो-का तो ને બદલે क्या (क्हा) तो નો કેટલાક પ્રયોગ કરે છે તે ખોટો અને વર્જ્ય પુરવાર થાય છે આ પ્રયોગ સુરતી અને ભરુચી લોકો સમજભૂલથી કરે છે, કારણ કે એઓ क्हाનો ઉચ્ચાર क्हां કરતાં હોઇને का અશુદ્ધ માની લે છે અને હેનો, શુદ્ધીકરણના ખ્યાલથી, क्यां ઉચ્ચાર કરે છે.

૯૯. પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલમાં આપેલ એ ભા[illegible] પૃ [illegible]

# પરિશિષ્ટ [૨]

પૃ ૬૬

(क) સંસ્કૃતાનુસારી કર્મણિપ્રયોગરચનાના દાખલાઓમાં ઉમેરોઃ--

(૮)-૧ तु मोकलियो छे मुज नाथि (નયસુંદરકૃત नलदमयन्तीरास, ૫-૩-૫૧)

(૯) प्रियवदनि ! हु ताहरे काज

*मोकलियो छे नलमहाराज.* (એ જ ગ્રન્થ, ૫ ૩-૫૭)

(१०) सा कन्याए हु पूछियो ( ,, ,, ૨-૧-૧૪)

(११) हु भणाव्योछु भूदरे (પ્રેમાનંદકૃત अभिमन्यु आख्यान, वि. सं. १७२७)

(१२) पूरव पुण्य पसाउते में पाम्यो तु कांत

( નયસુંદરકૃત रूपचदकुँवररास, ૪, ચોપાઇ ૧૭ અને ૧૮ની વચ્ચેનો દુહો)

(१३) पहिलु राइ हूं अवगणिउ (कान्हडदे प्रबन्ध, १-२५)

(१४) ए चतुराई शीखी किहां (નયનસુંદરકૃત नलदमयन्तीरास, ૬-૧૭૮)

નોંધ:—

(૧) ઉદાહરણ (૯)માં हुं मोकलियो छे એ રચનામાં ખરી રચના हु मोकलियो छु થી વિલક્ષણ પ્રગતિ જણાય છે. જો છે એ छुને બદલે પાઠદોષ ન હોય તો આ અન્વય આધુનિક પ્રયોગ म्हने मोकल्यो छे સુધી પ્હોચવાનું પગથિયું ગણાય

(૨) ઉદાહરણ (૧૪). દમયન્તી નળને કહે છે ' ए चतुराई-त्हमे क्यहां शीखी ' જેમાં त्हमे તૃતીયા વિભકિતનુ રૂપ છે; અર્વાચીન સમાનાર્થક પ્રયોગ છે त्हमे क्यहां शीख्या જેમાં त्हमे પ્રથમા વિભકિતમા છે. આ પ્રયોગ બીજા બધાથી ભિન્ન છે, કારણ કે અહિં शीखी કર્મણિપ્રયોગ છે પણ અર્વાચીન પ્રયોગ त्हमे शीख्यामा शीख्या કર્તરિ થાય (=शिक्षितवान्)-કેમકે शिक्ष्=શિખવવું (વૈદિક), કર્તા પ્રથમામાં અને કર્મ [પ્રત્યયરહિત] દ્વિતીયામાં એ વ્યવસ્થા છે; જ્યહારે ઉદાહરણ [૧૩]ને અર્વાચીન રૂપે આપિયે તો राये मने अवगण्यो થાય, જેમાં ક્રિયાપદ કર્મણિપ્રયોગના રૂપમાં રહે છે, કર્તા કર્તૃવાચક તૃતીયામા છે [राये], અને કર્મ ने-પ્રત્યયયુક્ત દ્વિતીયામાં આવે છે, છતાં હેનો લિંગવચન અન્વય કર્મણિ ભૂતકૃદંતની જોડે જ જળવાઈ રહે છે [ જુવો ઉપર हु सुख पाम्यो વિશે વિવેચન, પૃ. ૬૭].

[ख] ગુજરાતીમાં અન્તે नार વાળું કૃદન્ત [ ०अनकार,०अणहार,०अनआर,०नार ] કોઈ વખત ભવિષ્યકાળના પૂર્ણક્રિયાપદ તરીકે વપરાય છે, દા. ત ए घर जनार छे. આ પ્રયોગ મનોવ્યાપારની દૃષ્ટિયે સંસ્કૃત तृजन्त ભવિષ્યકાળ ગન્તાને મળતો છે, જો કે વ્યુત્પત્તિમાં બંને ભિન્ન છે.

# પરિશિષ્ટ [૩]

પૃ. ૯૮ મે ભણીની નીચે ઉમેરો:—

[ह]-१ जीर्ण पढवा मी भणी [ભાલણકૃત कादंबरी પૃ. ૧૬ પં. ૧૧]

[ड]-२ भावी भणी तेहनी मीटि न चढिउ [,, ,, પૃ. ૨૨ પં. ૧૧]

[ढ] कहि रे श्यामा श्या भणी नयणि भरि छिनीर (એ જ ગ્રંથ, પૃ. ૪૦ પં. ૧૬)

[ण] धन नवि खरचइ लोभी भणी [ ,, ૩-૭૪]

[त] राती दिवस रलइ घर भणी [ ,, ૩-૧૨]

[थ] तव वेताल कहे स्या भणी वात कहो विक्रम तेह तणी (वेतालपचवीशी, કડી ૧૭૫).
માટેનો પણ હેવો પ્રયોગ થયો છે:-

मित्र माटइ...गूझनी वात काही [ડૉ. જોહાનિસ હેર્ટેલ સંપાદિત पचाख्यान वार्तिक, પૃ. ૧૬, પં. ૧૧]

અહિં 'મિત્ર હતો, માટે' એ અર્થ છે.

# પરિશિષ્ટ [૪]

## નોંધ (क)

પૃ ૬૪ અને ૭૮ आयृथी थतुं કર્મણિરૂપ. આ રૂપમાં [ या=જવુંમાંથી સાધ્ય ] य् એજ કર્મણિ અર્થનું સાધક તત્ત્વ છે, आ નહિં, એ મ્હારા મતે એક બે ગંભીર વાંધાઓનો સામનો કરવો પડશેઃ बोलाइ, कराइ જેવાં રૂપો[1] વિક્રમ સંવતના સોળમા શૈકા જેટલી પ્રાચીન કૃતિયોમાં ઉપલબ્ધ છે; જ્યહારે इयइ સ્થાને आयनું આગમન ડૉ. ટેસિટોરીએ અને મ્હેં સિદ્ધરૂપ ગુજરાતીના ખાસ જમાનાનું લક્ષણ ગણ્યું છે. વળી, કોઈ દલીલ કરે તો ખોટી ન ગણાય કે, बोलाइમાંનો इ વસ્તુતઃ વર્તમાનકાળ, તૃ. પુ. એકવચનના तिनो પ્રતિનિધિ છે, અને આ इ પ્રતિસંપ્રસારણથી य બનીને અર્વાચીન રૂપ बोलाय અર્પે છે; આ પ્રમાણે જોતાં કર્મણિરૂપના यના મૂળ તરીકે અહિં याનો અવકાશ નથી.

હું માનું છું કે આ વાંધાઓના જવાબ હું આપી સકું એમ છું. પ્રથમ, આ પ્રાચીન રૂપ बोलाइ પ્રાચીનતર કૃતિયોમાં પ્રમાણમાં વિરલ છે; બીજું; આ बोलाय રૂપને હું હાવી ક્રમપરંપરા દ્વારા સાધું છુંઃ—

बोलायइ [बोलाइइ], बोलाई, बोलाइ, बोलाय.

કારણ કે જેમ એકતઃ बोलीयइ [बोलीइइ] बोलीइ [સંપ્રસારણથી य નો इ] એ વિકાસક્રમ આપણે જોઈયે છિયે તે પ્રમાણે, અન્યત, बोलायइ, [बोलाइइ] बोलाई, बोलाइ, बोलाय [બીજા ક્રમમાં य નો इ અને છેલ્લા ક્રમમાં પાછો इ નો य] હેવો વિકાસક્રમ જોઈ સકાય છે; પ્રથમ શ્રેણિમાં य् પૂર્વે રહેલો इ તેમ જ બીજી શ્રેણીમાંનો आ બંને આગમો છે, અને य એ કર્મણિ-સાધક या [=જવું]નો પ્રતિનિધિ છે. જ્યહારે बोलियइ રૂપે, बोलिये બનવા સાથે જ, પોતાનો કર્મણિ તૃ. પુ. અર્થ તજી દીધો અને પ્ર. પુ. એકવચન વર્તમાનકાળ રૂપનો ધર્મ સ્વીકાર્યો ત્યહારે જ ભાષાએ એ રૂપને કર્મણિ પ્રયોગમાંથી વર્જી દીધું અને आ-આગમયુક્ત રૂપ बोलाय હેને સ્થાને સ્થાપ્યું. ઉપર પૃ. ૭૭ મે આપેલી (૧) થી [૯] સુધીની આખી શૃંખલાની અન્યોન્યસંગતિરૂપ એકતા જળવાઈ રહે છે એ વસ્તુસ્થિતિ મ્હારા મતના આ બચાવનું અધિકતર સમર્થન કરે છે.

પૃ૪-૬૫ પડેલા પરિચ્છેદની પ્હેલાં, ઉમેરો

સ્વરાન્ત [आ, इ, ए, ओ અન્ત્ય હોય ત્હેવા] ધાતુઓમાં, તળ ગુજરાતમાં વપરાતી આજની ગુજરાતી ભાષામાં, आय् પ્રત્યયની પૂર્વે [ઉચ્ચારસુખની ખાતર] व् આગળ મૂકાય છે એ લક્ષમાં આવ્યું હશેઃ અને ઉપર જણાવેલાં ઉત્તર ગુજરાતમાં વપરાતાં રૂપોમાં र् આગળ આવે છે તે આ व् આગમ ઉપરાંતનો છે એ પણ જોયું હશે.

---

૧. દાખલા તરીકેઃ—

तिणि अवसरि गूजरधर राइ सारंगदे नामे बोलाइ।
(कान्हडदे प्रबन्ध, १-१२ ) વિ. સં. १५१२

## નોંધ (ख)

પૃ. ૭૭.

करिज्जइ [प्रा.] करियइ [અપભ્રંશોત્તર] એ બે રૂપોની વચ્ચેના ક્રમો करीजइ, करीयइ હેવા હતા એમ હું માનું છું. જો એ બરાબર હોય તો करियइ રૂપમાંના य પ્હેલાંના इ ને આગમ ગણવો યથાર્થ છે? કેમ કે એ બીજા ક્રમના ई નું માત્ર લઘૂકરણ લાગે છે. પરંતુ करिज्जइમાંનો મૂળ इ આગમ હતો એ નિ:સંદેહ છે; क्रियते [સં]માં પણ એમ જ છે, અને આ કારણે અન્તિમ ક્રમમાંના इ ને આગમ કહેવો તે તદ્દનખોટું નથી.

इज्ज અને इय વચ્ચેના સંબન્ધ પરત્વે ડૉ. ટેસિટોરીનો પણ એ જ મત છે-"नोट्स," §૧૩૧. મ્હારો મતભેદ એક જ મુદ્દા પર છે, હેમને મતે जતો य થયો તે માત્ર લેખકે કરેલા અક્ષરફેરનું પરિણામ છે, આ મત હું સ્વીકારી સકતો નથી.

## વ્યાખ્યાન ૫

### ગુજરાતી ભાષાનો ઇતિહાસ

### હેની ઉત્ક્રાન્તિ (ચાલુ)

### (ખંડ ૨)

गुजराती विभक्तिप्रत्ययो; व्युत्पत्ति.

આ વ્યાખ્યાનના પ્રથમ ખંડમાંના પૂર્વગામી વિવેચન દરમ્યાન ગુજરાતી વિભક્તિ પ્રત્યયોની ચર્ચા કરી છે, પણ તે પ્રસંગ પૂરતી હતી. હવે હું પ્રત્યયોની વિશિષ્ટ દૃષ્ટિયે, વિશેષતઃ હેની વ્યુત્પત્તિને અનુલક્ષીને, મીમાંસા કરીશ.

પ્રથમ પ્રથમા વિભક્તિ લઇયે. બાહ્યાકારે આ વિભક્તિનો રૂપનિર્દેશક કોઇ પ્રત્યય નથી, અને એ વસ્તુસ્થિતિને અન્તિમ તત્ત્વ તરીકે આપણે સ્વીકારી લઇ સકિયે. પણ ઓકારાન્ત નામો અને વિશેષણ વિશે મ્હેં અગાઉ જે કહ્યું છે[1] ત્હેનું ત્હમને હું સ્મરણ કરાવીશ મ્હેં કહ્યું છે કે ઘોડો રૂપપ્રકાર 'અઉં' જેવા પ્રથમા એકવચનનું રૂપ છે પણ જાણે કે આશુ આરતથી, હેણે પ્રકૃતિભૂત શબ્દનું કે પ્રાતિપાદિકનું સ્થાન લીધું છે. એ જ કથન पाणु, साधु વગેરે उ-કારાન્ત શબ્દોને પણ આવશ્યક ફેરફાર સાથે લાગુ પડે છે.

गुजरातीमा नामनु प्रातिपदिक

ગુજરાતીમાં સાધારણ રીતે, પ્રથમા એકવચન જ શબ્દપ્રકૃતિ તરીકે સ્વીકાર પામ્યું છે; તેથી બીજા વિભક્તિ પ્રત્યયોનું વ્યુત્પત્તિદૃષ્ટિયે પરીક્ષણ કરતા પ્હેલાં, આ મુદ્દાનો પરામર્શ કરવો અનુકૂળ પડશે. કોઇવાર સંસ્કૃત પ્રથમા એકવચન, કોઇવાર ગુજરાતી પ્રથમા એકવચન, અને વળી કોઇવાર સંસ્કૃત પ્રાતિપદિક ગુજરાતીમાં પ્રાતિપદિક બને છે એ નોંધવું જોઇયે. જેમ કે घोडो (ગુજરાતી પ્રથમા એકવચન), राजा (સંસ્કૃત પ્રથમા એકવચન,) અને हरि (સંસ્કૃત પ્રાતિપદિક) ગુજરાતી પ્રાતિપદિકના પ્રતિનિધિયો છે. નીચે આપેલી વર્ગીકૃત વ્યવસ્થા વસ્તુસ્થિતિનો ખ્યાલ દૃષ્ટિમાત્રથી આપશે.

---

૧. વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૨૧૬ છેલ્લો પરિચ્છેદ.

પ્રાતિપદિક તરીકે

| ગુજ: પ્રથમા એક. | સં. પ્રથમા એક. | સં. પ્રાતિપદિક |
|---|---|---|
| ઘોડો | राजा | हस्त |
| हाथ | भगवान् | हरि |
| चन्द्रमा | जगत | भानु |
| यश | करी | |
| पानुं | पिता | |
| | माता (સ્ત્રી.) | |
| | कर्ता | |

એ તો જોઈ સકાશે કે ગુજરાતી રૂઢિ પ્રમાણે राजन् કે चन्द्रमस् કે यशस् પ્રાતિપદિક ન બની સકે, અને એથી આત્મન્‌નો જેવાં રૂપઘડતરને શુદ્ધ ગુજરાતી નહિં સ્વીકારે.

પ્રથમા સિવાયના વિભક્તિરૂપમાં આ પ્રાતિપદિકમાં વિકૃતિ થઈને અંગ બને હેવું તો ઘોડો અને પાનુ એ શબ્દપ્રકારોમાં જ બને છે; હેનો અન્ત્ય-સ્વર બદલીને આ થાય છે (ઘોડાનુ, પાનાનુ ઇત્યાદિ); બાકીના શબ્દો પ્રથમેતર વિભક્તિપ્રત્યયોની પૂર્વે અવિકૃત રહે છે.[२]

[ ગુજરાતીમાં અને મરાઠીમાં પ્રથમા સિવાયનાં વિભક્તિરૂપોમાં લક્ષ્યયોગ્ય અન્યોન્ય વિરોધ જોવામાં આવે છે. ગુજરાતીમાં પ્રથમેતર વિભક્તિમાં ઓકારાન્ત પ્રાતિપદિકના ઓ નો આ થાય છે અને અકારાન્ત પ્રાતિપદિક અવિકૃત રહે છે, પણ મરાઠીમાં પ્રાતિપદિકના અન્ત્ય અ નો આ થાય છે, અને આ બદલીને या બને છે. જેમકેઃ–

| ગુજરાતી પ્રાતિપદિક | પ્રથમેતર વિભક્તિ માટેનું અંગ | મરાઠી પ્રાતિપદિક | પ્રથમેતર વિભક્તિ |
|---|---|---|---|
| ઘોડો | ઘોડા ( ए-ने-थी-मां ) | घोडा | घोड्यास, घोड्याला घोड्याचा. |
| देव | देव ( ने-थी-नु-मां ) | देव | देवाला-देवास-देवाचा. |

મરાઠીમાં ઈ–કારાન્ત શબ્દોની પ્રથમેતર વિભક્તિમાં પણ या થાય છે; पाणी-पाण्याने, पाण्याचे ઇત્યાદિ. મરાઠીમાં નામની પછી हा સર્વનામનાં, બહુવચનમાં હેનાં, વિભક્તિરૂપો મૂકવાની રૂઢિ આજે પણ છે, અને આ સર્વનામનો પ્રથમેતર વિભક્તિના અંગવિકારક આની સાથે સંધિ થતાં या નીપજે છે, દા. ત. रामचन्द्र विष्णु गोडबोले + ષષ્ઠી પ્રત્યય એટલે °गोडबोले ह्यांचे (याचे) થાય; આ ઘટનામાં મરાઠી આકારાન્ત અને ઈકારાન્ત શબ્દોમાં થતા या-રૂપવિકારનું મૂળ રહેલું જોઈ સકાય છે. કેળવણી ખાતું નવું નવું હતું ત્હારે નવરચનામાં અગ્રણીભૂત જે મરાઠી વિદ્વાનોએ ગુજરાતી પાઠ્યપુસ્તકો અને વ્યાકરણો રચ્યાં હતાં તેમની અસર નીચે આવેલા, તેમ જ આજના વડોદરાના

२. આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૨૧૬, છેલ્લો પરિચ્છેદ.

લેખકોની અસર તળે આવેલા, ગુજરાતી લેખકો પણ આ સહાયકાપેક્ષ રૂપરચનાની રીત સ્વીકારે છે, જે તદ્દન અ-ગુજરાતી છે હાલા લેખકો आनन्दशंकर ध्रुवे रच्यु એમ લખવાને બદલે आनन्दशंकर ध्रुव एओए रच्यु લખે.]

પ્રથમા-ભિન્ન વિભક્તિયોની અને હેની વ્યુત્પત્તિની ચર્ચામાં ઊતરતાં પ્હેલાં હું ગુજરાતીમાં સંબોધકરૂપનો વિષય ચર્ચીશ.
सबोधकविभक्ति

ગુજરાતીમા સંબોધનવાચક વિભક્તિનો પ્રત્યય નથી; ફક્ત (क(अक)-અન્ત્યવાળા સં. શબ્દોમાથી ઉદ્ભવેલાં) અન્તે ओ અથવા उं હોય હેવાં નામોના અન્ત્ય સ્વરનો સંબોધક વિભક્તિમા आ થાય છે.-

(૧) घोडा ! वेगे दोडजे पलाणशे मुज कथ

(२) देडका ! देडका ! न्हानु सरखु तु ते कूदी कूदीने केटलु कूदीश ?

અકારાન્ત શબ્દો સંબોધક વિભક્તિમાં અવિકૃત રહે છે —

(૧) अरे राम ! शुं करु ?

(२) नाथ ! जागो, नाथ ! जागो, वाणी द्यो आश्वासनी.

(નરસિંહરાવ ભોળાનાથકૃત नूपुरझकारमां महाभिनिष्क्रमण કાવ્ય)

એ જ પ્રમાણે બીજા (अ કે आ સિવાયના) સ્વરો જેમને છેડે હોય હેવા શબ્દો પણ સંબોધનમાં અવિકૃત રહે છે:—

(૧) राजा ! त्हारी आण जग आखामा वर्तती.
(२) पिता ! त्हने शुं कहु वारवारे ?
(३) हरि ! हरि ! आ शुं थयु ?
(४) हे साधु ! तु धर्मथी चळीश नहिं.

ગુજરાતી સંબોધક રૂપોની જોડે મરાઠીનાં અને હિન્દીનાં હેવા રૂપોની સરખામણી કરવા જેવી છે:

મરાઠી:—

(૧) बाळया ! तुला काय सांगु ? (પ્રાતિપદિક-बाळा)
(२) देवा हो ! जय देवा हो ! ( „ -देव)
नाथा हो ! दीननाथा हो ! ( „ -नाथ)
(३) रामा ! रामा ! रघूत्तमा ! रामा ( „ -राम અને रघूत्तम)
(४) कपीन्द्रा ! सुखी आहे कीं सद्गुणतरु वा राम (પ્રાતિપદિક कपीन्द्र)

આ પ્રત્યયના હું ત્રણ વર્ગો પાડીશ: (૧) નુ વર્ગ, (૨) ए વર્ગ અને (૩) એકલ પ્રકારનો વર્ગ.

(૧) નું વર્ગમાં દ્વિતીયા, ચતુર્થી અને ષષ્ઠીના પ્રત્યયો આવે છે.

(૨) ए વર્ગમાં તૃતીયાનો ए અને સપ્તમીનો ए આવે.

(૩) આ ત્રીજા વર્ગમાં પંચમીનો थी અને સપ્તમીનો मा રહેશે.

આ વર્ગીકરણનાં કારણો વિવેચન દરમ્યાન સ્પષ્ટ થશે.

નું વર્ગ — આ વર્ગનું અધિષ્ઠાન ષષ્ઠીનો નું પ્રત્યય છે; કારણ કે ચતુર્થીનો ને પ્રત્યય ષષ્ઠીના નું અને સપ્તમીના ए નું સંયોજન માત્ર છે, જેની પછી हिते કે अर्थे જેવા અર્થનો કોઈ શબ્દ અનુક્ત રહે છે, આ શબ્દ સપ્તમી વિભક્તિમાં હોય છે તથા ષષ્ઠી પ્રત્યય લાગેલા આગલા શબ્દોનો વિશેષ્ય હોય છે. દાખલા તરીકે:—

(क) ब्राह्मणने गाय आपो એ વસ્તુતઃ ब्राह्मणने [हिते, अर्थे] गाय आपोनुं સંક્ષિપ્ત રૂપ છે;

(ख) राजाने गमी राणी, ते छाणा वीणती आणी, અહિં राजाने એટલે राजाने [मने]=રાજાના મનમાં, કે હેવું કાંઈ વચન અપેક્ષિત છે.

(ग) यशोधरा राणीने कुँवर सांपड्यो; અહિં राणीने ( हितार्थे કે હેવો કોઈ શબ્દ ) હોય, હેને બદલે राणीने પ્રયોગ કરાયો છે; તે જ પ્રમાણે वाणियाना छोकराने रस्तामांथी हीरो जड्यो હેમાં छोकराने એટલે छोकराने ( लाभार्थे ) કે હેવો કોઈ શબ્દ હોય.

(घ) गुरु शिष्यने खीजे छे એ गुरु शिष्यने ( अर्थे ) खीजेछे હેનું સંકુચિત રૂપ છે, જેમાં अर्थे લાભ નહિં, સામાન્ય પ્રયોજન સૂચવે છે.

(ङ) आधळाने मार्ग बतावो એ आंधळाने [ हितार्थे ] मार्ग बतावो નો સંક્ષેપ છે.

(च) मोहनलाल मास्तरे मगनियाने सात सोटीओ मारी, અહિં मगनियाने માર મળે છે તે ગમતી નહિં પણ અણગમતી વાત છે, છતાં માર ખાનારને એ શિક્ષાનો "લાભ" મળે છે વિપરીત લક્ષણાથી; એથી, मगनियाने એટલે मगनियाने (अर्थे).

(ख) અને (घ) માં ક્રિયાપદને દ્વિકર્મક ગણિયે તો આ દ્વિતીયા વિભક્તિ ઠરી એમ કેટલાક કહેશે પણ સૂક્ષ્મતાથી જોઇયે તો હાવા પ્રયોગમાં गौणकर्म છે તે सम्प्रदान જ છે; शिष्यने धर्म उपदेशेछे, અથવા छोकराने मार्ग कहेछे, એ વાક્યમાં ખરું જોતાં ને પ્રત્યય યુક્ત શબ્દ એ વ્યાપારના લાભ લેનારનો, કૈંક મેળવનારનો, અર્થાત્ સંપ્રદાનનો વાચક છે. તેજ રીતે पापीने पश्चात्ताप थाय छे, छोकराने पथरो वाग्यो, राणीने बहु दुःख थयु હેવાં વાક્યોમાં, ઝીણવટથી જોતાં પ્રહીતૃભાવના ( લેનારપણાના ) અર્થની વિવિધ સૂક્ષ્મ છાયાઓ પ્રકટ થશે, જે સંપ્રદાનની અને ચતુર્થી વિભક્તિની ભૂમિકા છે.

ને વાળા ચતુર્થીના રૂપનો વિલક્ષણ પ્રયોગ પ્રેમાનંદે કર્યો છે, અને ત્હાં ને નો ને માટે, ે અર્થ હેવો અર્થ થાય છે:—

તે માટે તેને તેડો વીર, **ભોજનને** લાવો મંદિર ( સુભદ્રાહરણ, પં. ३९० ).

અહિં ભોજનને=ભોજનને માટે.

જમવાને બોલાવો, ન્હાવાને પાણી આપો–એ પ્રયોગમાં હેત્વર્થકૃદન્ત છે એટલે તફાવત છે, જો કે મૂલ ભૂમિકા એની એ જ છે–ને માટે અર્થની

સુભદ્રાહરણમાં આ પ્રયોગ વારંવાર આવે છે. થોડાક વધારે દાખલા ટાંકું છું:–

મારે તો તેને તેડવો **ભોજનને** ઘર માંહ ( પં ૪૫૧ );

તમ પાસે રાખો **સેવાને** હું દાસ રે ( પં. ૧૫૧૭ );

ભોજન પ્રાત **ભિક્ષાને** લાવ્યા ( પં. ૧૫૭૧ )

અર્જુન **મૃગયાને** ગયા ( પં. ૧૬૨૯ )

નળાખ્યાનમાં પણ હેનો દાખલો મળે છે:

શકે તે નળ **વિષ્ટિને** આવ્યા (નળાખ્યાન ૨૨–૯);

બેઠી દમયન્તી ગુધાવા, **સ્વયંવર** ને સાતરી થાવા ( એ જ કાવ્ય, ૨૦–૨)

શીલવતીનો રાસ (વિ. સં. ૧૭૦૦)માં સૂતો **નિદ્રાને** સથ [ ૪–૫–૭ ] હેવો પ્રયોગ છે (નિદ્રાને =નિદ્રાને માટે એ અર્થમા) એ જોતાં જણાય છે કે પ્રેમાનંદના સમયમાં આ પ્રયોગપ્રકાર વ્યાપક પ્રચારમાં હોવો જોઇયે.

---

[1] હાવા અર્થના આ પ્રત્યયમાંથી નુ વર્ગના બીજા પ્રત્યયમાં, એટલે દ્વિતીયા વિભક્તિના ને પ્રત્યયમાં, એક ડગલે જ પ્હોંચી જવાય છે. ગૌણકર્મમા અંતર્ગત રહેલો સંપ્રદાનભાવ કર્મના સ્થાને અલક્ષ્યક્રમે સરકી જાય છે, અને અંતે જેમાં સંપ્રદાનના અર્થનો સંપૂર્ણ અભાવ હોય, ફક્ત કર્મના જ અર્થે–કર્મત્વે બિનહરીફ સત્તા જમાવી હોય, હેવા રૂપો ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે પેલા भिखारीए राजकुमारीने छजामा ऊभेली दीठी એ વાક્યમાં राजकुमारीने રૂપમાં સંપ્રદાન અર્થ બિલકૂલ નથી; એ ચતુર્થી વિભક્તિ નથી પણ શુદ્ધ દ્વિતીયા છે કારણ કે राजकुमारीने એ જોવાની ક્રિયાનું કર્મ છે. ત્હેમ છતાં પણ, ને પ્રત્યયની જોડે લેનારપણાનો ભાવ દર્શાવનારા, અને राजकुमारीने એ કર્મ અને दीठी એ ક્રિયા એ બે વચ્ચેની કડી બનનારા, કોઈ શબ્દનુ સંયોજન થયું અને હેના અવશેષરૂપે આ દ્વિતીયાનો ને પ્રત્યય રહ્યો એમ માનવુ યોગ્ય છે. આ રીતે દ્વિતીયાનો ને એ ચતુર્થીના ને નું ઉત્તર-પરિણામ છે. આ વાતની દૃઢ અને પ્રબળ પ્રતીતિ માટે હેની સ્હામે વિભક્તિપ્રત્યય-રહિત શુદ્ધ કર્મવાચક રૂપો મૂકીને સરખાવી જુવો હુ **रोटलो** खाउछु; भाई **चोपडी** वाचेछे, આ વાક્યમા रोटलो, चोपडी એ શુદ્ધ કર્મવાચક દ્વિતીયા વિભક્તિના દાખલા છે; એ खाउं छुं, वाचुं छु નાં કર્મ છે; હેમાનો મૂલ દ્વિતીયા પ્રત્યય अम् (સં.) અપભ્રંશ અને અપભ્રંશોત્તર વિકાસક્રમે લુપ્ત થયો છે. ( આ પ્રત્યયલોપમાં અન્ત્ય क વાળા નપુંસકલિંગના શબ્દો અપવાદ છે કેમ કે ત્હેઓ અન્ત્ય अउं માં क જાળવી રહ્યા છે, દા. ત. सचउं, नकउं. )

હિન્દી —

(१) अरे लाले मनसुखे ( પ્રાતિપદિક लाला અને मनसुखा )

(२) भाल तिलक अरु न्पकी

नाथ ! तुमि जानत हो सबकी [ ,, नाथ ]

[३] नाथ ! कैसे गजको बंध छुडायो [ ,, नाथ ]

[ નોંધ —અપભ્રંશમાં નામોના અન્ત્ય અનો સંબોધનમાં તેમ જ પ્રથમામાં આ થાય છે —

સંબોધન—ढोल्ला मइं तुहुं वारिआ मा कुरु दीहा माणु

પ્રથમા—ढोल्ला सामला धण चंपावण्णी

આધુનિક કવિતામાં [ અને કોઈવાર ઉદાત્ત ગદ્યમાં ] નીચે પ્રમાણે અપવાદ જોવાય છે —

[क] અન્ત્ય અને સંબોધનમાં લંબાવીને આ કરવામાં આવે છે, જે સંભવત મરાઠી રૂઢિનું અનુકરણ છે,

અને [ख] જેને અન્તે अन्, आ [સ્ત્રી] इ [પુ] ई [સ્ત્રી.] અને उ [પુ] હોય એ પ્રકારના શબ્દોના સંસ્કૃત સંબોધનરૂપનો પ્રયોગ કરવામાં આવે છે, જેમાં ઉદ્દેશ ધાર્મિક અને હેવા લખાણોને શિષ્ટ, સંસ્કૃત-તુલ્ય, ગૌરવ અર્પવાનો હોય છે

દાખલાઓ —

(क) ના—

(१) अनाद्यन्ता ! देवा ! अनुपम अविद्या थकी परा !

( ભોળાનાથ સારાભાઈ કૃત ईश्वरप्रार्थनामाळा, अंक १ )

(२) सुंदर शिव मंगल गुण गाउं ईश्वरा !

( નરસિંહરાવ ભોળાનાથકૃત हृदयवीणानु પ્રથમ કાવ્ય )

સંબોધનમાં अ લંબાઈને થતો आ પ્રાચીન ગુજ. કવિયોમાં પણ છે; નરસિંહ મ્હેતા જેટલા જૂના કાળથી મળે છે –

(१) जागरे जादवा कृष्ण गोवालिया (भक्ति ज्ञानना पद, १४ प १)

(२) ऊठय ऊनावळो चालय ने विठला ( ,, ,, १७ प १)

(३) पवन तुं, पाणी तु भूमि तु भूधरा ( ,, ,, ४० प ३)

દયારામમાં પણ મળે છે -

(४) भक्तिथी हीन हु दीन दामोदरा )

(५) मेरोनी भूधरा रक जाणी म्हने [नीति भक्तिनां पद २१९]

હું હેને અપભ્રંશ રૂઢિનો અવશેષ-માનું છું, જે મરાઠીમાં અદ્યાપિ રહ્યો પણ ગુજરાતીમાં લુપ્ત થયો, પણ ફરી પાછો સંભવતઃ ભોળાનાથ સારાભાઈએ પ્રાર્થનામાળા લખી એ અરસામા, ચાલુ થયો–[અપભ્રંશના લક્ષણરૂપે નહિં પણ મરાઠીના સ્પષ્ટ અનુકરણરૂપે]. કાવ્યરચનામા આ તત્ત્વ આકર્ષક બન્યું જણાય છે.

પ્રેમાનંદને નામે ચડેલ हरिश्चंद्राख्यानમાં અન્ત્ય ન નો णा પ્રથમા એકવચનમાં પણ થતો જોવાય છે.–

एह मरुयाता एह क्षाता ( કડવું ૨૭, કડી ૪૩)

[ख] માં–

(૧) हे परमात्मन् ! ताऊ कीर्तन तारी स्तुति अमे शु करी सकिये ?
[ ભોળાનાથ સારાભાઈ કૃત ઈશ્વર પ્રાર્થનામાળા, અંક ૨૧, ગદ્યપ્રાર્થના ]

[૨] ते अधकार महिं ऊडुं ऊंडु निहाळे, ऊडे बळे निरखती रही शु तु बाळे
( નરસિંહરાવ ભોળાનાથ કૃત हृदयवीणा, પૃ. ૧૪, કડી ૪, પં. ૪ ]

(૩) कृपानिधे सन्मति नित्य आपो ( ઈશ્વરપ્રાર્થનામાળા, અંક ૧૨)

[૪] क्षमा देवि ! क्षमा देवि ! शापो दे मुज मस्तके [ નરસિંહરાવ ભોળાનાથ કૃત हृदयवीणा, પૃ. ૨૨, કડી ૨૧ ]

(૫) उपासु तने प्रेमथी हु प्रभो हे [ ઈશ્વરપ્રાર્થનામાળા ]

સંસ્કૃત સંબોધનાર્થ રૂપના આ પ્રયોગનો કોઈવાર, સંસ્કૃત વ્યાકરણના અપરિચયને લીધે, હાસ્યજનક અતિરેક થઇ જાય છે, જે નીચેના દાખનામાં જોઇ સકાશે –

विधाते गेची ए तव सुतनु ! आछा रस रूपे, समर्पेलु लेजे जीवन रसळोळे अनुपमे !
( ન્હાનાલાલ દ. કવિકૃત इन्दुकुमार नाटक, ૧; ૨, પૃ ૨૬ )

અહિં ભૂલ થવાનું કારણ હાનુ છે ગુજરાતી પ્રાતિપદિક વિધાતાનો જન્મસંબંધ સંસ્કૃત વિધાતૃ શબ્દ જોડે છે, અને વિધાતૃનું સંબોધન વિધાત થાય, વિધાતે નહિં, એ સત્ય પ્રત્યે દુર્લક્ષ રહ્યુ તેથી કવિયે એ શબ્દને પણ माला, बाला વગેરે જેવો આકારાન્ત સંસ્કૃત શબ્દ ગણી લેવાની ભૂલ કરી.

प्रथमा सिवायनी कारक-विभक्तियोना प्रत्ययो, वर्गीकरण.

હવે આપણે ગુજરાતીના પ્રથમા (અને સંબોધન) સિવાયની વિભક્તિયોના પ્રત્યયોનો વિચાર કરી સકીશું. એ પ્રત્યયો આ છે -

| વિભક્તિ–અર્થ | વિભક્તિ | પ્રત્યયો |
|---|---|---|
| કર્મવાચક | દ્વિતીયા | ने |
| કરણ કે-કર્તૃ–વાચક | તૃતીયા | ए |
| સંપ્રદાનાર્થ | ચતુર્થી | ने |
| અપાદાનાર્થ | પચમી | थी |
| સ્વામિત્વાદિસંબધવાચક | ષષ્ઠી | नो–नी–नु |
| અધિકરણાર્થ | સપ્તમી | ए–मा |

આ પ્રમાણે ને ( દ્વિતીયાનો, મર્યાદિત અંશે ) અને ને ( ચતુર્થીનો ) એ .તો ષષ્ઠી પ્રત્યય નુ નાં સંતાનો છે તેથી આપણે માત્ર ષષ્ઠીના નું પ્રત્યયની જ વ્યુત્પત્તિ જોવી રહે છે. આ નું सबन्धिन् અર્થના અપભ્રંશ तणમાંથી નીકળ્યો છે એ નો સર્વપક્ષસંમત[3] વાત છે ( सि. हे. ૮-૪-૪૨૨ ).

षष्ठी प्रत्यय 'नु' नी व्युत्पत्ति

પણ ડૉ. ટેસિટોરી ચતુર્થી પ્રત્યય નેના પ્રભવ પરત્વે પોતાનો મતભેદ[4] પ્રકટ કરે છે, અને સ્વીકૃત મતનો અસ્વીકાર કરીને હિંમતભર્યો તદ્દન નવો જ મત આગળ કરે છે. હેમનાં જેવા સમર્થ અને વ્યુત્પન્ન પંડિતને ન્યાય આપવા માટે હેમના મતનું સંપૂર્ણ પરીક્ષણ કરવું જોઇયે. હેમનો મત આ પ્રમાણે છેઃ–

डॅा. टेसिटोरीना मतनु कथन, परीक्षण अने निरसन

(क)–(૧) ચતુર્થી પ્રત્યય ને નો ઉદ્દ્ભવ પ્રા. પા. રાજ. માં " પાસે, " " કનેથી " ના અર્થમાં વારંવાર મળતા कन्हइ–कन्हिमांથી થયો છે, અને આ कन्हइ સં. कर्णमांથી સાધ્ય છે; અર્થપ્રાપ્તિ સં. अधिकर्णे (ઋગ્વેદના अधिकर्णम्) ના સાદૃશ્યાધારે થઈ છે. કાનનો પ્રદેશ, અને પછી કાનની નિકટ=કાનની પાછળ, પાછળથી; .

(૨) આ " નિકટ " અર્થ અને ચતુર્થીના અર્થ વચ્ચે ભ્રમ થયો હતો.

આ અર્થભ્રમના નિદર્શક ઉદાહરણો હેમણે આપ્યાં છે,

" પાસે "નો અર્થઃ–

(૧) मिथ्यादृष्टि लोक **कन्हइ** श्रावकि वसिवउं नहीं

(२) चतुरक **कन्हि** पूछइ वनधणी

(३) इन्द्र मागइ जिन **कन्हइ** दक्षिणा ए

ચતુર્થી વિભક્તિનો અર્થ;–

(४) आवइ तिहा **कणि** ( એ ત્હાં આવે છે )

(५) भगवन्त **कन्हइ** आवी कहइ ( ભગવંતકને આવીને )

(६) स्त्रीपुत्रादिक **कन्हइ** जइ ( સ્ત્રીપુત્રાદિક કને જઇને )

---

૩. ભાંડારકર વિલ્સન ભાષાશાસ્ત્ર વિષયક–વ્યાખ્યાનો, પૃ. ૨૫૭, મધ્યભાગ; બીમ્સ પુ. ૨, પૃ. ૨૮૮; અને LSI ( ભારતીય ભાષા સમીક્ષા ) પુ. ૯, ભાગ ૨; પૃ ૭૨' ન્હાના અક્ષરે છાપેલ પરિચ્છેદ. ડૉ. હૉર્નલે नो–नी–नु ને किण્માથી સાધે છે ( J A.S. Bengal, પૃ. ૧૨, ભાગ ૧, પૃ. ૧૪૨ અને એ પ્હેલાંના પૃષ્ઠો ), આ વ્યુત્પત્તિમા બીજલાઘવનો ગુણ છે, કારણ કે એક જ ધાતુ कृમાંથી હિંદી का, રાજસ્થાની रो, બંગાલી र, અને ગુજરાતી नो એ બધા પ્રત્યય સધાય છે. પણ સર્વમાન્ય બનેલા तण ને અવગણી સકાય નહિં.

૪. હેમની " नोट्स " § ૭૩ (૫) અને J. R. A. S. ઈ. સ. ૧૯૧૩, પૃ. ૫૫૩ થી શરુ થતો હેમનો " ગુજરાતી અને મારવાડીમા ચતુર્થી અને ષષ્ઠી પ્રત્યયો " એ લેખ

(ख)-(१) कन्हइ-नइ ના બે અર્થ થતા હતા; (૧) ચતુર્થી, [૨] કર્તૃવાચક; પ્રા. પા. રાજ. માં નइનો કર્તૃત્વનો અર્થ ન્હોતો, એ ત્હાર પછી આવ્યો. હેમણે F 700 ના પૃ. ૧૦ માંથી એક દાખલો ટાંક્યો છેઃ

आदीश्वर नइ दीक्षा लीधी जाणी [=આદીશ્વરે...લીધી]....

(૨) કર્તૃવાચક અર્થ ચતુર્થીનું નહિં પણ પંચમીનું સંતાન છે.

હેમણે આપેલાં કારણોઃ-

(क) પંચમી અર્થે कन्हइना પ્રયોગનાં ઉપર આપેલાં ઉદાહરણો;

(ख) मइ बाप (क)न्हइ सामलिउं, मइ गुरु (क)न्हइ दीक्षा लीधी જેવા વાક્ય પ્રયોગોનો વિચાર કરીશું તો સમઝાશે કે હેમાંથી बाप नइ कहिउं, के गुरु नइ दीक्षा लीधी એમ કેટલી સ્હેલાઇથી થઈ સકે. વિશેષમાં, ડૉ. ટેસિટોરી ઉમેરે છે કે,-ખરી વાત એ છે કે मइ गुरु (क)न्हइ दीक्षा लीधी એ વાકયમાં તત્ત્વતઃ બે કર્તાઓ છે જેમાંનો વ્યાકરણ પ્રમાણેનો કર્તા मइ તે માત્ર દેખાવનો છે પરંતુ બીજો, गुरु, (क)न्हइ, ખરો કાર્ય કરનારો છે;

અને (૩) कन्हइ શબ્દ नइ નો મૂળશબ્દ છે એ મતનું નિર્ણાયક પ્રમાણ જેને પોતે માની લે છે હેવું પ્રમાણ દર્શાવવાને पचाख्यानમાંની એક ચોપાઇનો એક પાદ ટાંકે છેઃ

वाटइँ **नइँ** एक निरमल नीर

" વાટ અને એક નિરમલ નીર (વાળું સરોવર હતું)."

આ દલીલોથી પોતે નીચેની બાબતો પૂરવાર કરી છે એમ માને છેઃ-

(૧) नइँ એ कन्हइँના જેવું સપ્તમીનું નામ છે.-આ માટે એમણે કારણ એ કહ્યું છે કે જો नइँ એ ષષ્ઠીનો પ્રત્યય नो ( <नउ ) હોય તો એ શબ્દથી છૂટો ન લખાય;

(૨) એ ખરેખરો post-position-અનુગામી શબ્દ-છે, કેમકે જો એ જેને લાગ્યો છે એ નામ સાથે જોડાઈ ગયો હોય તો એ નામનું સપ્તમીનું રૂપ ન થાય;

અને (૩) જેમ ઉચ્ચ હિન્દીમા પુરુષવાચક સર્વનામના તૃતીયાના રૂપની પછી કર્તૃત્વવાચક ने મૂકાય છે ( मइनइ=मैंने-ગુજ. म्हैं ), તે જ પ્રમાણે આ नइँ પણ પુનરુક્તિ કરીને વાપરી સકાય હેવો છે, અર્થાત् नइँની જે વિભક્તિ છે ત્હેની તે વિભક્તિમા રહેલા શબ્દની પછી એ મૂકી સકાય હેવો છે.

(ग)-१ ષષ્ઠી પ્રત્યય नो. ડૉ. ટેસિટોરી કહે છે કે नो [ ષષ્ઠી પ્રત્યય ] तणउમાંથી ન આવ્યો હોય, કારણ કે

(૧) મૂર્ધન્ય વ્યંજન દન્ત્ય બની જાય એ માટે કાંઇ શકય કારણ નથીઃ

અને (૨) નો એ માત્ર ગુજરાતીનો જ પ્રત્યય છે, રાજસ્થાનીની જે પ્રાદેશિક બોલીઓમાં तणा અને (क)नइ અને વિદ્યમાન છે એ બોલીઓમા આ પ્રત્યય ઉપલબ્ધ નથી.

આ દલીલોને આધારે હેમણે નિર્ણય સ્થાપ્યો છે કે

[क] नो પ્રત્યય [क]न्हइ-(ka) n (h) ai-પઠી નો છે, કારણ કે જે ભાષામાંથી ગુજરાતી અને રાજસ્થાની બંને જન્મી છે હેમાં [क]न्हइ હતો એ નિ:સંશય છે;

અને [ख] नइ અને नउ બંને સહોદર છે, અને नइમાંથી नउ નીકળ્યો છે, नउમાંથી नइ નથી નીકળ્યો.

[ नइ નો ષષ્ઠી અર્થ દર્શાવવા માટે ડૉ. ટેસિટોરીએ એક પાદનોંધમાં આ ઉદાહરણ આપ્યું છે: " भगवंत नइ तेरमउ भव " ' ભગવંતનો આ તેરમો ભવ છે. ) "

(ग)-૨ પ્રા. પા. રાજ. કવિતામાં સ્વામિત્વ વિવક્ષિત હોય ત્હારે तणउ વપરાય છે, પણ સ્થાન કે સેવાકાર્યનો સામાન્ય અર્થ આવી જતો હોય ત્હારે नउ વપરાય છે, અને આ અર્થોમાં [ સ્થળ, ઉત્પત્તિ, કર્તૃત્વ એ અર્થોમાં ] સાધારણતઃ कन्हइ પણ વપરાય છે; એ વસ્તુસ્થિતિમાં ડૉ. ટેસિટોરી પોતે આપેલી कन्हइ-नइમાંથી नो એ વ્યુત્પત્તિનું સમર્થન સાધે છે. ( तणउ અને नउના પ્રયોગના દાખલા હેમણે આપ્યા છે). હાવું અર્થસામ્ય છે તેથી नउ એ कन्हइનો ગોત્રજ છે હેવો નિર્ણય એઓ કરે છે.

ए मतनी परीक्षा अने हेतु निरसन — હવે આપણે આ બધા પક્ષ-વાદની અને એ માટેની દલીલોની પરીક્ષા એકૈકશઃ કરીશું:-

[क] कन्हइની कर्णમાંથી વ્યુત્પત્તિ પ્રયોજનપર્યાપ્ત ભૂમિકા તરીકે સ્વીકારિયે; વૈદિક अपिकर्णम् જોડેનું સાદૃશ્યદર્શન કદાચ કેંક આછું પાતળું જણાશે. એ જે હોય તે-પણ [૨]માં જે કથન કર્યું છે, કે આ " પાસે " ના અર્થનો ચતુર્થીના અર્થરૂપે ભ્રમ થયો હતો, એ તો સાચું માની સકાતું નથી. ઉદાહરણો જોતાં, ખાસ તો [૧], [૩], [૪], [૫], અને [૬] ઉદાહરણો જોતાં, ચોખ્ખું દેખાઈ આવે છે કે कगि અને कन्हइ " પાસે " એ અર્થ ચોખ્ખેચોખ્ખો દર્શાવે છે. ફક્ત ઉદાહરણ (૨)માં कन्हि અર્થ પરત્વે જેમાં સરકીને ભળી જતો જણાય છે. આ આકસ્મિક ઘટનાયોગને ગંભીર શંકાની દૃષ્ટિથી જેવો યોગ્ય છે, કારણ કે યોગ્યતર વ્યુત્પત્તિના સ્વીકારનાં અને આ વ્યુત્પત્તિના પરિત્યાગનાં કારણો છે, જે અહિં આગળ ઉપર બતાવું છું. कनइ-कन्हइમાંથી, આદ્ય અસ્વરિત શ્રુતિનો લોપ થવાથી ने-नइ નીકળ્યા એમ ડૉ. ટેસિટોરી માને છે; આ આપાતરમણીય છે, પણ મ્હેં દર્શાવેલાં કારણોને લીધે મ્હારે મૂલ-શબ્દનો જ અસ્વીકાર કરવો પડે છે.

ख (१) અને (૨). આ તો આપણી કલ્પના પાસે બહુ વધારે પડતી આશા રાખે છે. આ દલીલ દૂરાકૃષ્ટ છે. ઉપરાંત ડૉ. ટેસિટોરીએ જે અર્થકરણની રીત રજૂ કરી છે હેમાં લેનાર-દેના-

૧૯૬ આખો સંબંધ ઉલટાવી દેવામાં આવ્યો છે. કારણ કે લેવુની ક્રિયાનો કર્તા મઇ (હું) છે, ગુરુ નથી, ગુરુ તો દેવુની [ દીક્ષા દેવાની ] ક્રિયા કરનાર છે. અહિં આપણે લેવુ અને દેવુ એ બે ક્રિયાઓ વચ્ચે, અથવા ખરી રીતે લેનાર અને દેનાર વચ્ચે, જબરો ગોટાળો થયેલો જોઈએ છિયે.

(૩) (૧), ( ), (૩)—

ડૉ. ટેસિટોરી આ આખી વિચારણામાં માર્ગ ભૂલ્યા છે. પુરુષવાચક સર્વનામ જુદી જ કક્ષામાં છે. નામને આ પ્રકારે બેવડો વિભક્તિ પ્રત્યય ન જ લાગી સકે. વળી (૨) અને (૩) અન્યોન્યવિરોધી છે. પણ ડૉ. ટેસિટોરીની સૌથી મ્હોટી ભૂલ હેમણે पच्चाख्यानमांनी [वाटइ नइं एक निरमल नीर એ] પંક્તિમાંના नइने कन्हइमांथी આવેલો પ્રત્યય માની લીધો એ કારણે ઊપજી "હ હાવો અર્થ કરવાથી "વાટે નજીક એક નિરમલ નીર" એ વાક્યમાં વિચારોનું સુસંગત અનુસંધાન જ આવતું નથી. આ દોષના નિવારણ કાજે હેમને, કંઇ પણ આધાર વિના, આ પંક્તિને સાર્થ કરવાને 'સરોવર' આણી મૂકવું પડ્યું છે. આ બધો પરિશ્રમ અનાવશ્યક છે. કારણ કે અહિં नइथी નદી સમજવાની છે; "વાટે નદી એક નિર્મલનીર" એ અર્થ છે. नइ ના इ ઉપર અનુસ્વાર ભૂલથી મૂકાયો છે. મ્હેં તા. ૯મી માર્ચ ૧૯૧૯ ને રોજ એક ખાનગી પત્ર લખીને આ અર્થ ડૉ. ટેસિટોરીના લક્ષમાં આણ્યો હતો, અને આ પંક્તિની આગળની અને પાછળની પંક્તિ, હેમાં 'સરોવર'ના અર્થનો કોઈ શબ્દ આવે છે કે નહિં તે જોવા માટે, લખી મોકલવા કહ્યું હતું; અને હેમણે તા. ૨૧મી માર્ચ ૧૯૧૯ને દિને લખેલા ઉત્તરમાં ઉદારભાવે પોતાની ભુલ સ્વીકારી હતી. હેમણે લખ્યું હતું:—

"ત્હમે ખરા છો. ત્હમે ટાંકેલા વાક્યમાં नइ શબ્દ નદી અર્થે છે; ત્રણ પંક્તિયો પછી નદી કાંઠે શબ્દો આવે છે એથી એ સ્પષ્ટ થાય છે. नइ ઉપર અનુસ્વાર છે તેથી મ્હારી ભૂલ્ય થઇ હતી, અને મ્હારી એ ભૂલ્ય પ્રત્યે ત્હમે મ્હારું ધ્યાન દોર્યું એથી હું બહુ ખુશી થયો છું."

આ પ્રમાણે આ એક ભૂલ્યના પાયાપર ઊભી કરેલી ઈમારત તૂટી પડે છે.

(क)–૧–(૧) णनो પાછો न થાય છે હેના કેટલાક દાખલાઓ મ્હેં આપ્યા છે.

(यौवन (સં., जोव्वण (પ્રા.) जोबन (ગુજ.); स्तन (સં.), थण (પ્રા.), थान ગુજ. વગેરે વગેરે).[૫]

(૨) આથી જો કોઇ વાંધો રજૂ કરવાનો ઈરાદો હોય તો વસ્તુતઃ હેમાં કાંઇ સામર્થ્ય નથી. બધી બોલીઓમાં બધીએ વિશિષ્ટતા હોવી જોઈયે, હેનું કાંઈ કારણ નથી. ગુજરાતીમાં तणोमांथी नो ઉદ્ભવ્યો, ત્હારે બીજી બોલીઓમાં तणो કે नइ શબ્દો રહ્યા.

ડૉ. ટેસિટોરીના નિર્ણયોઃ—

(ख) અને (ख),

नो (ka)–n(h)a–i (कन्हइ–नइ) પછી પ્રચારમાં આવેલ છે એ ખરું; પણ હેનો અર્થ એમ નહિં કે नो નો ઉદ્ગમ कन्हइ नइमांथी થયો હતો. नइ અને नउ સહોદર છે એમ કહેવામાં ઘણું ઘણું સિદ્ધવત માની લેવું પડે છેઃ नइ कन्हइमांथी આવ્યો હોય (જો કે ગુજરાતી ચતુર્થી પ્રત્યય ને હેમાંથી નથી આવ્યો),

૫. જુવો આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૧૭૮–૧૭૯; તેમ જ પૃ. ૩૬૦–૩૬૨

कीरति कान्हडदेह એ જ ગ્રંથ, ૧–૧)–(કાન્હડદે + ह ષષ્ઠી પ્રત્યય); पराधाने सामग्री दीठी कटकह तणी अपार (એ જ ગ્રંથ ૧–૪૪). (ષષ્ઠીનો ह પ્રત્યય कटक ને तणीથી જોડે છે, तासतणामांना सની માફક જ). આ સહસ્થિતિ અપભ્રંશોત્તર કાળમાં ઉપલબ્ધ છે. વિકાસની ક્રમિકતા આ રીતે સૂચવાય છે:—

૧ (आ) ह, માગધીમાં, अस्व ને બદલે–कम्माह, (कर्मणः कम्मस).
सि. हे. ૮–૪–૨૯૯.
૨ आहँ માગધીમાં ષષ્ઠી બહુવચન અર્થે, सि. हे. ૮–૪–૩૩૮.
૩ सु–हो–स्सु સંસ્કૃત स्यને બદલે, અપભ્રંશમાં, सि. हे. ૮–૪–૩૩૮.
૪ ह ષષ્ઠી બહુવચન અર્થે, અપભ્રંશમાં; सि. हे. ८–૪–૩૩૯.

આ રીતે स्य–स्स (आ)स–स–ह અને બહુ० (आ)ह–हं (એકવચન પ્રત્યય स्स–स ના સંક્રમ-ણથી), એ *ષષ્ઠી પ્રત્યયની સંજ્ઞા હતી. વ્યાકરણોમાં हो આપ્યો છે પણ સાહિત્યમાં ह વપરાય છે,* દા. ત. हउं सिज्जउं तउ केहिं पिअ दुहु पुग अन्नह रेसि म्मै (सि. हे. ૮–૪–૪૨૫ ના ઉદાહરણ તરીકે અપાયેલી) પંકિતમાંના अन्नह (સં. अन्यस्य) રૂપમાં ह છે. વળી જુવો कान्हडदेप्रबन्ध, ૧–૨૪૧. **सविकह हइयहि हास न माय.**

આ (समांથી ઉદ્ભવેલા) हના પ્રાણધ્વનિનો કાળક્રમે ક્ષય થયો, અને એકલો अ મરવાનેજ યોગ્ય હતો. આથી तणने પોતાની સત્તા જમાવવા માટે મુક્ત અવકાશ મળ્યો, અને આ तण ક્ષીણ થઈને (અણ–અન દ્વારા)नु બન્યો. જે तण વિગ્રહક્ષમ વિશેષણતુલ્ય શબ્દાનુગ તરીકે મુખ્ય શબ્દને છેડે, પોતાની અને એ શબ્દની વચ્ચે રહેલા કડી જેવા स (સં. स्य)ની મદદ લઈને, લાગ્યો હતો તે तण એ શબ્દાને રહેલ કડીને, सને, દબાવી દઈને છેવટે પોતેજ પ્રત્યયનું સ્થાન પચાવી બેઠો. હેવી આ तणनी છલનીતિનો ઉલ્લેખ મ્હેં આગળ કર્યો જ છે.[૮] અન્યનું સ્થાન પચાવી પાડવાના આ દુષ્કર્મની શિક્ષા તરીકે આ तणને જ ક્ષય લાગુ પડ્યો અને ક્ષીણ થતો થતો એ છેવટે नु રૂપે માત્ર એક અવિગૃહ્ય પ્રત્યય બની ગયો. આ આક્રમણકાર્યમાં હેને सनो ह થયો અને हना પ્રાણધ્વનિનો નાશ થયો એ ઘટનાની સહાયતા મળી હતી. જેમકે : देवसतणु–देवहतणु–देवतणुं–देव (अणु–अनु)–देवनु.]

## વર્ગ–૨ ए–વર્ગ

હવે આપણે કરણ–કર્તૃવાચક ए અને અધિકરણવાચક ए પ્રત્યયોનો બનેલો ए વર્ગ લઈશું.

**ए કરણવાચક અને કર્તૃવાચક.**

આ પ્રત્યયની વ્યુત્પત્તિ હાની જોઇ સકાય છે : સં. एन, પ્રા. एण, અપ एं, અપભ્રંશો-त्तरकालीन इ–इ.

જેમકેઃ—

वृक्षेण (સં.), वच्छेण (પ્રા.), वच्छें (અપ)
અપભ્રંશોત્તર ૧ कोलीइ दीठी । रूपइ मोहाउ
(पचाख्यान वार्तिक પૃ. ૧૬)

૮. જુવો ઉપર પૃ. ૨૨–૨૩ અને પૃ. ७૫

२. सूतारि...पहिराव्या ( એ જ ગ્રન્થ, પૃ. ૧૬ )

३. नेणइ प्रकारइ राजा सु वरस जीवइ

( वैतालपचवीशी, ગદ્ય, પૃ. ૧૧૬, પં. ૧. )

શબ્દોના અન્ત્ય કને આ અપભ્રંશોત્તર इ લાગ્યો—એ ક્રમ દ્વારા ગુજરાતી ए આવ્યો છે; જેમકે:—

ए શ્લોક वानरइ साभल्यो ( पचाख्यान वार्त्तिक, પૃ. ૩૧ )

અહિં वानरड શબ્દ वानरकेणमांથી આવ્યો કે (वानरेण હોય તો वानरि થાય); આ રૂપમાંથી ગુજરાતી वानरे શબ્દ સાંપડ્યો છે. ગુજરાતીમાં તે', क પ્રત્યય ન હોય ત્હાં પણ, પ્રત્યય ए છે (इ નહિં'), જેમકે राजाए, घोडाए, हाथीए, राणीए, रमाए વગેરે. પણ આ ए પ્રાકૃત एનો સીધો વંશજ નથી; એ अइ ( अक+इ )નો વિકાર છે

ए પ્રત્યયનો આ ઉત્પત્તિપ્રકાર લક્ષમાં લઈને મ્હારે, ગુજરાતીના વિભક્તિ પ્રત્યયોના વિગ્રહક્ષમ અને અવિગૃહ્ય પ્રકાર પરત્વે કરેલા, મ્હારા પૂર્વતર વિધાનને મર્યાદિત કરવું પડશે. મ્હેં ત્હાં એમ કહ્યું છે કે हाथे वगेलु लूगडु હેમા (તૃતીયા हाथेमा ) ए પ્રત્યય પ્રાતિપદિક हाथમાં મળી જાય છે.[૯] એ કથનને મર્યાદિત કરીને અહિં હું કહીશ કે આ સંધાનની ક્રિયાનું બીજ एના વિકાસ પ્હેલાંના अक+इ=अइ એ ક્રમમાં રહેલું છે, અર્થાત્ ત્હાં જે પ્રત્યય વિવક્ષિત હતો તે, જેની અહિં છેવટની સ્વરૂપચર્ચા કરી છે હેવો, સિદ્ધરૂપ ગુજરાતી પ્રત્યય ए હતો.

આ કરણ–કર્તૃ–વાચક પ્રત્યય વિશે એક પ્રસંગપ્રાપ્ત વાત નોંધીશ જે કરણવાચક અને કર્તૃવાચક રૂપો વચ્ચેનો ભેદ સૂચવનારી છે, તે એ કે જ્હારે કરણવાચક તૃતીયાનું રૂપ ए પ્રત્યય, તેમ જ वडे, वते એ શબ્દાનુગો, અને थी પ્રત્યય લગાડવાથી થાય છે (જેમાંનું थीवाळु રૂપ તૃતીયાના અર્થમાં આવતી પંચમી ગણી સકાય), ત્યહારે કર્તૃવાચક તૃતીયા ફક્ત ए પ્રત્યયથી જ થઈ સકે છે. જેમકે:—

- કરણવાચક તૃતીયા:—हाथे लख्यु; हाथ वडे/वते लख्यु; हाथथी लख्यु;

કર્તૃવાચક તૃતીયા:—घोडाए लात मारी, घोडे मारी लात बे ऊठां सात;

घोला वळदे (धोळे बळदे) मारी रे, छेल छबीला छोगाळा.

[ જેવો તૃતીયાનો આ વિશિષ્ટ અધિકાર છે—અર્થાત્ વિકલ્પે પ્રત્યય અથવા શબ્દાનુગ ઉપયોગમાં લેવાનો અધિકાર–હેવો જ અધિકાર ચતુર્થી પણ ભોગવે છે કેમકે એ પણ ने પ્રત્યયના વિકલ્પ તરીકે माटे, काजे, सारु એ શબ્દાનુગોનો ઉપયોગ કરે છે; અલબત્ત વૈકલ્પિક રૂપોમાંથી કયાનો ઉપયોગ કરવો હેનો નિર્ણય કયો ખાસ અર્થ વિવક્ષિત છે એ અનુસાર થાય છે. ]

---

૯. જુવો ઉપર પૃ. ૭૨

(क) कान्ह तणइ सपत्ति इसी जिसि इन्द्र घरि रिद्धि [कान्हडदेप्रबंध, १–९]

(ख) देव तणे मटवाइ चुरासी [એ જ ગ્રન્થ, ૧–૮૭]

(ग) करु निरोगी ऋषि तणे ए

[ઋષભદાસ કૃત भरतबाहुबलिरास; ૨–૭, વિ. સં. ૧૬૭૮, આનંદકાવ્યમહોદધિ પુ. ૩. પૃ. ૩]

(घ) असुर तणे उपदेश ज कीधो

(ઋષભદાસકૃત हीरविजयसूरि रास, ૩–૧, વિ. સં. ૧૬૮૫)

(ङ) क्षत्री मलेके मुगल तणे समजाविया [એ જ ગ્રન્થ, ૨૮–૨૧].

(च) हीर तणे इम भाखे सोय [એ જ ગ્રન્થ, ૨૯–૪].

(छ) हीर तणे मूकावियो ए [એ જ ગ્રન્થ, ૩૦–૨૪]

(छ)–१. साध तणे वहिराव्यो जेह [એ જ ગ્રન્થ, ૨૭ ૬]

(छ)–२. अनाथ तणे नवि हणवो [એ જ ગ્રન્થ, પૃ. ૮૯ કડી ૩]

એ જ પ્રમાણે केनो ચતુર્થી અર્થે પ્રયોગ પણ સૂચક પ્રકાશ પાડે છેઃ દા. ત. पादशाह के जइ मार्यो गोल [એ ગ્રંથ, ૨૭–૧૨]

(ज) ध्रुव तणे हाकले छे तेह

[तुलसीकृत ध्रुवाख्यान, બૃહત્કાવ્યદોહન ગ્રંથ ૨, આવૃત્તિ ૩ જી, પૃ. ૩].

જો પ્રયોગસાદૃશ્યરૂપ સમર્થન જરૂરનું હોય તો એ હિન્દી ષષ્ઠી અને ચતુર્થી પ્રત્યયોથી અંશતઃ પૂરું પડે છે. ષષ્ઠી પ્રત્યય का છે અને ચતુર્થી પ્રત્યય को છે. સર જ્યોર્જ ગ્રિયર્સન[૭] તો કહે છે કે काने સપ્તમી પ્રત્યય લાગવાથી को થયો છે પણ એટલે દૂર તો હું નહિં જઉં. પરંતુ આટલું અવશ્ય કહી શકાય કે ચતુર્થી कोमાંથી હિંદીમાં का આવ્યો એમ કહેવું અશક્ય છે. મ્હારે, ત્હારે એ સર્વનામનાં ચતુર્થી રૂપોમાં હાનું વિશેષ સૂચન મળે છે (દા. ત. म्हारे चार रुपिया जोईशे). અહિં નામ હોય તો ને પ્રત્યય લાગે. (દા. ત. रामाने चार रुपिया जोईशे). અહીં રે એટલે ષષ્ઠી રુ વત્તા ए (સપ્તમી કે તૃતીયા) એ સ્પષ્ટ છે.

[પ્રસંગવશાત્ અહિં નોંધીશ કે જ્યહારે સંસ્કૃત स्य (પ્રા. स्स) નો વંશજ ह પ્રત્યય ક્ષીણ થયો ત્યહારે આ નુ અને તણું પ્રત્યયો પ્રચારમાં આવ્યા હતા. અમુક સમય સુધી આ ह અને तण બન્ને બાજુબાજુમાં જોવામાં આવતા હતા, જેમકે कान्ह तणइ सपत्ति इसी जिसी इन्द्रह घरि रिद्धि (कान्हडदेप्रबन्ध, १–९), જે કે અહિં तणइ ચતુર્થી વિભક્તિના ક્રમે રહેલો છેઃ तास तणा गुण वर्णनुं

૭. L. S. I. (ભારતીય ભાષા સમીક્ષા) પુ. ૯, ભાગ ૨, પૃ. ૩૨૮ ન્હાના અક્ષરવાળો છેલ્લો પરિચ્છેદ. એઓ કહે છે કે જેમ रे તે र અથવા रोनी અને ने એ नोनी સપ્તમી છે તેમ को એ कानी સપ્તમી છે.

જો પ્રાચીન હિન્દીમાં ચતુર્થી સાથે कोનો સંબંધ દર્શાવી શકાય તો આ મુદ્દા પરત્વે મ્હેં સૂચવેલી મર્યાદા મ્હારે પાછી ખેંચવી પડે; અને તો તો સાદૃશ્યાધારે મ્હે કરેલી દલીલ સંપૂર્ણ બને, માત્ર અંશતઃ સ્વીકાર્ય ન રહે.

અને नउ तणउमांथी. હાવી શકયતાને બાધક કાંઇ જ નથી. ડૉ. ટેસિટોરીએ આપેલા भगवत नइ तेरमउ भव એ દાખલામાં नइ એ શુદ્ધ ચતુર્થ પ્રત્યય છે; ષષ્ઠીનો અર્થ તો માત્ર તે ષઠીનો અનુમેય અર્થ છે. "ભગવંતને આ. તેરમો ભવ છે" હેવી વાકયરચના છે, અને પછી તાત્પર્ય રૂપે "ભગવંતનો આ તેરમો ભવ છે" હેવો અર્થ થઈ સકે છે.

ડૉ. ટેસિટોરીના અભ્યુપગમની વિરુદ્ધ જતો મ્હોટામાં મ્હોટા મુદ્દો આ છેઃ–

नउ, (નો-ની-નુ) તત્ત્વતઃ અને રૂપતઃ વિશેષણ જેવો છે, અને હેની આ વિશેષણાત્મકતાનો ઉત્તમ ખુલાસો વિશેષણરૂપ तण થી મળે છે, કારણ કે तण નો અર્થ सवन्वित्[६] છે અને લિંગવચન પ્રમાણે હેના રૂપવિકાર થાય છે; જ્યહારે कन्हइમાંથી સધાતો नइ વિશેષણ નથી અને એ સંપૂર્ણરીતે ક્રિયાવિશેષણ અવ્યય હોવાથી અવિકાર્ય છે. પરિણામે कन्हइ-नइમાંથી લિંગવચનનું વૈવિધ્ય દાખવતા નો-ની-નું, ના-ના ઉદ્ભવી સકે નહિ.

(ग)-२.

આ દલીલ યુક્તિચતુર છે પણ સર્વથા અપ્રતીતિકર છે સ્વામિત્વ અને નિર્ગમનસ્થાન હેવું અર્થનું ભેદકરણ સૂક્ષ્મ છે. પણ આ દલીલને હું નિર્ણયસ્થાપક દલીલ તરીકે સ્વાકારી સકતો નથી, ખાસ તો ઉપર નોંધેલી મ્હોટી આ મુશ્કેલીને કારણે કે कन्हइ-नइ ક્રિ. વિ. અવયવરૂપ છે પરંતુ નો-ની-નું વિશેષણરૂપ છે.

આટલું ડૉ. ટેસિટોરીની પોતાની દલીલો વિશે જ કહ્યું. હેના મતનું વિશેષ અને બહુ મહત્ત્વપૂર્ણ નિરસન કરનારી વસ્તુસ્થિતિ એ છે કે વિ. સંવતની સોળમી અને સત્તરમી સદીઓના ગુજરાતી સાહિત્યમાં નો-ની-નુ નો મૂળભૂત શબ્દ એટલે કે तणुं (અર્વાચીન ગુજરાતી ને ની માફક) ચતુર્થી પ્રત્યય તરીકે તણે બને છે. હેના દાખલાઓ અહિં આપુ છુંઃ–

---

૬ तण ની આ વિશેષણતુલ્ય પ્રકૃતિનું વિશેષ નિદર્શન એ શબ્દની વ્યુત્પત્તિમા મળે છે અને એ વ્યુત્પત્તિ સૌથી પ્રથમ ડા. ટેસિટોરીએ "નોટ્સ" § ૭૩-(૪)માં આપી હતી. આ શબ્દની એ અગાઉ સર્વમાન્ય બનેલી સં. તદ્ધિત પ્રત્યય तनમાંથી સધાતી વ્યુત્પત્તિને હેમણે વર્જ્ય ગણી તે માટે એ કારણ આપ્યુ હતું : પ્રત્યયસ્થાને આવતા શબ્દ સાધારણત અલગ નામો કે વિશેષણો હોય છે અને હેના શબ્દની વ્યુત્પત્તિ પ્રત્યયમાંથી સાધવી એ તો એક અદૃષ્ટપૂર્વ અપવાદ થાય. આથી હેમણે तण ની વ્યુત્પત્તિ अप्पणउ [સં. आत्मनक]માંથી, અ ધશ્રુતિનો લોપ અને पनो त થવાથી, થયેલી માની છે. આ વ્યુત્પત્તિ હું સ્વીકારું છું, પણ આટલા ફેરફાર સાથે કે अप्पणउ ને બદલે अत्तणउ ને મૂળ શબ્દ ગણવો કારણકે आत्माમાંથી अप्पा તેમ જ अत्ता થાય છે. અને तनમાંથી વ્યુત્પત્તિ ન સ્વીકારવાનું ડૉ. ટેસિટોરીએ આપેલું કારણ સ્વીકારવા હું તૈયાર નથી. એ જ સંસ્કૃત પ્રત્યય तन કોઈ ક્રમે आत्मन् ના કોઈ રૂપમાંથી ઉદ્ભવ્યો હોય એ સંભાવ્ય છે. વળી પ્રત્યયસ્થાને શબ્દાન્તે લગાડાતો શબ્દ પ્રત્યયમાંથી વ્યુત્પન્ન ન થાય એ સિદ્ધાન્ત પણ સ્વીકારી સકાય નહિં. अप्पणउમાંથી, અથવા ખરી રીતે अत्तणउમાંથી હું तण ની વ્યુત્પત્તિ સ્વીકારું છું હેનું જુદું સ્વતંત્ર કારણ છે તે એ કે એ બહુ યોગ્ય લાગે છે અને આપણી ભાષાશાસ્ત્રીય અને ધ્વનિતંત્રીય દૃષ્ટિ જોડે સુસંગત છે.

२. सुतारि...पहिराव्या (એ જ ગ્રન્થ, પૃ. ૧૬)

३. जेणइ प्रकारइ राजा सु वरस जीवइ

(वैतालपचवीसी, ગદ્ય, પૃ. ૧૧૬, પં. ૧.)

શબ્દોના અન્ત્ય कने આ અપભ્રંશોત્તર इ લાગ્યો—એ ક્રમ દ્વારા ગુજરાતી ए આવ્યો છે; જેમકેઃ—

ए श्लोक वानरइ सांभल्यो (पचाख्यान वार्त्तिक, પૃ. ૩૧).

અહિં वानरइ શબ્દ वानरकेण માંથી આવ્યો છે (वानरेण હોય તો वानरि થાય); આ રૂપમાંથી ગુજરાતી वानरे શબ્દ સાપડયો છે. ગુજરાતીમાં તોઃ, क પ્રત્યય ન હોય ત્યહાં પણ, પ્રત્યય ए છે (इ નહિં), જેમકે राजाए, घोडाए. हाथीए, राणीए, रमाए વગેરે. પણ આ ए પ્રાકૃત एનો સીધો વંશજ નથી; એ अइ (अक+इ)નો વિકાર છે.

ए પ્રત્યયનો આ ઉત્પત્તિપ્રકાર લક્ષમાં લઇને મ્હારે, ગુજરાતીના વિભક્તિ પ્રત્યયોના વિગ્રહક્ષમ અને અવિગ્રહ્ય પ્રકાર પરત્વે કરેલા, મ્હારા પૂર્વંતર વિધાનને મર્યાદિત કરવું પડશે. મ્હેં ત્યહાં એમ કહ્યું છે કે हाथे वणेलु लूगडु હેમાં (તૃતીયા हाथेમાં) ए પ્રત્યય પ્રાતિપદિક हाथમાં મળી જાય છે.૯ એ કથનને મર્યાદિત કરીને અહિં હું કહીશ કે આ સંધાનની ક્રિયાનું બીજ एના વિકાસ પ્હેલાંના अक+इ=अइ એ ક્રમમાં રહેલું છે, અર્થાત્ ત્યહાં જે પ્રત્યય વિવક્ષિત હતો તે, જેની અહિં છેવટની સ્વરૂપચર્ચા કરી છે હેવો, સિદ્ધરૂપ ગુજરાતી પ્રત્યય ए હતો.

આ કરણ–કર્તૃ–વાચક પ્રત્યય વિશે એક પ્રસંગપ્રાપ્ત વાત નોંધીશ જે કરણવાચક અને કર્તૃવાચક રૂપો વચ્ચેનો ભેદ સૂચવનારી છે, તે એ કે જ્યહારે કરણવાચક તૃતીયાનું રૂપ ए પ્રત્યય, તેમ જ वडे, वते એ શબ્દાનુગો, અને थी પ્રત્યય લગાડવાથી થાય છે (જેમાંનું થીવાળું રૂપ તૃતીયાના અર્થમાં આવતી પંચમી ગણી સકાય), ત્યહારે કર્તૃવાચક તૃતીયા ફક્ત ए પ્રત્યયથી જ થઇ સકે છે. જેમકેઃ—

કરણવાચક તૃતીયાઃ—हाथे लख्युं; हाथ $\frac{\text{वडे}}{\text{वते}}$ लख्युं; हाथथी लख्युं;

કર્તૃવાચક તૃતીયાઃ—घोडाए लात मारी; घोडे मारी लात बे ऊठां सात;

घोळा वळदे (घोळे वळदे) मारी रे, छेल छबीला छोगाळा.

[જેવો તૃતીયાનો આ વિશિષ્ટ અધિકાર છે—અર્થાત્ વિકલ્પે પ્રત્યય અથવા શબ્દાનુગ ઉપયોગમાં લેવાનો અધિકાર–ત્હેવો જ અધિકાર ચતુર્થી પણ ભોગવે છે કેમકે એ પણ ने પ્રત્યયના વિકલ્પ તરીકે माटे, काजे, सारुं એ શબ્દાનુગોનો ઉપયોગ કરે છે; અલબત્ત વૈકલ્પિક રૂપોમાંથી કયાનો ઉપયોગ કરવો હેનો નિર્ણય કયો ખાસ અર્થ વિવક્ષિત છે એ અનુસાર થાય છે.]

---

૯. જુવો ઉપર પૃ. ૭૨

કીરતિ कान्हडदेह એ જ ગ્રંથ, ૧–૧)–(कान्हडदे + ह ષષ્ઠી પ્રત્યય); परधाने सामग्री दीठी कटकह तणी अपार ( એ જ ગ્રંથ ૧–૪૪). (ષષ્ઠીનો ह પ્રત્યય कटक ને तणीથી જોડે છે, तासतणामांના तनी માફક જ). આ સહસ્થિતિ અપભ્રંશોત્તર કાળમાં ઉપલબ્ધ છે. વિકાસની ક્રમિકતા આ રીતે સૂચવાય છેઃ—

૧ (आ) ह, માગધીમાં, अस्य ને બદલે–कम्माह, (कर्मणः कम्मस).
सि. हे. ૮–૪–૨૯૯.

૨ आहँ માગધીમાં ષષ્ઠી બહુવચન અર્થે, सि. हे. ૮–૪–૩૩૮.

૩ सु–हो–स्सु સંસ્કૃત स्यने બદલે, અપભ્રંશમાં, सि. हे. ૮–૪–૩૩૮.

૪ ह ષષ્ઠી બહુવચન અર્થે, અપભ્રંશમાં; सि. हे. ૮–૪–૩૩૯.

આ રીતે स्य–स्स (आ)स–स–ह અને બહુ૦ (आ)हं–हं (એકવચન પ્રત્યય स्स–स ના સંક્રમણથી), એ ષષ્ઠી પ્રત્યયની સંજ્ઞા હતી. વ્યાકરણોમાં हो આપ્યો છે પણ સાહિત્યમાં ह વપરાય છે, દા. ત. हउं झिज्जउं तउ केहिं पिअ तुहु पुण अन्नह रेसि म्ह (सि. हे. ૮–૪–૪૨૫ ના ઉદાહરણ તરીકે અપાયેલી) પંક્તિમાંના अन्नह (સં. अन्यस्य) રૂપમાં ह છે. વળી જુવો कान्हडदेप्रबन्ध, ૧–૨૪૧. सविकह हृदयहि हरख न माय.

આ (समांथी ઉદ્ભવેલા) हના પ્રાણધ્વનિનો કાળક્રમે ક્ષય થયો, અને એકલો अ મરવાને જ યોગ્ય હતો. આથી तणने પોતાની સત્તા જમાવવા માટે મુક્ત અવકાશ મળ્યો, અને આ तण ક્ષીણ થઈને (अण–अन દ્વારા)નું બન્યો. જે तण વિગ્રહક્ષમ વિશેષણતુલ્ય શબ્દાનુગ તરીકે મુખ્ય શબ્દને છેડે, પોતાની અને એ શબ્દની વચ્ચે રહેલા કડી જેવા स (સં. स्य)ની મદદ લઈને, લાગ્યો હતો તે तण એ શબ્દાને રહેલ કડીને, सને, દબાવી દઈને છેવટે પોતે જ પ્રત્યયનું સ્થાન પચાવી બેઠો હેવી આ तणની છલનીતિનો ઉલ્લેખ મ્હેં આગળ કર્યો જ છે.[૮] અન્યનું સ્થાન પચાવી પાડવાના આ દુષ્કર્મની શિક્ષા તરીકે આ तणને જ ક્ષય લાગુ પડ્યો અને ક્ષીણ થતો થતો એ છેવટે નું રૂપે માત્ર એક અવિગૃહ્ય પ્રત્યય બની ગયો. આ આક્રમણકાર્યમાં हेने सनो ह થયો અને हना પ્રાણધ્વનિનો નાશ થયો એ ઘટનાની સહાયતા મળી હતી. જેમકે : देवसतणु–देवहतणु–देवतणुं–देव (अणु–अनु)–देवनु.]

## વર્ગ–૨ ए–વર્ગ

હવે આપણે કરણ–કર્તૃવાચક ए અને અધિકરણવાચક ए પ્રત્યયોનો બનેલો ए વર્ગ લઈશું.

ए કરણવાચક અને કર્તૃવાચક.

આ પ્રત્યયની વ્યુત્પત્તિ હાવી જોઈ શકાય છે : સં. एन, પ્રા. एण, અપ एं, અપભ્રંશોત્તરકાલીન इ–इ.

જેમકે:—

वृक्षेण (સં.), वच्छेण (પ્રા.), वच्छें (અપ).

અપભ્રંશોત્તર ૧. कोलीइ दीठी। रूपइ मोह्यउ

(पचाख्यान वार्तिक પૃ. ૧૬)

૮. જુવો ઉપર પૃ. ૨૨–૨૩ અને પૃ. ૭૫

२. सुतारि...पहिराव्या ( એ જ ગ્રન્થ, પૃ. ૧૧ )

३. जेणइ प्रकारइ राजा सु वरस जीवइ

( वैतालपचवीशी, ગદ્ય, પૃ. ૧૧૬, પં. ૧. )

શબ્દોના અન્ત્ય કને આ અપભ્રંશોત્તર इ લાગ્યો–એ ક્રમ દ્વારા ગુજરાતી ए આવ્યો છે; જેમકેઃ—

ए श्लोक वानरइ सांभल्यो ( पचाख्यान वार्त्तिक, પૃ. ૩૧ )

અહિં वानरइ શબ્દ वानरकेणमांથી આવ્યો છે (वानरेण હોય તો वानरि થાય); આ રૂપમાંથી ગુજરાતી वानरे શબ્દ સાંપડ્યો છે. ગુજરાતીમાં તો, क પ્રત્યય ન હોય ત્હાં પણ, પ્રત્યય ए છે (इ નહિં), જેમકે राजाए, घोडाए, हाथीए, राणीए, रमाए વગેરે. પણ આ ए પ્રાકૃત एनो સીધો વંશજ નથી; એ अइ ( अक+इ )નો વિકાર છે.

ए પ્રત્યયનો આ ઉત્પત્તિપ્રકાર લક્ષમાં લઈને મ્હારે, ગુજરાતીના વિભક્તિ પ્રત્યયોના વિગ્રહક્ષમ અને અવિગ્રહ્ય પ્રકાર પરત્વે કરેલા, મ્હારા પૂર્વતર વિધાનને મર્યાદિત કરવું પડશે. મ્હેં ત્હાં એમ કહ્યું છે કે हाथे वणेलु लूगडुं હેમા (તૃતીયા હાથેમા) ए પ્રત્યય પ્રાતિપદિક हाथમાં મળી જાય છે.[૯] એ કથનને મર્યાદિત કરીને અહિં હું કહીશ કે આ સંધાનની ક્રિયાનું બીજ એના વિકાસ પ્હેલાંના अक+इ=अइ એ ક્રમમાં રહેલું છે, અર્થાત્ ત્હાં જે પ્રત્યય વિવક્ષિત હતો તે, જેની અહિં છેવટની સ્વરૂપચર્ચા કરી છે હેવો, સિદ્ધરૂપ ગુજરાતી પ્રત્યય ए હતો.

આ કરણ–કર્તૃ–વાચક પ્રત્યય વિશે એક પ્રસંગપ્રાપ્ત વાત નોંધીશ જે કરણવાચક અને કર્તૃવાચક રૂપો વચ્ચેનો ભેદ સૂચવનારી છે; તે એ કે જ્યહારે કરણવાચક તૃતીયાનું રૂપ ए પ્રત્યય, તેમ જ वडे, वते એ શબ્દાનુગો, અને थी પ્રત્યય લગાડવાથી થાય છે (જેમાંનું थीવાળું રૂપ તૃતીયાના અર્થમાં આવતી પંચમી ગણી સકાય), ત્યહારે કર્તૃવાચક તૃતીયા ફક્ત ए પ્રત્યયથી જ થઈ સકે છે. જેમકેઃ—

કરણવાચક તૃતીયાઃ—हाथे लख्युं; हाथ $\frac{\text{वडे}}{\text{वते}}$ लख्युं, हाथथी लख्युं;

કર્તૃવાચક તૃતીયાઃ—घोडाए लात मारी, घोडे मारी लात बे ऊठां सात;

घोळा बळदे (घोळे बळदे) मारी रे, छेल छबीला छोगाळा.

[ જેવો તૃતીયાનો આ વિશિષ્ટ અધિકાર છે—અર્થાત્ વિકલ્પે પ્રત્યય અથવા શબ્દાનુગ ઉપયોગમા લેવાનો અધિકાર–ત્હેવો જ અધિકાર ચતુર્થી પણ ભોગવે છે કેમકે એ પણ ने પ્રત્યયના વિકલ્પ તરીકે माटे, काजे, सारुं એ શબ્દાનુગોનો ઉપયોગ કરે છે; અવગત વૈકલ્પિક રૂપોમાંથી કયાનો ઉપયોગ કરવો હેનો નિર્ણય કયો ખાસ અર્થ વિવક્ષિત છે એ અનુસાર થાય છે. ]

---

૯. જુવો ઉપર પૃ ૭૨

[ આ ए પ્રત્યયવાળી તૃતીયાનો કોઇવાર ચતુર્થીના અર્થમાં ઉપયોગ થાય છે: જેમકે बापा जाव्राए गया छे, જેમાં जाव्रा માટે હેવો અર્થ છે. ખરું જોતાં माटे, काजे, अर्थमांनो ए તૃતીયા-વાચક છે ( निमित्तकेन, कार्येण, अर्थेन ). આ ए, અથવા વસ્તુતઃ इ ( क પ્રત્યય રહિત પ્રાતિપદિકને લગાડાતો ) કવિતામાં अ બને છે, काजिने બદલે काज, कामिने બદલે काम; देशपति ढीली ऊलग आवे ( कान्हडदे-प्रबन्ध, २-६९ )-ऊलगि (ओळगि-ओळग માટે ) ]

ए-सप्तमी प्रत्यय

તૃતીયાના एની માફક સપ્તમીના एનું મૂળ પણ अक+इ ક્રમમા રહેલું છે. તફાવત માત્ર એટલો જ છે કે આ इ પ્રત્યયનો ઉદ્‌ભવ પ્રા. एमાંથી નહિં પણ અપભ્રંશના इ (સપ્તમી)માંથી સધાય છે. આ અપભ્રંશ इ પ્રત્યય સપ્તમીના ए પ્રત્યયના વિકલ્પ તરીકે વપરાય છે; પ્રા. પા. રાજસ્થાનીમાંના સપ્તમીના રૂપમાં इ-इ પ્રત્યય છે; ઉદાહરણો:—

१. तीइ नगरइं सदाचारी पवित्र बांभण सोमसर्मा वसइ

[पचाख्यानवार्तिक, પૃ. ૨૪, પં. ૭-૮]

(नगरइ નું મૂળ नगरके; ગુજ. नगरे થાય)

२. कलियुग कोइ न पालइ सरु ( विमलप्रबध, ३-७२)

( અહિં युगिમાં પૂર્વે क પ્રત્યય વિનાનો इ છે. )

°क+इ (=अइ) હેમાંથી ગુજરાતીનો સપ્તમી પ્રત્યય ए આવ્યો છે, પણ જો इની પૂર્વે °क ન હોય તો इનો ગુજરાતી સપ્તમીમા अ થાય છે, પણ આ अ-કારાન્ત સપ્તમી માત્ર કવિતામાં જ વપરાય છે; જેમ કે:-

रावण तणइ कपालि ગુજરાતી કવિતામાં रावणतणे कपाळ બને.

वन वन भमी सोधी वळियो नव मळी ओ मूर्ति अमोल

(विधुरनु मायादर्शन, કડી, ૩, નરસિંહરાવ ભોળાનાથકૃત नूपुरझंकार.)

આ પંક્તિમા वन वन સપ્તમી છે, હેમાં ( वनि वनिना ) इ નો अ થયો છે.

[ કરણવાચક કે કર્તૃવાચક તૃતીયાના इ અને ए પણ એ જ પ્રકારે ઉદ્‌ભવે છે, દા. ત.

१ दान दीधु म्हें ए मुज हाथ

२ श्रीकृष्णदेवनी दया थकी त्यां मत्स्य वेध्यो अर्जुन

( પ્રેમાનંદ, सुभद्राहरण, १, ३७).

पाचे पांडव पर्या द्रौपदी कुंतामात वचन

( એ જ ગ્રન્થ, ૧-૩૮ )

આ પ્રમાણે वनि રૂપ वनइ ના સંકોચનથી નથી થયું, પણ वनिમાં इ પ્રત્યય वनને લાગ્યો છે પરંતુ वनइમાં वनकને લાગ્યો છે. वनइ–वनि અને करइ–करि વચ્ચે બાહ્ય સાદૃશ્ય છે તેથી वनिને वनइનું સંકુચિત રૂપ માની લેવાય એ ભય રહે છે. પણ આ બે પ્રકારો વચ્ચે સ્પષ્ટ ભેદ છે, वनइમાં कप्रत्यययुक्त નામ છે અને હેને इ પ્રત્યય લાગ્યો છે, જ્યહારે करइ એ (વર્ત૦કાળ તૃ૦પુ૦ એકવચનના પ્રત્યય) तिना त् વ્યંજનના લોપથી થયેલા इ રૂપે હ્રાસનું પરિણામ છે.]

ઉપર પૃ. ७५ મે પાદનોંધ ૫૬મા મ્હેં एना 'ઉપર' અર્થનો माना 'અંદર' અર્થથી ભેદ દર્શાવ્યો છે. અહિં ઉમેરીશ કે ए કોઇવાર એક અન્ય અર્થ વ્યક્ત કરે છે, કોઇ સ્થળ પ્રતિ કે સ્થળમાં ગતિ નો અર્થ; દા. ત. गोपाळ वडोदरे गयो, हु घेरे गयो. मा અવ્યયનો પણ કોઇવાર હાવો અર્થ થાય છે જેમકે घरना दाझया **वनमां** गया, ने **वनमां** लागी लाह्य એ વાકયમાં પ્રથમ वनमाનો અર્થ છે "વન પ્રત્યે કે વનની અંદર," પણ બીજા वनमाનો અર્થ શુદ્ધ અધિકરણનો છે.

### વર્ગ ૩—પંચમી વિભક્તિના थी थकी પ્રત્યયો અને સપ્તમીના मां પ્રત્યય

**थी–थकी**

थी ગદ્યમાં વપરાય છે, थकी ફક્ત કાવ્યમાં. ઉપરાંત આપણે ઉપર જોયું ત્હેમ બંનેની ઉત્પત્તિ ભિન્ન છે. અહિં વિચારવાના પ્રશ્નનો ખરો ખ્યાલ આવે એ માટે યાદ રાખવું જરૂરનું છે કે थी અને थकी આપણી ભાષામા અવ્યય પ્રત્યય તરીકે તેમ વિશેષણતુલ્ય પ્રત્યય તરીકે પણ વપરાય છે. હેના દાખલા —

(क) અવ્યય-પ્રત્યયો રૂપે हुं मुंबईथी आव्यो, ए छापरेथी पडयो, पगथी माथा सुधी झाळ चढी;
उदर **थकी** कइ बाळ जे'वु, जे'वु प्रेत स्मशानथी (નરસિંહરાવ ભોળાનાથ, कुसुममाला, પૃ. ૬૧.)

गिरिटोच **थकी** ऊतरी सघळी (એ જ ગ્રન્થ, પૃ. ૩૪).

(ख) વિકારી વિશેષણતુલ્ય પ્રત્યય તરીકેઃ-

(૧) तम आगळथो जाईश-सही ( પ્રેમાનંદ सुभद्राहरण, પં. ૮૦૦)
थो અહિં હુનુ વિશેષણ છે

(૨) जती नही जे दूर पेखे जमले **थो** जाणे नही (બ્રહ્મદેવકૃત भ्रमरगीता, વિ. સં. ૧૬૦૮)
जमले थो=પાસે રહેલો ( स्थितरू )

(૩) तिहा **था** जाज्यो एकि ठामि (कान्हडदे प्रबन्ध ४–७३)

(४) जो **हिंदूथा** विमणा मरु ( „ „ ४–११०)

(५) **किहिइथा** रूपना रुदन [ ભાણ, कादवरी, પૃ ११६, પં. १७ ]

(६) रजाश अंचरथो आपे (અખો, अनुभवबिन्दु–છપ્પો ७)

(७) क्याथो क्याये जाय ( „ „ છપ્પો १७).

ઉપરાંત અખો છપ્પા; ૨૦૬ क्यांथां कर्म; ૨૨૫, गोविंदथा टलो; ૨૬૨ क्यां थो अवसर; ૩૫૭ ब्रह्मकर्म वेउथां जाय; ૩૯૭, तो भोळपण थो आपो शु वस्यो;
૪૧૪, पण कोण कियांथो अलगो पड्यो.

હેતું અન્ય રૂપાન્તર થિયુ છે, દા. ત. दल ऊपडयां रहुद्रि थियां [कान्हडदे प्रबन्ध, ३–१४७]
च्यार रत्न तिहा स्थकां (ગંગાદાસકૃત सुदामाख्यान, સંભવતઃ વિ. સં. ૧૭૧૬)
उपरिथिका जे हाथी घोडा (कान्हडदे प्रबन्ध, १–६४).

दया योनी'डका रे लौकिक थका शाने लजो ?

( દયારામ, काव्यसंग्रह, ગુજરાતી પ્રેસની આવૃત્તિ; પૃ. ૨૫૬)

चत्रीशइ अक्षरि थिको बांधइ प्रथह मान ( विमलप्रबन्ध चूलिका, કડી ૬૮.)

थी પ્રત્યયની અનેક વ્યુત્પત્તિ સૂચવવામાં આવી છે.

(क) तस् (સં.); મુખતઃ માં છે તે;

(ख) तहिं, પ્રા. અને અપ.માં तत्નું સપ્તમી એકવચન;

(ग) हतउ, વર્તમાનકૃદન્ત < हूंतउ < होन्तउ (અપ.) < भवन्तकः (સં);

(घ) स्था ક્રિયાપદ; એક પક્ષે, પ્રાચીન ગુજરાતી સાહિત્યના વિશેષણતુલ્ય રૂપ (°थो,° थी, °थु ) માટે स्थितकः, અને અન્ય પક્ષે અવ્યયાત્મક थी માટે ગુજરાતી था ( સં. स्था ) નું ધત્વાન્ત રૂપ, થઈ. જ્યારે થકોની વ્યુત્પત્તિ આ અપાઈ છેઃ–

(ङ) थक[10] < थकइ (પ્રા.) < स्थक्यति [સં.] (?)

હવે આ જુદીજુદી વ્યુત્પત્તિયોના ગુણો જોઇયે:

(क) तस्માં અનેક દોષો છે:

(૧) तः અવ્યય છે તેથી હેમાંથી લિંગવચન પ્રમાણે રૂપ બદલતો વિશેષણતુલ્ય પ્રત્યય थो-थी-थु ન આવી શકે;

(૨) त થી थकोમાંના क ની પ્રાપ્તિનો ખુલાસો થતો નથી;

(૩) પ્રાચીન કૃતિયોમાં ઉપલબ્ધ स्थकी આદિના तનું મૂળ દર્શાવાતું નથી;

અને (૪) એક મનોવ્યાપારગત દુષ્ટતા છે તે એ કે घोडेथी पडयो જેવા પ્રયોગમાં थीની પૂર્વે સપ્તમીનો ભાવ છે અને એ तस् જોડે બંધ બેસે તેમ નથી.

---

૧૦. स्थक्-એ સંસ્કૃત ધાતુ કદાચ કલ્પિત છે; પણ थक् એ પ્રાકૃત ધાતુ વિદ્યમાન હતો [ સિ, હે. ૮–૪–૧૬ ]. બંગાળી ધાતુ थक्=થોભવું. રહેવું, હોવું थष् (=ઊભા રહેવું)માંથી આવ્યો છે; અર્થપલટો સુગમ છે. ગુજ. थक् ( થાકવું ) પણ थक्થી સંબદ્ધ છે; જે થાકે તે ઊભો રહે, આગળ ન ચાલે,

(ख) तर्हि ડૉ. સર રા. ગો. ભાંડારકરે સૂચવેલ છે.[11] પણ આ વ્યુત્પત્તિ સ્વીકારવાના માર્ગમાં નીચે જણાવેલી મુશ્કેલીઓ છે.—

(૧) પ્રાણદ તત્ત્વ અપાદાન છે; એ અર્થની સાથે तर्हि નો સપ્તમીનો અર્થ બરાબર મેળમાં આવતો નથી;

(૨) तर्हि અવ્યય છે, એથી હેમાંથી વિશેષણતુલ્ય थो, थी, थु न આવે;

(૩) स्थकी આદિમાં सनी સ્થિતિનું કારણ પણ હેમાં ન મળે.

અને (૪) घोडेथी पडयो જેવા વાક્યમાં थी પૂર્વે આવેલા સપ્તમીના અર્થની સાથે પણ એ સંગત નથી.

(ग) हृतउ-ડૉ. ટેસિટોરી પ્રા. પા રાજ.ના પંચમી પ્રત્યયો तउ અને थउनी વ્યુત્પત્તિ આ हृतउમાંથી એ શબ્દની સ્હામે ઉપર નોંધેલા ક્રમો દ્વારા સાધે છે. આ વ્યુત્પત્તિ અમુક અંશે સારી છે, પણ એ ગુણવત્તામાં બીજે સ્થાને આવે છે; અથવા ખરી રીતે જોતાં, ખરી વ્યુત્પત્તિ પકડી પાડવા માટે સાદૃશ્યાત્મક ભૂમિકા પૂરી પાડે છે. એ ખરી વ્યુત્પત્તિ છે—

(घ) અને (ङ)-स्था અને थक्. બનશે તેટલા સંક્ષેપથી પણ સંપૂર્ણતાથી હું કારણો આપીશ. પ્રથમ મ્હારા નિર્ણયો કહું છું એમ માનું છું કે અવ્યયરૂપ थी પ્રત્યય થવું (પ્રાચીન ગુજ. અને અર્વાચીન કાઠિયાવાડી ગુજ. થાવુ), સં स्था, એ ક્રિયાપદના સંબન્ધક કૃન્તમાંથી ઉદ્ભવ્યો છે; थकी (અવ્યય) તે જ પ્રમાણે સં. स्थाના આદેશ थक्क् (પ્રા.)ના સંબંધક કૃદન્તમાંથી આવેલ છે; અને વિશેષણાત્મક थो-थी-थु રૂપો સં. स्थाના કર્મણિ ભૂતકૃદન્ત स्थितकःમાંથી સાધ્ય છે તથા थको-थकी-थकु (વિશેષણાત્મક) थक्कના ભૂતકૃદંત थक्किअउ (પ્રા.)માંથી આવેલ છે.

કારણો:—જે શબ્દ ની થી અને થકી મુકાય છે એ શબ્દાન્તમાં રહેલો અધિકરણનો અર્થ (દા. ત. वडोदरेथी आव्यो વાક્યગત વિચારશૃંખલાની જોડે સારો સંવાદ સાધી રહે છે; આ પ્રમાણે वडोदरेथी એટલે વડોદરામા કે વડોદરે થઈ. મરાઠીની સરખામણી આ વાત ઉપર સારો પ્રકાશ પાડે

૧૧. હેમનાં વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો, પૃ. ૧૨૪.

ડૉ. ભાંડારકરે પોતે મરાઠી પંચમી પ્રત્યય ऊन-हून ની વ્યુત્પત્તિ होऊन (=થઈને) માંથી સાધી છે, તો હેમાંથી જ હેમને ગુજરાતી પ્રત્યય थी ની ખરી વ્યુત્પત્તિનું દિશાસૂચન મળ્યું હોવું જોઈતું હતું, જે આપણે તરતમાં જોઈશું.

૧૨. "નોટ્સ", § ૭૨, (૨), (૩). तनो हृतउना हनी અસરથી थ બને એ અશક્ય નથી પણ અનાવશ્યક ક્રમ છે, જ્યહારે स्थितक ના स्थमां थ સહજસિદ્ધ રૂપે સરલતાથી લભ્ય છે. ઉપરાંત વિશેષણરૂપ थो અને અવ્યયાત્મક थी બંનેને स्था ધાતુ સમાન હોઈને બીજલાઘવ જળવાય છે.

છે; तो गावाहून आला હેમાં हून (પંચમી પ્રત્યય) होऊन (=થઈને)નું સંકુચિત છે, અને શબ્દાર્થ છે તે ગામમાં થઈને આવ્યો."[૧૩] આ પ્રયોગદષ્ટાન્ત પરત્વે ગુજરાતી અને મરાઠી વચ્ચે જૂજ તફાવત છે; ગુજરાતી (વડોદરેથી) પ્રયોગમાં સપ્તમીનો નિર્દેશ છે (વડોદરેના એમાં), જ્યારે મરાઠી (गावाहून)માં હેવો કંઈ નિર્દેશ નથી; પણ અમદાવાદથી આવ્યો એ વાક્યમા સપ્તમીનુ ચિહ્ન ગુપ્ત રહે છે (અથવા ખરું જોતાં પ્રાચીન ગુજરાતી ઇનો અ થાય છે). અને એજ પ્રકારે गावाहून માં પણ અપ્રકટ સાતમી-સંજ્ઞા છે એમ, અથવા गांवामांનો આ એ સંજ્ઞાનો પ્રતિનિધિ છે એમ, આપણે માની સકિયે.

. थो–थको; थो–थउની વ્યુત્પત્તિ स्थितक માંથી थिअउ (અપ.)માં થઈને, અને थको–थकउની थक्किअउ (અપ.)માંથી, સાધ્ય છે. આ શબ્દોની વિશેષણતુલ્યતા હેમના સપ્તમી અર્થ સાથેના અનુસંધાનથી અસંગત નથી, કારણ કે 'स्था'ના અર્થમાં જ સપ્તમી અર્થની અનિવાર્ય અપેક્ષા રહે છે.

थकोનો જન્મસબંધ स्थितकः જોડે નહિં પણ थक्किअउ જોડે જ માનવો યથાર્થ છે, કારણ કે थक्किअउમાં બેવડો क्क છે તે थकोના कने જીવન્ત રાખી સકે છે, જ્યારે स्थितकનો એકવડો क કાં તો લુપ્ત થાય અથવા ग થઇ જાય.'

આ વિશેષણપ્રકારક थो–थी–थुं અને थको–थकी–थकु પ્રત્યયોની વિશેષણાત્મકતા, અર્થ પંચમીનો થતો ત્યારે પણ, ચિરકાળ ટકી રહી હતી એ કહેવું જોઇયે પછી કાળક્રમે પંચમીનો અર્થ પ્રબળ બનીને આગળ આવ્યો. પણ લિંગવચન દર્શાવતા એ વિશેષણસ્વરૂપનો ત્યાગ ન થઇ સકયો તેથી તદુત્તર વિકાસક્રમે ગુજરાતીએ, સંબધક કૃદન્ત થઈ, थकइ એ આદ્ય ક્રમ દ્વારા, थी અને थकी એ પંચમી પ્રત્યયોને પ્રચારમાં આણ્યા. ઉપર અલ્પ સમય પહેલાં જોયું તેમ મરાઠીમાં ऊन<हून <होऊन છે એ હકીકતથી, તેમ જ आवइ पवन पदमसरि होइ[૧૪] (બનારસીદાસકૃત परमज्योति.स्तोत्र ૭ માના) જેવા વ્રજભાષાગત હોય (સંબંધક કૃદન્ત)ના પ્રયોગથી, પંચમી પ્રત્યયોના આ વ્યુત્પત્તિ-દર્શનને સમર્થન મળે છે; પ્રા. પા. રાજસ્થાનીમાં પણ थइ નો હેવો ઉપયોગ છે, દા. त उत्तराषाढि नक्षत्रि थई (ऋषभदेव धवलसबन्ध, ૫૧) એથી વિશેષ સમર્થન મળે છે. નરસિંહ મ્હેતાની આ પંક્તિ પણ ધ્યાનમાં લેવા જેવી છે नदनो नद आनद थइ अवतर्यो (નરસિંહ મ્હેતાનાં કાવ્યો, ગુજરાતી પ્રેસની આવૃત્તિ, પૃ. ૪૮૩, પદ ૩૫ પં. ૨). અહિં थइ અર્વાચીન थीने સ્થાને છે એ સ્પષ્ટ છે. હાવાં પ્રયોગરૂપોમાથી જ (थई–थक्कई એ) સંબધક કૃદન્તો છેવટે (थी–थकी એ) અવ્યયભૂત પંચમી પ્રત્યયનો નિશ્ચિત આકાર પામ્યા; એ કૃદન્તો (थइ–थक्कइ) વિશ્લક્ષણ હતા અને પ્રત્યયો (थी–थकी) અવિકૃત્ત છે[૧૫]

૧૩. ડૉ. ભાંડારકર [વ્યાખ્યાનો, પૃ ૨૫૫–૬ ઉપર] हूनનો વ્યુત્પત્તિ આ જ આપે છે, પણ અર્થની ઉત્પત્તિ જુદાં પ્રકારની સૂચવે છે. 'ગામ હોઇને, એ આવ્યો' આ અર્થદર્શનમાં "ગામ થઇને તે આવ્યો" જેટલી યથાર્થતા નથી. गाव (+होऊन) હેમાં પ્રકટ સપ્તમી અર્થનું સૂચન નથી એટલા કારણે गावनी પ્રથમા વિભક્તિ ગણવી યોગ્ય નથી.

૧૪. ટેસિટોરીની "નોટ્સ" ૭૨, (૬)માં ઉલ્લિખિત.

૧૫ ડૉ. ટેસિટોરીનો મત જુદો છે, કે थइ પંચમી અર્થનું સંબન્ધક કૃદન્ત છે, પણ એ અને પંચમી પ્રત્યય थी એક જ નથી ("નોટસ" ૭૨, (૬).) પણ આ ભેદદર્શનમાત્ર છે, જે પૃથક્ત્વ પુરવાર કરતું નથી

પરંતુ આ વાત યાદ રાખવી ઘટે કે અમદાવાદ્યો આવ્યો જેવા (જેમાં થી અકારાન્ત અંગને લાગ્યો હોય હેવા) પ્રકારોમાં થી પૂર્વે અપ્રકટ સપ્તમી પ્રત્યય છે; હેનું પ્રાચીન રૂપ अमदावादिथी થાય.

અન્ય પક્ષે, हाथथी गयो, पगथी माथा लगी झाळ चडी, म्हारा घरथी त्हमारु घर एक गाउ छेटु छे, घरथी दूर ते दूर, आ लबडाथी पेला आंबा सुधी हमारी हद छे, એ પ્રકારના પ્રયોગો સપ્તમીના વ્યવધાન વિનાના નરી પંચમીના સમર્થન માટે દલીલ પૂરી પાડે છે. મ્હારે મતે આ પ્રયોગરૂઢિનો ખરો ઇતિહાસ આ છે. મૂળમા વિશેષણપ્રકારક રૂપ (थो-थी-थु) શુદ્ધ રહ્યું, પછી એ પંચમી અર્થ તરફ સરતું ગયું, અને અંતે સબન્ધક કૃદન્તના પ્રકારનું રૂપ પ્રવિષ્ટ થયું, છતાં થીના પંચમી અર્થનો ઉદ્ભવ સ્થાના ભૂતકૃદન્તમાથી થયો એ દષ્ટિ પણ સાવકાશ છે; वडोदरेथी आव्यो એટલે वडोदरे स्थित (हतो ते) आव्यो, કે बारीएथी जुवेछे એટલે बारीए स्थित होई जुवेछे હેવું અર્થદર્શન શક્ય છે; એકપક્ષે ક્રિયા એક સ્થળથી અન્ય સ્થળે જવાની હોય હેવા પ્રકારો અને અન્ય પક્ષે ક્રિયા એક સ્થળમાં સ્થિર રહીને થતી હોય હેવા પ્રકારો—આ બે પ્રકારોનો અન્યોન્ય વિરોધ હાવા અર્થદર્શનનું સૂચન કરે છે. સં. प्रासादात प्रेक्षते એટલે, મનોવ્યાપાર જોતા, प्रासादमारुह्य प्रेक्षते, અને आसनात्प्रेक्षते એટલે आसने उपविश्य प्रेक्षते એ અને ઉપરના ગુજરાતી પ્રકારો વચ્ચેના સામ્યને અને ભેદને તપાસો (ल्यब्लोपे कर्मण्यधिकरणे च) પાણિનિ ૧-૪-૩૧ ઉપર કાત્યાયનનુ वार्त्तिक). હું ભેદદર્શન એટલા કારણથી સૂચવું છું કે बारीएथी જેવા ગુજ. પ્રયોગમા થી પ્રત્યય અને હેનું મૂળ એ અન્વેષણવિષય છે, પરંતુ प्रासादात् प्रेक्षते ઈત્યાદિમા કયો અર્થસંબધ અંગ અને પ્રત્યયને જોડનારી કડી બને છે હેનું અન્વેષણ કરવાનું છે. આમ છતા, થી ક્રિયાવિશેષણ અવ્યય છે એ હકીકત સબંધક કૃદન્તમાંથી વ્યુત્પત્તિ સાધવાના પક્ષને અનુકૂળ છે; આ પક્ષને અનુકૂળ અન્ય બાબતો પણ છે તે મ્હેં ઉપર જણાવી છે, તે આ: મરાઠી होऊन. હિં. पदमसरि होय, नरसिंह प्रयुक्त आनद थई अवतर्यो એ પ્રયોગો. पगथी माथा लगी જેવા દાખલાઓ વિશેષણક્રમની પછીના વિકાસના દાખલાઓ ગણવા પડે, હેને અપવાદ ન ગણાય.

વિશેષણરૂપ थो-थी-थु (અને थको-थकी-थकु) નું અપભ્રંશમા (અલબત્ત સર્વનામોને જ) होन्तउ લગાડીને થતી પંચમી વિભક્તિ જોડે સામ્ય જોઈ સકાય છે, હેમાં તફાવત આટલો કે थो વગેરે ભૂતકૃદન્તમાંથી આવેલ છે જ્યારે होन्तउ વર્તમાન કૃદન્તમાંથી ઉદ્ભવેલ છે. આ होन्तउની હેમચદ્રે જે ચર્ચા કરી છે (અથવા ખરું કહિયે તો હેનો જે અસ્વીકાર કર્યો છે) ત્હેનો પાયો જ એક સ્પષ્ટ ભૂલમા રહેલો છે એ મ્હે અગાઉ દર્શાવ્યું છે, એ ભૂલ એ છે કે હેણે जहा होन्तउ, तहा होन्तउ જેવા દાખલાઓમાં होन्तउના વાસ્તવિક પંચમી અર્થની અવગણના કરીને જે વસ્તુત સપ્તમી

ડૉ. ટેસિટોરીના મતોની સંપૂર્ણ પરીક્ષા માટે જુવો "ગુજરાતીમાં પંચમી પ્રત્યય" વિશેનો લેખ, સર આશુતોષ મુકરજી રજતોત્સવ ગ્રંથ પુ ૩, પૃ ૩. પણ એટલું હુ ઉમેરીશ કે ડૉ. ટેસિટોરીએ થી-थकी ની વ્યુત્પત્તિ थावु અને थकवुंના ભૂતકૃદન્તની સપ્તમીમાથી સાધી છે એ તો નિષ્કારણ લાંબે વાંકે માર્ગે જવા જેવું છે, અને આ મતના પાયામા પણ સબંધક કૃદન્ત (करी)ને ભૂતકૃદન્ત (करेउ)ના સપ્તમીના રૂપ (करिइ)માથી વ્યુત્પન્ન કરવાની મૂળગત ભૂલ છે. આ ભૂલનું નિરસન હું કરી ગયો છું. (જુવો ઉપર પૃ. ૫૨, પાદનોંધ ૨૭).

છે એ હાંને પંચમી પ્રત્યય ગણ્યો છે.[१६] એ સ્થળે મ્હેં મ્હારા ગુજરાતી પંચમી પ્રત્યય વિશેના લેખનો ઉલ્લેખ પણ કર્યો છે. અહિં હું મ્હારા હેમચંદ્રથી મતભેદનાં કારણો માત્ર સંક્ષિપ્ત રૂપે આપીશ.

(क) અગાઉ કહ્યા પ્રમાણે હેમચંદ્રે આપેલાં બધાં ઉદાહરણોમાં હોન્તउ વિનાઅપવાદે આવે છે, હોન્તउ વિનાનું એક પણ ઉદાહરણ નથી;

(ख) આથી, હોન્તउ એ પંચમી અર્થનું આવશ્યક તત્ત્વ હોવું જોઇયે, અને હાંનો કોઇ બીજો જ અર્થ હોવો જોઈયે-એટલે કે સપ્તમી અથવા અધિકરણ;

(ग) હેમચંદ્રે જો કે ક્યહાંય जहां, तहाને સપ્તમીરૂપ તરીકે આપ્યાં નથી છતાં हां સપ્તમીનો પ્રત્યય જ હોય એમ હું માનું છું; પછી વિભક્તિપ્રત્યય હોય કે जहां, तहां શબ્દોને અવ્યય-સદૃશ કોટિમાં મુકનારો તદ્ધિત હોય;

(घ) मुग्धावबोध औक्तिकમાં जिहा-तिहा શબ્દો यत्र-तत्रના અર્થમાં ઉપલબ્ધ છે,[१७] અને આ રૂપો એ ગ્રન્થ આખામાં ફેલાયેલાં છે;[१८]

(ङ) ત્યહાર પછીના, વિક્રમ સંવતની સોળમી સદીના, સાહિત્યમાં किहां, जिहां, तिहांનો સપ્તમ્યર્થક અવ્યયો તરીકે બ્હોળો ઉપયોગ થાય છે;[१९]

(च) ડૉ. ટેસિટોરીએ જો કે हाને મૂલતઃ પંચમી અર્થનો, અને ક્રમશઃ પંચમી અર્થ છોડીને સપ્તમીના અર્થમાં સરતો, ગણ્યો છે—જે જોઈને અન્ય વિદ્વાનો હેને વાસ્તવિક સપ્તમીનો પ્રત્યય ગણવાની ભૂલમાં પડ્યા છે[२०]—છતાં સિ. હે. ૮-૪-૩૫૫માં हां ના સપ્તમી અર્થનો સ્વીકાર હેમણે જ, ડૉ. ટેસિટોરીએ જ, કર્યો છે,

(छ) પ્રાકૃતમાં પંચમીનું અનેકવચનનું રૂપ हिन्तो અને सुन्तो લગાડીને કરાય છે ( સિ. હે. ૮-૩-૯). મ્હારો હેવો તર્ક છે કે અપભ્રંશ होन्तउ આ हिन्तो-सुन्तोનો સગોત્ર હોવો જોઇયે, અને (हुन्तोમાંથી બદલીને થયેલ) हिन्तो મૂના વર્ત. કૃદન્તમાંથી તથા सुन्तो

---

१६. જુવો ઉપર પૃ. ૭૫, પાદનોંધ ૫૫.

१७. પૃ. ૧૬ સ્કંધ ૮. છઠ્ઠો પરિચ્છેદ, પં. ૨, ૬.

१८. પૃ. ૫, સ્કંધ ૨, પં. ૨,૩; પૃ. ૪. સ્કંધ ૨, પં.૩ ઈત્યાદિ ઇત્યાદિ.

१९. कान्हडदे प्रबन्ध. १-१०५, ६-२४६, २-९४; हरिलीला: ભાલણકૃત कादम्बरी પૃ. ૧૨૮, પં, ૫. પં. ૧૩; પૃ. ૧૨૯, પં. ૨૨ ઈત્યાદિ.

२०. "नोट्स" ६१.

असूना वर्त. कृदन्तमांथी (अर्थात् शक्य कल्प्य रूपमांथी) उद्भव्या होवा जोइये.[21]

[ विरल प्रसंगोए-काव्यमा-पंचमी प्रत्यय थी अनुक्त रहे छे —

(क) शकर छोडिउ बंध कि (कान्हडदेप्रबन्ध, १–२४६),

(ख) मोटा संकट छोडिउ वेद ( „ „ १–२५१),

अहिं (क) अने (ख) मा अनुक्रमे बधथी अने सकटथी विवक्षित छे ]

## सप्तमीनो प्रत्यय मां

हवे हुं बाकी रहेलो छेल्लो प्रत्यय, गुजरातीमा सप्तमीनो प्रत्यय मा, लउं छुं. वस्तुस्थिति नीचे प्रमाणे जोवामां आवे छे —

शुद्ध प्राकृतमा (महाराष्ट्रीमा) अकारान्त नामोने लागतो प्रत्यय ए अथवा म्मि छे (सं. स्मिन् सर्वनाम माटेना प्रत्ययमांथी) (सि हे. ८ ३–११) आ बेमाना म्मिमांथी मा प्रत्ययनो उद्भव संभवित मानवाना पक्षमा हु एक समये हतो. पण म्हने बीजी वधारे सारी व्युत्पत्ति मळी छे, जे तरतमां हुं आपीश.

अपभ्रंशमां अकारान्त नामो माटे, सप्तमी विभक्ति दर्शावनारो, ए अथवा इ छे, जहे अथवा जहि ( सि. हे ८–१=३३४ )

मार्कंडेय (प्राकृतसर्वस्व १७–१८ अने १७–२३मा) सप्तमी विभक्ति माटे हिं तेमज ए आपे छे.

डॉ. टेसिटोरी ("नोट्स", § ७४, (६)मा ) प्रा. मा. राज माटे पंचमीनो प्रत्यय म्हा आपे छे अने एना पूर्वगामी क्रमो आ दर्शावे छे <म्हा <माझा अप. मज्झहु, मज्झनी पंचमी–(हु भ्यसूने स्थाने) अहिं हेमणे विभक्ति पंचमी पशेडीने आवती सप्तमी लीधी छे पण, जो ए पंचमी-सप्तमी प्रत्यय ह्ा ने सं. स्मात्‌माथी व्युत्पन्न करे छे तो तेज रीते गुज. माने पण स्मातमांथी साधी सकया होत.

डॉ. सर रा गो. भांडारकर ('व्याख्यानो' पृ. २६१मे) गुज मानी व्युत्पत्ति मध्य, मज्झ, माझ, माह, सप्तमी माहिं (हिंनो लोप) ए प्रमाणे आपे छे.

म्हे (उपर पृ ७२मे) माने मध्यमाथी मज्झ, म्झ, मह, मह्रा द्वारा व्युत्पन्न कर्यो छे. आ व्युत्पत्तिमा फेरफार करीने हु डॉ सर रा गो भांडारकर जोडे सहमत थवु पसंद करुं छुं, पण

---

२१. बीम्झ २, पृ २२४मां हेनो उल्लेख छे ते प्रमाणे ह्येसन हिन्तोने हिं (तृतीया बहु° प्रत्यय अने तस् (सं. पंचमीसाधक तद्धित) ए बेनो संयोग माने छे, अने सुन्तोने सु (सप्तमी बहु. प्रत्यय) नी साथे तस् (सं.) भेळवीने भूलथी घडायेल माने छे, विशेष हेनो मत ए छे के हिंद्दो हूत अने हूतो (पंचमी) ए हिन्तो अने सुन्तोना जोडाणनु परिणाम छे. अने हूत (हिं) मांथी हून (पंचमी प्रत्यय) उद्भव्यो छे. आ बधुं चातुर्यभर्युं छे, तरंगी छे, अने तेथी अप्रतीतिजनक छे.

આટલા અલ્પ સુધારા સાથે કે माहिं ( माह्नी સપ્તમી )ના અન્ત્ય इ નો अ થાય છે અને ' माह નીપજે છે–જેમાંથી અન્તે મા ગુજ. ઉદ્દ્ભવે છે. આમ કરવાથી, ડૉ. ટેસિટોરીએ કર્યું છે તેમ, કારણ વિના જ પંચમી (मज्झहु)માંથી સપ્તમીમાં જવાની જરૂર રહેતી નથી.

જે ઘટના પંચમીના अत् (સં., દા. ત. गृहात् )ની બાબતમાં અને ષષ્ઠી 'स्यની બાબતમાં બની છે તે જ આ એકલ પ્રત્યય માંની બાબતમાં પણ બની છે; તે એ કે જૂના સંસ્કૃત અને પ્રાકૃત પ્રત્યયો ક્ષીણ થયા અથવા અન્યત્ર સંક્રાન્ત થયા, એટલે નવો વિગ્રહક્ષમ અનુલગ્ન–શબ્દ (मध्य–मज्झ) દાખલ થઇ ગયો, અને પછી હેનો ક્ષીણ થવાનો વારો આવ્યો જેથી છેવટે અવિગ્રહ્ય પ્રત્યય માં ઠરી ઠામ થયો.

## વધારાની નોંધ

મ્હેં ને–ચતુર્થી પ્રત્યય–નું પ્રચારરૂઢ પૃથક્કરણ સ્વીકાર્યું છે, એટલે કે ષષ્ઠી नु વત્તા સપ્તમી ए હેવું. પણ एને પ્રયોજન કે હેતુ દર્શાવનારી તૃતીયાનો પ્રત્યય ગણવો એ વધારે સારું છે. સંસ્કૃતમાં હાવી, પ્રયોજન કે હેતુ દર્શાવતી તૃતીયાની, પ્રયોગરૂઢિ છેઃ अध्ययनेन वसति ( જુવો પાણિનિ ૨–૩–૨૩ અને હેનાં सिद्धान्तकौमुदीમાં આપેલાં દૃષ્ટાન્તો ). વસ્તુતઃ મ્હારી આ પસંદગીનું આ સૂચન ઉપર પૃ. ૧૨૩ મે, કરણ-કર્તૃ–વાચક एના વિવેચનનાં અન્તિમ વચનોમાં, કરેલું જ છે. આ વ્યાખ્યાનના પૃ. ૧ને પૃ. ૩૭૭મે निमित्तइ (માટે)ના મૂલ તરીકે સપ્તમી પ્રત્યે જે પક્ષપાત દર્શાવ્યો છે તે હવે તજી દેવો પડશે. સૂક્ષ્મદૃષ્ટિથી તપાશિયે તો આ ઉદ્દેશવાચક તૃતીયાની પાછળ प्रयुक्त જેવા કોઇ ક્રિયાપદનો અર્થ નિગૂઢ રહ્યો છે. સરખાવોઃ अथ केन प्रयुक्तोऽय पाप चरित पूरुषः (भगवद्गीता ३–३५) જ્યાં प्रयुक्त શબ્દ કંઠોક્ત છે.

હવે આપણે ગુજરાતી ભાષાની વ્યક્તિત્વસાધક, વ્યાકરણગત અને પ્રયોગરૂઢિગંત, કેટલીક વિશિષ્ટતાઓ પ્રત્યે ત્વરિત દૃષ્ટિપાત કરીશું.

**गुजरानी वाक्यरचनानी विशिष्टनाओ**

વાક્યમાં શબ્દોની, કારક અન્વય દર્શાવતી, ક્રમવ્યવસ્થા પરત્વે અંગ્રેજી અને ગુજરાતી વચ્ચે ઘણો ભેદ છે. અંગ્રેજી વાક્યમા શબ્દાનુક્રમ હાવો હોય છે પ્રથમ કર્તા પછી ક્રિયાપદ અને છેવટે કર્મ; ક્રિયાપદ જેવા અન્ય શબ્દોને આધારે આવતા ભાગ છેડે મૂકવામાં આવે છે; જેમકેઃ—

"Gopal[૨૨] brought the horse here"

પણ ગુજરાતીમાં ( હિં અને મ. માં પણ ) ક્રમ આ હોય છે.–કર્તા, કર્મ, ક્રિયાવિશેષણ, ક્રિયાપદ, દાખલા તરીકેઃ—

गोपाळ घोडो अहिं लाव्यो.

---

૨૨. આ ક્રમ ગદ્યનો છે; પદ્યમાં ક્રમભંગની ખૂબ છૂટ રહેછે. ગદ્યમાં પણ અર્થભાર પ્રમાણે ક્રમ બદલાય છે. જેમકેઃ–" You do not know how dearly I love him". (અર્થભાર દર્શાવવા માટે how dearly ક્રિયાવિશેષણ હેના નિયત ક્રમથી આગળ આવે છે.) P. T. O.

આ ભેદની અવગણના થાય તો એક ભાષામાંથી અન્યમાં અનુવાદ કરાય ત્હારે ખોટો શબ્દક્રમ આવી જાય છે. આપણે ઘણીવાર અંગ્રેજોને इधर लाओ ओ घोडा કહેતા, અથવા ભારતજનોને "Gopal brought the horse back" ને બદલે "Gopal brought back the horse" કહેતા સાંભળિયે છિયે.

સંસ્કૃતમાં ભિન્ન ભિન્ન–અન્યોન્યભિન્ન–શબ્દરૂપો છે તેથી હેમાં આધુનિક દેશભાષાઓમાં જાળવવા પડતા ક્રમની અવગણના થાય તો નભે હેવું છે. દાખલા તરીકેઃ—

> रामः सीतां वने व्यसर्जयत्, के सीता वने व्यसर्जयद् राम. के वने रामो व्यसर्जयत् सीताम् के सीतां रामो व्यसर्जयद् वने

હેમાંથી ફાવે તેમ બોલિયે તો પણ ખોટું ન ગણાય અને અર્થભ્રમનો ભય પણ ન રહે.

તારતમ્યવાચક રૂપો

સંસ્કૃતમાં સુપરિચિત હતાં એ તુલનાદર્શક (તારતમ્યવાચક) રૂપોને એટલે કે तर અને तम અથવા ईयस् અને इष्ठ પ્રત્યય લગાડીને થતાં રૂપોને ગુજરાતી ગુમાવી બેઠી છે. तत्सम શબ્દપ્રયોગમાં ગુજરાતી આ રૂપોનો ઉપયોગ કરે છે પણ એ શિષ્ટમાન્ય ("classical"), અથવા કોઇવાર પાંડિત્યદર્શક શૈલીનું ચિહ્ન છે; અને तद्भव વિશેષણો હોય તો બે વચ્ચેનું આધિક્ય દર્શાવવા માટે વિશેષણની પૂર્વે વધારે શબ્દ મૂકાય છે અને સર્વોત્તમતા દર્શાવવા માટે પર્યાયપદ્ધતિનો આશ્રય લઈને सहुमां, सहुथी જેવા શબ્દોની મદદ લેવામાં આવે છે અથવા વિશેષણની દ્વિરુક્તિ કરીને મ્હોટામાં મ્હોટો જેવો પ્રયોગ કરવામાં આવે છે જેમાં પ્રથમ શબ્દ વિશેષણ હોવા છતાં નામ તરીકે વપરાય છે.

[અંગ્રેજીમાં °તરવાચક રૂપનો પ્રત્યય er છે અને °તમવાચકનો est છે. આ er પ્રત્યય સં. तर સાથે અને est સં. इष्ठ સાથે ગોત્રસંબંધ ધરાવતો હશે? આપણી આ વિચારણામાં એ અન્વેષણ અસ્થાને છે ]

હમે–આપણે

ગુજરાતીમાં પ્રથમ–પુરુષ–વાચક સર્વનામના બહુવચનનાં બે રૂપો છે અને દરેકનો અર્થ જૂદો છે.

હમે=We, પણ અર્થબોધમાંથી સાંભળનારો કે ઉદ્દેશ્ય જણ બાદ કરાતો હોય તો, અર્થાત્ "તે (કે ત્હેઓ) અને હું."

અને આપણે=We; પણ શ્રોતા કે ઉદ્દેશ્ય વ્યક્તિનો સમાવેશ થતો હોય તો, અર્થાત્ "ત્હમે અને હું."

---

ગુજરાતીમા પણ અર્થભારાનુસાર રચનાક્રમ બદલે છેઃ—

૧. वांच्यु त्हमे; त्हमाराथी शुं वचावानु हतु?

૨. खाओ व्हेला व्हेला; जोउ तो खरो केंवा खाओ छो

૩. जा पाछो; અહિં पाछोની પ્હેલાં जा ક્રોધ કે એવી કોઇ વૃત્તિ દર્શાવે છે. (૧) અને (૨)માં ક્રમફેર એક પ્રકારનો કટાક્ષ કે તાણો સચવે છે. સ્વાભાવિક ક્રમવ્યવસ્થા જુદો અર્થ, સાદું કથન, સૂચવે.

[ આ ગુજરાતીનું સ્વકીય, અનન્યસાધારણ, લક્ષણ નથી. ડૉ. ટેસિટોરીએ બતાવ્યું છે તેમ મારવાડીમાં આ લક્ષણ છે.[૨૩] સર જ્યૉર્જ ગ્રિયર્સને[૨૪] ટાંકેલા એક પ્રમાણ પ્રમાણે આ દ્વિવિધ બહુવચન દ્રાવિડ (અને મુંડા) ઉપભાષાઓની વિશિષ્ટતા છે; જો કે, મ્હારા ખ્યાલ પ્રમાણે કાનડી, દ્રાવિડ કુલની ભાષા હોવા છતાં, બાદ ગણવી પડશે, કારણ કે હેમાં તો બંને અર્થ દર્શાવતું એકજ બહુવચનરૂપ છે, નાહુ.[૨૫] મ્હારે ખાસ નોંધવાનું એ છે કે હાનું દ્વિવિધ બહુવચન વાપરનારી ભારતીય ભાષાઓ

---

૨૩. હેમની 'નોટ્સ," પૃ. ૮, મુદ્દો ૬, પરિચ્છેદ ૨ નીચે. (=Ind. Ant ફેબ્રુ. ૧૯૧૪, પૃ. ૨૪–મુદ્દો પરિચ્છેદ એ જ).

૨૪. A Manual of the Administration of the Madras Presidency જેમાંથી સર જ્યૉર્જ ગ્રિયર્સને એક અવતરણ પોતાના "Languages" વિશેના લેખમાં આપ્યું છે–Imperial Gazetteer of India (નવી આવૃત્તિ)માં પુ. ૧ (ઇ. સ. ૧૯૦૭)ને પૃ ૩૮૦મે.

૨૫. મ્હારા પોતાના જ્ઞાનની ખાતરી કરવા માટે મ્હેં એક કાનડી મિત્રને પૂછતાં હેમણે મ્હને કૅલ્ડવેલનો ગ્રન્થ જોવા સૂચવ્યું. એ ગ્રન્થમાંથી લીધેલું નીચેનું અવતરણ બહુસૂચક છેઃ—

"કાનડી શિવાયની સર્વ દ્રાવિડ ઉપભાષાઓમાં પ્રથમપુરુષ સર્વનામનાં બે બહુવચનો છે. જેમાંના એકના અર્થમાં વક્તૃપક્ષ ઉપરાંત શ્રોતાનો સમાવેશ થાય છે, એટલે એ સમાવેશક બહુવચન કહેવાય; બીજું શ્રોતાને બાદ રાખે છે, માત્ર વક્તૃપક્ષને જ લાગૂ પડે છે તેથી હેને (શ્રોતૃ)વર્જક બહુવચન કહી સકાય. દા. ત. કોઈ કહે "We are mortal," તો સ્વાભાવિક રીતે શ્રોતૃપક્ષનો તેમ જ વક્તા અને હેના પક્ષનો સમાવેશ કરતું, અર્થાત્ સમાવેશકબહુવચન એ વાપરે પરંતુ હેને "We are Hindoos; you are Europeans" એમ કહેવું હોય તો એ શ્રોતૃવર્જક બહુવચન અર્થાત્ શ્રોતૃપક્ષ કે ઉદ્દેશ્ય પક્ષને બાદ રાખતું બહુવચન વાપરે.

મરાઠીમાં અને ગુજરાતીમાં પ્રથમપુરુષનાં બે બહુવચન વપરાય છે હેમાં પણ હેવો અર્થભેદ છે, દા. ત. ગુજરાતીમાં હમે એટલે we–the party speaking; વક્તૃપક્ષ; જ્યહારે આપણે એટલે we–વક્તૃપક્ષ અને you–ઉદ્દેશ્ય પક્ષ પણ. આ અર્થે ઉત્તર ભારતમાં અને દક્ષિણની ભાષાઓમાં વપરાતા વિશિષ્ટ સર્વનામશબ્દો વચ્ચે સંબંધ કાંઈ નથી; પણ દક્ષિણમાં તેમ જ ઉત્તર ભારતીય ભાષાકુલમાં હાવી ધ્યાન ખેંચનારી રૂઢિનું અસ્તિત્વ હેવું સૂચવતું જણાય છે કે ઉત્તરભારતીય ભાષાકુલમાં દ્રાવિડી, અથવા છેવટ આર્યેતર, સંસ્કારોના પ્રાચીન અન્તપ્રવાહ વિદ્યમાન છે. ચર્ચાની વિષયભૂત આ રૂઢિ વિશિષ્ટ પ્રકારે શકલોકની રૂઢિ છે, અને દ્રાવિડકુલને શકભાષાવર્ગની સાથે જોડનારાં તત્ત્વોમાંનું એક છે. આ દ્વિવિધ બહુવચનની કેંજ નિશાની સંસ્કૃતમાં, અને ભારતીય–યુરોપીય કુટુંબની કોઇપણ ભાષામાં, છે જ નહિં; પણ મધ્ય એશિયામાં એ સર્વવ્યાપક છે. દાખલા તરીકે મંચુ ભાષામાં મુ=એકપક્ષના, 'હમે;' અને યે=સર્વપક્ષ સમાવેશક "આપણે," બંને રૂપો છે. મોંગોલમાં પણ હેવી રૂઢિ છે. આ વિલક્ષણ વિશિષ્ટતા ચીની ભાષાની ઉત્તર પ્રાન્તની બોલીમાં પણ ઉપલબ્ધ છે. એ બોલીમાં ત્સ–મેન્, આપણે, સંબોધ્યમાન પુરુષોનો સમાવેશ કરે છે, જ્યહારે વો–મેન, હમે, હેવો સમાવેશ કરનાર નથી. આ પ્રયોગરૂઢિ પોલિનેશ્યન ભાષાઓમાં, અમેરિકાની ભાષાઓમાંની અનેકમાં, અને ઑસ્ટ્રેલિયાની જાતિયોની ભાષામાં પણ જોવામાં આવે છે એ ખરેખર લક્ષ ખેંચનાર બીના છે."

(કૅલ્ડવેલ કૃત Comparative Grammar of Dravidian Languages દ્રાવિડ ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ–બીજી આવૃત્તિ, ઇ. સં. ૧૮૭૫, પૃ. ૨૦૮–૯).

ઇ. સ. ૧૮૫૬ની પ્રથમ આવૃત્તિમાં પણ આ કથનો છે.

થોડી છે ત્હેમાંની ગુજરાતી એક છે. સંસ્કૃતમાં वयम्, મરાઠીમાં[२६] आह्मी, હિંદીમાં हम, બંગાલીમાં आमरा, સિંધીમાં असी, પંજાબીમાં असीं (અમૃતસર, અંબાલા, ફિરોઝપુર) અને अस्सां[२७] (કાંગડા) એ રૂપો છે તે બંને પ્રકારના બહુવચનઅર્થે વપરાય છે.

[ મેલેનેશિયામાંના આન્નાટોમ બેટની ભાષામાં સર્વનામોનાં ચાર પ્રકારનાં સંખ્યાવચનો છે, એકવચન, દ્વિવચન અને બહુવચન, અને એ ઉપરાંત વળી સંબોધ્યમાન પુરુષનો "आपण-द्वे"માં, "आपण-त्रण"માં કે "आपण बहु"માં સમાવેશ ગણવાનો છે કે ગણવાનો નથી હેવાં ભિન્નાર્થ રૂપો પ્રથમ પુરુષ સર્વનામનાં બને છે. કેટલીક અમેરિકી ભાષાઓમાં પણ હેવો અર્થભેદ છે.[२८]

આમ આ પ્રકારનાં સૂક્ષ્મ ભેદકરણોની વૃત્તિ પૃથ્વીના દૂર દૂરના, કેટલાક તો માનવવંશીય સગોત્રતાથી અસંબદ્ધ હેવા, ભાગોમાં પ્રવર્તે છે. અને છતાં, ભારતીય ભાષાઓ પૂરતી જ વાત કરિયે તો એ ભાષાઓમાં, અને અંગ્રેજીથી પણ વિરોધમાં, પ્રથમ પુરુષ સર્વનામના દ્વિવિધ બહુવચનની આ વિશિષ્ટતા પરત્વે ગુજરાતી અપવાદભૂત જૂજ ભાષાઓમાંની એક છે.]

આ વ્યાખ્યાનોના પુસ્તક ૧ માં વિવૃત जे અને ઔને અંગે,[२९] અને વળી કહેવાતા स्वरभार 'शान्त'अनी[३०] તેમ જ નામોના અન્ત્ય अनी[३१] ચર્ચા દરમ્યાન, મ્હેં स्वरभारના પ્રશ્નનો પ્રસંગોપાત્ત પરામર્શ કર્યો છે. એથી અહિં હું એ વિષયની ચર્ચા ત્હાં કરેલાં કથનોની પૂર્તિરૂપે અને હેના વિસ્તારરૂપે કરીશ. મ્હેં કહ્યું છે કે વૈદિક સ્વરનો ચોક્કસ ઉદ્દેશ અને હેનું તાત્પર્ય સ્પષ્ટતયા જાણીતાં નથી, અને ભારતીય આધુનિક ભાષાઓના વિષયમાં આપણે ઉચ્ચારભારને જ સ્વીકારિયે છિયે. હું ઉમેરીશ કેઃ—

(क) પ્રાચીન વૈદિક સ્વર સંસ્કૃતમાંથી લુપ્ત થયો હતો અને પ્રાકૃતોમાં તથા આપણી ભાષાઓમાં એથી પણ વિશેષ અદૃશ્ય થયો છે;

(ख) આમ છતાં એ સ્વરની અલક્ષિત અસર પ્રાકૃત શબ્દરચના ઉપર પડી હતી, દા. ત.

૨૬. પણ મરાઠીમાં શબ્દકોશો (મરાઠી–અંગ્રેજી, અને અંગ્રેજી–મરાઠી, મોલ્સ્વર્થ અને કૅન્ડી) आपण=we અને we=आह्मी, आपण આપે છે. હાનું કારણ એ જણાય છે કે आह्मी સમાવેશક તેમ જ વર્જક બહુવચન છે, જ્યહારે आपण સમાવેશક બહુવચન છે પણ જૂજ વપરાય છે.

૨૭ LSI ( ભારતીયભાષાસમીક્ષા ) પુ. ૯, ભાગ ૧, પૃ. ૧૩૬–૭.

૨૮, Prolegomena to the Study of Hegel's Philosophy, especially of his Logic (હિગેલ્સના તત્ત્વજ્ઞાનના, વિશેષતઃ હેના તર્કશાસ્ત્રના અભ્યાસનું પ્રારંભિક વિવેચન ) by William Wallace MA. LLD., પૃ. ૨૩૯–૨૪૦.

૨૯ પુ. ૧નાં પૃષ્ઠ ૧૩૬–૧૪૫, અને પૃ. ૨૮૦–૨૮૧

૩૦ પુ. ૧ નાં પૃષ્ઠ ૨૦૬–૨૧૦ અને પૃ. ૨૧૨–૨૧૩

૩૧ પુ. ૧ નું પૃષ્ઠ ૧૮૭, પાદ નોંધ ૪૭

क પ્રત્યયનો ઉપયોગ અને કેટલાક વ્યાકરણસિદ્ધ રૂપવિકારોમા ઉચ્ચારભારનુ સ્થાનાન્તર, દા ત –

(૧) क પ્રત્યયનુ વિવેચન પુ ૧મા થઇ ગયુ' છે ૩૨

(૨) चोपडी–चोपडियो કે चोपडीओ

(૩) चीतर्युं चीतरवु

(૨)મા ઉચ્ચારભાર प ઉપરથી ખસીને ड ઉપર જવાની સાથે જોડણી डियो બદલીને डीओ થઇ છે,

(૩)મા चीतर्युंमा ઉચ્ચારભાર ची ઉપર છે પણ चीतरवुमा चो અને त બને ઉપર તુલ્યબળ ઉચ્ચારભાર પડે છે આ શબ્દનો चितरवु હેવો ઉચ્ચાર કે પ્રયોગ અશક્ય છે એ જ બતાવે છે કે त ઉપર ભાર હોવો જોઇએ

(ग) ગુજરાતીમા, બોલાતી ભાષામા, ઉચ્ચારભાર અપ્રકટ રહે છે પણ અમુક સંજોગોમા પ્રકટ થાય છે, જેમ કે ઉપર (ख)મા નોંધેલા શબ્દોમા.

અને (घ) પદ્યરચનામા ઉચ્ચારભારનુ સ્થાન મહત્ત્વનુ છે

(घ) નું કૈંક વિસ્તીર્ણ વિવરણ આવશ્યક છે પ્રથમ તો એ કહી દેવુ જોઇયે કે ताल નામે ઓળખાતો છન્દોનુકૂલ ભાર ઉચ્ચારભાર નથી, જો કે હેના જેવો છે કારણ કે ताल એટલે છન્દની પંક્તિની લયવાહી રચના માટે આવશ્યક હેવો અક્ષર (શ્રુતિ) ઉપર આવતો ભાર કે થડકો, જ્યહારે ઉચ્ચારભાર પ્રત્યેક શબ્દના એકાદ અક્ષર ઉપર આવતો હેનો સ્વભાવ સિદ્ધ ભાર છે, પછી એ પ્રસુપ્ત અને અપ્રકટ હોય કે પ્રમાણમા પ્રકટ હોય આ સૂક્ષ્મ ભેદને પરિણામે આપણે જોઈયે છિયે કે છન્દોનુકૂલ તાલ ઉચ્ચારભારહીન અક્ષર ઉપર આવે તો કાનને અરુચિકર બને છે, દા ત

(૧) शो सुन्दर बगीचो छे बन्यो आ

बगीचो મા चो અક્ષર ઉચ્ચારભારરહિત છે એ નિશ્ચિત છે, એથી હેના ઉપર ताल પડે છે તે કાનને ગમતુ નથી

હેવા પણ પ્રસંગો હોય છે જેમા ભારરહિત અક્ષર ઉપર પડતો તાલ પણ કર્ણને અપ્રિય થતો નથી, દાખલા તરીકે ઉપરની પંક્તિમા सुन्दर ના द ઉપરનો તાલ અથવા

(૨) अरुण तरुण आ उदय थयो सहु जागो सूता लोक

आलस तजो शुभ सुव्रत वस्त्र सजी हरखे मूको शोक,

सूर्य उदय आ भाखे

---

૩૨ પુ ૧ નાં પૃષ્ઠ ૨૦૧–૨૦૩ અને એ પૂર્વનાં પૃષ્ઠોમાં કેટલાંક સ્થળોએ

(३) जनसुखकारक भव–उद्धारक उदय उदय विख्यात,

कार्य सफळ शुभ करता

(४) दयागुणे भरपूर भरी तु घर गरवी गुजरात,

वसन उपवन मन हरतो

(५) उद्भव करतो दुख सहरतो प्रगटयो धर्मसमाज

क्लेश कलह लय करतो.

(६) तिमिर विदारी कुत्सित पट फाडी, प्रदीप्त करवा शून्य,

ज्योति सकल ज्जम शिवनो

(७) सदाचरणप्रतिपालन समये निश्चय थइ नि शक,

ए ज वचन गुरु उचरे.

(८) उज्ज्वल यश पूर्वनो अधिक करी धुवो दुरित सहु श्याम,

अधम मति तजी धरमूळथी

(આ બધા દાખલાઓ ભીમરાવ ભોળાનાથના લાવણ્યમયી નામના કાવ્યમાંથી છે) એક બે વિશેષ દાખલા ઉમેરું :—

(९) उर सघर्यु कर रहस्य ऊडु एह अर्पवा काज

तलपी रह्यु मन मुज घेलु

(१०) ते थकी भीना अर्पु चरण तुज, स्वीकार्य तु सुमधुर

स्मरणकुसुमो वइ मोंघा.

(नूपुरझंकार, विधुरनु मायादर्शन, कडी ५, ६, नरसिंहराव भोळानाथ)

અહિં જુઓ કે તાન પડે છે तरुणના र ઉપર (દષ્ટાંત(२)), सफलના क ઉપર (દષ્ટાન્ત (३)), गुणेના णे ઉપર (દષ્ટાન્ત (४)), गरवीના वी ઉપર (દષ્ટાંત (४)), वसनના स ઉપર (દષ્ટાન્ત (४)), उपवन ના व ઉપર (દષ્ટાન્ત (४)), कलहના ल ઉપ (દષ્ટાન્ત (५)), कुत्सितના त्सि ઉપર (દષ્ટાન્ત (६)) वचन ના च ઉપર (દષ્ટાન્ત (७)), पूर्वના र्व ઉપર (દષ્ટાંત (८), अधिक માં धि ઉપર (દષ્ટાન (८)) दुरित માં रि ઉપર (દષ્ટાન્ત (८)), अधम ના ध ઉપર (દષ્ટાન્ત (८)) ध અને ल ઉ ર (દષ્ટાન્ત (९)માં). અને (દષ્ટાન્ત (१०)મા) चरण અને स्मरण ના र ઉપર તથા कुसुमो ના मो ઉપર આ બધા શબ્દોમા તાન કાં તો અસ્વરિત (ભારરહિત) અક્ષર ઉપર, અથવા તો ગૌણકોટિક કે સમાનકોટિક

ઉચ્ચારભારવાળા અક્ષર ઉપરે પડે છે, અને છતાં એ અપ્રિય લાગતો નથી. આમ બનવાનું કારણ અતિસૂક્ષ્મ છે છતાં સ્પષ્ટ છે. આથી પણ વધારે ઉત્કટ દાખલો છે उदयના પ્રયોગનો; દૃષ્ટાન્ત (૨) માં પ્રથમ उदयમાં उ ઉપર પણ બીજા उदयમાં द ઉપર તાલ પડે છે; અને એથી પણ ઉત્કટતર છે દૃષ્ટાન્ત (૩)માં એકસાથે આવતા उदय उदय જેમાંના પ્રથમ उदयમાં उ ઉપર અને બીજા उदयમાં द ઉપર તાલ પડે છે ઝીણવટથી તપાસિયે તો જણાશે કે ખરૂં કહેતાં द ઉપર ગૌણ ઉચ્ચારભાર આવે છે કારણકે એ શબ્દ उद्+अय નો બનેલો છે જેમાં अयના अ ઉપર કૈંક અંશે ભાર આવે છે. આ બધાં દાખલાઓને વીગતવાર સમઝાવતાં લંબાણ થાય.

ઉચ્ચારભાર અને તાલ વિશેનું આ બધું વિવેચન અદૃઢ ભૂમિકા ઉપર રહેલું છે હેવો વિરોધ-મત કોઈ પ્રકટ કરે, કારણ કે ગદ્યમાં જે અક્ષર ઉપર ભાર મૂકાતો હોય ત્હાંથી ફેરવીને પદ્યમાં બીજા જ અક્ષર ઉપર મૂકાતો અનેકવાર જોવામાં આવે છે, દા. ત.

हतो हुं सुतो पालणे पुत्र न्हानो

એ ગદ્યમાં હોય તો ભાર हतो, सुतो, पालणे એ પ્રમાણે મૂકાય. હાનો ઉત્તર આ છેઃ—

(क) તાલ અને ઉચ્ચારભાર વચ્ચે ભ્રમ થાય છે;

અને (ख) કદાચ કહેવાનું એ હોય કે તાલ ભારરહિત અક્ષરો ઉપર પડે છે, તો પણ સંહિતા-પાઠમાં[33] અને પદપાઠમાં સ્વરનો સ્થાનફેર કરવાની પ્રાચીન વૈદિક પ્રણાલીમાં હાવી ઘટનાનું પૂર્વનિદર્શન વિદ્યમાન છે. આપણા આ દાખલામાં હેવું જ બને છે.

આ પંક્તિ વાંચોઃ—

नथी कीधी म्हें नाथ भक्ति त्हमारी

તાલ थी ઉપર એટલે દેખીતા ઉચ્ચારભારરહિત અક્ષર ઉપર પડે છે છતાં એ કર્ણને અપ્રિય નથી લાગતો એટલું જ નહિ પણ નકાર ભારપૂર્વક કરાયો છે એમ સૂચવે છે.

આ વ્યાખ્યાનોના પુસ્તક ૧ ના પૃષ્ઠ ૬૫ મે છેલ્લા પરિચ્છેદમાં મ્હેં કહ્યું છે કે હિંદી અને કાઠિયાવાડી ગુજરાતીમાં ભારયુક્ત ઉચ્ચારણ (accentuation) વિદ્યમાન છે તે ગુજરાતીમાં નથી. આ કથન અહિં મ્હેં સ્વરભાર વિશે જે કહ્યું તેથી અને "શાન્ત" अ ની ચર્ચામાં કહ્યું હતું તેથી અસંગત કોઈ રીતે નથી. કારણ કે એ પ્રસંગે હું accentuationની, ઉચ્ચારણમાં ભારની, (ભારયુક્ત ઉચ્ચારણની) વાત કરતો હતો, જે સ્વરભારના તત્ત્વના કરતાં શબ્દભારને વધારે મળતું છે. ઉપરાંત કાઠિયાવાડી ભારયુક્ત ઉચ્ચારણની સાથે વિશિષ્ટ પ્રકારનો સ્વરનો આરોહ જોડાયેલો હોય છે. જે હેને, જાણે કે, આરોહાત્મક સ્વરભારનું સ્વરૂપ અર્પે છે.

---

૩૩. संहिता એટલે અલગ રહેલા શબ્દોનું સહસ્થાપન, સંયોજન, હેવો संहिताનો અર્થ અહિં સ્પષ્ટ થાય છે. पदप्रकृतिः संहिता [ ऋक्प्रातिशाख्य ૨-૧ ] હેમાં પ્રથમ શબ્દ पदप्रकृतिःને तत्पुरुष સમાસ ગણો કે बहुव्रीहि ગણો-ઉવ્વટ બહુવ્રીહિ ગણે છે બંને પ્રકારે લેતાં આ વાકય સ્પષ્ટ કરે છે કે संहिता શબ્દ પદપાઠ અને સંહિતાપાઠ વચ્ચેનો ખરો સંબંધ દર્શાવે છે. આથી કેટલાક વિદ્વાનો संहिता નો અનેક સૂકતોનો સંગ્રહ હેવો અર્થ કરે છે અને અસ્વીકાર્ય ગણવા યોગ્ય કરે છે.

ગુજરાતીમા નકારનો અર્થ દર્શાવવા માટે બે શબ્દો વપરાય છે. આ બે શબ્દોનો પરસ્પર ભેદ સ્પષ્ટ છે, છતા જેઓની ગુજરાતી માતૃભાષા નથી હોવા ઘણા લોકો એ બેને અભિન્ન અથવા પર્યાયરૂપ માનીને વાપરવાની હાસ્યજનક ભૂલ્ય કરે છે. દાખલા તરીકે મ્હેં અનેક મરાઠી ગૃહસ્થોને ત્હમે આવશો કે નહીં? એમ બોલતા સાંભળ્યા છે. અહિં नहिंનો પ્રયોગ થવો જોઇયે હાનું કારણ આ છેઃ મરાઠીમાં नाहिं છે તે नहिं (ગુજ.) અને નથી (ગુજ.) બંને અર્થમા વપરાય છે, અને પ્રત્યેકની ખરી વ્યુત્પત્તિ આ પ્રમાણે છે —

**નથી–નહિં**

1. नहिं (ગુજ.)=no. ના; સં. नहि; અપ नाहिंमांथी.[३४]
2. નથી (ગુજ.)=is not, છે નહિં; સં. नास्ति, પ્રા. नत्थिમાંથી
3. नाहिं (મ.)=no, ના, કેવળ નકારવાચક અવ્યય; એ સં. नहि, અપ नाहिं[३४] માંથી આવે છે.
4. नाहिं (મ.)=is not, નથી (ક્રમતઃ not is); આ મ न+आहेનો બનેલો છે જેમાં आहेમાંથી ઉપજેલો સયોજિત नाहे, नाहिं (અવ્યય) જોડેના સામ્યાભાસને લીધે, બદલીને नाहिं થઈ જાય છે.

પારસી ગુજરાતી નથી થી અપરિચિત છે; હેમાં આ શબ્દને સ્થાને नहिं વપરાય છેઃ દા. ત. પારસી ગુજ. नहिं आवत्तो, હિંદુ ગુજ. नथी आवतो.

[ સિંધીમાં નથીનો વિલક્ષણ પ્રયોગ થાય છે; ત્હાં એ न+अथी (अस्ति) એમ નકારયુક્ત સ્વતંત્ર ક્રિયાપદ નથી, પણ વર્તમાનકાળ ત્રીજા પુરુષના પ્રત્યય તરીકે રહેલા अथी જોડે નકારવાચક नનું મિશ્રણ દર્શાવે છે, જે મુખ્ય ક્રિયાપદને લગાડવામા આવે છે ત્યહારે ક્રમ ઉલટાવાય છે, જેમ કે *अचेथी* (એ (સ્ત્રી) આવે છે), *नथी अचे* (એ આવતી નથી), અહિં थी લિંગવચન બદલતુ વિશેષણ તુલ્ય રૂપ છે (જેમ કે अचेयो=એ (પુરુષ) આવે છે, अचया ત્હેઓ (પુરુષો) આવે છે. આ थोની વ્યુત્પત્તિ સં. अस्ति પ્રા. अत्थिમાંથી નહિં પણ સં. स्थित, પ્રા. थिअ, थिउ, (અપ.) थउ હેમાંથી સધાય છે.

હિંદીમાં નથી (=नास्ति) નથી. હેમા હેનો ઉદ્દેશ વિગ્રહક્ષમ नहिं है થી સરે છે.]

[ ગુજરાતી નથી અને नहिं વચ્ચે અર્થમા અને પ્રયોગમાં ભિન્નતા છે હેની સરખામણી, અમુક પ્રમાણુમાં, કાનડી इल्ल અને अल्ल સાથે, અને કૈંક અંશે અંગ્રેજી 'not' અને 'no' સાથે થઈ સકે; કાનડી इल्ल હમેશાં ક્રિયાપદોને લગાડાય છે અને હેનો અર્થ "does not" થાય છે જ્યહારે अल्ल એ કેવળ નકારાત્મક છે, જેનો અર્થ 'no' છે. દાખલા તરીકે नोडुत्ताने તે જુવે છે; नोडुवदिल्ल એ જોતો નથી. आ हुडुगनिने नोडिद्धि ? ત્હમે એ છોકરાને જોયો ? એ પ્રશ્નનો નકારમાં જવાબ અપાય अल्ल, અહિં इल्ल વાપરિયે તો ખોટું થાય, પણ नानु नोडलिल्ल=મ્હેં જોયો નથી હેમાં इल्ल વપરાય. આ अल्ल અને इल्लના ભેદનુ કારણુ બનેલો વ્યુત્પત્તિભેદ હું જાણુતો નથી, પણુ પ્રયોગ અહિં જણાવ્યો ત્હેવો થાય છે.

---

૩૪ સિ. હે. ૮–૪–૪૧૯.

મુખ્ય ક્રિયાપદોના અર્થમાં કાંઇક વિશેષ અર્થતત્ત્વો ઉમેરવા હોય ત્યારે આમ તો સ્વતંત્ર હેવાં ક્રિયાપદોને એ મુખ્ય ક્રિયાપદોની જોડે વાપરવાની રીત ગુજરાતીમાં (તેમ જ હિં. મ. સિં. માં) છે. અંગ્રેજીમા આ અર્થવિશેષ ઉમેરવા માટે "away" "off" અને હેવાં અન્ય અવ્યયો ક્રિયાપદ સાથે મૂકવામાં આવે છે. નીચેના દાખલાઓ મ્હારું વક્તવ્ય સ્પષ્ટ કરશે.[૩૭]

मुख्य क्रियापदमा अर्थविशेष उमेरवा माटे वपराता सहायक क्रियापद

कही देवु, न्हासो जवु, बोली जवुं, पकडी पाडवु, लखी नाखवु, लखी वाळवु, माडी वाळवुं, काढी मूकवु मूकी छांडवुं वगेरे.[૩૭]

(મુંબઇગરી ગુજરાતીમાં એક હેવો શબ્દપ્રયોગ થાય છે જે દેખાની રીતે આ વર્ગમાં આવે છે, પણ જેમા સહાયક ક્રિયાપદનો ઉપયોગ ખોટો થાય છે. એ પ્રયોગ છે मोकली आपवु ખરો પ્રયોગ છે मोकली देवु. આ મુંબઇગરા પ્રયોગની પૃથક્ક્રિયા અને ઉત્પત્તિકથા રસમય છે. પ્રથમ તો એ કે શુદ્ધ ગુજરાતીમાં સં. दा ના અર્થમાં आपवुं (સં. अर्प्, પ્રા. अप्प) વપરાય છે. दा (ગુજ. માં आपवु)ના અર્થમાં સ્વામિત્વ બીજાને સોંપવાનો અર્થ આવી જાય છે. स्वस्वत्वनिवृत्तिपूर्वक-परस्वत्वोत्पत्त्यनुकूलो व्यापारो दानम् હેવું दानी ક્રિયાનું લક્ષણ છે. શુદ્ધ ગુજરાતીમાં दे (देवु) ક્રિયાપદનો ઉપયોગ અપવાદભૂત રૂઢાર્થ દર્શાવવાને જ થાય છે, દા. ત. कन्या देवी (" भगी अपीणी केनी होय, कन्या रहेने नव दे कोय "દલપતરામ) गाळो देवी, जवाब देवो, डाम देवो, बखियो देवो, प्रावो देवो વગેરે; [૩૭] આ પ્રયોગોમાં देवुनो અર્થ ઔપચારિક દાનનો છે, માલ કે વસ્તુના વાસ્તવિક સમર્પણનો નહિં.

પણ કાઠિયાવાડી ગુજરાતીમાં એક જ ધાતુ दे (देवु) બધા અર્થમાં, એટલે કે સ્વામિત્વ-સમર્પણના તેમ જ ઔપચારિક 'देवुं' અર્થમાં વપરાય છે, आपू ધાતુ વપરાતો જ નથી.

---

૩૭ આ પ્રયોગોના અંગ્રેજી અર્થો, લગભગ આ પ્રમાણે આપી સકાયઃ—
कही देवु=to go and tell (a secret);
न्हासी जवु=to run away;
बोली जवु=to repeat, to recite (fluently),
पकडी पाडवु=to overtake.
लखी नाखवु=to write and finish;
लखी वाळवु=to write by way of a reply;
माडी वाळवु=to settle (as a dispute);
काढी मूकवु= to turn out, to drive away,
मूकी छाडवु=to keep safe, well protected;
गाळो देवी=to abuse;
जवाब देवो=to reply;
डाम देवो=to impress a brand-mark;
बखियो देवो=to sew with fine stitches of a particular kind;
प्रावो देवो=to treat with milk certain kinds of flour, before making sweets out of them.

દાખલા તરીકે કાઠિયાવાડી ગુજરાતીમાં ભીખારીને ચાર પૈસા દીધા કહેવાય, જ્યારે ગુજરાતી ગુજરાતીમાં ભીખારીને ચાર પૈસા આપ્યા એમ કહેવાય. આમ આપવુંને સ્થાને કાઠિયાવાડી પ્રયોગ દેવું છે એ જોઈને મુંબઈમાં આવી વસેલા ભાટિયા, મેમણ, લુહાણા વગેરે કાઠિયાવાડીઓએ શુદ્ધ ગુજરાતી પ્રયોગ કરવાની ઇચ્છાથી મોકલી દેવુંમાંના સહાયક દેવુંને સ્થાને આપવું ક્રિયાપદ મૂકી દીધું; અને એમ કરવા જતાં ભૂલ કરી બેઠા; કારણ કે અહિં વપરાયેલ આપવું ક્રિયાપદ સહાયક ક્રિયાપદનો ગૌણધર્મ બજાવતું નથી. (લખી આપવુંમાં આપવું હેવો ધર્મ અદા કરે છે કારણ કે ત્યહાં આપવુંનો અર્થ ખરેખરું સમર્પણ નથી; લખીને આપવુંમાં સમર્પણનો અર્થ છે તેથી હેમાં આપવું સહાયક ક્રિયાપદ ન ગણાય). અનેક વર્તમાનપત્રોમાં, માસિકોમાં અને પ્રતિષ્ઠિત છતાં આ બાબતમાં બેદરકાર રહેતા લેખકોનાં લખાણોમાં પણ પગપેસારો કરતો જણાતા આ મોકલી આપવું પ્રયોગની પૃથક્ક્રિયા અને ઉદ્ભવકથા હાવી છે.

[ કાઠિયાવાડી ગુજરાતીની પેઠે મરાઠીમાં પણ देणें જ છે, અને એ કારણે-ઘણા મરાઠાઓ ગુજરાતીમાં ગાળો દીધી કહેવાને બદલે ગાળો આપી (=મ शीव्या दिल्या) એમ બોલતા સાંભળવામાં આવે છે. મુંબઈના ભાટિયા વગેરેની ગુજરાતીમાં પણ આ સાંભળવામાં આવે છે. આ ગાળો દીધી વચનમાં દે સહાયક ક્રિયાપદ નથી પણ મુખ્ય ક્રિયાપદ છે પણ હેમાં રૂઢિબળે દેવુંનો ઔપચારિક અર્થમાં પ્રયોગ થાય છે.]

હાવાં સહાયક ક્રિયાપદોથી સૂચવાતો અર્થ દર્શાવવાને કાનડીમાં ક્રિયાપદની દ્વિરુક્તિ કરવાનો રિવાજ છે; દા. ત બિટ્ટુ બિડુ=છોડી દે (leave off)-જેમાં બિટ્ટુ એ બિડુનું સંબન્ધક કૃદન્ત છે અને બિડુ આજ્ઞાર્થ દ્વિતીય પુરુષ એકવચન છે.

**वासणकूसणादि गण**

આગળ[૩૮] હું ગુજરાતીમાં યુગ્મચારી (દ્વિમુખ) શબ્દોની વિશિષ્ટતાનો પ્રસંગોપાત્ત ઉલ્લેખ કરી ગયો છું. અહિં એ શબ્દોને હું वासणकूसणादि गण નામે એકત્ર મૂકું છું. આ શબ્દો गायबाय જેવા શબ્દોથી ભિન્ન પ્રકારના છે, કારણ કે गायबाय જેવા શબ્દોમાં તો પ્રથમ પદના આદ્ય વ્યંજનને સ્થાને ब् મૂકીને પ્રથમ પદ જોડે અર્થરહિત ઉચ્ચારસામ્ય સાધતું બીજું પદ મૂકવામાં આવે છે; (જો પ્રથમ પદનો આદ્યવ્યંજન ब् જ હોય તો ब ને બદલે फ મૂકીને પ્રતિશબ્દ રચવામાં આવે છે; દા. ત. बरफीफरफी, बकरीफकरी). મરાઠીમાં હાવો પ્રતિશબ્દની યુક્તિનો પ્રચાર છે પણ એ ભાષામાં, બીજા પદના આદિમાં ब्+પ્રથમપદની આદ્યશ્રુતિનો સ્વર મૂકવાને બદલે, પ્રથમપદની આદ્યશ્રુતિને બદલીને वि મૂકવામાં આવે છે; દા. ત. घोडावीडा, हातबीत ઈત્યાદિ. હિન્દીમાં वનો નહિં પણ अ નો ઉપયોગ થાય છે; દા. ત घोडाओडा. આ બેવડા શબ્દો "અથવા હેવું અન્ય" એ અર્થ સૂચવે છે, घोडावोडा=ઘોડો કે હેવું અન્ય કાંઈ; જ્યહારે वासणकूसणादि गणમાં અર્થ જુદો છે–"ઇત્યાદિ"નો અર્થ છે. ओसडवेसड અને ओसडचोसड એ બે શબ્દયુગ્મો સરખાવશો તો અર્થભેદ સ્પષ્ટ થશેઃ ओसडवेसड એટલે ઓસડ, માવજત વગેરે; પણ ओसडचोसड એટલે ઓસડ અને ઓસડ જેવું જ બીજું કાંઇ એ અર્થ છે; દાખલા તરીકેઃ—

(૧) ए मांदो छे, तो ओसडचोसड कांइ करो छो ?

(૨) म्हारो भाइ मांदो छे, हेनु ओसडवेसड म्हारी व्हेन अने भाभी मळीने करे छे.

---

૩૮. આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧. પૃષ્ઠ ૮૧, પાદનોંધ ૨૬.

એ પ્રમાણે અંગ્રેજીમાં "He loves me, he loves me not"; "Do you love him?" ઉત્તરઃ-No. અહિં not ન વપરાય, પણ "I love him not" (=I do not love him) હેમાં વપરાય. આ શબ્દના-no અને notના અર્થભેદનું કારણ વ્યુત્પત્તિભેદમાં સોધવાનો પ્રયત્ન મદદરૂપ નહિં થાય હેવું મ્હારું માનવું છે, કારણ કે not માં અસ્તિનો અર્થ મળે તેમ નથી કારણ કે એ not તો ne (=not)+o (=an, any) + wiht (=thing) નો બનેલો છે, અને no આવ્યો છે ne (=not) + a (=aye, ever) માંથી.]

**ના-नहिं** ગુજરાતી ભાષામાં ना અને नहिं વચ્ચે, હેનું વાક્યમાં સ્થાન ક્રિયાપદની પૂર્વે કે પછી હોય તે પ્રમાણે, વિશિષ્ટ અર્થભેદ રહે છે, હેના સ્થાન અનુસાર ક્રિયાપદનો 'ભેદ' બદલે છે.

દાખલા તરીકેઃ—

(क) ना आवे / आवे नहिं } =(તે) આવે હેવો સંભવ કે શક્યતા નથી.

(ख) नहिं आवे / आवशे नहिं } =(તે) આવશે નહિં (ભવિષ્ય).

(क) માં आवे શક્યભેદમા છે, જ્યારે (ख) માં નિશ્ચયાર્થક ભવિષ્યકાળ દર્શાવે છે. હાનો આધાર नहिं શબ્દ आवेની પ્હેલાં આવ્યો છે કે પછી હેના ઉપર રહે છે.

**हवे-हमणां** ગુજરાતીમા हवे અને हमणां ભિન્ન ભિન્ન અર્થ દર્શાવે છે; અંગ્રેજીમાં એ બંને અર્થોમાં now એ એક જ શબ્દ વપરાય છે. हवे જે વક્તવ્યાર્થથી પોતે સબદ્ધ હોય ત્હેનાથી પૂર્વની ઘટના કે ક્રિયાની અપેક્ષા રાખે છે, અર્થનું અનુસધાન હાનું હોય છે. "આમ છે, અથવા આમ થયું, માટે हवे ત્હમે આમ કરો." અર્થાત્ हवेનો પ્રયોગ પૂર્વક્રિયાસાપેક્ષ છે.

દા. ત.–

व्हाणु वायु, हवे तो ऊठी.

हमणां, જે કાર્ય જોડે હેના (અધુનાત્વના) અર્થનો સંબધ હોય, ત્હેનો સમય દર્શાવે છે, અને ત્હાર પછી થનારા કાર્યની જોડે હેનું અનુસંધાન થાય છે દાખલા તરીકે –

१. म्हें हमणा ज खाधु.

२. हमणा हु बहु कामना छुं, घडीक रहीने आवजो

हवे અને हमणां વચ્ચેના અર્થભેદનું મૂળ એ પ્રત્યેકની વ્યુત્પત્તિમાં રહ્યુ છે.–

હમણા સં. अधुना, પ્રા अहुणामांથી આવ્યો છે; આ अधुना અંગ્રેજી[35] nowનો સમાનાર્થ છે અને (ગુજ.માં हवे તથા हमणाથી દર્શાવાતા) બંને અર્થ દર્શાવે છે; પણ ગુજરાતીમાં हमणा નો એક અર્થ (हवेનો અર્થ) લુપ્ત થયો છે અને એક જ અર્થ જળવાઈ રહ્યો છે ("આ ક્ષણે, આ સમયે" એ અર્થ).

हवे નો ઉદ્ભવ અપ. हवइમાંથી થયો છે, અને આ हवइની વ્યુત્પત્તિ મ્હારે મતે આ પ્રમાણે છે.-आहवइ (आहवु=હાવું હેની સપ્તમી), જેનો અર્થ "આમ હોઈને" થાય છે જે ક્રિયાને પૂર્વ-ઘટનાની જોડે સાંકળે છે.

મરાઠી आता બંને અર્થમાં વપરાય છે. (हवे અને हमणाના), सद्य અને हाँ માત્ર हमणाના જ અર્થમાં વપરાય છે. હિન્દી अब-अभी પણ બંને અર્થો દર્શાવે છે; સિંધી हाणे (સં. अधुनामांથી સાધ્ય) અને કાનડી ईग પણ એ જ–અર્થદ્વયવાચકની–કોટિમાં છે.

| | |
|---|---|
| नकारार्थक पूर्वगो न अने अण | ગુજરાતી નઞ્ સમાસમાં વપરાતા न અને अण એ નકારાર્થક પૂર્વગો આ પ્રમાણે વપરાય છે — |

(क) સંસ્કૃતમાં अ સમાસનું પૂર્વપદ બને છે, પણ ગુજરાતીમાં न હોય છે; દા. ત નવાપો, નગુણો, નકામો વગેરે

(ख) સંસ્કૃતમાં આ अ સ્વરની પૂર્વે આવે ત્યારે न् આગમ લે છે (જેમકે अनुदार, अनर्थ ઇત્યાદિ), અને વ્યંજનની પૂર્વે अ જ રહે છે (अकाल, अभाव વગેરે), પણ ગુજરાતીમાં अण (સં. अन्નો વિકાર) વ્યંજનની પૂર્વે પણ વપરાય છે, દા ત. अणगमतु अणदीठु अणचिंतव्यु, अणधार्यु, अणमानीती, अणजाण्यु, अणमान्यो, अणदोही વગેરે. આ પ્રયોગ–પ્રકારની પ્રાકૃતમાં અને અપભ્રંશમાં પૂરી જમાવટ થઈ હતી, अणतुच्छ, अणदइअ, अण फुडिअ, अणवश, अणमुक्ख[36] વગેરે.

આ ગુજરાતી સમાસોમાં न બહુવ્રીહિ સમાસના અને अण તત્પુરુષ સમાસના પૂર્વપદ તરીકે વપરાય છે એ લક્ષમાં આવ્યું હશે नठळो સં. निवलमांथी આવેલ છે એથી અનુમાન થઇ સકે છે કે ગુજરાતી બહુવ્રીહિમાંનો આ न સ. नમાંથી નથી આવ્યો પણ સં निस्-निर्માંથી આવ્યો છે.

૩૫ અંગ્રેજી Now, જેનું મૂળ છે nu (ઍંગ્લો-સૅક્સન, પ્રા સૅક્સન, જર્મન, મિડલ લો જર્મન, ઑલ્ડ હાઈ જર્મન, મિડલ હાઇ જર્મન, ગોથ), new જોડે સબંધ ધરાવે છે, અને આ new લૅટિન novus (સં नव) જોડે સંબંધમાં છે આ સંબંધ "now" અને "new" ઉભયાન્તર્ગત સમાન અર્થનો સૂચક છે, જે "now"–પાછળથી–બને છે તે આગલા બનાવને મુકાબલે new જ હોય, આનો અર્થ એ થયો કે हवे-વાચ્ય અર્થ हमणा–વાચ્ય અર્થથી મૂળમાં પૂર્વતર હતો, અને हमणानो અર્થ પાછળથી સંજોગ બદલાતા આવ્યો હતો, then and now એ ઉક્તિ પણ nowના આ પ્રાથમિક અર્થનું સૂચન કરે છે.

૩૬. સં. પાં. પંડિત સંપાદિત कुमारपालचरितને છેડે આપેલી પ્રાકૃતશબ્દસૂચિ જોશો તો આ પ્રકારના અનેક શબ્દો મળશે. ઉપર આપેલા દાખલાઓ મ્હેં એ સૂચિમાંથી વીણી લીધા છે.

આ વાસણકૂસણાદિગણમા આવતા શબ્દોના નીચે પ્રમાણે ત્રણ વર્ગો પાડી સકાય છે

(क) જેનુ બીજુ પદ અર્થરહિત હોય હેવા શબ્દો,

(ख) જેનુ પ્રથમપદ અર્થહીન હોય હેવા શબ્દો,

(ग) જેના બને પદો અર્થયુકત હોય હવા શબ્દો

નીચે આપેલા શબ્દો (क) વર્ગમાં આવે છે.

| | | |
|---|---|---|
| वासणकूसण | ओसडवेसड | साफसूफ |
| ढोरढाखर | दणोदृणी | ताणीतूशीने |
| चोंछीफूछी | छानु मानुं | चूपचाप |
| माणसकूणस | ठठमाठ | नवु सवु |
| कोळीनाळी | चोकुचूकु | वध्युसध्युं |
| खालीपीली | म्हणापाई | सगुसागवुं |
| डोसाडगरा | ओपटीसोपटी | झाडेझपटे |
| ढेकाढैया | ओळखीतु पाळखीतु | लूगडांलत्तां |
| आटीघूंटी | पूछगाछ | ठीकठाक |
| | सिपाइसपरा | दांकाढूमा |
| | | वातचीत |

गोळमटोळ, [ मटोळ स वर्तुलमાંથી હોય, સરખાવો भ वाग्रोळें],

ઉપરાત बनीठनी, उघाडोपुघाडो झोळीपोळी ( झोळी पोळी पीपळ पान । फोइए पाड्यु मगल नाम ॥ બારમે વાસે બાળકનુ નામ પાડવા વખતે સ્ત્રીઓ આ મુકરર શબ્દો બોલે છે ), अडघुपडघु, इचो पूचो, लोचोपोचो अधधुंधी, ( धुधी स ध्वान्तમાથી હોય ), फेरफार.

આ શબ્દો (ख) વર્ગમા આવે છે—अदलबदल, अदलावदली, अटापटा, आळाखाळा, आसपास, आजूबाजू, आडोशीपडोशी, आरपार

અહિ જોઈ સકાશે કે આ શબ્દોમા પ્રથમ પદ માત્ર બીજા પદ જોડે અન્ત્યાનુપ્રાસ જેવુ ઉચ્ચારસામ્ય સાધતો શબ્દ છે, જેમા પ્રથમ શ્રુતિ अ કે आ કે ऑ કે હોય, બીજા પદના પ્રથમ સ્વરનો પડધો પાડતો, સ્વર હોય છે

टापटीप, सरसामान, करकसर (ख) વર્ગના ભિન્ન પ્રકારો છે

નીચેના શબ્દો (ग) વર્ગમાં આવે છે

| | | | |
|---|---|---|---|
| राचरचीलु | अडीऑपटी | छानु छपनु | धूळधाणी |
| मालमता | हानु सनु | फेरोफाटो | रूपियोरोडो |
| जणसभाव | पूछपरछ | गुपचूप | घरवार |
| जीवजतु | सुडमुड | नोकरनफर | राधणु शीधणु |
| जनजनावर | गलीगूची | गरीबगुरबा | रहेजसाज |

આ શબ્દોમાંના કેટલાકના અર્થો આપવાની જરૂર છેઃ—

रचीलु=ગોઠવેલ (વસ્તુઓ); रच्=ગોઠવવું.

भात=પદાર્થ, વસ્તુ;

जंत-जतुમાંથી;

अडोऑपटी-અડી રહેલી, અટકી રાખનારી ઑપટી (आपत्तिમાંથી)=અડચણ;

सुनु-श्लक्ष्णમાંથી सण्ह દ્વારા (જુવો આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૮૧-૮૨, પાદનોંધ ૨૭).

परछ-पृच्छ (સં.)માંથી;

सुदसुद-शल्य+मूढમાંથી;

गूंची-गुन्त्स्માંથી, અર્થ-ગૂંચવણ;

छपनु-(ગુજ.) छूप्-છૂપા રહેવું-માંથી.

फांटो-વાચ્યાર્થ શાખા, અર્થાત્ રસ્તો છોડીને જતો આડમાર્ગ;

गुप-સંભવતઃ गुप्तમાંથી;

नफर=નોકર (ફા.);

गुरबा (અરબી) गरीबનું બહુવચન; ગુજરાતીમાં અન્ત્ય આ ઉપર અનુસ્વાર મૂકાય છે. गुरबां. રહેજસાજમાં બંને પદો सहजમાંથી આવેલા (જરાક ફેરફારથી પુનરુક્ત થતા) શબ્દો છે.

धामधूम, सूमसाम, धूवापूवा એ શબ્દોમાં બંને પદો દેખાવે જ અર્થહીન છે; "દેખાવે" કહેવાનું કારણ એ છે કે धूवा धूमમાંથી, सूम सौम्यમાંથી અને धाम धाव् (દોડવું)માંથી સાધી સકાય છે.

[ નોંધ : શબ્દોની સ્વરૂપે જ પુનરુકિત કરવાની (સં. द्विरुक्त પ્રકરણમાં બતાવી છે તેની) રૂઢિ આ ગણુથી ભિન્ન પ્રકારની છે द्विरुक्तનો પરંપરાસ્વીકૃત અર્થ वीप्सा છે; અને ગુજરાતીમાં, હેમાં અનેક અર્થોનો સમાવેશ થઇ જાય છે, દા ત ઘેર ઘેર એટલે દરેક ઘરમાં, અને આ અર્થમાંથી અન્ય અર્થચ્છાયાઓ નીકળે છે, દા. ત. પ્રકર્ષ, बोर बोर जेवडा आंसु पडया, हाथ हाथ ऊछळ्यो હેવી ઉક્તિયોમાં. सपसपीने જેમાં પ્રથમપદમાં सपी બદલીને सप થાય છે, અથવા आवआवडु જેમાં પ્રથમપદમાં ડુ પ્રત્યય કાઢી નખાય છે, એ પ્રકારના પ્રયોગો અહિં વિવક્ષિત નથી. એ પ્રકારો તો વ્યાકરણગ્રન્થનો વિષય છે. પણ ગુજરાતીનો જ વિશિષ્ટ હેવો અન્ય એક અર્થ છે; એ છે અવાસ્તવિક કે કાલ્પનિક સ્વીકાર કે આરોપણનો અર્થ; દા. ત घोडा घोडा रमिये, निशाळ निशाळ रमिये (સરખાવો અંગ્રેજી-playing horses, tigers ઇત્યાદિ ) ]

જોડણી-સુધારા

હવે હું ગુજરાતી ભાષાના ઇતિહાસથી સંબંદ્ધ એક મહત્ત્વના વિષયની ચર્ચા કરીશ એ વિષયને ગુજરાતી શબ્દોના ધ્વનિતંત્રના ઇતિહાસની જોડે મૂલગત સંબંધ છે એ હેનો મહત્ત્વનું કારણ છે. એ વિષય છે ગુજરાતી સાહિત્યકૃતિયોમાં જૂદે જૂદે સમયે વપરાતી જોડણી અને ગુજરાતી જોડણીની અવ્યવસ્થા દૂર કરવા માટે આરંભાયેલી પ્રવૃત્તિ. આ વિષયનું પ્રાણભૂત તત્ત્વ પૂર્વગામી વ્યાખ્યાનોમાં ચર્ચેલા ઉત્સર્ગોમાં (નિયમોમાં) રહેલું છે એ વસ્તુસ્થિતિથી એ વિષયને અહિં ઉપસ્થિત કરવો ક્ષન્તવ્ય બને છે.

જોડણીપદ્ધતિ; હેનો ઇતિહાસ

પ્રાચીન સમયમાં શબ્દોના લેખનસ્વરૂપની ચોક્કસ નિયમોથી વ્યવસ્થા ન્હોતી રચાઈ એ તો સુવિદિત છે; પણ આટલું તો સ્વીકારવું પડે છે કે એક પણ ઉચ્ચાર હેવો ન્હોતો જે લિખિત સંજ્ઞામાં દર્શાવ્યા વિનાનો રહી જતો હોય, પછી એ સંજ્ઞા અપૂર્ણ હોય કે પૂર્ણ હોય. દાખલા તરીકે બોલવામાં પ્રત્યક્ષ ઉચ્ચારાતો પ્રાણધ્વનિ એક અથવા અન્ય પ્રકારે લખવામાં દર્શાવતો, પછી ભલે યથાર્થ સ્થાને દર્શાવાતો હોય, કે નહિ; જેમ કે મહારુ, એહેનુ, તેહનું, બહ્મને, મેહેલી વગેરે. માત્રાગણના (૭૬ પ્રમાણે તપાસી જેનાં) બતાવી આપે છે કે આ શબ્દોનાં વિવક્ષાનુસારી રૂપો મ્હારું, હેનુ, ત્હેને મ્હેલી હેવાં હતાં ખરી વાત એ છે કે કેટલેક પ્રસંગે તેહને જેવાં રૂપોની પડખોપડખ જ ત્હેની, ત્હેમાં હેવાં રૂપો લખાયેલાં જોવાય છે (જુવો દયારામકૃત સત સૈયામાંથી આ વ્યાખ્યાનોના પુ. ૧માં પૃ. ૧૦મે આપેલું અવતરણ). આ અયથાર્થ પણ પ્રામાણિક લેખનરીતિ વિક્રમ સંવતના ઓગણીશમા સૈકાના અંતપર્યંત ચાલુ રહી હતી. જ્યહારે રાજ્યે સુવ્યવસ્થિત કેળવણી દાખલ કરી ત્યહારે, બૉર્ડ ઑવ્ એજ્યુકેશનની (કેળવણી સમિતિની) કારકીર્દી દરમ્યાન પ્રાણધ્વનિ ખરી રીતે લખાતો જેમ કે વ્હેન, પ્હેલ વગેરે; અહ્મે તહ્મે એ રૂપ પણ ત્યહારે સ્વીકાર પામ્યું હતું. સર્વપ્રથમ ગુજરાતી માસિકપત્ર બુદ્ધિપ્રકાશના પ્રથમ અંકમાં (ઇ. સ. ૧૮૫૦મા) વહેમ, મ્હોટી, આલ્યો એ પ્રમાણે લખાણ હતું જો કે હેમાં *મળ્યા, થાય* વગેરે શબ્દો *મળા, થાઅ* એ રૂપે પણ લખાયા હતા.

૧૮૫૯માં કેળવણીખાતાના મુખ્ય અધિકારી તરીકે મિ. હાઉવર્ડે જોડણી પદ્ધતિનો નિર્ણય કરવા માટે એક સમિતિ નીમી.[૩૯] એ જ વર્ષે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ટી. સી. હોપે પોતાના ડેપ્યુટીઓની મદદ લઇને જોડણી ના નિયમાવલિ ઘડી કાઢી જેનો વાચનમાળામાં સ્વીકાર થયો. નર્મદાશંકર કવિયે પોતે ઇ. સ. ૧૮૬૫માં રચેલા નર્મવ્યાકરણના ભાગ ૧લામાં પૃષ્ઠ ૨૭ આદિમાં જોડણીના કેટલાક નિયમો મુકરર કર્યા, જેમાંના નિયમ ૮મામા સંયોગના ઉત્તરવર્ણ તરીકે હ લખવાની હેમણે ભલામણ કરી છે દા. ત. ન્હાનુ, મ્હને, મ્હેં, મ્હારુ, ત્હારુ વગેરે, સાથોસાથ, કોઈ સ્વર કોઇ વ્યંજન સાથે સંયોગમાં જોડાતો અર્ધવર્ણ ન જ હોઇ શકે એ સત્યનું હેને વિસ્મરણ થવાથી, હેણે અ્હેનું, અ્હેવું જેવા અશક્ય લેખનપ્રકારો સૂચવી નાખ્યા. ત્યહાર પછી હેણે આ અશક્ય વર્ણસંજ્ઞાને તજી દીધી જણાય છે. હેણે સૂચવેલા નિયમોમાંના કેટલાક અપક્વ કે અયથાર્થ છે, અને સુધારવા પડે હેવા છે, એ તો નિ:સંદેહ છે.

હેણે ૧૮૬૧થી ૧૮૬૬ દરમ્યાન કેટલાક ભાગોમાં ખંડશઃ પ્રકટ કરેલા પોતાના શબ્દકોષનું ઇ. સ. ૧૮૬૯માં નવસંસ્કરણ શરુ કર્યું, અને ઈ. સ ૧૮૭૩માં નર્મકોશ પૂર્ણરૂપે પ્રકટ કર્યો ત્યહારે જોડણીની સુધારેલી નિયમાવલી એ શબ્દકોશની પ્રસ્તાવનામાં આવી. આ નિયમો સુધારેલા સ્વરૂપમાં હતા છતાં હેમાં ખોટું સ્વરૂપનિરીક્ષણ અને ખોટા નિર્ણયો દેખાઇ આવતા હતા. હેણે ઉપર નોંધેલા ન્હાનું જેવા શબ્દોમાં હ્ની સ્થિતિનો, તેમ જ એ અને ઓના વિકૃત ઉચ્ચારનો અને અન્ય કેટલાંક તત્ત્વોનો સ્વીકાર કર્યો છે. ખાસ નોંધવા જેવી હકીકત એ છે કે આ બધા પ્રયત્નોમાં હેણે બોલિયે તે પ્રમાણે લખવાનો, અર્થાત્, ધ્વનિશાસ્ત્રસંગત (ઉચ્ચારાનુસારી) જોડણીનો, ખરો સિદ્ધાન્ત લક્ષ્ય તરીકે સ્વીકાર્યો છે, જો કે હેનો વિનિયોગ સર્વત્ર સફળ કે સાચો નથી કર્યો.

૩૯ આ માહિતી મ્હને નર્મવ્યાકરણ, ભાગ. ૧ (ઈ. સ. ૧૮૬૫) પૃ. ૨૭મે નોંધમાંથી મળી છે

ઈ. સ. ૧૮૭૧-૭૨માં કેળવણી ખાતાની પાઠ્યપુસ્તક સમિતિયે જોડણી માટે નિયમાવલિ ઘડી. આ નિયમોમાં કેટલીક બાબતોમાં ભૂલ્ય અને અપૂર્ણતા હતી તો પણ ગુજરાતના મ્હોટા ભાગમાં શબ્દોના જે ઉચ્ચાર થતા હોય ત્હેને અનુસરતી શબ્દોની જોડણી કરવાનો નિયમ મંજૂર રખાયો હતો. પણ સંજોગોની સૌથી મ્હોટી વિપરીતતા એ હતી કે આ નિયમોનું પાલન કેળવણી-ખાતાએ પ્રકટ કરેલાં પુસ્તકોમાં પણ થયું ન્હોતું પુરુષોત્તમદાસ મુગટરામ નામના એક, ગામડાના, નમ્ર શિક્ષકે સાતમી ચોપડીમાંની જોડણીઓની અન્યોન્ય-અસંગતિયોનું નિવેદન ઘડ્યું. અને ડૉ. (એ સમયે મિ.) બ્યુલરે નવલરામ લક્ષ્મીરામને ભૂલ્યો સુધારવાની સૂચના કરી. વિષયની મહત્તા અને દુષ્કરતા જોઇને નવલરામે આખા પ્રશ્નનું એક વિસ્તીર્ણ વીગતભર્યું અને વિચારપૂર્ણ વિવેચન લખ્યું.[૪૦] વ્યવસ્થિત પદ્ધતિનિર્માણના આ સર્વ પ્રયાસો છતાં કેળવણી ખાતાની ચોપડીઓમાં પણ આ નિયમો પાળવામાં ન આવ્યા અને એ સમયનું સાહિત્ય અનેક શબ્દોની ખોટી જોડણીથી વિરૂપ બન્યું.

ત્યહાર પછી લગભગ સોળ વર્ષ સુધી આ સ્થિતિ ચાલુ રહી; પછી ઇ. સ. ૧૮૮૮માં મ્હેં ગુજરાતી જોડણીપદ્ધતિ વિશે એક પત્રિકા પ્રકટ કરી, અને ત્હેમાં ધ્વનિશાસ્ત્રાનુસારી (ઉચ્ચારાનુરૂપ), ભાષાશાસ્ત્રની અને ગુજરાતી ભાષાના વિકાસની ખરી સરણિને અનુસરતી, જોડણી કરવાની ઉગ્ર હિમાયત કરી. એ ચર્ચાના વિસ્તારમાં ઊતરવાની જરૂર નથી; ફક્ત મ્હેં જે મુદ્દાઓની હિમાયત કરી હતી તે મુદ્દાઓ જ અહિં હું નોંધું છું:—

મ્હારથી ઉઠાવવામાં આવેલો, નવો, વિરોધનો સૂર

(क) જે શબ્દોમાં હ્ બોલાતી ભાષામાં શ્રુતિગોચર હતો અને વ્યુત્પત્તિ જોતાં ખરો હતો હેવા શબ્દો પણ તે સમયે ચાલુ થયેલી જોડણીમાં બેન, નાનુ, અમે, વેરો ઇત્યાદિ રૂપે લખાતા હતા ત્હેને બદલે બ્હેન, ન્હાનું, હમે, વ્હેરો એ પ્રમાણે હ્ લખાણમાં સ્વીકારવો;

(ख) ઍ અને ઑના વિવૃત ઉચ્ચારને સ્વીકારવો;

(ग) આલ્ય, ભાગ્ય જેવા શબ્દોમાં લઘુપ્રયત્ન યકારનો સ્વીકાર કરવો;

મ્હારા આ મતે એ સમયે ક્ષોભ ઉપજાવ્યો; કેટલાકે આ સૂચનોને નવાં અને બળવો ઉઠાવનારાં ગણીને હેનો વિરોધ કર્યો. મ્હારાં મન્તવ્યોનો સત્તાવાર સ્વીકાર થાય એ ઉદ્દેશથી મ્હેં જાન્યુઆરી ૧૮૮૮માં કેળવણી ખાતાના મુખ્ય અધિકારીને પત્ર લખ્યો, સાથે મ્હારી પત્રિકાની નકલ મોકલી અને આ વિષયની વ્યવહારુ વિચારણા થવી જોઇયે એમ સૂચવ્યું. હાનાં તત્કાળ કાંઇ પરિણામો આવ્યાં નહિં. પણ નવાં બળોની મૂક અસર ઊપજી અને કેટલાક લેખકો સ્વયમેવ મ્હેં સૂચવેલી જોડણીનો થોડો કે ઘણો સ્વીકાર કરવા લાગ્યા.

નિર્ણય કરવાના છૂટાછવાયા યત્નો

એ પછી થોડાંક વર્ષે બે જાણીતા વિદ્વાનો આ વિષયમાં પ્રવૃત્ત થયા. રાવબહાદુર (એ સમયે શ્રી.) કેશવલાલ હ. ધ્રુવે, બે પારસી વિદ્વાનોએ રચવા શરુ કરેલા એક શબ્દકોશમાં શબ્દોની જોડણી કઇ કરવી એ નક્કી કરવા ખાતર ૧૮૯૩માં જોડણીના નિયમો ઘડ્યા; આ નિયમોમાં મ્હારી કેટલીક ન્હાની સૂચના જોડે એકમત્ય હતુ પણ બ્હેન, મ્હોરું વગેરે શબ્દોમાંના હકાર પરત્વે મૌન

૪૦ જુવો નવલગ્રન્થાવલિ, ૩, પૃ. ૬ થી ૩૩.

સાહિત્યનું અને ભાષાનું નામ પડે હેને સ્વાભાવિક ક્રમે એથી વધારે સમય લાગે; નામ-પ્રાપ્તિનાં સંયોગબળો સહજસ્વભાવે એ પ્રકારનાં હોય છે. અથવા, જો નામ પ્રમાણમાં જલદી પડી જાય તો પણ એ રૂઢ થઇને પ્રચારમાં સ્થિર થાય હેમાં સમય લાગે જ. એથી માર્કો પોલો (ઈ. સ. ૧૨૫૪–૧૩૫૪ દરમ્યાન) પોતાના પ્રવાસવર્ણનોમા ગુજરાતનો ઉલ્લેખ કરે છે તો તેથી એટલું જ અનુમાન કરી સકાય કે તેરમા સૈકામાં દેશનું એ નામ પડ્યું હતું; પણ એ ઉપરથી ભાષા ગુજરાતી તરીકે ઓળખાતી હતી હેવો નિર્ણય બાંધી સકિયે એમ પુરવાર થતુ નથી. ઈ. સ. ના સોળમા સૈકા પર્યન્ત ગુજરાતમાં અને રજપૂતાનામાં સમાન ભાષા પ્રચારમાં હતી એ પુરાવો, અર્થાત ગુજરાતના અને (ડૉ. ટેસિટોરી જેનો કાળજી ભર્યો અભ્યાસ કરે છે એ) મારવાડીના સાહિત્યને રૂપે મળતો પુરાવો, હેવો નિશ્ચયજનક અને પ્રતીતિકારક છે કે માર્કો પોલોના પર્યટનના એ પ્રાચીન સમયમાં એ ભાષાને ગુજરાતી હેવું ભેદદર્શક નામ અપાયું હોય હેવી કલ્પના પણ ન થઈ સકે. ઇ. સ. ૧૪૧૫ થી ૧૪૮૧ એ જેનો જીવનકાળ હતો એ નરસિંહ મ્હેતો પોતાની ભાષાને કદાપિ ગુજરાતી કહેતો-નથી; એ ભાષાનું અપભ્રષ્ટ ગિરા નામ હેણે આપ્યું છે.[1]

---

ભાવનગરના પુરાતત્ત્વ (Archaeological) ખાતાએ પ્રકટ કરેલ પ્રાકૃત અને સંસ્કૃત શિલાલેખોના સંગ્રહમાં પૃ. ૧૨૩મે એક લાંબા લેખની પછી (સંગ્રહમાંના ૯મા લેખની પછી) એ લેખનો દેશભાષામા સંક્ષેપ આપ્યો છે. એ લેખ મેવાડમાં ઉદયપુર નજીક આવેલ એકલિંગજી વિશે છે. હેની સાલ સંવત્ ૧૫૪૫ છે. એ દેશભાષાત્મક સંક્ષેપમાં પ્રા. પા. રાજસ્થાનીનાં વિશિષ્ટ લક્ષણો ગણાતાં ભાષાતત્ત્વો છે; માત્ર એક જ શબ્દ ચઢાવ્યુ (પં. ૧, પં. ૮) ગુજરાતી દેખાવનો છે. પણ આ દેશભાષામય સંક્ષેપમાં સૌથી વિશેષ અર્થપૂર્ણ બાબત એ છે કે આરંભના સંસ્કૃત શ્લોકમાં લેખકે મૂળનું પોતે "देशभाषा" માં ભાષાન્તર કર્યું હોવાનું કહ્યુ છે, અને એ દેશભાષાનું વિશિષ્ટ કાંઇ નામ આપ્યું નથી.

कान्हडदेप्रबंध (વિ. સં. ૧૫૧૨ની કૃતિ) માં પદ્મનાભ પોતે વાપરેલી ભાષાને પ્રાકૃત[2] તરીકે ઓળખાવે છે.

ભાલણ પોતાના ગ્રન્થની ભાષાને अपभ्रंश તેમ જ गुजरभाषा[3] પણ કહે છે પણ એ ભેદ-સૂચક ગુજરાતી નામથી જૂદી જ બાબત છે.

આ પ્રમાણે ગુજરાતની ભાષા માટે गुजराती એ નામ વપરાયેલું વિ. સં. ૧૭૫૦ પ્હેલાંની પ્રાચીન સદીઓમા ક્યહાંય જોવામા આવતું નથી. અને હેમાં આશ્ચર્ય કાંઇ નથી કારણ કે, આપણે આ પ્હેલાના વ્યાખ્યાનમાં જોયું ત્હેમ, એ ભાષાનું શબ્દસ્વરૂપ અર્વાચીન ગુજરાતીનુ નહિં પણ ઉત્તરકાલીન અપભ્રંશનું, અલબત્ત વિકાસક્રમમાં એક કમ આગળ વધેલું, સ્વરૂપ હતું; અને આ ઉત્તરકાલીન અપભ્રંશનો પ્રચાર ગુજરાત, કાઠિયાવાડ અને મારવાડ એ વિસ્તારમાં વ્યાપક હોવાથી ભાષાનું પ્રાન્તીય ભેદકરણ અશક્ય હતું.

---

૧. अपभ्रष्ट गिरा थिरो काव्य मेंतुं दोसे (गुरत्नप्राम ५६ ७२; કડી ૨).

૨. प्राकृतबंध कवित मति करी.

૩. જુવો ઉપર પૃ. ૮.

**सर ज्यॉर्ज ग्रियर्सनना अने ह. ह. ध्रुवना मतोथी वैमत्यदर्शन**

વસ્તુસ્થિતિ આવી હોઈને ભાષાનો ગુજરાતી-તરીકે નિર્દેશ સૌથી પ્રથમ ઈ. સ. ૧૭૩૧માં બર્લિનના ગ્રન્થપાલ લા ક્રોઝેએ[૪] કરેલો મળે છે એ વાતથી આપણને આશ્ચર્ય ન થવું જોઈએ. આ નિર્દેશ યુરોપમાં થયેલો છે એ ખરું; પણ આપણા દેશમાં જ થયેલો ઉલ્લેખ[૫] ન મળતો હોય એ સ્થિતિમાં વિદેશીય ઉલ્લેખની સ્હામે વાંધો ન લેવો જોઈએ, ખાસ એટલા કારણે કે ભાષાને એ જે પ્રદેશમાં બોલાતી હોય એ પ્રદેશનું નામ એ ભાષા બોલનારાઓના કરતાં વિદેશીઓ આપે એ સંભવ વધારે છે. આવા સંજોગોમાં, સર જ્યૉર્જ ગ્રિયર્સનના ગુજરાતી ભાષાનો અને સાહિત્યનો સમૃદ્ધિકાળ ૯૦૦ વર્ષો પ્હેલાં હતો[૬] એ મતનો સ્વીકાર કરવો મુશ્કેલ બને છે. અને સર જ્યૉર્જ ગ્રિયર્સન ગુજરાતીનો વ્હેલામાં વ્હેલો સમય ઈ. સ. ૭૩૦ લગભગનો માને છે[૭] એવું હ. હ. ધ્રુવનું વિધાન તો ગળે ઉતારવું વધારે મુશ્કેલ છે. સર જ્યૉર્જના "The Modern Vernacular

---

૪. LSI પુ. ૯, ભાગ ૨, પૃ. ૭૩૩.

૫. પ્રેમાનન્દે એક સ્થળે પોતાની ભાષાને ગુજરાતી કહી છે: हृदे ऊपनी मःहारे अःमलाषा, बांधु नागदमण गुजरातीभाषा (दशमस्कंध, અધ્યાય ૧૬, કડવું ૫૪). આ दशमस्कधनी ચોક્કસ સાલ નક્કી નથી, પણ ઈ. સ. ૧૭૦૦ પછીનો કોઈ સમય હતો. આ સમય, લા ક્રોઝેએ ઈ. સ. ૧૭૩૧માં નિર્દેશ કર્યો છે એ હકીકતની સાથે સુસંગત છે.

૬. The Imperial Gazetteer of India નવી આવૃત્તિ, પુ. ૧ (ઈ. સ. ૧૯૦૭), પૃ. ૩૬૮, "Gujarati Language": ત્હાં એઓ કહે છે: "અનેક પ્રાચીન વ્યાકરણો બન્યાં છે તેથી ભાષાનો, ૯૦૦ જેટલાં વર્ષો પ્હેલાં એ અર્વાચીન ભારતીય-આર્ય દેશ ભાષા તરીકે અસ્તિત્વમાં આવી એ સમયથી, સતત ઇતિહાસ લભ્ય છે."

વળી એ જ ગેઝેટિયરને પૃ. ૪૩૦મે સર જ્યૉર્જ કહે છે: "ગુજરાતીમાં ચૌદમા સૈકાથી પ્રાચીન સાહિત્ય છે, જેનું નહિં જેવું અન્વેષણ થયું છે. પ્રાચીનતમ લેખકોએ ભાષાશાસ્ત્ર વિશે લખ્યું છે."

સંભવતઃ સર જ્યૉર્જના ધ્યાનમાં मुग्धावबोध औक्तिक (વિ. સં. ૧૪૫૦) છે, કેમકે LSI, ૯, ભાગ ૨, પૃ. ૩૨૭મે હેમણે એ ગ્રન્થનો ઉલ્લેખ કર્યો જણાય છે એ ભાષાને હેમણે गुजराती હેવું ખોટું નામ આપ્યું છે એ સ્પષ્ટ છે.

૭. જુવો હ. હ. ધ્રુવનો "Rise of the Drama" એ નિબંધ, Transactions of the Ninth International Congress of Orientalists, પુ. ૧. પૃ. ૩૦૯, પાદનોંધ ૧.

એ પાદનોંધ કહે છે: "પ્રાચીનતમ હિન્દી કૃતિયો પુષ્ય કવિની હતી એમ મિ. ગ્રિયર્સન જણાવે છે. એઓ કહે છે કે હું ગુજરાતીની વ્હેલામાં વ્હેલી સાલ ઇ. સ. ૭૩૦ની આસપાસની ગણું છું. (જુવો "Modern Vernacular Literature of Hindustan," પૃ. ૧)"

આ નોંધ મ્હને એક કોયડો લાગે છે; કારણ કે અત્રનિર્દિષ્ટ ગ્રિયર્સનની કૃતિના પૃ. ૧માં હ. હ. ધ્રુવ વિશે કે હેના મત વિશે કાંઈ જ કહ્યું નથી અને જે કહ્યું છે તે પુષ્યકવિ વિશે છે, અને હેની સાલ ઈ. સ. ૭૧૩ આપી છે, ૭૩૦ નહિં. હ. હ. ધ્રુવના "He says that I consider" એ વાક્યમાં "I"નો પ્રયોગ અંગ્રેજી રચનાની ભૂલ્ય હોય અને 'he' (એટલે ગ્રિયર્સન) હેવી વિવક્ષા હોય, તો પણ સર જ્યૉર્જ ગ્રિયર્સને એ સ્થળે પોતાનો હેવો મત કાંઈ જણાવ્યો નથી. આ કોકડું જેવું છે ત્હેવું રહેવા દઉં છું અને હ. હ. ધ્રુવને 'I' થી 'he' અભિપ્રેત છે એમ માની લઈને હું ચાલું છું.

Literature of Hindustan" એ નિબંધના પૃષ્ઠ ૧ ઉપર હેમનો આ મત નોંધાયેલો છે એમ હ. હ. ધ્રુવ આપણને જણાવે છે. સર જ્યૉર્જ ગ્રિયર્સનનો આ નિબંધ J. A. S. Beng. (ઇ. સ. ૧૮૮૮)ના પ્રથમ ભાગ તરીકે છપાયો છે હેવું હ. હ. ધ્રુવ પોતે જ અન્ય સ્થળે૮ જણાવે છે. આ નિર્દિષ્ટ સ્થળે હું જોઉં છું, તો મ્હારા જોવામાં શું આવે છે?

હેમાં સિવસિંઘ સરોજમાંનાં, એક પુષ્પ કવિ ઇ. સ. ૭૧૩માં થઈ ગયો, હેણે સંસ્કૃતમાં અને દેશભાષામાં લખ્યું હતું, અને હેનો ટૉડકૃત રાજસ્થાનમાં ઉલ્લેખ છે, હેવાં વિધાનોનો જ માત્ર નિર્દેશ કર્યો છે. અને–આ ધ્યાનમાં રાખવા જેવું છે–હેના વિશે સર જ્યૉર્જ ગ્રિયર્સન નીચે પ્રમાણે ટીકા કરે છેઃ–

" દેશભાષા એ શબ્દનો અર્થ પ્રાકૃત પછીનો ભાષાક્રમ હેવો સમજવાનો હોય, તો આ કથન અત્યન્ત અસંભાવ્ય લાગે છે; અને હેને ટૉડનું સમર્થન છે હેવું પણ મ્હને દેખાતું નથી. આ મુદ્દાને સ્પર્શતો દેખાય હેવો ઉલ્લેખ રાજસ્થાનમાં એક જ છે; (૧, ૭૯૯માં અનુવાદિત) એક શિલાલેખના કર્તા કોઈ પુષ્પનો ઉલ્લેખ (૧, ૨૨૯, કલકત્તાની આવૃત્તિમાં ૧, ૨૪૬). હેણે કઈ ભાષામાં એ લેખ લખ્યો હતો હેનો કંઇ જ નિર્દેશ મ્હને ટૉડમાં મળતો નથી."

સર જ્યૉર્જ ગ્રિયર્સનના આ કથનનો હ. હ. ધ્રુવે ગુજરાતી ઇ સ. ૭૧૩માં હતી હેવો અર્થ શી રીતે કર્યો એ સમઝી સકાતું નથી. પ્રસંગને અંગે જણાવીશ કે સર જ્યૉર્જનો નિબન્ધ માત્ર ઉત્તર ભારતના દેશભાષાસાહિત્યને જ સ્પર્શે છે (હિંદુસ્તાનનો દેખીતો એ જ અર્થ છે), તેથી એ સંદર્ભમાં ગુજરાતી હેમના સ્વપ્નામાં એ નહિં હોય.

હ. હ. ધ્રુવનો હેવો મત હતો કે ગુજરાતીનો કદાચ માળવાને અને રજપૂતાનાને પણ આવરી લેતો વિસ્તીર્ણ પ્રચાર હતો[૧૦] તેથી પોતાના એ મતની ભૂમિકા ઉપર હેમણે પોતાનો આ અભ્યુપગમ રચ્યો હોય એ સંભવે છે. પણ ભાષાનો આ પ્રદેશવિસ્તાર હતો તે તો ઇ. સ. ના ચૌદમા સૈકા પછીના, સોળમા સૈકા સુધીના, સમયનો પ્રા. પા. રાજસ્થાનીનો હતો એ ચોક્કસ છે; ઇ. સ. ૭૧૩ની આસપાસની, જે સમયે માત્ર પ્રાકૃતનું જ ઐશ્વર્ય હતું એ પ્રાચીન સમયની, ભાષાનો એ વિસ્તાર ન્હોતો એ નિઃસંદેહ છે. એ સમયે બોલાતી ભાષા ગુજરાતી હતી એમ કહેવું એ તો બુદ્ધિવિરુદ્ધ છે. એ હિસાબે તો કોઇ એમ જ કહે કે વૈદિક કાળમાં બોલાતી ભાષા ગુજરાતી હતી.

અન્યસ્થળે હ. હ. ધ્રુવે ગુજરાતીને વિ. સં. ૮૦૨ (=ઇ. સ. ૭૪૬), જેટલી પ્રાચીન માની છે.[૧૧] આ અતિપ્રાચીનતાનો દાવો અણહિલવાડ પાટણમાં ગણપતિની મૂર્તિની નીચેના લેખને આધારે હેમણે કર્યો છે. એ લેખ આ છે.

---

૮. Transactions of the Ninth International Congress of Orientalists (પ્રાચ્યવિદોના નવમા આન્તરરાષ્ટ્રિય સંમેલનની કાર્યવહી) પુ. ૨૯૮ છેલ્લો પરિચ્છેદ.

૯. ૭૧૦ એ તો હ. હ. ધ્રુવની ભૂલ છે એ સ્પષ્ટ છે.

૧૦. હ. હ. ધ્રુવ સંપાદિત મુગ્ધાવબોધ ઔક્તિકનું પરિશિષ્ટ, પૃ. ૫, સ્કંધ ૨ ઉત્તરાર્ધ જુવો.

૧૧. " The Neo-Vernaculars of Western India " (પશ્ચિમ ભારતની નવીનતર દેશભાષાઓ) એ વિષયનો નિબંધ જુવો, જે હેમણે સ્ટિકહોમ/ક્રિશ્ચિયાનિયામાં તા. ૧૦ સપ્ટેંબર ૧૮૮૯ને રોજ મળેલ Eighth International Congress of Orientalists (પ્રાચ્યવિદ્યા વિશારદોના આઠમા આન્તર રાષ્ટ્રિય સંમેલન) સમક્ષ વાંચ્યો હતો.

संवत ८०२ वर्षे चैत्र शुदि २ शुक्र अणहिल्लवाडइ पाटनि वणराज राउनी उमामहेश्वर स्थापना छइ[१२]

 હ. હ. ધ્રુવ આ શિલાલેખનું પાઠાન્તર આપે છે, પણ શિલાલેખનું પાઠાન્તર શી રીતે હોઈ સકયું હેની આપણે ખાતરી કરી સકતા નથી. પાઠાન્તર આ પ્રમાણે છે —

श्रीवणराजराउनी अणहिलवाडइ पाटणि उमामहेश्वर स्थापना छइ वि. स. ८०२[१३]

મ્હારે વિના વિલંબે કહી દેવું જોઇયે કે આ શિલાલેખને અને હેના જેવા બીજા પાટણમાં મળેલા નમૂનાઓને નિષ્ણાતોએ લિપિમાં અને ભાષામાં પકડાઈ આવતા સમયવિસંવાદને કારણે ખોટા કૂટલેખો જાહેર કર્યા છે.[૧૪] આ ઉત્કીર્ણ લેખમાં હેમચંદ્રની પછી ત્રણ સૈકાઓ વીત્યા પછી પ્રચારમાં આવેલાં ની (ષષ્ઠી પ્રત્યય), છઇ, (अच्छइને બદલે) હેવા હેવા રૂપોને–હેમચંદ્રથી પાંચ સૈકાએ પૂર્વે વિદ્યમાન હોય ત્હેમ–સ્વીકારી લેવાથી આપણે કેવી અસંભાવ્ય ઉપહસનીય સ્થિતિમાં આવી પડિયે હેની ત્હમે જ કલ્પના કરી લેજો. અને યાદ રાખજો કે અપભ્રંશનો પોતાનો (હેમચંદ્રના યુગમાં મૃતભાષા બની ચૂકેલ અપભ્રંશનો પોતાનો) વિકાસ, સર. રા. ગો. ભાંડારકર કહે છે તે મુજબ[૧૫] છઠ્ઠા કે સાતમા સૈકાના અરસામાં થયો હતો.

**आ प्रान्तनु नाम गुजरात क्यारे पड्यु ?**

પ્રાન્તના નામનો વિચાર કરિયે તો, ગુજરાતનો ઉલ્લેખ ઇ. સ.ના તેરમા સૈકાના સ્થાનિક સાહિત્યમાં થયો છે પણ હેનું નામ गुज्जरदेश[૧૬] આપ્યું છે, गुजरात નામ નથી આપ્યું. ગુજરાત હેવો નામનિર્દેશ તો સૌથી પ્રથમ वस्तुपालतेजपालरासामां[૧૭] થયેલો જણાય છે; પણ આ ગ્રન્થની સાલ અવિદિત છે. આ પ્રશ્નને મ્હેં મ્હારા પૂર્વગામી વ્યાખ્યાનમાં

---

૧૨. આ અવતરણ ઇ. સ ૧૮૯૦ના बुद्धिप्रकाशમાંથી, હ હ. ધ્રુવે ઉક્ત સંમેલન સમક્ષ વાંચેલા નિબંધના ભાષાન્તરમાંથી, લીધું છે.

૧૩. मुग्धावबोध औक्तिकની હ હ ધ્રુવ સંપાદિત આવૃત્તિ, પરિશિષ્ટ પૃ. ૧૦.

૧૪. Archaelogical Antiquities of Northern Gujarat (Burgess and Cousens), Archaelogical Survey of Western India, Vol. IX, 1903 A. D., Archaeological Survey of India (New Imperial Series) Vol. XXXII No. 5 and 45.

૧૫. હેમના વ્યાખ્યાનો, પૃ. ૩૦૨

૧૬. रेवन्तगिरिरास (વિ. સં. ૧૨૮૮=ઇ. સ. ૧૨૩૨) गुर्जरदेशના રાજાનો गुरजरधर તરીકે (કડવું ૧, કડી ७), અને દેશનો गुज्जरदेश નામે, નિર્દેશ કરે છે.

(ચીમનલાલ દલાલનો પાટણના હસ્તલેખો વિશે અહેવાલ, પૃ. ૨૨, ૨૩)

૧૭. ચીમનલાલ દલાલનો અહેવાલ, પૃ. ૩૨; હેમાં પ્રારંભની પંક્તિયોની બીજી કડી આ છેઃ—

वस्तुपाल तेजिग तणउ अम्हे बोलिस रासो।
भरतषेत्र घुरि गुजरात अनहिलपुर वासो॥

(ઘ) પ્રાકૃતમાં લખાયેલા, કક્કુકના ઘટયાલ-શિલાલેખમાં ગુર્જરત્તાઃ નામ આવે છે; આ લેખની સાલ ૯૧૮[25] (દેખીતી રીતે વિક્રમ સંવત્)=ઇ. સ. ૮૬૨ છે;

(ङ) અલ્બિરુની[26] "ગુજ્રાત"નો ઉલ્લેખ કરે છે, ઈ. સ. ૧૦૩૦;

---

ગણાય. પણ એક મહત્ત્વનું કારણ નોંધવા જેવું છે. કીલ્હોર્ને સાલ આ રીતે વાંચી છે: સવત્સો, પછી ૧૦૦ માટેની સંજ્ઞા; અને પછી સો એ અનુબંધને સરઃ એમ સુધારીને એઓ વર્ષ ૧૦૦ છે એમ અનુમાન કરે છે, અને એ હર્ષ સંવતનું વર્ષ છે હેવો તર્ક કરે છે. ડો. હ્યોર્નલે હેમના ઉપર જ નોંધેલા ઇ. સ. ૧૯૦૪ ના નિબંધમાં બતાવે છે કે ભૂલ્ય સો અથવા ત્ર ને અંકનો અક્ષરપ્રતીક ગણવાથી થઈ છે, પણ એ તો ગુણક તરીકે ૧૦૦ દર્શાવતો અંક છે, અને હેની પછીનું, જેને ડો. કીલ્હોર્ને ૧૦૦ ની સંજ્ઞા માની લીધેલ છે એ, ચિહ્ન માત્ર ૯નું પ્રતીક છે બીજું કાંઇ નથી, અને આ પ્રમાણે ૯૦૦ ની સાલ પ્રાપ્ત થાય છે.

ડો. હ્યોર્નલેથી બે વર્ષ પૂર્વે દેવદત્ત ભાંડારકરે આ સંશોધનની આગાહી આપી હતી (જુવો J. B. B. R. A. S. ૧૯૦૨, "Epigraphic Notes and Questions, III" પૃ. ૪૧૧). ડો. કીલ્હોર્ને ૧૦૦ તરીકે વાંચેલા ચિહ્નને એ લેખમાં ભાંડારકરે ૯ એમ ખરું વાંચ્યું હતું, પણ ગુણક ૧૦૦ ક્યાંથી આવ્યો-જેથી ૯૦ સંખ્યા થઇ-એ નિશ્ચિતરૂપે બતાવ્યું ન્હોતું. છેક ૧૯૧૬માં (Ind Ant. July, Epigraphic Notes and Questions XXII, "Partabgarh Inscriptions" પૃ. ૧૨૩ મે) ભાંડારકરે અનુબંધસ્સોંના ત્ (સંવત્નો) અને સોં, જે સ્રોથી જૂદો ન્હોતો, હેવા વિભાગ કર્યા અને હેનું ૧૦૦ના પ્રતીક તરીકે ડો. હ્યોર્નલે કરે છે તે અર્થદર્શન સ્વીકાર્યું.

છેવટ, કનિંગ્હામ (Indian Eras p. 64) કનૌજના ભોજદેવના પૃથૂદક [કે પેહવા] ના લેખનો ઉલ્લેખ કરે છે અને હેનું વર્ષ ઈ. સ. ૮૮૨ આપે છે, તથા એક પાદનોંધમાં એ જ રાજાના બીજા શિલાલેખોનો ઉલ્લેખ કરે છે જેની સાલ ઇ. સ. ૮૭૬ [ગ્વાલિયર] અને ઇ. સ. ૮૬૨ [દેવગઢ] એ છે: અને રાજતરંગિણી ભોજદેવને ઈ. સ. ૮૮૩ અને ૯૦૧ ની વચ્ચે મૂકે છે એ બતાવી આપે છે. ડો. કીલ્હોર્ને દૌલતપુરા શાસનપત્રની સાલ ઈ. સ. ૭૦૬-એટલે ભોજદેવનાં આ વર્ષોથી દોઢ સૈકાથી પણ વધો પ્હેલાંની ગણી છે તે આ બધા પ્રમાણસમુચ્ચયની જોડે સંગત નથી.

૨૫. આ લેખમાં ૧૯મા શ્લોકમાં જે વાર, માસ અને નક્ષત્ર આપ્યાં છે હેમાં કંઇક પરસ્પર અસંગતિ છે, જેનું જોધપુરના મુનશી દેવીપ્રસાદે, અથવા ખરું કહેતાં મુનશીદેવીપ્રસાદે આપેલી સામગ્રી લઈને નિબંધ ઘડનાર ડો. કીલ્હોર્ને, પૂર્ણ વિવેચન કર્યું છે. નિર્ણય એ આણ્યો છે કે, આ અસંગતિ હોવા છતાં, સમયનિર્દેશમાં આપેલ વર્ષને પણ શંકાસ્પદ ગણવું એ માટે કાંઇ કારણ નથી.

૨૬. Al Beruni's India, મૂલ અરબીમાં ડો. એડવર્ડ સચૌ સંપાદિત, પૃ. ૪૯ (પ્રકરણ ૧૮), પં. ૪. આ શબ્દ આ રીતે લખાયેલો છે; گجرات એટલે ગાફ (કાફ અને બે નુકતા=ગાફ), [પિશ], જે, રે, અલિફ, અને તે (=ગુજ્રાત).

(ચ) શ્રીધરની देवपट्टनप्रशस्तिમાં गूर्जरत्राः શબ્દનો પ્રયોગ છે. (પ્રશસ્તિની સાલ વિ. સં. ૧૨૭૩=ઈ. સ. ૧૨૧૬ છે);[૨૭]

(છ) માર્કો પોલો "ગુજરાત"નો ઉલ્લેખ કરે છે (ઇ. સ. ૧૨૫૪–૧૩૨૪);

(જ) समरारास (અથવા सघपति समरसिंह रास) ગુજરાત નામ વાપરે છે (વિ. સં. ૧૪૭૧).[૨૮]

[વચગાળામાં આ નામના ઉલ્લેખો અન્ય થયા છે તે હું અહિં આપતો નથી; દા. ત. રાજશેખર સૂરિ ગુજરાત નામનો નિર્દેશ કરે છે: "नैषधीयस्य प्रथम पुस्तकं हरिहरी गुजरातेति ख्यातदेशे वीरधवलनाम्नि राजनि वस्तुमर्ती शासम्यानयत् ।" (હેણે प्रबन्धकोश ઇ. સ. ૧૩૪૮માં રચ્યો. આ ઉલ્લેખ માટે જુવો. નૈષધીયચરિતની લાહોરની ઓરિએંટલ કૉલેજના પંડિત શિવદત્તે લખેલી પ્રસ્તાવના. પૃ. ૫, સ્કંધ ૧; અને प्रबन्धकोशના રચના વર્ષ માટે જુવો પૃ. ૩, સ્કંધ ૧, છેલ્લી પંક્તિ; નિર્ણયસાગર પ્રેસનું આ પ્રકાશન છે.) કેટલાક વિદ્વાનો રાજશેખરની શ્રદ્ધેયતા ઓછી આંકે છે. પણ એથી હેણે ગુજરાત નામનો નિર્દેશ કર્યો છે એ પ્રકટ સત્ય ચલિત થતું નથી.]

(ચ)માં गूर्जरत्राः પ્રયોગ છે એ વિશે થોડુંક સ્પષ્ટીકરણ આવશ્યક છે. ડૉ. ફ્લીટ આ શબ્દમાંના त्राમાં રહેલા आ સ્વરને ચિન્ત્ય ગણે છે.[૨૯] આ પ્રશસ્તિના સંપાદક ડૉ. બ્યૂલર गूर्जरत्राः હેવું દેશનામ છે એમ કહે છે. પણ હું હેવું માનું છું કે આ गूर्जरत्राः (=ગુજરાતના લોક) શબ્દ गूर्जरत्राની તદ્ધિત વૃત્તિ છે; ખરૂં રૂપ કદાચ गौर्जरत्रा થાય, એ જે હોય તે, એટલું નક્કી કે આ શબ્દ गूर्जरत्र (=गूर्जरत्रा નિવાસી)નું બહુવચન છે. આ રીતે त्रामांनो आ સકારણ કરે છે. આ અર્થગ્રહણ સંદર્ભમાં પણ સુસંગત બને છે: गूर्जरात्रा निजनिपुणगुणैः ઇત્યાદિ.

'त्रा' नी स्वरूपपरीक्षा

ડૉ. ફ્લીટે गुर्जरत्राમાં આવતા त्राનો તરંગી ખુલાસો આપ્યો છે. એઓ માને છે કે "આ त्रा કોઈક પ્રકારે સ્થલવાચક ક્રિયાવિશેષણ પ્રત્યય त्र (વૈદિક त्रा) જોડે સંબદ્ધ છે; આ त्र પ્રત્યય अत्र, तत्र ઇત્યાદિમાં આવે છે, પણ હેનો ખાસ નોંધવા જેવો પ્રયોગ છે कुरुपञ्चालत्रा શબ્દમાં (कुरुपञ्चालत्रा એટલે કુરુઓ–પંચાલો–માં; शतपथ ब्राह्मण, ૨, ૩, ૨, ૧૫)." પણ આ સપ્તમીવાચક પ્રત્યય (त्र કે त्रा)નો સામર્થ્ય પ્રાન્તનામ અર્પનારા त्रा પ્રત્યયનો વિદ્રોહી બને છે. જો त्राનો સપ્તમી તુલ્ય અર્થ હોય તો

ઇલિયટકૃત History Of India. પુ. ૧. પૃ. ૫૯ પાદનોંધમાં બે લેખનપ્રકાર આપ્યા છે; એક મૂળગ્રંથની એક હસ્તલિખિત પ્રતિ અનુસાર ﻛﻮﺭﺍﺕ (=કૂરાત કે ગૂરાત), અને બીજો અન્યમાં છે તે પ્રમાણે ﮔﺠﺮﺍﺕ (गुजरात Guzharat). પણ ઇલિયટે આ નામ રશીદ ઉદ્-દીન પ્રમાણે આપ્યું છે અને રશીદ-ઉદ્-દીને અલબિરુનીમાંથી ભૌગોલિક ભાગ લીધો છે. પરંતુ મ્હેં ડૉ. સચૌ-સંપાદિત અલબિરુનીનો મૂળગ્રંથ જોયો તો ઉપર નોંધ્યા પ્રમાણે, गुज़रात Guzrat રૂપ મળ્યું.

૨૭ Ep. Ind. Vol II, p.445 1.13.

૨૮. प्राचीन गुर्जर काव्य संग्रह (ગાયકવાડ ઓરિએંટલ સીરીઝ નં ૧૩,) પૃ. ૩૭, द्वादशी-भाषा, કડી ૪.

૨૯ J. R. A. S. ઇ. સ. ૧૯૦૬, પૃ. ૪૫૮–૪૬૦.

ચર્ચ્યો છે[૧૮] એટલે અહિં પુનરુક્તિ કરવાની જરૂર નથી. અને, બોમ્બે ગેઝેટિયર, પુ. ૧, ભાગ ૧, પૃ. ૫, પાદનોંધમાં કરેલું, ગુજરાત નામ ચાવડાઓના રાજ્યકાળ દરમ્યાન પડયું એ કથન તદ્દન પ્રમાણરહિત છે એ વિશે મ્હેં મ્હારા બીજા વ્યાખ્યાનમાં[૧૯] જે કહ્યું છે તે પણ અહિં ફરીથી કહેવાની જરૂર નથી. પણ છતાં મ્હેં ત્ય્હાં[૨૦] કહ્યું છે તે અહિં ત્હમને યાદ કરાવીશઃ તે એ કે ઇ. સ. ના દશમા સૈકા સુધી ગુજરાતનું સામ્રાજ્ય અરબ લેખકોને જુર્ઝ નામે પરિચિત હતું અને હેના રાજાનો ત્હેઓ જુર્ઝના રાજા એમ નિર્દેશ કરતા, ગુજરાતનો રાજા એમ નહિં. પણ માત્ર અર્ધી સદી પછી જ આપણા જોવામાં આવે છે કે, શ્રી દેવદત્ત ભાંડારકરના ગુર્જરો વિશેના નિબંધમાં કહ્યું છે તે પ્રમાણે, અલ્ બિરુની (ઈ. સ. ૯૭૦–૧૦૩૦)[૨૧] ગુજરાતનો નિર્દેશ કરે છે. જો આ વાત ખરી હોય તો એ નામ ઇ. સ. ના દશમા સૈકાના અન્તિમ પાદ કે અગ્યારમા સૈકાના પ્રથમ પાદ જેટલું પ્રાચીન ઠરે છે. પણ ગુજરાતની અલ્ બિરુનીએ જણાવેલી રાજધાની જયપુર નજીક બઝાન કે નારાયેનમાં હતી, અને એથી ગુજરાતમાં રજપૂતાનાના એક ભાગનો સમાવેશ થતો હતો, પણ આપણા આજના ગુજરાતનો સમાવેશ ન્હોતો થતો; આજના ગુજરાતનું નામ એ સમયમાં લાડ દેશ એટલે કે લાટ હતું. છતાં આટલું તો ચોક્કસ છે કે ગુજરાત નામનો છૂટથી ઉપયોગ મુસ્લિમ વિજયની પછી થવા લાગ્યો, તે પ્હેલાં નહિં; અને એ વિશિષ્ટરૂપ નામે આપણા પ્રાન્તનો આપણા સાહિત્યમાં વિશ્વાસપાત્ર પ્રથમ નિર્દેશ कान्हडदेप्रबन्ध [વિ. સં. ૧૫૧૨] માં ઉપલબ્ધ છે.[૨૨] આથી, ગુજરાતી ભાષાનું ગુજરાતી હેવું નામ પ્રચારમાં બહુ મોડું, એટલે ઇ. સ.ના અઢારમા સૈકાના મધ્યમાં આવ્યું હેવો મ્હેં ઉપર જે નિર્ણય સ્થાપ્યો છે એ અચલ રહે છે. ઇ. સ. ની સત્તરમી સદી જેનો સમૃદ્ધિનો સમય હતો એ વેદાન્તી કવિ અખો સ્વરચિત કૃતિયોની ભાષાને પ્રાકૃત કહે છે, ગુજરાતી નથી કહેતો. વસ્તુતઃ ગુજરાતની ભાષાને (એ સંસ્કૃતથી ભિન્ન છે એમ જણાવવાને) પ્રાકૃત હેવા ભેદદર્શક નામે ઓળખવાનો રિવાજ શાસ્ત્રીવર્ગમાં છેક આજથી પચાસ વર્ષો પ્હેલાંના સમય પર્યન્ત, ગુજરાતી નામ સર્વમાન્ય બન્યા પછી પણ, જીવન્ત ટકી રહ્યો હતો હેનું મ્હને પોતાને સ્મરણ છે. આ બતાવે છે કે આદતનું જોર કેટલું હોય છે, અને એ આદત પુરવાર કરે છે કે ભાષાનું એ ગુજરાતી હેવું નવું નામ એ સમયે એક સૈકાથી વધારે જૂનું ન્હોતું.

---

શ્રી. મણિલાલ બકોરભાઇ વ્યાસ विमलप्रबन्धની પોતે લખેલ પ્રસ્તાવનામાં પૃ. ૧૨મે કહે છે કે प्रबन्धचिन्तामणिમાં (વિ. સં. ૧૩૬૧) ગુજરાત નામનો કેટલેક સ્થળે નિર્દેશ છે. હું માનું છું કે હેમની ભૂલ્ય થાય છે. गुर्जरदेश નામ ત્ય્હાં છે, અને गुर्जरधरित्री પણ છે, પણ गुजरात નામ સોધ્યું જડતું નથી. આથી, ગુજરાત નામનો પ્રથમ નિર્દેશ वस्तुपालतेजपालरासમાં મળે છે એ મ્હારું વિધાન ફેરવવાને કારણ નથી.

૧૮. જુવો ઉપર પૃ. ૧૯

૧૯. આ વ્યાખ્યાનો, પુ. ૧, પૃ. ૩૨.

૨૦. આ વ્યાખ્યાનો, પુ. ૧. પૃ. ૩૩-૩૪

૨૧. ઈલિયટ ૧, ૪૦ અનુસાર ૧૦૩૯

૨૨. गूजरातितू भोजन करू (१-१४);
गूजराति ते कहीइ किसी (१,२१);
गूजरातिमांहि तारातिं कीधी (१,७०);
लाडदेश नि सिंधु सवालख गूजर सोरठ लीध (२,६३) હેમાં નામ गूजर છે, અને लाडदेशનો નિર્દેશ બતાવે છે કે વિ. સં. ૧૫૧૫માં પણ દક્ષિણ ગુજરાત લાડ કહેવાતો.

गुजरात शब्दनी ध्वनिशास्त्रोचित रचनामां प्रबल दलील सांपडे छे

મ્હને ખાસ પ્રબળ અને વજનવાળી જણાતી દલીલ છે, સાધારણુત; ગુર્જરત્રામાંથી જેની વ્યુત્પત્તિ દર્શાવવામાં આવે છે હેવા ગુજરાત શબ્દની ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ નિષ્પત્તિ. હેમાં સંયોગલોપની દ્વિગુણ બળવાળી આવશ્યકતા રહી છે, કારણ કે ગુજ્જરતા શબ્દમાંના બેવડા જ્જનો ત્હેમ જ બેવડા ત્તનો સંયોગલોપ થવો જોઇયે (અને હેના પરિણામ રૂપે રમાંના અનું આ હેતું દીર્ઘત્ત્ન થવું જોઇયે પ્રથમ શ્રુતિમાં નો ૩ તો રામાંના સ્વરભારયુકત દીર્ઘસ્વરને પ્રભાવે હ્રસ્વ રહે ). ગુર્જરત્રા મૂલ નામ હતું એમ માની લઇયે, તો જે વર્ષો દરમ્યાન સંયોગલોપની અધિક પ્રબલતા જોવામાં આવતી હતી હેની પૂર્વે ગુજરાત શબ્દ નિષ્પન્ન ન થઈ સકયો હોય. અને આ પૂર્વના ( પાંચમા ) વ્યાખ્યાનમાં જોયું છે કે સંયોગલોપનો પ્રારંભ ઇ. સ. પંદરમા સૈકા પૂર્વે ન્હોતો થયો. પણુ વસ્તુતઃ અલ્બિરૂની એ પોતાના સમયમાં ( ઇ. સ. દસમા સૈકામાં ) ગુજ્રરાત શબ્દ આ વિશિષ્ટ સ્વરૂપે, વાપરેલો ઉપલબ્ધ છે.

આ વિશેના બધા મુદ્દાઓને આપણે કાળજીથી તપાશિયેઃ

गुर्जरत्रा नामनो निर्देश करता लेखो

(क) સંસ્કૃત ભાષા જીવન્ત હતી એ સમયની કોઈ કૃતિયોમાં કે લિખિત નોંધોમાં ગુર્જરત્રા નામ ઉપલબ્ધ નથી;

(ख) કાલંજરનો એક સાલ વિનાનો, લગભગ ઇ. સ. આઠમી સદીનો શિલાલેખ ગુર્જરત્રામંડલ હેવો નામનિર્દેશ કરે છે.[૨૩]

(ग) મહોદયના ભોજદેવનું[૨૪] વિ. સં. ૯૦૦ (=ઇ. સ. ૮૪૪)[૨૪]ની સાલનું તામ્રપત્ર ગુર્જરત્રાભૂમિ હેવો પ્રયોગ કરે છે;

---

૨૩. Ep. Ind. V, ૨૧૦-૨૧૧ અને નોટ ૩.

૨૪. દૌલતપુરા દાનપત્રનું ( Ep. Ind. Vમાં ) પ્રકટન કરનાર ડૉ. કીલ્હોર્ન દાનની સાલ હર્ષસંવત્ ૧૦૦ [=ઇ. સ. ૭૦૬] હેવું અર્થગ્રહણ કરે છે. દેવદત્ત રા. ભાંડારકર, ગુર્જરો વિશેના પોતાના નિબંધમાં ( J. B. B. R. A. S. Vol XXI, પૃ. ૪૧૩ ઇત્યાદિમાં ), એ સામયિકમાંથી ઉદ્ધૃત નકલને ૧૦મે પૃષ્ઠે કહે છે કે સાલ વિ. સં. ૯૦૦ છે, ડૉ. ફ્લીટે ડૉ. કીલ્હોર્ને ઉકલી છે તેમ ૧૦૦ નહિં, અને ત્હેઓ આ માટે પોતાનો જ એક પૂર્વતર નિબંધ જોવા સૂચવે છે. ડૉ. ફ્લીટે દેવદત્ત ભાંડારકરના નિબંધ પ્રમાણે કે સ્વતંત્ર રીતે પોતાનો મળ મત ફેરવ્યો જણાય છે અને આ દાનપત્રની સાલ ઇ. સ. ૮૪૪ ગણી છે (J. R A. S.,A. D. 1906 pp. 458-460). ડૅા. હો'ન્લેં પોતાના "Some Problems of Ancient Indian History, No II, The Gurjar Empire" એ નામના નિબંધમાં ડૉ. ફ્લીટની અને ડો. કીલ્હોર્નની ભૂલનું કારણ સોધે છે ( J. R. A. S, 1904 A. D. pp. 641-642 ) અને દેવદત્ત ભાંડારકરે કરેલી વર્ષની વાંચના, એટલે વિ. સં. ૯૦૦ સ્વીકારે છે. અર્થાત્ હવે સ્વીકૃત થયેલી ખરી સાલ વિ. સં. ૯૦૦ (=ઇ. સ. ૮૪૪) છે. (જુવો ડો. વી. એસ. સુખટણુકરનો નિબંધ "Palaeographic Notes", ભાંડારકર સ્મારક ગ્રંથ પૃ. ૩૧૨ ]. પાછળથી ડૉ. કીલ્હોર્ને પોતે પણુ દેવદત્ત ભાંડારકરની વર્ષવાચના મૂંગા મૂંગા સ્વીકારી લીધી હોય હેવુ જણાય છે. ડો. કીલ્હોર્નની વાચનાના ( ૧૦૦ હર્ષ સંવત્ એ સાલના ) અસ્વીકારનાં વીગતવાર કારણો અહીં આપવાની જરૂર નથી, કારણુ કે એ અહિં અસ્થાને

(ઘ) પ્રાકૃતમાં લખાયેલા, કક્કુકના ઘટયાલ-શિલાલેખમાં गुज्जरत्ताः નામ આવે છે; આ લેખની સાલ ૯૧૮[25] (દેખીતી રીતે વિક્રમ સંવત્)=ઇ. સ. ૮૬૨ છે;

(ઙ) અલ્બિરુની[26] "गुझरात"નો ઉલ્લેખ કરે છે, ઈ. સ. ૧૦૩૦;

---

ગણાય. પણ એક મહત્ત્વનું કારણ નોંધવા જેવું છે. કીલ્હોર્ને સાલ આ રીતે વાંચી છે: संवत्सो, પછી ૧૦૦ માટેની સંજ્ઞા; અને પછી सो એ અનુબંધને सरः એમ સુધારીને એઓ વર્ષ ૧૦૦ છે એમ અનુમાન કરે છે, અને એ ૯૧ સંવતનું વર્ષ છે હેવો તર્ક કરે છે. ડૉ. હૅાર્નલે હેમના ઉપર જ નોંધેલા ઇ. સ. ૧૯૦૪ ના નિબંધમા બતાવે છે કે शून्य सो અથવા स ને અંકની અક્ષરપ્રતીક ગણવાથી થઈ છે, પણ એ તો ગુણક તરીકે ૧૦૦ દર્શાવતો અંક છે, અને હેની પછીનું, જેને ડૉ. કીલ્હોર્ને ૧૦૦ ની સંજ્ઞા માની લીધેલ છે એ, ચિહ્ન માત્ર ૯નું પ્રતીક છે બીજું કાંઇ નથી, અને આ પ્રમાણે ૯૦૦ ની સાલ પ્રાપ્ત થાય છે.

ડૉ. હૅાર્નલેથી બે વર્ષ પૂર્વે દેવદત્ત ભાંડારકરે આ સંશોધનની આગાહી આપી હતી (જુવો J. B. B. R. A. S. ૧૯૦૨, "Epigraphic Notes and Questions, III" પૃ. ૪૧૧). ડૉ. કીલ્હોર્ને ૧૦૦ તરીકે વાંચેલા ચિહ્નને એ લેખમાં ભાંડારકરે ૯ એમ ખરું વાંચ્યું હતું, પણ ગુણક ૧૦૦ ક્યાંથી આવ્યો-જેથી ૯૦ સંખ્યા થઇ-એ નિશ્ચિતરૂપે બતાવ્યું ન્હોતું. છેક ૧૯૧૬માં (Ind Ant. July, Epigraphic Notes and Questions XXII, "Partabgarh Inscriptions" પૃ. ૧૨૩ મે) ભાંડારકરે અનુબંધત્સોંના त्स [संवत्‌નો] અને સોં, જે સ્રોથી જૂદો ન્હોતો, હેવા વિભાગ કર્યા અને હેનું ૧૦૦ના પ્રતીક તરીકે ડૉ. હૅાર્નલે કરે છે તે અર્થદર્શન સ્વીકાર્યું.

છેવટ, કનિંગ્હામ (Indian Eras p. 64) કનૌજના ભોજદેવના પૃથૂદક [કે પેહવા] ના લેખનો ઉલ્લેખ કરે છે અને હેનું વર્ષ ઈ. સ. ૮૮૨ આપે છે, તથા એક પાદનોંધમાં એ જ રાજાના બીજા શિલાલેખોનો ઉલ્લેખ કરે છે જેની સાલ ઇ. સ. ૮૭૬ [ગ્વાલિયર] અને ઇ. સ. ૮૬૨ [દેવગઢ] એ છે: અને राजतरंगिणी ભોજદેવને ઈ. સ. ૮૮૩ અને ૯૦૧ ની વચ્ચે મૂકે છે એ બતાવી આપે છે. ડૉ. કીલ્હોર્ને દૌલતપુરા શાસનપત્રની સાલ ઈ. સ. ૭૦૬-એટલે ભોજદેવનાં આ વર્ષોથી દોઢ સૈકાથી પણ વધો પ્હેલાની ગણી છે તે આ બધા પ્રમાણસમુચ્ચયની જોડે સંગત નથી.

૨૫. આ લેખમા ૧૯મા શ્લોકમાં જે વાર, માસ અને નક્ષત્ર આપ્યાં છે હેમાં કંઇક પરસ્પર અસંગતિ છે, જેનું જોધપુરના મુનશી દેવીપ્રસાદે, અથવા ખરું કહેતાં મુનશીદેવીપ્રસાદે આપેલી સામગ્રી લઈને નિબંધ ઘડનાર ડૉ. કીલ્હોર્ને, પૂર્ણ વિવેચન કર્યું છે. નિર્ણય એ આવ્યો છે કે, આ અસંગતિ, હોવા છતાં, સમયનિર્દેશમાં આપેલ વર્ષને પણ શંકાસ્પદ ગણવું એ માટે કાંઇ કારણ નથી.

૨૬. Al Beruni's India, મૂળ અરબીમાં ડૉ. એડવર્ડ સચૌ સંપાદિત, પૃ. ૪૯ (પ્રકરણ ૧૮), પં. ૪. આ શબ્દ આ રીતે લખાયેલો છે; گجرات એટલે ગાફ (કાફ અને બે ... ], ઝે, રે, અલિફ, અને તે (=गुझरात).

(च) શ્રીધરની देवपट्टनप्रशस्तिમાં गूर्जरात्राः શબ્દનો પ્રયોગ છે. (પ્રશસ્તિની સાલ વિ. સં. ૧૨૭૩=ઇ. સ. ૧૨૧૬ છે);[૨૭]

(छ) માર્કો પોલો "गुजरात"નો ઉલ્લેખ કરે છે (ઇ. સ. ૧૨૫૪–૧૩૨૪);

(ज) समररास (અથવા संघपति समरसिंह रास) गुजरात નામ વાપરે છે (વિ. સં. ૧૪૭૧).[૨૮]

[વચગાળામાં આ નામના ઉલ્લેખો અન્ય થયા છે તે હું અહિં આપતો નથી; દા. ત. રાજશેખર સૂરિ गुजरात નામનો નિર્દેશ કરે છે: "नैषधीयस्य प्रथमं पुस्तकं हरिहरो गुजरातेति ख्यातदेशे वीरधवलनाम्नि राजनि वसुमतीं शासत्यानयत्।" (હેણે प्रबन्धकोश ઇ. સ. ૧૩૪૮માં રચ્યો. આ ઉલ્લેખ માટે જુવો नैषधीयचरितની લાહોરની ઓરિએંટલ કોલેજના પંડિત શિવદત્તે લખેલી પ્રસ્તાવના. પૃ. ૫, સ્કંધ ૧; અને प्रबन्धकोशના રચના વર્ષ માટે જુવો પૃ. ૭, સ્કંધ ૧, છેલ્લી પંક્તિ; નિર્ણયસાગર પ્રેસનું આ પ્રકાશન છે.) કેટલાક વિદ્વાનો રાજશેખરની શ્રદ્ધેયતા ઓછી આંકે છે. પણ એથી હેણે गुजरात નાંમનો નિર્દેશ કર્યો છે એ પ્રકટ સત્ય ચલિત થતું નથી.]

(च'માં गूर्जरात्राः પ્રયોગ છે એ વિશે થોડુંક સ્પષ્ટીકરણ આવશ્યક છે. ડૉ. ફ્લીટ આ શબ્દમાંના रामां રહેલા आ સ્વરને ચિન્ત્ય ગણે છે.[૨૯] આ પ્રશસ્તિના સંપાદક ડૉ. બ્યૂલર गूर्जरात्राः હેવું દેશનામ છે એમ કહે છે. પણ હું હેવું માનું છું કે આ गूर्जरात्राः (=ગુજરાતના લોક) શબ્દ गूर्जरत्राની તદ્ધિત વૃત્તિ છે; ખરું રૂપ કદાચ गौर्जरात्राः થાય; એ જે હોય તે, એટલું નક્કી કે આ શબ્દ गूर्जरात्र (=गूर्जरत्रा નિવાસી)નું બહુવચન છે. આ રીતે रामांનો आ સકારણ કરે છે. આ અર્થગ્રહણ સંદર્ભમાં પણ સુસંગત બને છેઃ गूर्जरात्रा निजनिपुणगुणैः ઇત્યાદિ.

'त्रा' नो स्वरूपपरीक्षा

ડૉ. ફ્લીટે गुर्जरत्राમાં આવતા त्राનો તરંગી ખુલાસો આપ્યો છે. એઓ માને છે કે "આ त्रा કોઇક પ્રકારે સ્થલવાચક ક્રિયાવિશેષણ પ્રત્યય त्र (वैदिक त्रा) જોડે સંબદ્ધ છે; આ त्र પ્રત્યય अत्र, तत्र ઇત્યાદિમાં આવે છે, પણ હેનો ખાસ નોંધવા જેવો પ્રયોગ છે कुरुपञ्चालत्रा શબ્દમાં (कुरुपञ्चालत्रा એટલે કુરુઓ-પંચાલો-માં; शतपथ ब्राह्मण, १, ३, २, १५)." પણ આ સપ્તમીવાચક પ્રત્યય (त्र કે त्रा)નો સમન્વય પ્રાન્તનામ અર્પનારા त्रा પ્રત્યયનો વિદ્રોહી બને છે. જો त्राનો સપ્તમી તુલ્ય અર્થ હોય તો

ઇલિયટકૃત History Of India. પુ. ૧. પૃ. ૫૬ પાદનોંધમાં બે લેખનપ્રકાર આપ્યા છે; એક મૂળગ્રંથની એક હસ્તલિખિત પ્રતિ અનુસાર جرات (=જુરાત કે ગુરાત), અને બીજો અન્યમાં છે તે પ્રમાણે گزرات (गुजरात Guzharat). પણ ઇલિયટે આ નામ રશીદ ઉદ્-દીન પ્રમાણે આપ્યું છે અને રશીદ-ઉદ્-દીને અલબિરુનીમાંથી ભૌગોલિક ભાગ લીધો છે. પરંતુ મ્હેં ડૉ. સચૌ-સંપાદિત અલબિરુનીનો મૂળગ્રંથ જોયો તો ઉપર નોંધ્યા પ્રમાણે, गुज़रात Guzrat રૂપ મળ્યું.

૨૭ Ep. Ind. Vol II, p.445 1.13.

૨૮. प्राचीन गुर्जर काव्य संग्रह (ગાયકવાડ ઓરિએંટલ સીરીઝ નં ૧૩.) પૃ. ૩૭, द्वादशी-भाषा, કડી ૪.

૨૯ J. R. A. S. ઇ. સ. ૧૯૦૬, પૃ. ૪૫૮–૪૬૦.

(૩) અરબીમાં त् કે अत् શબ્દાનુગ છે જે ભાવવાચક નામ જેવું રૂપ બનાવતા પ્રત્યય જેવો છે, દા. ત. वकील, वकालत; वज़ीर, वज़ारत; काफी (=પર્યાપ્ત), किफायत; આ પ્રત્યય ગુજર શબ્દને લગાડીને અને પ્રત્યયમાંના अने સામ્યાભાસથી દીર્ઘ કરીને गुजरात શબ્દ બનાવવામાં આવ્યો હોય. આ [अत्] त પ્રત્યય પ્રાકૃત [अ] त्त, સંસ્કૃત [अ] त्वમાંથી આવ્યો હોય એ શક્ય છે.

એ જે હોય તે; गुजरातनुं, ઉપર કહ્યું તેમ, गुजरत्ता હેવું પ્રાકૃતીકરણ શક્ય છે. (હેમાંનો સ્ત્રીલિંગવાચક પ્રત્યય भूमि કે હેવો કોઈ શબ્દાર્થ સૂચવવા માટે કરેલું વિશેષ પરિવર્તન હોઈ શકે).

એક શંકા કરી શકાય: अत्ता (गुजरत्ता) નું आत (गुजरात) થાય તેમાં સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વના વિધિનું અસ્તિત્વ માની લેવું પડે છે; અને गुजरातनुं પ્રાકૃતીકરણ गुज्जरत्ता થયું એ પક્ષસ્વીકારમાં પણ એ વિધિ, જો કે વિપરીત ક્રમમાં, માની લેવો પડે છે. પણ આ વિધિ ઉત્તરકાલીન અપભ્રંશનું લક્ષણ છે, જ્યારે गुज्जरत्ता નામ તો ઇ. સ. ૮૬૧ જેટલું પ્રાચીન છે (ઘટયાલના શિલાલેખની સાલ એ છે અને હેમાં गुज्जरत्ता પ્રયોગ છે.) અર્થાત્ આ નામ સંયોગલોપનો વિધિ શરૂ થયો અથવા પૂર્ણ પ્રભાવ પામ્યો તેથી પાંચથી પણ વધારે સૈકાઓ પ્હેલાંનું છે આ શંકાનું સમાધાન સુલભ છે. આ વ્યાખ્યાનોના પુ. ૧નાં પૃષ્ઠ ૩૯૧-૩૯૨ ઉપર મ્હેં દર્શાવ્યું છે તે પ્રમાણે આ ઘટનાની બીજરૂપે પ્રવૃત્તિ પ્રાચીન પ્રાકૃતો જેટલી, અથવા એથી પણ વધારે છેક પાણિનિ જેટલી જૂની છે. આથી गुज्जरातनुं गुज्जरत्ता હેવું પ્રાકૃતીકરણ કરવામાં આ વિધિનો આશ્રય લેવો સ્વાભાવિક હતો.[३४] આ કારણે, ગુર્જરો गुजरात નામ લેતા આવ્યા હતા, અને હેનું પંડિતોને અને એ વર્ગના અન્ય લોકોને હાથે શિલાલેખમાં અને હેવાં બીજા લખાણોમાં વિપરીતગામી ક્રમથી गुज्जरत्ता એ પ્રાકૃતીકરણ તથા *गुर्जरत्रा* એ સંસ્કૃતીકરણ થયું હતુ, એમ માનિયે તો આપણી એ માન્યતાને ઠીક ઠીક નક્કર ભૂમિકાનો આધાર છે.

---

૩૪. સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વનો વિધિ શક સંવત ૪૦ થી ૪૬માં (=ઇ. સ. ૧૧૮ થી ૧૨૪ દરમ્યાન)—અર્થાત્ (નહપાનના જમાનામાં) ઉષવદાતના શિલાલેખોની સાલોમાં—પણ દશ્યમાન છે; કારણ કે उषवदात એ ऋषभदत्तनुं પ્રાકૃતરૂપ છે, અથવા ऋषभदत्त એ उषवदातनुं સંસ્કૃતરૂપ છે. (સંસ્કૃત પ્રતિરૂપ અને સાલો માટે જુવો J. R A S. ઇ. સ. ૧૮૯૦ ભગવાનલાલ ઇંદ્રજિત કૃત "The Western Kshatrapas"-પાશ્ચાત્ય ક્ષત્રપો; સંપાદક પ્રો રેપ્સન; પૃ. ૪૬૧. ઉપરાંત જુવો ભાંડારકરકૃત Early History of the Dekkan (દખ્ખણનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૨૦, છેલ્લો પરિચ્છેદ) उषवदात એ શકજાતીય નામ હોવું જોઇયે, જેનું ऋषभदत्त હેવું સંસ્કૃતીકરણ થયું હોય (गुजरातनुं गुर्जरत्रा થયું તેમ) એક નાશિકનો શિલાલેખ સ્પષ્ટતાથી ઉષવદાતને શક કહે છે. (Ep. Ind. ૮, પૃ. ૮૫-૮૬) દે. રા. ભાંડારકર હેને શક માને છે, (જુવો હેમનો Foreign Elements in the Hindu Population એ નિબંધ, પૃ. ૧૪, Ind. Ant. જાન્યુઆરી ઇ. સ. ૧૯૧૧). ઉષવદાતના નામને રેપ્સને હિંદુ નામનો આકાર પામેલું નામ ગણ્યુ છે (Catalogue of Coins, Andhras, W. Kshatrapas etc. p. civ. n. 1.) उषवदात નામ સંસ્કૃતમાં લખેલા-ક્રમમાં ક્રમ એક-લેખમાં તો ઉપલબ્ધ છે (ગૌરીશંકર કૃત Palaeography of Indiaમાં લેખપ્રતિકૃતિ ૮), તેમ જ દે. રા. ભાંડારકર કૃત "Foreign Elements"મા, પૃ. ૧૪ મે—Ind Ant. XL, જાન્યુઆરી ઇ. સ. ૧૯૧૧.

ઇ. સ. ૯૪૩મા અલ મૉસુદીને અને ઇ. સ. ૯૧૬માં અબુઝૈદને ફક્ત जुज्जर કે गुज्जर નામની જાણ હતી, गुजरात નામ ત્હેઓને અજાણ્યું હતું, છતાં ફક્ત અર્ધી સદી પછી गुजरात કે હેને બહુ મળતું આવતું કાંઇક નામ અલ બિરૂનીના જાણવામાં આવી જાય છે, એ શી રીતે બનવા પામ્યું ? હાવો પ્રશ્ન કોઇ પૂછે, તો હેનો ઉત્તર આપવો રહેતો નથી. હકીકત જેવી કહી ત્હેવી છે, અને આપણે હેનું જ કામ છે.

આ પ્રશ્નનું નિરાકરણ વધારે જાણકાર અભ્યાસીઓ માટે રહેવા દઉં છું.[૩૫] આપણી મીમાંસાના પ્રયોજન પૂરતું આટલું સ્પષ્ટ છે કે गुजरात નામનો સાહિત્યમાં પ્રવેશ વિ. સં. ૧૫૦૦થી બહુ વ્હેલો ન્હોતો થયો. (સાહિત્યમાં આ નામનો સૌથી પ્રથમ નિર્દેશ कान्हडदे प्रबन्धમાં થયો છે અને એ ગ્રન્થની રચનાસાલ વિ. સં. ૧૫૧૨ છે); અથવા, જો वस्तुपाल-तेजपालरास હેનાથી પ્હેલાની કૃતિ હતી એમ સ્વીકારિયે તો, ગુજરાત નામનો સાહિત્યમાં પ્રથમ ઉલ્લેખ વિક્રમ સંવત્‌ની ચૌદમી સદીમાં થયો હોય. અને, અહિં ફરીથી કહીશ કે, ગુજરાતી એ ભાષાનામનો ઉદ્‌ભવ તો બહુ નજીકના સમયનો છે, વિ. સં. ૧૭૦૦ થી બહુ વ્હેલો નથી. અને આ સમયનિર્ણય એ જ અહિં આપણું ખાસ પ્રયોજન છે.

આજે આપણે જાણિયે છિયે હેમ ગુજરાતી ભાષાનો આરંભ વિ. સ. ૧૭૫૦ના અરસામાં થયો હતો, પરંતુ એ પ્હેલાંની ત્રણ સદીઓના સાહિત્યનું અવલોકન ન કરિયે તો ગુજરાતી સાહિત્યની આપણી સમાલોચના અપૂર્ણ રહે અને વિવેકનિપુણ ન ગણાય. એ સાહિત્ય આપણી અર્વાચીન ગુજરાતીથી જુદી ભાષામાં લખાયલું છે, પણ હેની ઉપેક્ષા ન કરી સકાય, કારણ કે હેને ગણનામાં ન લઇયે તો ઐતિહાસિક સાતત્ય ન જળવાય. ઉપરાંત, પાછળના ગુજરાતી સાહિત્યે એ પૂર્વતર સાહિત્યમાંથી ઘણી પ્રેરણા મેળવી છે અને અનેક રચનાપ્રકારો અપનાવ્યા છે. દાખલા તરીકે, પ્રેમાનંદનાં કેટલાંક કાવ્યોનાં મૂળ હવે ભાલણના અને પ્રેમાનંદ પ્હેલાંના અન્ય કવિયોનાં કાવ્યોમાં રહેલાં જણાયાં છે, અને હેમાથી હેને વસ્તુના મૂળ સાંપડયા છે એટલું જ નથી પણ હેના રચનાપ્રકારની પણ હેણે ચોખ્ખી નકલ કરી છે. પ્હેલાની અને પછીની ભાષા વચ્ચે સંબંધ હેવો છે કે પાછળની કૃતિયોને પૂર્વ કૃતિયોના ભાષાન્તરો કહેવાં એ યથાર્થ નથી; પૂર્વગામી ભાષા ભૌગોલિક સંબંધથી કે રચનાપ્રકારમાં વિદેશીય ભાષા ન્હોતી. સુદીર્ઘ ઉત્ક્રાન્તિપ્રવાહનો એ પૂર્વતર ક્રમ હતો. આ કારણોથી ગુજરાતના સાહિત્યની આપણી ઇતિહાસાનુસારી સમીક્ષાનો આરંભ નરસિંહમ્હેતા અને મીરાંબાઇથી કરીશું. આ કવિઓથી ગુજરાતી ભાષાનો આરંભ નથી થયો, પણ ગુજરાતી સાહિત્યનો આરંભ હેમનાથી થતો ગણી સકાય. આ બે કવિયોથી પ્હેલાના સાહિત્યનો, ભાષાની દૃષ્ટિયે, આ સમીક્ષામાં

---

૩૫. અલબિરુનીનો ગુજરાત કનૌજથી અગ્નિકોણમાં હતો અને હેની રાજધાની જયપુર નજીક ક્યહાંક હતી એ હકીકત મ્હારે ભાર મૂકીને કહેવી પડશે અલબિરુનીના સમયમાં જે પ્રદેશ ઉપર ચાલુક્ય રાજાઓ રાજ્ય કરતા હતા અને જેની રાજધાની અણહિલવાડમા હતી એ ગુર્જરદેશ તે અલ બિરુનીનો ગુજરાત નહિં. અલ બિરુની અણહિલવાડને અનહલવારા (અથવા નહાલવારા) કહે છે અને હેનું સ્વનિર્દિષ્ટ ગુજરાતની રાજધાની નરાનાથી નૈઋત્ય કોણમા ૬૦ પરસંગ (=૪૮૦ માઇલ) જેટલું અંતર જણાવે છે. આ જોતા સ્વાભાવિક અનુમાન એ થઈ સકે કે આજના ગુજરાતદેશનું અલ બિરુનીના સમયમા એ નામ ન્હોતું.

ગુર્જત્રા શબ્દનો અર્થ "ગુર્જરોમાં" થાય, જે ગુર્જરત્રા-એ દેશનામથી તદ્દન વિભન્ન છે. ગુર્જરોને આશ્રય, (પરિ) ત્રાણુ, આપનારી ભૂમિ (ત્રા-ત્ર રક્ષણુ કરવું) એ અર્થદર્શન યોગ્યતર થાય, જો કે એ જરાક ક્લિષ્ટ છે.*

આ ત્રા પ્રત્યય પાણિનિ ૫-૪-૫૬માં આપ્યો છે. આ સૂત્રનો ભટ્ટોજી દીક્ષિતે વૈદિકી પ્રક્રિયામાં સમાવેશ નથી કર્યો; અને હેમાં આશ્ચર્ય નથી; કારણુ કે એ સૂત્રમાં પોતામાં, કે જેમાંથી અનુવૃત્તિ થાય હેવો કોઈ પૂર્વ સૂત્રમાં, छन्दसि જેવો કોઈ સૂચક શબ્દ નથી. આ કારણે આપણે હેવું અનુમાન કરવા પ્રેરાઈયે કે પાણિનિના સમયમાં તો ત્રા પ્રત્યય લૌકિક સંસ્કૃતમાં પણુ પ્રયુક્ત હતો. જો કે ત્રાનો જેમાં પ્રયોગ થયો હોય હેવી કોઈ એ સમયની કૃતિ આજે લભ્ય નથી. મૅકડોનેલના વૈદિક વ્યાકરણમાં (૮-૬૩૧માં) ત્રા વૈદિક પ્રત્યય તરીકે આપ્યો છે. આથી આપણે એમ માની સકિયે કે, પાણિનિના સમયમા ત્રા વૈદિક પ્રયોગમાં મર્યાદિત ન હોય તો પણુ, ત્યહાર પછી વ્યવહારદષ્ટિયે તો એ વૈદિક પ્રત્યય બન્યો હતો. અથવા એમ હોય કે વૈદિક પ્રક્રિયા અર્પતાં પાણિનિનાં સૂત્રો સર્વસંગ્રાહક નથી.[૩૦] આ કારણે જે દેખીતી રીતે ગુર્જરોના આગમન પછી, અને પરિણામે વૈદિકકાળ પછી અનેક શતાબ્દીઓ પછી પ્રચારમાં આવ્યું હતું, એ ગુર્જરત્રા નામ વૈદિકપ્રત્યય વાપરીને ઘડાયું હોય એ અત્યન્ત અસંભાવ્ય છે.

આ છે પ્રમાણુભૂત તત્ત્વો; આ છે લભ્ય સામગ્રી જેમાંથી આપણુને ગુજરાત નામની ઉત્પત્તિ વિશે સુસંગત અનુમાન કરવાનું રહે છે. ઉપર કહ્યું છે તે પ્રમાણે સંસ્કૃતભાષા જીવન્ત હતી એ સમયની કોઈ સાહિત્યકૃતિમાં કે લિખિત નોંધમાં આ નામ ગુર્જરત્રા રૂપે કે અન્ય કોઈ સંસ્કૃત રૂપે અલભ્ય છે. છેક ઈ. સ. ૬૪૨માં પણુ આ કે અન્ય કોઈ સંસ્કૃત નામ અજાણ્યું હતું. કારણુ કે હ્યુએન ત્સાંગે આ પ્રદેશને Ku-Che-lo (ગુજ્જર) કહ્યો છે.[૩૧]અને ઉપર નોંધેલી લેખ-પ્રમાણુ-માલામાં (ख) થી (ज)માં ગુર્જરત્રાનો પ્હેલ્હેલો નિર્દેશ ઈ. સ. ના આઠમા સૈકામાં થયો છે-(ख)માં; અને નવમા સૈકામાં ફરીથી નિર્દેશ થયો છે-(ग)માં; પ્રાકૃતરૂપ ગુજ્જરત્તા નવમા સૈકામાં આવે છે-(घ)માં; જ્યહારે અર્વાચીનરૂપ ગુજરાત પ્રથમ અગ્યારમી સદીના આરંભમાં દેખાય છે-(छ)માં.

હવે એ તો સ્પષ્ટ છે કે આ કાંઈક કૃત્રિમ સંસ્કૃત નામ ગુર્જરત્રાનું અસ્તિત્વ સંસ્કૃતીકરણ-પરાયણુ પંડિતોનાં અવાસ્તવિક સર્જનોના પ્રદેશની બ્હાર જવાતે જ હોઈ સકે. મ્હને તો પ્રાકૃત નામ ગુજ્જરત્તા પણુ લોકોએ સ્વીકારેલા ગુજરાત નામનું પ્રાકૃતીકૃત રૂપ લાગે છે. આ ઉપરાંત હું કહીશ

---

૩૦. વૃદ્દારણ્યક ઉપનિષદ્ ૧-૪-૧૧માં દેવત્રા શબ્દ છે. (ब्रह्म वा इदमग्र आसीदेकमेव * * * यान्येतानि देवत्रा क्षत्राणि इन्द्रो वरुणः ઇત્યાદિ).

ઉપનિષદો શ્રુતિનાં અંગો ગણુાય છે એ ખરું. પરંતુ ઉપનિષદોની ભાષા વૈદિક સંસ્કૃતનાં લક્ષણો દર્શાવતી હોવા છતાં મ્હોટે અંશે લૌકિક સંસ્કૃતની સમીપ આવે છે. પાણિનિયે ત્રાને લગતા સૂત્રને વૈદિક પ્રક્રિયામાં નથી મૂક્યું હેનું એક કારણુ આ હોઇ સકે ?

૩૧. યુઆન ચ્વાંગ (Yuan Chwang) વિશે વાટર્સ, ૨, ૨૪૯. જુવો. ડૉ. ફ્લીટનો લેખ, J. R. A. S. ઈ, સ. ૧૯૦૧, પૃ. ૪૫૮-૪૬૦.

કે गुर्जर પણ ગુજ્જર કે ગુજર[32]નું સંસ્કૃતીકરણ છે. ગુર્જરો આવ્યા ત્યહારે ગુજરાત એ નામ બેતા આવ્યા, અને એ નામ, એ રૂપે પ્રચારમાં આવતાં, પંડિતોને હાથે અને હરહંમેશ હાવાં રૂપાન્તરો કરવાના શોખીન વર્ગને હાથે गुजरत्ता અને गुर्जरत्रा હેવાં પ્રાકૃતાભાસી અને સંસ્કૃતાભાસી રૂપાન્તર પામ્યું, એમ હું માનું છું. ગુર્જરો તો વિદેશીય જાતિ હતા તેથી ત્હેઓ આ સંસ્કૃત નામ गुर्जरत्रा ઘડી સક્યા હોય એ અશક્ય છે.

‘गुजरात’ શબ્દમાં ‘आत’નો અર્થ

૯૭ આ પ્રશ્ન ઊભો રહે છે : गुजरातમાં आतની ઉત્પત્તિકથા શી છે અને હેનો અર્થ શો છે ? હું નીચે પ્રમાણે, મ્હને શક્ય લાગતા ઉત્તરો આપું છુ જે– કોઈ ઘણા તો કોઈ થોડા–તર્કરૂપે છે :—

(૧) ગુજરાતીમાં ठाकोर (=ગણાગ્રણી છે)[૨૫], અને હેમાંથી ठकरात શબ્દ કરાય છે જેનો અર્થ ઠાકોરનો અધિકાર અથવા ઠાકોરનો મુલક હેવો થાય છે. અહિં आत પ્રત્યય ભાવવાચક રૂપ બનાવનારો પ્રત્યય છે; હેની સરખામણી kingdom, wisdom વગેરે શબ્દોમાંના અંગ્રેજી પ્રત્યય dom સાથે થઈ સકે: આ dom પણ ભાવવાચક નામનો પ્રત્યય છે. તર્કરૂપે કહી સકાય કે गुजरात નો आत પ્રત્યય ठकरातના आत જેવો છે. હેનો અર્થ થાય–“ગુજરોનો મુલક”.

(૨) અરબીમાં બહુવચન બનાવવા માટે आत પ્રત્યય વપરાય છે, દા. ત. ઈન્સાન, બહુ. ઈન્સાનાત; ઝાહીર [ જાણીતી વાત ], બહુ. ઝાહિરાત [ જાણીતી અનેક બાબતો ] આ પ્રત્યય સાધારણતઃ સ્ત્રીલિંગ નામને લગાડાય છે. પણ આ મર્યાદા શિથિલ કરી સકાય હેવી હોઈ સકે. તો गुजरात એ गुजरનું બહુવચન હોય. પછી અનેકવચનનો અર્થ ગુજરો જ્યહાં રહેતા હોય તે દેશ એ અર્થમાં સંક્રાન્ત થયો હોય. પ્રાચીન ભારતમાં દેશનાં નામો એ દેશવાસી લોકનાં નામોના બહુવચન ઉપરથી પડયાં હતાં, દા. ત. कोशला., कुरव॰, विदर्भा॰ ઇત્યાદિ, એ હકીકત આ વાતને ટેકો આપે. અને એ પ્રમાણે गुजरात શબ્દ (ગુજરનું બહુવચન) ગુજરોના નિવાસસ્થાનનો વાચક બને. એ ખરું કે દેશોના નામ હેમા રહેતી જાતિયોનાં નામ ઉપરથી પાડવાનો એ ભારતીય રિવાજ ગુજર જેવી દેશબ્હારથી આવતી જાતિને એકદમ સ્હેલાઈથી લાગુ પાડવામાં ન આવે. છતાં આ ભારતીય પ્રયોગરૂઢિને કાં તો ભારતવાસીઓએ આદતના જોરથી, અથવા ગુજરોએ પોતે અનુકરણથી, વિદેશી નામ ઉપર સંક્રાન્ત કરી હોય હેવી કલ્પનાને અવકાશ છે.

---

૩૨. શ્રી. દે ર ભાંડારકર પોતાના “Foreign Elements in Hindu Population એ નિબંધમાં એ જ મત રજુ કરે છેઃ Ind. Ant. XL, 1911 A. D January p. 21. હું એક ક્રમ વધીને સૂચવું છુ કે आत અંશનું પણ त्रा હેવું સંસ્કૃતીકરણ થયું હતું.

૩૩. ડૉ. બ્યૂલરે પણ પ્રત્યય વિશે હેવો તર્ક રજુ કર્યો છે [ જો કે ભારતની દેશનામની પદ્ધતિની દલીલ નથી આપી. ] જુવો Sp. Ind. Vol. II, pp. 445 and 438 [ એ ગ્રન્થમાં प्रशस्ति ૩૪ ] એઓ કહે છ [ પૃ ૪૩૮મે ]·— “गुजरात પોતે સંભવત ભાષાસંકર છે; અરબી સમૂહવાચક પ્રત્યય आत ગુર્જર કે ગુજર સંજ્ઞાનામને લગાડયો છે.” મ્હારે નોંધવું ઘટે કે અરબી आत પ્રત્યય સમૂહવાચક નથી પણ આ બહુવચનસાધક છે. પણ સમૂહ અને બહુત્વ બહુ અન્યોન્ય સમીપ છે. વિશેષ એ નોંધું છું કે गुर्जरને વિદેશીય નામ ગુજરનું સંસ્કૃતીકરણ માનિયે તો ગુજરાત -શબ્દને ભાષાસંકર માનવો ન પડે; અરબી आत ગુજરો ભલી રીતે અરબસ્તાનથી લાવ્યા હોય.

સમાવેશ ન જ કરી સકાય. એ સમયની એટલે વિ. સં. ૧૪૫૦ પ્હેલાંના સમયની ભાષાના નમૂનાઓનો વિચાર કરશો તો જોઇ સકશો કે અર્થને ગમે તેટલો તાણિયે તો પણ એ ભાષાને ગુજરાતી કે પૂર્વકાલીન ગુજરાતી નહિં કહી સકાય. ખરી વાત તો એ છે કે નરસિંહમ્હેતા, મીરા, ભીમ અને પદ્મનાભ વિ સં. ના ૫દરમા સૈકામા જે ભાષામાં લખતા હતા એ ભાષા ઉત્તરકાલીન અપભ્રંશ હતી, અને એ અપભ્રંશ-ક્રમને પ્રમાણભૂત ગુજરાતી વિદ્વાનોએ સ્વીકાર્યો છે.[36] નરસિંહમ્હેતાનાં અને મીરાનાં કાવ્યો હેના આધુનિક સ્વરૂપે જે ભાષામાં આપણને મળ્યાં છે એ જ ભાષામાં હેના કર્તાઓએ એ લખ્યાં (અથવા, ખરો શબ્દ વાપરૂં તો, રચ્યાં) ન્હોતાં એ ચોક્કસ છે. એ કાવ્યો પેઢીથી પેઢી અનેક પરિવર્તનો પામતાં પસાર થયાં છે. આ વસ્તુસ્થિતિનાં પ્રધાન કારણો આ છેઃ—

(૧) લહિયાઓ, ધંધાદારી કે તદિતર, પોતે માતૃભાષા તરીકે ગુજરાતી બોલનારા હતા તેથી કાવ્યની ભાષાને બને તેટલી પોતાના સમયની ભાષાને સરૂપ બનાવવાને સમયે સમયે બદલતા ગયા.

(૨) ભક્તિનાં (કૃષ્ણ ભક્તિનાં) સ્તુતિગાન કરતાં આ બે કવિયોનાં કાવ્યો જનસમાજમાં એટલાં બધાં લોકપ્રિય થઈ પડયાં કે શરૂઆતમાં હેનો પ્રચાર, હસ્તલિખિત પ્રતોદ્વારા થાય તેથી ઘણો વધારે પ્રચાર, એક ગાય અને અન્ય સાંભળીને શીખે હેવી મૌખિક પરંપરા દ્વારા થયો. હાનું પરિણામ એ આવ્યું કે કાવ્યોની ભાષા ઉપર બોલનારની ભાષાના હેની ઇચ્છાને અનુરૂપ સંસ્કારો પડયા. નરસિંહમ્હેતાનાં કાવ્યોની જે પ્રાચીનતમ હસ્તપ્રત લભ્ય છે હેની ભાષા એ કવિના સમયથી બહુ દૂર પ્હોંચેલી છે.[37]

વિ. સ ૧૪૯૦ અને ૧૫૭૦ દરમ્યાન થઈ ગયેલા[38] ભાલણની કૃતિયોની બે ભિન્ન પ્રકારની દશા થઈ છે. હેની कादम्बरी (બાણની સંસ્કૃત કથાને આધારે રચેલી, ખરું કહેતાં એના ભાષાન્તરરૂપ, કાવ્યકૃતિ), હેનો વિષય સામાન્ય જનતાની સમજણથી ઉપરવટનો અને વિદ્વાનો જ જેનો આસ્વાદ લઇ સકે હેવો હોવાથી, હેના સમયની ભાષામાં ઊતરી આવેલ છે (વસ્તુત: હેની

---

૩૬. દાખલા તરીકે ઉપર પૃ ૭ થી ૧૩ ઉપર આપેલા નમૂનાઓ જુવો,

૩૭. बृहत्काव्यदोहन, ગ્રંથ ૧ ના ' ગુજરાતી કવિતા ' વિશેના પ્રસ્તાવનારૂપ નિબંધમાં ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ લખે છે.—

" महेताना काळनी जूनी भाषा मळवी दुर्लभ छे म्हारा मित्र रा हरिलाल हर्षदराय ध्रुवे जूनी भाषानो एक घणो जूनो लगभग ३०० वरस पर लखायलो एक ग्रन्थ म्हारा हाथमां मूकयो हतो, त्हेमां आ ग्रन्थमा आवेला प्हेला ज १३ पदो हतां–जे कइ पण फेरफार कर्या वगर जेवो ने त्हेवी भाषामां दाखल कीधा छे ए परथी निश्चयपूर्वक एम कही नहिं सकाशे के नरसिंहमहेताना काळनी खरेखरी भाषा ते ए ज छे."

(નિબધનું પૃષ્ઠ ૧૪ મું)

આ ઈ. સ. ૧૮૮૬મા (=વિ. સં. ૧૯૪૨ માં) લખાયું હતું. જે હસ્તલિખિત પ્રત એ સમયે લગભગ ૩૦૦ વર્ષો જૂની હતી એ વિ સં. ૧૬૪૨ની કે હેની આસપાસના સમયની હોવી જોઇયે. જે ૧૩ ગીતો ઉપર કહ્યાં છે હેની ભાષામાં વિ. સં. ના સત્તરમા સૈકાનાં હોઇ સકે હેવાં લક્ષણો જોવામાં આવે છે.

હસ્તલિખિત પ્રત હજી અર્ધ સદી પ્હેલા જ પ્રકાશમાં આવી છે) જો કે કેટલાક રૂપપરિવર્તનો, દા. ત. करइ પ્રકારને બદલે करि પ્રકાર, લહિયાનો ભાષાને પોતાના સમયને અનુરૂપ કરનારો હસ્તક્ષેપ બતાવે છે (નકલ વિ. સ. ૧૬૭૨ મા કરાયેલી છે), પરંતુ કેટલાક પ્રકીર્ણ કાવ્યો તેમ જ आख्यानो અથવા લોકપ્રિય કથાકાવ્યો એ જ કવિયે લખેલાં હોવા છતાં આજે આધુનિક ભાષાસ્વરૂપમાં જોવામા આવે છે હસ્તલિખિત ઓછા પણ લોકોની જીભ ઉપર વધારે હેવા નરસિંહનાં અને મીરાંના કાવ્યોના જે રૂપપરિવર્તનો થયા હેવા જ રૂપપરિવર્તનો ભાલણના આ લોકપ્રિય કાવ્યોના થયા છે. ભીમ કવિના હરિલીલા કાવ્યની, એક ગુજરાત શાલાપત્રમા છપાયેની અને બીજી बृहत्काव्यदोहनમા છપાયેલી, હેવી બે વાચનાઓમાથી અને જૈન કવિ ગુણમેરુએ (વિ. સ. ૧૬૦૦ ના અરસામા) રચેલ पचोपाख्यानની બે (ભિન્નકાલીન) હસ્તલિખિત પ્રતિયોમાથી, (કાલભેદે ભિન્ન ભાષારૂપવાળા) અવતરણો આપીને તથા સરખાવીને શ્રી, મણિલાલ બકોરભાઈ વ્યાસે બતાવી આપ્યુ છે કે ભાષા એક નકલમાથી બીજીમા ઉતારવામા આવે ત્યારે કેવાં પરિવર્તનો પામે છે[૩૯]

આટલુ પ્રાસ્તાવિક વિવેચન બસ થશે

જે સાહિત્યસમીક્ષા હુ કરવા ઇચ્છુ છુ એ શરુ કરતા પ્હેલા, સાહિત્યની કાલાનુક્રમ દૃષ્ટિયે અને ભાષાસ્વરૂપ પરત્વે પરીક્ષા કરવામા હું જે નિયમોને અનુસરવાનો છુ એ નિયમો નક્કી કરીને અહિં જ આપી દઉં છુ —

(૧) કૃતિની રચનાસાલ અને નકલસાલ વચ્ચેનો ગાળો મહત્ત્વની બાબત ગણવાને પાત્ર છે.

હાનું કારણ સ્પષ્ટ છે નકલ કરનારની માતૃભાષા મૂળગ્રન્થ જે ભાષામાં રચાયેલો હોય હેની નિકટની કે દૂરની હોય હેના ઉપર લહિયાને હાથે એ ભાષાનુ પોતાના સમયની ભાષા પ્રમાણે પરિવર્તન થવાના સંભવનો આધાર રહે છે જેમ બે સાલ વચ્ચે સમયનુ અન્તર ઓછુ ત્હેમ પરિવર્તનનો સંભવ થોડો.

(૨) જો બે સાલ વચ્ચેનુ અન્તર મ્હોટુ હોય તો, હસ્તલિખિત પ્રતની ભાષાને રચનાકાળની ભાષા ગણવી કે નકલકાળની હેનો નિર્ણય કાંઇક અંશે આન્તર પ્રમાણોને આધારે અને કાંઇક અંશે આનુષંગિક બાહ્ય પ્રમાણોને આધારે કરવો જોઇયે.

આ પ્રકારના પ્રસંગોમા, પ્રાચીન સાહિત્યમા કેટલાક અભ્યાસીઓની વૃત્તિ સરલમતીથી આર્ષ સ્વીકારવાની થાય છે, અર્થાત્ ત્હેઓ હસ્તલેખની ભાષાને એ બેમાથી પછીની, એટલે નકલની, સાલનું ભાષાસ્વરૂપ દર્શાવતી ગણે છે હુ માનુ છુ કે હેવો કોઈ દૃઢ અવિચલ નિયમ ન હોવો જોઇયે ગ્રન્થમા જ રચનાસાલ અસંદિગ્ધરૂપે જણાવેલી હોય તો તે બીજાં સર્વ સાધનોથી પ્રબલતર અને નિર્ણય કારક પ્રમાણ ગણાય અથવા એમ હોય કે અસંદિગ્ધ રચનાસાલના અન્ય ગ્રન્થોની ભાષા જે ગ્રન્થોનો વિચાર કરતા હોઇયે એ ગ્રન્થોની ભાષા જોડે પ્રકારમા તદ્દન મળતી હોય; આમ હોય તો નકલસાલને ભાષાનો સમય દર્શાવતી ન માની સકાય

(૩) હસ્તલિખિત પ્રતમાની ભાષા ગ્રન્થના રચના સમયની ભાષાથી પ્હેલાની, સાધારણનિયમે, ગણી સકાય.

---

૩૮ જુવો રામલાલ ચુનીલાલ મોદીનો भालण વિશેનો ગ્રન્થ, પૃ ૧૫૫, છેલ્લો પરિચ્છેદ,

૩૯ विमलप्रबन्धની હેમણે લખેલી પ્રસ્તાવના પૃ. ૪૧ થી ૪૮ જુવો

આ ઉપયોગી અને સલામતીભર્યો નિયમ છે, પણ હેનો અનુરોધ વિવેકપૂર્વક અને સાવચેત રહીને કરવો જોઇયે. ગ્રન્થના વસ્તુના પ્રકાર ઉપર ઘણો મ્હોટો આધાર રહે છે. દાખલા તરીકે મુગ્ધાવવોધ ઔક્તિક લો. એ સંસ્કૃત વ્યાકરણનો વિવેચન ગ્રન્થ છે પણ વિષયવિવેચન દેશભાષામાં થયેલ છે, જેમ કોઇ અંગ્રેજ લેખક વિદેશીય ભાષાના (સંસ્કૃત, ગુજરાતી, હિંદી વગેરેના) વ્યાકરણનું વિવેચન અંગ્રેજીમાં કરે તે પ્રમાણે. હાવા પ્રસંગમાં ગ્રન્થગત ભાષાને રચના સમયથી પૂર્વતર સમયની ગણવી એ બિલકુલ યોગ્ય નથી. બીજે પક્ષે, વિશેષત: કાવ્ય ગ્રન્થોમાં, કેટલાક લેખકો પોતાના સમયની ભાષાથી કેટલાક વર્ષ પ્હેલાંની ભાષામાં લખવાને લલચાય છે. પરંતુ, નિર્ણયનો આધાર હાવી બાબતમાં મ્હોટે ભાગે આનુષંગિક પ્રમાણો ઉપર, ભાષાના સાક્ષાત્ ઉત્ક્રાન્તિક્રમ ઉપર, રહે છે.

(૪) જૈન ગુજરાતી અને જૈનેતર (જેને Brahministic ગુજરાતી કહે છે તે) વચ્ચે ભેદદર્શન;–પ્રશ્ન એ છે કે અમુક કૃતિની ભાષા અમુક વર્ગની અને અમુક સમયની ભાષા છે એ નક્કી કરવામાં આ ભેદદર્શનને કેટલે અંશે આદરણીય ગણવું.

હું નિયમ આ પાળું:–ગ્રન્થ જૈને રચ્યો છે એટલા ઉપરથી જ નિર્ણય નં બાંધી સકાય; વસ્તુના પ્રકાર ઉપર ઘણો આધાર રહે. ખાસ જૈન ધર્મ, જૈન દર્શન, અને તત્સંબદ્ધ વિષયો જેનું વસ્તુ હોય હેવા ગ્રન્થોમાં વપરાયેલી ભાષા પ્રચલિત દેશભાષાથી જૂદી હોય એ *સમાવ્ય* છે, પણ *સમાવ્ય* છે એટલું જ. પરંતુ અન્ય કૃતિયોને, દાખલા તરીકે સાધારણ *રાસા, પ્રબન્ધો* વગેરેને, હેના કર્તા જૈન હતા એટલા જ કારણે જેને જૈન ગુજરાતી નામ અપાયું છે એ ભાષામાં લખાયેલા, નિયમત:, ન માની લેવાય. દાખલા તરીકે કાન્હડદે પ્રબન્ધ એ તો જૈન ભાષામાં લખાયેલો નથી જ; હેનો કર્તા જૈન નથી; જો એ કોઈ જૈનની કલમમાંથી ઊપજ્યો હોત તો કેટલાક લોક હેની ભાષાને જૈન ગુજરાતી માની લેત. શ્રી. ચીમનલાલ દલાલના પાટણની હસ્તપ્રતિયો વિશેના નિબંધમાં આપેલા નમૂનાઓમાં જૈનેતર લેખકોના લખાણો છે, જેની ભાષા જૈન લેખકોની ભાષા કરતાં કોઈ રીતે ભિન્ન નથી. જે જમાનાનાં જૈન ધર્મ અને બ્રાહ્મણધર્મ સ્હામસ્હામા મોરચા માંડીને બેઠા હતા એ જમાનામાં કોઇ જૈનભાષા શૈલીનું અનુકરણ કરવાનો વિચાર કરે એ અશક્ય છે.

(૫) કૃત્રિમ ભાષાનો સ્પષ્ટ દેખાઇ આવતો અને પ્રયોજનપૂર્વક ઉપયોગ થયો હોય તો એ *ભાષાને ગ્રન્થના સમયની પ્રતિનિધિભૂત ભાષા ન ગણવી જોઇયે.*

માગધી અને અન્ય પ્રચારલુપ્ત ભાષાતત્ત્વોનો પ્રચુર ઉપયોગ કર્યો હોય હેવી કૃતિયો વિદ્યમાન છે, હેને આપણે વિના સંકોચે એ કૃતિના સમયમાં અપરિચિત, અપ્રચલિત, ગણીને બાતલ રાખી સકિયે દાખલા તરીકે, શીલવતીનો રાસ હાવી કૃતિયોનો નમૂનો છે. વિમલપ્રબન્ધમાંથી પણ કેટલાંક પ્રચારલુપ્ત શબ્દરૂપો આપણે ઉપર નોંધ્યાં છે. અગાઉ[૪૦] મ્હેં દાખલારૂપે કહ્યું છે તે મુજબ, રા. બ કેશવલાલ હ. ધ્રુવે પોતાનાં લખાણોમાં *ક્ંદ્ળ, નીલવટ, હેજ* વગેરે શબ્દો વાપર્યા છે હેને આપણે આપણા જમાનાની ભાષાના લક્ષણભૂત તત્ત્વો ન જ ગણી સકિયે. બીજો એક દાખલો ઉમેરું. શ્રી.

૪૦. જુવો ઉપર પૃ. ૧૩ હેજ (હેત=પ્રેમ હેતું પર્યંત, આજે પ્રચારલુપ્ત, રૂપ) એ મ્હેં અહિં પાછળથી ઉમેરેલો શબ્દ રા. બ કે. હ. ધ્રુવે ગીતગોવિંદના ભાષાન્તરમાં વાપર્યો છે.

નાનાલાલ દ. કવિયે એક સ્થળે મહેરામણ એ ચોખ્ખો પ્રચારલુપ્ત શબ્દ વાપર્યો છે.[૪૧] કાઠિયાવાડના લોકગીત સાહિત્યમાં આ શબ્દ સમુદ્રના અર્થમાં વપરાતો, અને આજે પણ, હું જાણું છું ત્હાં સુધી, કાઠી બોલીમાં કદાચ વપરાતો હોય. પણ આ શબ્દ હેના પુરાણા અને વીરશૃંગારરસ ભર્યા ભાવસંબંધોને કારણે આકર્ષક હોવા છતાં આજના સાહિત્યમાં તો પ્રચારલુપ્ત છે એ ચોકકસ છે. શ્રી. નાનાલાલે વાપર્યો છે તે છતા એ શબ્દને આજની ગુજરાતી સાહિત્યને પરિચિત ન ગણી સકાય. એમ કરિયે તો ખોટો ઇતિહાસ રચવા જેવું થાય. કેટલાક તરુણ કાઠિયાવાડી લેખકોએ આજના જમાનાને અજાણી હેવી પ્રાચીન કાઠિયાવાડની વીરશૃંગારપ્રધાન લોકગીતસાહિત્યની ભાષામાં કેટલાંક ગીતો રચ્યાં છે હેને પણ આ કથન લાગુ પડે છે.

આ પ્રમાણે પાયાની ભૂમિકા રચ્યા પછી હવે આપણે આપણી આ સાહિત્યસમીક્ષાની ઉપરિતન આકારરચનાનો વિચાર કરિયે. ઉપર કહ્યું છે તેમ આપણે વિક્રમ સંવતના પંદરમા સૈકાના ઉત્તરાર્ધથી આરંભ કરિયે છિયે. નરસિંહ મ્હેતા અને મીરા[૪૨] આ યુગનાં ઉત્તુંગ શિખરો છે. બંને પ્રેમભક્તિના ભાવથી કૃષ્ણનાં ગીતો ગાય છે, બંને ધર્મની ખાતર ઉગ્ર કસોટીમાંથી, પરીક્ષામાંથી અને દમનમાંથી પસાર થયાં છે. એ બંને હેમાંથી અધિકતર તેજસ્વી થઈને, પાવન બનીને, પાર ઊતર્યાં છે. પણ નરસિંહની કવિતામાં પુરુષનાં ખડખચડાં અસ્ખલણ લક્ષણો છે, મીરાંની કવિતામાં લલનાનું લાલિત્ય છે. કમનસીબે આ કવિયોની કૃતિયો જે ભાષામાં હેમણે લખી હની એ ભાષામાં આપણને મળી નથી તેથી મૂલકૃતિયોની મનોહરતા જળવાઈ નથી રહી. શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીએ આ બે કવિયોની કવિતાનું મનનીય વિવેચન કર્યું છે એ અહિં ઉતારવાની જરૂર નથી. એ માટે હું ત્હમને હેમનો "Milestones in Gujarati Literature" (ગુજરાતી સાહિત્યના સીમાચિહ્નો) એ નામનો ઉપયોગી અને મૂલ્યવાન ગ્રન્થ વાંચવાની સૂચના કરું છું. આ બે કવિયોમાંથી દરેકની કૃતિયોમાંથી પસંદ કરેલા નમૂનાઓ જ આપીશ :—

## नरसिंह म्हेतो

(१)

शरद निशाए श्रीमहाराज के वनमां आविया रे लोल;
मध्य निशाए वजाडी वीण * के गोपिका चालियां रे लोल.
श्रवणे सुनी मोरलीनो नाद के सहु व्याकुल थयां रे लोल;
जे जेम हुतु पोताने धाम ते तेम नीसर्यां रे लोल

૪૧. આ શબ્દનું પૂર્વરૂપ मिहिरामण જોઈ સકાય છે, જે ભાલણકૃત कादम्बरीमा ઉપલબ્ધ છે (જુવો કે. હ. ધ્રુવની સંપાદનનું પૃ. ૮૭, પં. ૭).

૪૨. મીરાબાઈનો પરંપરામાન્ય સમય ઇ. સ. નો પંદરમો સૈકો છે, કેટલાક વિદ્વાનોએ હેને એક સૈકા પઠી મૂકીને અકબરની સમકાલીન ઠરાવવાનો પ્રયાસ કર્યો છે. એ કુંભરાણાની પત્ની હતી એ લોકપરંપરાને પણ ત્હેઓ અસત્ય માને છે અને એ ભોજરાજની રાણી હતી એમ માને છે. નિશ્ચયકારક પ્રમાણુને અભાવે હું માન્ય પરંપરાને કારણ વિના ખોટી ગણાવતા આ મતને સ્વીકારતો નથી, એથી મીરાંને હું નરસિંહ મ્હેતાની સમકાલીન ગણીને મ્હેતાની સાથે મૂકું છું.

* ગુજ. પ્રેસ.ના સંગ્રહમાં વીણ છે. વેણ ઈષ્ટ લાગે છે,

जोयो पूरणनंद परिमझ के सुध सुध सर्व टळी रे लोल;
जुए नयणां भरी भरी नार के गोपी(का) सहु मळी रे लोल.
वचन बोल्या श्री महाराज के कहो केम आवियां रे लोल;
वळती बोली मजनी नार के तम आश्रये आवियां रे लोल.

रंगभर रास रमाडो नाथ के शरद सोहामणी रे लोल;
ऊग्यो सोळ कळानो चंद्र के हारडी हळी आपणी रे लोल.
पूरण प्रीत जोई परिमझ के रुदिया भीडियां रे लोल;
रंगभर रमवा मांड्यो रास के चारज सीशियां रे लोल.

वागे ताल पराज ने झांझ के वीणा वांसळी रे लोल;
नाचे नरसिंह नदकुमार के गोपी(का) सहु मळी रे लोल.
चोकमां फरती मजनीं नार के वचे राधा हरि रे लोल;
नव सत सज्या (? सजिया) के शणगार के पावले घूघरी रे लोल.

हमचो के हरिजीनी साथ के ताली ले हाथमां रे लोल;
नाचे नटवर मदनगोपाल के जुवतीना साथमां रे लोल.
अंतरिख देवता रहीने जुए के पुष्पे वधावता रे लोल;
रूपे रूडो नरसैयानो नाथ के मनमां भावता रे लोल.

દાવાં કાવ્યોની મૌલિકતાની ખાતરી કરવાનાં કાંઈ સાધન નથી, અને કાવ્યગત ભાષામાં સ્પષ્ટ હસ્તક્ષેપ થયો હોવાથી નરસિંહમ્હેતાની પંક્તિઓની ખૂબીથી આપણે વંચિત રહિયે છિયે, હેવું એવડું આપણું દુર્ભાગ્ય છે. આ કાવ્યના કર્તૃત્વ પરત્વે સંશય ઉપજવાનું સવિશેષ કારણ હેના રચના-સ્વરૂપમાં છે. એ ગરબીનો પ્રખ્યાત પદ્યપ્રકાર છે, હું સકારણ માનું છું એ પ્રમાણે નરસિંહથી ઘણા સમય પછીનો પ્રકાર છે, દયારામ જેટલો નવીન પ્રકાર છે. પણ હેની જે છે તે અવસ્થામાં પણ ભાષાલાલિત્ય અને આડંબરરહિત વર્ણનસૌન્દર્ય જોઈ સકાય છે. 'બાહ્યાકારે રાસલીલાનું' આ વર્ણન છે ત્હેમાં રહસ્યાર્થનું દર્શન કરવું શક્ય છે.

આ કાવ્યને હેની મૌલિકતા સંદિગ્ધ હોવાથી બાજુ મૂકીને આપણે એક બે સંદેહાતીત કાવ્યો જોઇશું:—

(૨)

कामनी सर्व टोळे मळी मांड्यो वद्रावन रास;
वावना चंदन छांटणा, रमे माधव पास.
रासक्रीडा रमे माननी, गुण गाए गोविंद;
कोकिलाकंठे स्वर करे, स्थिर थई रह्यो चद.

काछ वाळ्या सर्व कामनी, सोहे सकल शणगार;
हार हैयाना लहेकता, झांझरना झमकार,
पलवट वाळी पटोळडी, गोरी शामळी नारी;
कुडलाकार करी रह्यो, मध्ये आव्या मोरारि.

त्रिभुवन चरणे चालतां थाय ध्रमध्रमकार,
पगतणा प्रहार वाजी रह्या, कोय न लहे पार.

शब्द कोय केना सुणे नहीं, बोले सुजत्री वाणी;
रोहिणीपति रहे स्थिर खटमासी रात्रि विहाणी.

ब्रह्मा शारदा शादे थई देवो जोवेछे रग;
नाद निर्घोष वाजी रह्या ताली ताल म्रदग.

मुनिजन मन विमासी रह्या धन धन कृष्णावतार;
नरसैयाचा स्वामी जुगमें प्रगटया ते निरधार.

( राससहस्त्रपदीनुं પ્રારંભનું પદ ).

છ મહિનાના વિસ્તારની ચંદ્રોજ્જ્વલ રાત્રિ દરમ્યાન ચાલુ રહેલા ગોપજનના અપૂર્વ ગ્રામ-નૃત્યનું આ ચેતનમય ચિત્ર છે;–નૃત્યના સંચલનમાં અનુકૂળતા આવે એ માટે સુંદર કચ્છ વાળેલી, અને પાલવ એ જ રીતે કમરની આસપાસ વીટેલી, કીમતી સાડીઓમાં સજ્જ થયેલી ગોપીઓ; અને કોઈ ગોરી કોઇ શામળી પણ બધી યૌવન અને લાલિત્યથી કમનીયરૂપ એ સુંદરીઓના કુંડાળાના મધ્યમાં રહેલો આ નૃત્યલીલાનો નાયક સદામનોહર કૃષ્ણ. ચંદ્રિકાધવલ રાત્રિની નીરવતાને કવિ લેખનીની એક જ લીલા વડે સૂચવી દે છે: "કોઈ શબ્દ ઉચ્ચારતા નથી, કોઇ સુણાતા નથી; બધાં ઓછું અને મન્દસ્વરે બોલે છે," આ વર્ણનમા એઓ રાસની મોહનીને વશ થયાં હતા હેવી વ્યંજના પણ રહેલી છે. રાત્રિની નીરવતાનું અને નૃત્યના તથા કોકિલકંઠી ગોપાઓના ગીતના મોહક પ્રભાવનું સૂચન પણ કુશળ કલ્પનાધન્ય ચિત્રરેખાથી કરાયું છે 'સ્થિર થઈ રહ્યો ચદ્ર. [ ચાંદની રાતે ગરબા જોઇ રહેલ ત્રણ વર્ષના બાળકે મ્હને "જુઓ, ચંદ્ર ગીત સાંભળે છે" એમ કહ્યું એ પ્રસંગથી આ કવિકલ્પનાની સ્વાભાવિકતા પ્રતીત થશે. ] અપૂર્વ સૌન્દર્યથી યુકત દશ્યસંનિવેશમાં આ ચિત્ર ગોઠવાયું છે; ગીત, ઝાંઝરના ઝંકાર અને ઝાંઝ મૃદગના ઘોષ રાત્રિની નીરવતાનો ભંગ કરતાં નથી; મુગ્ધ અને સ્તબ્ધ બનીને ચદ્ર રાસને નિરખી રહ્યો છે, દેવો પણ સહર્ષ એકાગ્ર બનીને પ્રશંસા કરતા આ બધું નિહાળી રહ્યા છે. સનાતન લાલિત્યથી અને અનાયાસ ગતિથી શોભતી સહજ સરલ પદાવલિના લયપ્રવાહ વડે આ અસર સાધવામાં આવી છે.

( ૩ )

निरख ने गगनमा कोण घूमी रह्यो,
तेज हु तेज हु शब्द बोले,
श्यामना चरणमा इच्छु छु मरण रे,
आहिया कोइ नथी कृष्ण तोले. निरख ने०

श्याम शोभा घणी बुद्धि ना सके कळी
अनत ओच्छवमां पथ भूलीं;
जडने चेतनरस करी जाणवो,
पकडो प्रेमे सजीवन मूळी. निरख ने०

जळहळ ज्योत उद्योत रवि कोटमां,
हेमनो कोर ज्यहा निसरे तोले,
सच्चिदानन्द आनन्दक्रीडा करे,
सोनाना पारणा मांहि झूले. निरख ने०

वत्ती विण, तेल विण, सूत्र विण जो वळी,
अचळ झळके सदा अनळ दीवो;
नेत्र विण निरखवो, रूप विण परखवो,
वण जिह्वाए रस सरस पीवो. निरख ने०

अकल अविनाशी ए नव ज जाए कव्यो,
अरध ऊरधनी माहे म्हाले,
नरसैयाचो स्वामी सकल व्यापी रह्यो,
प्रेमना तन्तु सन झाले. निरख ने०

[ આ નરસિંહમ્હેતાનું ભવ્યતમ, અને વિશ્વસાહિત્યનાં ભવ્યતમ કાવ્યોમાંનું એક ગણાય તેવું, કાવ્ય છે. કવિયે આ કાવ્યમાં તત્ત્વજ્ઞાનની ઉચ્ચ કોટિનો અને કાવ્યકળાની સુન્દરતાનો સમન્વય સાધ્યો ? વિશાલ વિશ્વમા, વિશ્વના પ્રતીકભૂત ગગનવિસ્તારમા કવિ મહાન્ વિશ્વાત્માને નિરખે છે અને આપણને નિરખવાને નિમંત્રે છે; એ વિશ્વાત્માનો સોऽहम् શબ્દ સાંભળીને કવિ એ પરમતત્ત્વમાં પોતાનું મરણ, વ્યષ્ટિભૂત જીવાત્માંનો વિલય, વાંછે છે, કારણ કે આ લોકમાં હેને તોલે આવે એવું અન્ય કાંઇ નથી (વસ્તુત. હેનાથી ભિન્ન અન્ય કાંઇ નથી) વિશ્વાત્માના અનંત ઉત્સવમાં ભૂલી પડેલી માનવબુદ્ધિથી કળી સકાય નહિં હેવી હેની શોભા છે. જેમણે પ્રેમના પ્રભાવ વડે મૃતને અચેતનને, ચૈતન્ય અર્પવાની મૃતસંજીવની મેળવી છે ત્હેમને કવિ જડમાં ચેતનતત્ત્વ પરખવા કહે છે. ત્હેઓ આંજી નાખે હેવા ઝળહળ જ્યોતિનું, કોટિ કોટિ સૂર્ય જેવા પ્રકાશનું, દર્શન કરે છે, ત્હેઓ એ જ્યોતિની કનકમય રેખાના દર્શનના અધિકારી છે; વિશ્વના વિવિધ આવિર્ભાવોમાં દૃશ્યમાન થતી આનંદમય અસ્તિત્વની પરમલીલા માણતા સત્-ચિત્-આનંદરૂપ પરમાત્માને ત્હેઓ જ જોઈ સકે છે. ત્હેઓ હેને સુવર્ણમય પ્રકાશતા પારણામાં ઝૂલી રહેલો નિરખે છે. ત્હેમને આ પરમાત્મા અચલ પ્રકાશયુક્ત અક્ષર દીપક બની રહે છે, જે દીપકને વાટયની અપેક્ષા નથી, કોઈ પણ જાતના તેલની આવશ્યકતા નથી. ત્હેઓ હેને ચર્મચક્ષુ વિના નિરખે છે, એ અરૂપ હોવા છતાં હેને સ્પર્શે છે[૪૩] ત્હેઓ પાર્થિવજિહ્વાની મદદ-વિના મધુર રસને આસ્વાદે છે. એ અવિનાશી છે, અકળ છે, એ ઊર્ધ્વ અને અધઃ અબાધિત વિહાર કરે છે; હાવો છે નરસૈયાનો સર્વવ્યાપક સ્વામી. (પણ જો એ હેવો હોય તો એ પકડાય નહિં,

---

૪૩ परखवो શબ્દ આ કાવ્યમાં છે ત્હેનો હું "સ્પર્શવો" અર્થ કરું છુ. હેની વ્યુત્પત્તિ હું परि+ईक्षમાંથી નહિં પણ स्पृश्‌માંથી સાધું છુ (शूનો ख ગુજરાતીમા થોડાક શબ્દોમાં થયેલો જણાય છે, દા. ત. दश-डन्न ); स्पृशतिનું અપભ્રંશ રૂપ સ ધારણ નિયમે फरिसइ બને. પણ અહિં ઉત્તરકાલીન અપભ્રંશમાં થાય એ પ્રમાણે ख થયો દેખાય છે.-પછી श ते परसवोना सने બદલે વાચનપ્રમાદથી થયેલ હોય તો પણ બને. (પ્રાચીન હસ્તપ્રતોમાં આ બે વર્ણો કાંઇક પ્રકારે સરખા લખાય છે.)

સ્થળથી ઉપહિત થાય નહિં, એમ કોઈ કહે તો નરસિંહનો ઉત્તર અપૂર્ણ છે) છતાં સંતો હેને ઝાલીને પ્રેમના એક સૂક્ષ્મતંતુ વડે વશ રાખે છે. જ્ઞાન અને ભક્તિનો સૂક્ષ્મ અને ભવ્ય હેવો સમન્વય આ કાવ્યમાં થયો છે.

જુદા પ્રકારના બીજા બે નમૂનાઓ આપવાની લાલચને હું વશ થાઉં છું.

(૪)

गोवर्धन चढी चढीं चिंतव्यु, दूर दीठी अनोपम नार;
तेजे त्रिभुवन मोही रह्या जी रे, निरखे नदकुमार.
दोडी वहालो पहोचीं वळ्या, पूछ्यु केनी तमे छो नार ?
हींडो छो सौ मलपती, नचवो घुघटमा नेण झचकार,
छो रे रमा के रे मोहनी ? के छो रे आनद के चद ?
के रे पाताळमानी पद्मिनी ? एवो विचार करे गोविंद.
नहि रे रमा नहि रत्नादेवी जी रे, नहि आनद के चद,
वृखभानननी कुवरी छु राधे वाळमुकुद.
गोकुल मथुरा जाऊं आवु, मे शु रे थया अजाण ?
हु रे गोकुळनीं गोवालणी प्रभु ना आपुं महीना दाण (दाणलीला)

આ કાવ્ય કૃષ્ણની ગોપલીલાનું અને ગોપકન્યાઓ સાથેના મિલનપ્રસંગનું રમણીયરંગી મનોહર ચિત્ર અર્પે છે.

(૫)

मारो नाथ न बोले बोल, अबोला मरिये रे
हु कयम करी वेठु विजोग, हवे शु करिये रे ? अबोला०
सामळ सहियर वीनती, आ दुख केम सहेवाये रे ?
मेली गया मुने मावजी, मारो जनमारो कयम जाये रे ? अबोला०
शेरडीए सामो मळे, तो वाट मरोडी जाये रे,
ऊचु जोउ त्यारे नीचु जुवे, मने वडी विमासण थाये रे. अबोला०

કૃષ્ણે જેની સાથે થોડા સમયના અબોલા લીધા છે હેવી એક ગોપીના હૃદયસંતાપનું આ વર્ણન ગોપીનો મુગ્ધભાવ સૂચવે છે ગોપીના ઉદ્‌ગારોની અવ્યાજ સરલતા અને મૃદુતા, તેમ જ જ્યારે મળે ત્હારે કૃષ્ણ ગોપીને જાણી જોઈને અવગણે છે હેના, બે પ્રણયીઓના, વર્ણનની સ્વાભાવિકતા આ કાવ્યને મનોહર બનાવે છે

હવે હું મીરાબાઈના કાવ્યો આપું છુ. કર્તૃત્વના વિષયમા જેની મૌલિકતા સંશયાતીત હોય હેવાં કાવ્યો પસંદ કરવામા મીરાબાઈની બાબતમા નરસિંહમ્હેતાના કરતાં પણ ઘણી વધારે મુશ્કેલ મ્હને નડે છે. છતાં હુ જેની મૌલિકતા વધારે સંભાવ્ય હોય એ પ્રકારના કાવ્યો ચૂંટીશ.

(१)

राम रमकडु जडियुं रे, राणाजी, मने राम रमकडु जडियु.
रुमझुम करतुं मारे मंदिरे पधार्यु, नहि कोईने हाथे घडियु रे. राणाजी०
मोटा मोटा मुनिजन मथी मथी थाक्या, कोइ एक विरलाने हाथे चढियु रे. राणाजी०
शून्य शिखरना रे घाटनी उपर अगम अगोचर नाम पडियु रे. राणाजी०
बाई मीरा के प्रभु गिरधर नागर, मारु मन शामळिया शु जडियु रे. राणाजी०

મીરાનો ( અહિં ઉદ્દેશપૂર્વક પર્યાયભૂત राम શબ્દથી નિર્દિષ્ટ ) કૃષ્ણ જોડેનો પ્રેમ આ કાવ્યમાં ઈશ્વરના જ્ઞાનપ્રદીપ્ત દર્શનરૂપે વ્યક્ત થયો છે; એ ઈશ્વર પારમાર્થિકરૂપે નિરાકાર પરમાત્મા છે; મીરાને મળેલું રમકડું કોઈ પાર્થિવ પ્રતિમા કે મૂર્તિ નથી, નહિં કોઇને હાથે ઘડિયું. એ રમકડું મેળવવાના મ્હોટા ઋષિમુનિયોના પ્રયત્નો વ્યર્થ નીવડ્યા છે, છતાં કોઈ કૃપાપાત્ર બનેલા વિરલ ભક્તની કને એ રમકડું આપમેળે હસતું રમતું આવે છે. એ છે શૂન્યના શિખર ઉપર ભવ્ય એકલતામાં રહેતું અગમ અને અગોચર તત્ત્વ; અને મીરાના ભક્તહૃદયને અમૂલ્ય હેવા આ રમકડાનો સાક્ષાત્કાર થયો છે.

(२)

दव तो लागेल डुंगरमें, कहोने ओधाजी हवे केम करिये।
केम ते करिये, अमे केम करिये, दव तो लागेल डुंगरमें. कहोने०
हालवा जइये तो वहाला हाली न सकिये
बेशी रहिये तो अमे बळी मरिये रे कहोने०
आ रे वस्तीए नथी ठेकाणुं रे वहाला हे री,
परवस्तीनी पाखे अमे फरिये रे. कहोने०
संसार सागर महाजळ भरियो वहाला हे री,
बांहेडी झालो नीकर बूडी मरिये रे, कहोने०
बाई मीरां के प्रभु गिरधर नागर हे री,
गुरुजी तारे तो हमे तरिये रे, कहोने०

ઐહિક જીવનને સતત આવરી રહેલી આપત્તિયોનું અને દુઃખમયતાનું, તથા પર, ઉચ્ચતર, જીવનમાં અવલંબનાર્થ શ્રદ્ધાનું નિવેદન આ કાવ્યમાં થયું છે. આ જીવનવનમાં લાગેલા ઉગ્ર દવ જેવું છે, જેમાંથી બચવાનો કોઈ ઉપાય નથી; परवस्तीमां ( અન્યત્ર નિવાસમાં અર્થાત્ ક્ષરાતીત પરમતત્ત્વમાં જીવનમાં ) આશ્રય મળશે એ એક આશા મીરાનું અવલંબન છે. વળી મીરા ઇહલોકને મહાસાગરની ઉપમા આપે છે; જેમાં ડુબી મરતી જેને બચાવનાર છે કેવળ પ્રભુની, મહાન ગુરુની, કૃપા.

(૩)

तमे जाणी ल्यो समुद्र सरीखा मारा वीरा रे,
आ दिल तो खोलीने दीवो करो रे, हो जी.
आ रे कायामा छे वाडीओ रे हो जी,
माहे मोर करे छे झिंगोरा रे. मारा वीरा०
आ रे कायामा छे सरोवर हो जी,
माहे हंस करे छे कल्लोला रे मारा वीरा०
आ रे कायामा छे हाटडा रे हो जी,
तमे वणज वेपार करो ने अपरंपारा रे मारा वीरा०
बाई मीरा के प्रभु गिरधरना गुण हो जी,
देजो अमने संतचरणे वासेरा रे. मारा वीरा०

એક ભક્તબંધુ કને મીરા પોતાના હૃદયને અને (ઔપચારિક તથા અલૌકિક અર્થમા) પોતાના દેહની (અર્થાત્ દેહગત અન્તરાત્માની) વિભુતિને પ્રકટ કરે છે. ભક્તબંધુને મીરા કહે છે : દૃષ્ટિનો દીપ પ્રકટાવો, તો મ્હારા અન્તરાત્માની સુંદરતા અને આનંદમયતા દેખાશે; હેમા ફૂલીફાલી વાડીઓ દેખાશે અને વાડીમા મયૂરોની હર્ષભરી કેકા સંભળાશે, હેમા સુંદર સરોવરમા કલ્લોલ કરતો હંસ (અન્તરાત્મા અથવા પરમાત્મા) દેખાશે, ત્હેના રહામે લંબાયેલી હાટડીઓની હાર્ય દેખાશે જેમાથી આધ્યાત્મિક વણજ અપરંપાર વ્હોરી સકાશે પોતે (આ લક્ષ્યસિદ્ધિને અર્થે) સદૈવ સંતોને ચરણે (કે પરમ સન્ત પ્રભુને ચરણે) વસે એ પ્રાર્થના કરીને મીરા કાવ્ય સમાપ્ત કરે છે.

(૪)

ढोले झीणा मोर, राधे तारा डुंगरिया पर ढोले झीणा मोर
मोर हो बोले बपैया बोले, कोयल करे घनशोर. राधे०
४४ * * * भली बीजली चमके, बादल हुआ घनघोर. राधे०
झरमर झरमर मेहुलो वरसे, भीजे मारा साळुडानी कोर. राधे०
बाई मीरा के प्रभु गिरिधरना गुण प्रभुजी म्हारा चितडाना चोर. राधे०

આ કાવ્યનો ભાવ જૂદો છે. ધ્વનિ અને દૃશ્યરૂપની અલ્પ વીગત વડે અહિં એક ચિત્ર ચિત્રપટ ઉપર રજુ કર્યું છે, એ આછી પૃષ્ઠભૂમિ સરજીને હેને પડછે, પ્રિયતમની–પ્રભુની–અભિસા

---

૪૪ લુપ્ત શબ્દો સૂચવતા આ તારકચિહ્નોને સ્થાને કયા શબ્દ હશે એ હું કલ્પી સકતો નથી વૃહત્કાવ્યદોહનના સંપાદક કૈં કહેતા નથી. કદાચ આટલો ભાગ હસ્તપ્રતમા ઉકલવો અશક્ય હશે.

{ હાને મળતા અને છેલ્લી પંક્તિમા મીરાબાઇના નામવાળા અન્ય કાવ્યમા માझम राते बीजलडी चमके હેવો પાઠ મળ્યો છે; એ ગીત राजा सभाजी નામના અર્વાચીન નાટકમા આવે છે. }

રિકા બનીને ઝીણા ઝરમર વરસતા વરસાદમાં જતી નાયિકાનું દર્શન આ કાવ્ય કરાવે છે. આ કાવ્યમાં એક ન્હાની મુસીબત મ્હારી સમક્ષ ઊભી રહે છે; તે એ કે પ્રથમ પંક્તિમાં સંબોધન રાધાને છે (માની લઇયે કે કૃષ્ણ સંબોધનાર છે) જ્યહારે ચોથી પંક્તિમાં નારીનો (અર્થાત્ કૃષ્ણને મળવા જતી રાધાનો) વ્યંગ્ય ઉલ્લેખ છે, અને એ નારી જ આ પંક્તિ બોલે છે. આટલું બાદ કરતાં કાળાં વાદળ, ચમકતી વીજળી, મોરનો કેકારવ, ચાતક અને કોયલ, અને અંછા વરસાદની ઝીણી ઝરમર એ વાતાવરણ અને એ (ઉદ્દીપન) વાતાવરણમાં પ્રિયતમને મળવાની ઉત્કંઠાથી જતી એકલી અટુલી નારી; આ ચિત્ર તાદૃશ અને મનોહર છે. આ ચિત્રમાં રહસ્યવ્યંજના રહેલી જોઇ સકાય છે: જીવનની મુસીબતોમાં થઇને પ્રભુ પ્રત્યે પ્રયાણ કરતો ભક્ત, હેના માર્ગમાં આવતાં અંધકારરૂપ અને સંકટરૂપ વિઘ્નો, અને અલૌકિક દિવ્ય પ્રેરણાના પ્રોત્સાહક ધ્વનિયોથી હેની યાત્રાને મળતું ઉત્તેજન હાવો વ્યંગ્યાર્થ સુલભ છે.

ઉપર નોંધેલી મુસીબત દૂર થાય હેવો અન્ય પ્રકારનો અર્થ આ ગીતનો થઇ સકે. ગીતના પ્રથમ ભાગમાં કૃષ્ણની રાધા પ્રત્યે ઉક્તિ હોય અને ત્રીજા, ચોથા અને પાંચમા ચરણમાં રાધાનો કૃષ્ણને ઉત્તર હોય કૃષ્ણ ગાતાં પક્ષીઓના પ્રેમોત્તેજક મધુર સ્વરોથી ઊપજતી મિલનોત્કંઠા સૂચવે છે, જ્યહારે રાધા પોતાના સાળુના કોરને ભીંજવતા વરસાદ તરફ લક્ષ દોરીને, કૃષ્ણ ચિતડાનો ચોર છે તેથી જ તો પોતે આ અગવડ વેઠવા તત્પર થઇ છે હેવા મનોભાવની વ્યંજના કરે છે. આ અર્થમાંથી પણ આધ્યાત્મિક વ્યંજના ઘટાવી સકાય; પ્રભુ ઐહિક માનવજીવનમાં રહેલાં રમણીય તત્ત્વો પારખીને પ્રોત્સાહનરૂપે દર્શાવે છે, અને ભક્ત જીવનગત કષ્ટો વેઠીને પણ હેને મળવાની તત્પરતા વ્યક્ત કરે છે.

હવે આપણે પદ્મનાભને લઇશું; હેનો कान्हडदे प्रबन्ध ગુજરાતી ભાષાના ઇતિહાસની એક કડી તરીકે અભ્યાસીને આકર્ષે હેવો છે એ તો ખરું જ, પણ સાહિત્યકૃતિ તરીકે પણ હેનું સ્થાન આગળ પડતું છે; કારણ કે ધર્મેતર અને ઐતિહાસિક વિષયના કાવ્યનો એ વિરલ પ્રતિનિધિ છે. હેમા મનોહર સાહિત્યગુણયુક્ત કાવ્યખંડો પણ છે. હેમાંના થોડાક અહિ આપું છું;—

(૧)

मांडवि मिलइ सुहासणी, सखी, ऊडणो नवरंग पाट कि;
जाई सही य वधामणी, हइयडलइ हरख न माइ कि, जी तु सही ॥
हार निगोदर बहिरखा, सखी, नेउर रणझणकार कि ॥
थाट करइ करि कनकमइ, सखी; मोतीडे पूरइ चूक कि ॥
तिलक करइ कुंकुमतणां, सखी, ते रंगि राउ वधावु कि ॥
असुर दली आविउ, सखी, ठाकर छोडिउ बंध कि ॥
कान्हडदे जीवे घणू, सखी, बोलिइ मालदे वीर कि ॥

આ ગીત મુસલમાનના સૈન્યને હરાવીને રણક્ષેત્રમાંથી પ્રથમ પ્રત્યાગમન સમયે વિજેતાવીર કાન્હડદેનો સ્વાગતનમસ્કાર વર્ણવે છે. નવરંગ સાડીઓમાં સજ્જ, ઉરસ્થલે લટકતી મોતીમાળાઓથી બે

ખાથી અને રણઝણકાર કરતાં નૂપુરોથી, વિભૂષિત, કરમાં કનકમય તાટ ધરી રહેલી અને ચોકમાં મોતી-ભર્યા સાથિયા પૂરતી, વીરશિરોમણિને લલાટે માંગલિક કુંકુમતિલક કરતી, અને બંધુ વીરમદે સંગાથે બેલડીએ ફરતા કાન્હડદેને દીર્ઘ આયુપની આશિષો આપતી–હાલી પુરરમણીઓની મંડળીનું સુરેખ ચિત્ર પીછીના વિરલ સરલ સ્પર્શમાં સર્જતું આ કાવ્ય સુંદર છે.

(૨)

एक पनुती हो वगलडी जी, वेद्दना प्रेम अपार,
पीयु पोखई पावसि चढी जी, सुख लीइ संसारि.
कइ मइं मन्मथ दूहव्यु जी, कइ हुं निर्गुण नारि,
पीयु परदेसि वीनवइ जी, आवि आप संभारि.
दिवस दोहिला हूं नीगमूं जी, रयणि घणेरी थाइ,
विरह वेदना माहरी जी, पियु विण रहणू न जाइ.
जू जलहीणी माछलो जी जीवइ नहिं जग मांहि,
कतविहूणी हो कामिनी जी तिम तिम खीणी थाइ

મ્હોટા વર્ણનાત્મક કાવ્યમાં આ મધુર ન્હાનકડું ગીત આવે છે. પ્રસંગ આ છે–કથામાં કવિના કલ્પનામય અધ્યારોપથી દિલ્હી સમ્રાટ્‌ની કુંવરી કાન્હડદેવના ભાઇ વીરમદેવમાં સ્નેહાસક્ત છે હેવું દર્શાવ્યું છે; એ કુંવરી એ વીરને પોતાના પૂર્વભવોનો પતિ માને છે. બાદશાહનો પ્રતિનિધિ થઈને એ જાલોર જાય છે અને ત્હાં કાન્હડદેવને તથા વીરમદેવને મળે છે; આ મુલાકાત દરમ્યાન કુંવરીની અને એ બે રાજપુત રાજકુમારોની વચ્ચે પડદો રાખવામાં આવે છે, એ પ્રસગે કુંવરી વીરમદેવ સાથેનો પોતાનો પૂર્વજન્મોનો સમાગમ વર્ણવે છે અને આ જન્મમાં એ સાચા સ્વામીના વિરહથી અનુભવાતી મનોવેદના વ્યક્ત કરે છે. પોતાની દશા વર્ષાઋતુમાં પતિસહચાર માણતી બગલીની સુખી દશાથી કેવી ઉલટી છે એ જણાવીને એ પોતાના ભાગ્યને દોષ દે છે અને પોતાની દુઃખી દશાને મન્મથને અજાણતાં દૂભવ્યો હશે હેતું પરિણામ માને છે; હેના દિવસો દુખમાં વીતે છે અને રાત્રિયો હેને લાંબી લાગે છે; પતિવિરહે ઝૂરી રહેલી કુંવરી પોતાને પાણીમાંથી કાઢેલી માછલી જોડે સરખાવે છે. (વીરમદેવ કુંવરીની પૂર્વજન્મકથા માને છે, પણ હેની પ્રણયપ્રાર્થનાનો અસ્વીકાર કરે છે, તેથી કથાપ્રવાહ ખૂનખ્વાર સંગ્રામ અને સંહારને પંથે આગળ વધે છે)

(૩)

पूरव प्रेम संभारिउ, आसूंडे भीनु हार जी;
गुण फीटी अवगुण थया; अम्ह कहि कारण सिणगार' जी ?
सगुण सलूणा राउल ² रूसणू किस्यू ?
हूं ता प्रेमगहेलडी, तू सोनगिह चहुआण जी,
तू तां प्राणद माहरु, हूं तां ताहरीं घरि नारी जी,
जन्म एक भतारि गयु, सो नेहलु म विसारि जी.
हृदयलद्ध घण गद्गद्दयु. तु सुणि न श्रद्धारा नाथ जी,
तू अमरापुरी साचरिउ, हूं मरणि न मेल्ह साथ जी.

યુદ્ધમાં હાર જીતના અનેક પલટા થયા. વીરમદેવ રણભૂમિમાં મરણ પામ્યો. સુગંધી સ્નિગ્ધ દ્રવ્યોનો લેપ કરીને જાળવેલું હેનું શીર્ષ દિલ્હી આણવામાં આવ્યું, અને રાજકુમારી સમક્ષ મૂકવામાં આવ્યું. જેણે જીવતાં રાજકુમારીનું મુખ ન જોવાની પ્રતિજ્ઞા લીધી હતી એ વીરમદેવનું મસ્તક રાજકુમારી તરફથી મ્હોં ફેરવી ગયું. આ જોઇને રાજપુત્રીએ જે વિલાપ કર્યો એ આ ઉપર આપેલા ભાવમય શોકગીતમાં આપ્યો છે. હેમા કુંવરીની દુઃખમય દશા અલ્પ પણ અર્થમય શબ્દોમાં વ્યક્ત કરી છે. એ પોતાનો અને વીરમદેવનો પૂર્વજન્મસ્નેહ યાદ કરે છે: આખમાંથી વ્હેતો અશ્રુપ્રવાહ હેના હારને ભીંજવી નાખે છે; એક વખત મનોહર પણ આજે અપ્રિય થયેલાં ગળાનાં મોતીઓનો એ તિરસ્કાર કરે છે; હવે હેને આભૂષણનું પ્રયોજન રહ્યું નથી. પ્રિયતમના શીર્ષને સંબોધતી એ કહે છે. "હે સદ્‌ગુણ સંપન્ન સલૂણા રાવત! હુંથી શાને રિસાયો છે? હું પ્રેમઘેલી બની છુ, જો કે તું સોનગિરા ચહુવાણ કુળમા જન્મ્યો હતો. તું મ્હારો પ્રાણદાતા, હું ત્હારી પરણેલી પત્ની છુ; એક જન્મને અંતરે, આપણો અન્યોન્યમાં સ્નેહ હતો તેને વીસરો ના જા. મ્હારૂં હૃદય વ્યાકુલ છે પણ તું મ્હને સાંભળતો પણ નથી! ત્હેં અમરાપુરીનો પ્રવાસ આદર્યો. તો હવે મરણમાં હું ત્હારો સાથ નહિં મેલું."

આ સમય પઠીના કેટલાક કવિયોની, ભાષાદૃષ્ટિયે ઉપયોગી હો૦ને નોંધવા જેવી પણ ખાસ સાહિત્યગુણમા આગળ આવે નહિં હેવી, અનેક કૃતિયો છે. હું એ કૃતિયોમાથી નમૂના નથી આપતો, માત્ર હેમાંથી કેટલીકનાં નામ, કર્તાના નામ અને રચનાવર્ષ નોંધવાં બસ થશે એમ માનું છુ. એ કૃતિયો આઃ—

| | ગ્રન્થનામ | કર્તા | સાલ |
|---|---|---|---|
| ૧. | सीताहरण | કર્મણ મંત્રી | વિ. સં. ૧૫૨૬ |
| ૨. | दशमस्कन्ध | કેશવ કવિ | વિ. સં. ૧૫૨૯ |
| ૩ | हरिलीला | ભીમ | વિ. સં. ૧૫૪૧ |
| ૪ | प्रबोधप्रकाश | ભીમ | વિ સં. ૧૫૪૬ |

આ નામાવલિમાં ક્રમાંક ૪ એ તો સંસ્કૃત प्रबोधचन्द्रोदय નાટકનો સાર છે. ગ્રન્થારંભે કવિ કહે છે.—

प्रबोधचन्द्रोदयस्याह (? स्याद) यथाबुद्धि विवेचनम्।
श्री नृसिंहप्रसादेन करिष्येनि (? ऽन) तिविस्तरम्॥ २॥

આ કારણે આ કૃતિયોને બાજુએ મૂકીને એ સમયના અને એ પઠીના સમયના અન્ય કવિયો તરફ વળિયે તો તે પ્રયોજનસંગત થશે. પ્રથમ આપણે લઇશું.

## भालण

હેની વિદિત કૃતિયોમાં ઉત્તમ છે कादम्बरी (બાણની મૂલકથાનો પદ્યરૂપ અનુવાદ), અને એ नलाख्यान. હેણે રચેલી અનેક વિશાળ કૃતિયોમાંની અન્યને લેવાનો આપણી પાસે સમય નથી. હું થોડાક નમૂનાઓ ચૂંટીને આપું છુ:—

**कादम्बरी** ( વિ સ ની સોળમી સદીના મધ્યની આસપાસ )

(૧)

वात करती एम कहि " मिथ्या गयु ए काल ।
हृदि रु चाप्यु नहीं त्रुवन देइ बाल ॥
नाहना नाहना दत वि नि सुदर मुखनु वान ।
पुत्र हसतु नहा दीठु करावता पयपान ॥
चरण वागि घूघरी अगुली वलगु जाय ।
ए सुख हू पामी नहा हवि कर किशु उपाय ॥
नेसालीथी भणी आवे पाटी खडिउ हाथि ।
आइ कही बोलावतु घरि बाल घाल बाथि ॥
ए उरिउ दीतु नही जे पुत्रमाता नाम " ।
एणी पिरि मनि दुख आणि नित्य परति स्वामि ॥

(પૃ ૪૧ ૪૨)

આ સુદર પક્તિયોની સરન મનોહરતા ભાષાન્તરમા ઉતારવી શકય નથી રખે ભાષાન્તરનો પ્રયત્ન કરતા આ પક્તિયોમાનુ કાવ્યતત્ત્વ છટકી જાય એ ડરથી હુ હેનુ શબ્દશ કે મૂળને દૃઢ વળગી રહેતુ ભાષાન્તર નથી આપતો હુ માત્ર અર્થ આપુ છુ અહિ તારાપીડની રાણી વિલાસવતીને પોતાની સતતિહીન-દશાની દુર્ભાગ્યતાનો ખેદ કરતી આનેખી છે હેની પ્રધાનપરિચારિકા રાજાની સમક્ષ રાણીની મનોદશા વર્ણવે છે —

રાણી કહે છે મ્હારો પતિસહવાસ વ્યર્થ ગયો છે ક્યહારે હુ પુત્રને હૃદયસરસો ચાંપીને હેનાં ગાન ઉપર ચુમન ચોડીશ ? મ્હારા અકમા સ્તન્યપાન કરતો બાળક હસે ન્હાનાન્હાના બે દાંત દેખાય, મુખનો વાન દીપી ઊઠે એ દૃશ્ય નિહાળવાનુ મ્હારા ભાગ્યમા નથી, પુત્ર ટગુમગ ડગલા ભરતો હોય અને ડગને ડગલે પગઝાંઝરની ઘૂઘરીનો ઝકાર થતો હોય એ હુ ક્યહારે જોઈશ ? કશો ઉપાય જણાતો નથી બાળક નિશાળેથી ભણીને આવતો હોય હેના હાથમા પાટી ને ખડિયો હોય, એ 'મા' ક્હેતો દોડીને મ્હને બાથમા લે–આ સુખનો મારો ઓરતો કદી નહિં પુરાય હે રાજન્ ! 'પુત્રમાતા' એ નામ હેના ભાગ્યમા નથી રાણી પ્રતિદિન આ પ્રકારે મનમા દુખ આણે છે "

ભારતીય ગૃહજીવનથી જેઓ પરિચિત છે હેઓના ચિત્ત ઉપર આ ચિત્રનો સાચો પ્રભાવ પડશે આ પક્તિઓ ભાલણની પોતાની નવાજેશ છે, બાણની મૂળ કથામા એ નથી, અને એ નવાજેશ સુદર છે

(૨)

एणी पिरी बहु करी विलाप पृथ्वी पडू पछाडू आप ।
छूटा केश नयणि वहि नीर शोकि विह्वल थयु शरीर ॥
कपोलि हदि फेरवती पाणि रुदन करती बोली वाणि ।
पुडरीक तु निष्टुर घणू दुख न जाणि जे अमतणू ॥
वलि कठि ल्ह घालू हाथ करू त्रुवन बोलू जिन थ ।

एकावली ग्रही नि कहूं मन महा शोक थकी अति दहूं ॥
फटि पापिणी एकावली पासि हुती कंठि म्यली ।
हूं आवूं तिहां लगि निर्वाण वाहाल्हाना नवि राख्या प्राण ॥
कपिंजलनि करु प्रणाम कहुं, मित्र ! जीवाडु स्वामि ।
तरलिकानि वलगी गलि गाढि रोई नि मनि बलि ॥
तेणी वेलां शोक वचन किहांइ थी ऊपनां रुदंन ।
अणसीखी पिहिलु अभ्यास किहिंहू थी आवड्या निश्वास ॥

(પૃ. ૧૧૧ પં. ૭-૧૩)

મહાશ્વેતાએ ચન્દ્રાપીડને કહેલી પોતાની કથનીમાં આ પંક્તિયો આવે છે. પુંડરીકના મરણનો વિલાપ પોતે કર્યો હતો એ વર્ણવ્યા પછી મહાશ્વેતા કહે છેઃ—

" આ પ્રમાણે મ્હેં ફરી ફરીને વિલાપ કર્યો; હું પૃથ્વી ઉપર બળથી પટકાઇને પડી; મ્હારા કેશ વેરવિખેર થઈને ઊડવા લાગ્યા, નયનથી આંસુ વ્હેવા લાગ્યાં, અને મ્હારું આખું શરીર શોકથી વિહ્વલ થયું. કપોલે અને હૃદય ઉપર હાથ ફેરવતી,રુદન કરતી, હું બોલીઃ " હે પુંડરીક ! તું ખરેખર નિષ્ઠુર છો ! તું મ્હારું દુઃખ જાણતો નથી." વળી (લઇને) હેને કંઠે હાથ ધરીને ચુંબનો વાળીવતી હું બોલી. " હે નાથ ! હે પ્રિય સ્વામી !" મહા શોકથી જળતા મને (હેને પ્રીતિચિહ્ન તરીકે મોકલેલી ) એકાવલી મોતીમાળા હાથમાં લઈને એ માળાને હું કહેવા લાગીઃ " ફટ પાપિણિ એકાવલિ ! તું હેની પાસે હતી, હેના કંઠમાં જ હતી; હું આવું ત્હાં સુધી ત્હેં હેના પ્રાણને રોકી રાખ્યા નહિ ?" કપિંજલને પ્રણામ કરીને મ્હેં કહ્યું " હે મિત્ર, મ્હારા સ્વામીને જિવાડો ! " તરલિકાને ગળે વળગીને મ્હેં ગાઢ રુદન કર્યું અને મ્હારા મનમાં શોકાગ્નિ બળવા લાગ્યો. એ વેળાએ શોકનાં વચન શી રીતે ઊપન્યાં, રુદનાશ્રુ ક્યહાંથી ઊપન્યાં, અણશીખેલીને પ્હેલે જ પ્રસંગે નિશ્વાસ કેમ આવડ્યા હેનું મ્હને આશ્ચર્ય થાય છે."

નીચેની પંક્તિયોની રમણીયતા અને ગતિચપલતા અપૂર્વ છેઃ—

(૩)

अनेक नारी, भूषण भारी, कथरू करि केलि,
विद्याधरनु लोक जाणी अप्सरानि मेलि,
चित्रशाला रमि बाला, करि गणधर गान,
वध साचि नटी नाचि, जाणि अमर विमान.
ध्वजा फरकि, गूडी सरकि, पचरंग सुवान;
मृदंग वाजि सरस लाजि देवभवन समान;
उपवन फूलि, मधुप झूलि; वाई वाय सुगंध;
कोकिल बोलि, तरुणी तोलि कामी करवा अंध.
जल'जन्त चालि, को न झालि, छाटा ऊडि नीर,
खेहू राखि मयूर भाखि, त्रिविध वहिइ समीर.

दाडिम डोलि, कीर फोलि, चोलि मधुर वचन;
मदार महिकि, पुष्प लिहिकी प्रकुल वासित वंन.
नारि चमकी, नूपुर झमकि, ठमकि चालि चालि,
वेणि चळकि, नाग सलकि, झालि झलकि गालि.

पाणि आलोडि, अंग मोडि जाणि जोडी हाथ;
मेखला खलकि मन टलकि: सुघड चालि साथि.
वंकि चालि नयन वालि, बालि मुनिना मन,
कोटि कामिनी रंभि भामिनी तेज तपती तन.

( कादम्बरी, पूर्वभाग, पृ. ३३ )

આ વૈવિધ્યભર્યું અને લયતરલ વર્ણન ભાલણની પોતાની સર્જત છે, બાણની મૂળ કાદંબરીમાં નથી.

એક વધારે નમૂનો, આ વખતે નલાખ્યાનમાંથી, આપુ છુ .—

( ૪ )

वाक कशो प्रभु माहारो रे आवी कहो माहारा नाथ रे :
दु:खसागरमा बुडता रे कथजी दीजे हाथ रे ॥
धर्मराय तमो कहावीआ रे ते मिथ्या करशो नाम रे ।
आवी आलिंगन दीजिए रे मारा मनडाना विश्राम रे ॥

चोरीमा जे कह्यु रे एक आपणू चित्त रे ।
ते जुठुं नव कीजिए रे शु थयु जुजुउ चित्त रे ॥
मोट आगळ देखु नहि रे उत्तर नापो आज रे ।
किया काजमा नाशी रह्या रे मुहुने वाहो छो महाराज रे ॥

प्राण न जाए पापीओ रे वाछु नावे मर्ण रे ।
कथ तजीने जो गया रे तो जइए कोने शर्ण रे ॥
आ वन गहन बीहामणु रे एकली अबला देह रे ।
कीधा पूरव भवतणा रे केम न आवे छेह रे ॥
मुख सुकाए माह्यारु रे जळ पाओ राजन रे ।
में तो एवा हीणा जाण्या नहि रे वीरसेनना तन रे ॥

ગોરી નાયિકા ( કામકંદલા ) પ્રિયતમના કાનમાં કહે છેઃ " હે માધવ ! મને ના તજી જતો ! હું બોંયરું કરાવીને હેમાં તને રાખીશ. તું કહે તો ત્હને મ્હારા કાળજામાં, હૃદયમોઝાર, ધરી રાખીશ; મ્હને મૂકીને એક પગલું રખે ચાલતો. તું મ્હારી આંખમા આવી બેસીશ તો આંખે કાજળ લગાવીને આડ કરીશ. હે પ્રિય ત્હને પગે લાગું છું, પરદેશ મ જઇશ. અરીસામાં આવ તો તને કંઠે બાંધીશ અને સૂર્ય ખુલશે તો પણ એ ગાંઠ છૂટશે નહિં. શિવની જટામાં ગંગા છે તે રીતે હું ત્હને મ્હારા અંબોડામાં ધરીશ. વિરહના ભયથી હું વિલાપ કરું છુઃ સ્વામી ! મ્હારો સંગ મ તજીશ." (કડી ૨૦૫નો અર્થ પૂરો સ્પષ્ટ નથી તેથી આપ્યો નથી.)

(૨)

नींदरूप नीली थई वसुमती वाधिउ वान ।
हू सूकी स्वामी विना शेजि जिसी श्मशान ॥ ५४४ ॥

श्रावण वरसइ सरवडे नयन न खचइ धार ।
तेणि तणाउं ताग विण स्वामि शि न करइ सार ॥ ५४५ ॥

पणग ते जाणे पाछणा पवन ते लाइ लूण ।
पडी पडी हू तडफडू पीडि निवारइ कूण ॥ ५४६ ॥

गिरि गिरि वाधइ वेलडी परि परि फूल विकाश ।
मडइ मोर कला घणी विरहणियातनि त्रास ॥ ५४७ ॥

दीशि न दिणयर दीशीइ निशि ताराशशिहीण ।
वेदन वाधइ विरहिणी खिण खिण थाइ खीण ॥ ५४९ ॥

वीज खचइ चातुक लचइ दादुर तिमरी वेस ।
विरहिणीआतनि वेदना श्रावण सरइ विशेष ॥ ५५० ॥

આ પંક્તિયોમાં પતિવિયોગિની નાયિકા વિરહવિલાપ કરે છે અને ચોમેર પ્રકૃતિમાં આનંદના દૃશ્યો દેખાય છે પણ પોતે દુખી છે એ દશાવિરોધ વર્ણવે છે

" શ્રાવણ માસનાં સરવડા વરસે છે, અને મ્હારા નયનની અશ્રુધારા અટકતી નથી, વહે જાય છે, અને હેમાં હું તણાઉં છુ, મ્હારો તાગ લાગતો નથી; હે સ્વામી ! શા માટે સાર કરતા નથી ? " ( હાવી કલ્પનાકોટિનો કવિ પ્રસંગે પ્રસંગે ઉપયોગ કરે છે ).

" હું પથારીમાં પડી પડી તડફડું છુ, કોણ મ્હારી પીડા નિવારશે ? " ફરી કહે છે. " પર્વતે પર્વતે વેલ વધે છે, પુષ્પો વિકસે છે, મોર (હર્ષાવેશમાં) કલા કરે છે; માત્ર વિરહીજનોના તનમાં ( અને મનમાં ) વેદના વધી રહી છે"–વગેરે

## नाकर

### वि. सं. १५५०थी १६३०–४०

કેટલાક સંશોધકોએ શોધ કરી એ પ્હેલાં નાકર વિશે બહુ જાણ્યું ન્હોતી. હેના વિશાળ સર્જનમાંથી એક બે નમૂના જ લઇશઃ—

राय युधिष्ठिर बोलिया सुणो सुंदरो रे[४६],
तुं मा आणीश दुःख लगार गेहेली कोणे करी रे ॥ १ ॥
विपत्ति पडे सुख त्यां थकुं सुणो सुंदरी रे ।
पाम्यां दुःखनो नहि पार गेहेली कोणे करी रे ॥ ९ ॥
सीता समान को साधवी सुणो सुंदरी रे ।
ते साही गया राक्षस सोय गेहेली कोणे करी रे ॥ १० ॥
दमयंती राय नल तणी सुणो सुंदरी रे ।
ते चढी कपाटीने हाथ गेहेली कोणे करी रे ॥ ११ ॥
हरिश्चंद्र तारालोचनी[४७] सुणो सुंदरी रे ।
ते वेचाणी पर हाथ गेहेली कोणे करी रे ॥ १२ ॥
वृंदा सरखीए भोगव्युं सुणो सुंदरी रे ।
सत्यावती सदपात्र गेहेली कोणे करी रे ॥ १३ ॥
एटलाने महा दुःख पड्यां सुणो सुंदरी रे ।
तो आपण कोण मात्र गेहेली कोणे करी रे ॥ १४ ॥

(विराट पर्व, કડવું ૨૩)

---

૪૬. આ એવડું ધ્રુવપદ વાપરવાનો એ સમયના કવિયોમાં ચાલ પડી ગયો હતો. સૌથી પ્રથમ પ્રયોગ કર્યો છે ભાલણે, कादम्बरी पूर्वभाग ૧૦મા કડવામાં (ત્યહાં શબ્દો છે. सुणि सुंदरी, गिहिली कुणि करी; અને અર્થ સંદર્ભાનુરૂપ છે). પછી આવે છેઃ—

(૨) નાકર, विराटपर्व, કડવું ૨૩ (વિ. સં. ૧૬૦૧); ઉપર આપેલા નમૂના પ્રમાણે;

(૩) વિશ્વનાથ જાની, नरसिंहम्हेतानु जीवन चरित्र, કડવું. ૨૨ (વિ. સં. ૧૭૦૮);

(૪) પ્રેમાનંદ, सुदामाचरित्र, કડવું ૪ (વિ. સં. ૧૭૩૮)

(૩)માં અર્થ વિષયાનુરૂપ નથી.

જૈન કવિયોએ, કે અહિં જણાવેલા કવિયો સિવાયના અન્ય કવિયોએ, આ ધ્રુવપદનો ઉપયોગ કર્યો છે કે નહિં હેનું સંશોધન હું કરી સક્યો નથી. પણ આટલું ચોક્કસ કે ભાલણે હેનો ઉપયોગ યોગ્ય અર્થમાં કર્યો છે અને બીજા કવિયોએ હેની નકલ કરી ત્હેમાં અર્થયોગ્યતા એક સરખી નથી.

૪૭. तारालोचनी;–આ નામ અજાણ્યું છે, અહિં પ્રથમ જોવામાં આવે છે. પ્રચલિત અને પરિચિત નામ तारामती છે.

माहारु दुख मुने छे नहि रे दुःख तमारुं थाय रे ।
थाक्या थइ जहवारां बेसशो रे कोण चांपशे पाय रे ॥
हु वनफल आणीने आपती रे पियु शीतल नीर रे ।
सेवा स्वामीनी करूं रे मन राखीने धीर रे ॥
वाघ सिंह ने वानरा रे बीहावे वळवत रे ।
कोए:पण करती नथी आणी वेळा अत रे ॥

માર્ગ કે કેડી વિનાના અને જંગલી પશુઓથી ભયંકર જંગલમાં નળથી વગરજાણ્યે તજાયેલી દમયન્તી પરોક્ષ પતિને ઉદ્દેશીને આ પંક્તિયો બોલે છે અને આધારરહિત એકાન્ત સ્થાનમાં થયેલી પોતાની દુઃખમય દશા સરલ કરુણ વાણીમાં વર્ણવે છે.

" હે નાથ ! મ્હેં ત્હમારો શો અપરાધ કર્યો છે ? એ કહેવાને તો આવો ! હું દુઃખસાગરમાં ડુબું છુ—મ્હને ઉગારવાને હે કાન્ત ! હાથ લંબાવો. ત્હમે ધર્મરાય કહેવાઓ છો; એ નામ મિથ્યા ન કરશો. મ્હારા હૃદયના વિશ્રામ ! આવો અને આલિંગન આપો; ચોરીમાં પ્રતિજ્ઞા કરી હતી કે આપણાં હૃદયો એક છે; એ પ્રતિજ્ઞા જુઠ્ઠી ન કરશો, હવે શું આ બ્હેં હૃદય જુદાં થઈ શકે ? ત્હમે નયન આગળ દેખાતા નથી, ત્હમે ઉત્તર પણ આપતા નથી; શા કાજે ત્હમે નાશી જઈને છુપાયા છો ? કે પછી મ્હારો ઉપહાસ કરો છો ? આ પાપી પ્રાણ જતો નથી; મરણ વાંછુ છું તે મરણ આવતું નથી. મ્હારા કંથ જ મ્હને તજીને ગયા છે ત્હારે હું કોને શરણ જાઉં ? આ ગહન વનમાં મ્હને બ્હીક લાગે છે; હું એકલી છું, અબલા છું. મ્હારું મુખ તૃષાથી સુકાય છે, હે નાથ ! મ્હને શીતળ જળપાન કરાવો. વીરસેનના તનયને હાવા હીણા મ્હેં નથી જાણ્યા મ્હને મ્હારા દુખની પડી નથી, ત્હમારી મ્હને ચિંતા છે; જ્યહારે ત્હમે થાક્યા પાક્યા બોંય બેસશો ત્હારે કોમલ સુખકર કરે ત્હમારા પગ કોણ ચાંપશે ? આપણા વનસહવાસમાં હું ત્હમને વનફળ અને શીતળ નીર આણી આપતી; ધૈર્ય રાખીને હું તમારી સેવા કરતી. આ વનમાં ઠામ ઠામ બળવાન વાઘ, સિંહ અને વાંદરા મ્હને બિહવડાવે છે; પણ મ્હારી આ કષ્ટમય દશામા મ્હારા જીવનનો અંત એ કોઇ કરતા નથી."

**विमलप्रबन्ध** (વિ. સં. ૧૫૬૮) (મણિલાલ બ. વ્યાસ સંપાદિત.)

(१) ખંડ ૫ માંથી

कदलीथभ जघ जुअली दतपति ते दाडिम कली ।
पुष्टागाल लाल आखडी राता अधर मधुर भाखडो ॥ ४३ ॥
हरिलंकी हींडि मलपती गजगज हस हराविं गति ।
रूपिइ रभा कि रोहिणी कि इद्राणी कि मोहिनी ॥ ४४ ॥
अमरीकुमरी जे उर्वसी नागलोकनी नारी जसी ।
जोता रूप न आवइ पार उरि पहिरिउ एकाउलि हार ॥ ४५ ॥
वीणि दड लव लहलहइ रूपि न राणी पासिइ रहइ ।
काने जडित खरी खीटली झबकी झालि हाथि चीटली ॥ ४६ ॥

વિમલની વધૂ શ્રીના રૂપનું વર્ણન આ પંક્તિયોમાં કવિસમયરૂઢ ઉપમાઓ વડે પણ સારી પસંદગીથી વીણેલા કર્ણમધુર શબ્દોમાં આપ્યુ છે. ભાષાન્તર બિનજરૂરી છે.

## (૨) ખંડ ૬ માંથી

तरे परठ्ठिय पाय रहियु रढ माडी भीमि भडाडिय माल भड ।
घण घाय घडक्किय सूर घरक्किय शेष सलक्किय भारवड ।
चल चंद चमक्किय मेरु फरक्किय ताम धुसक्किय धीर धरा ।
जय विमल जमलि मही माल भडतइ पिक्खइ सुरवर कोडि नरा ॥१८॥
घण मिल्हइ मुट्ठि कि भज्जइ पुट्ठि कि उठ्ठवि उठ्ठ चडेत वडइ ।
घग हत्थोहत्थिइ, बत्थोवत्थिइ, सत्थोसत्थिइ शीस वडइ ।
करि करइ कडक्किय भज्जइ हड्ड कि धुज्जइ गुड्ड कि भार भरा

जय. ॥१९॥

વિમલ અને રાજ્યાશ્રિત મલ્લ વચ્ચેના મલ્લયુદ્ધનું આ વર્ણન છે. આ પંક્તિયો પ્રસંગાનુરૂપ ઓજસ્વી શબ્દરચના દર્શાવે છે.

**माधवानलदोग्धकप्रबन्ध** (કાયસ્થ ગણપતિકૃત), વિ. સં. ૧૫૮૪.[૪૫]

અંગ ૫, (૧)

माधव तुम्हो म चालिसिउ गोरी क्षपइ गूझ ।
मलु करावियि भूइरु माहि राखिसि तुझ ॥ २०४ ॥
मेदी मली परि भीत माहि कठ उरड्ड करेसि ।
भूप भोलवी भवसिद्धि वाडव सिउ विचरेसि ॥ २०५ ॥
कहि तु कालिज माहा धरु राखु हृदय मझारि ।
मूझनि मूकी माधवो पगलु रखे पधारि ॥ २०६ ॥
आविस माधवउ आखि मुहा आडि काजल देसि ।
पगी लागू छउ पीउ तुझ म म जाइसि परदेसि ॥ २०७ ॥
आव आरीसामाहि तु बमण बाधु कठि ।
खितिपति खुलइ खप करी किम्हइ न छूटइ गठि ॥ २०८ ॥
आज अमोदामाहि धरु ईशतणइ जिम गग ।
हु विलपती विरहिणी स्वामि म छडिसि सग ॥ २०९ ॥

૪૫ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાંથી મળેલી હસ્તપ્રતને અંતે આવેલી વેદ भुजगम बाणशशि विक्रम वरस विचार એ પંક્તિને આધારે આ વર્ષ આપ્યુ છે. પણ Library Miscellany, પુ. ૨. અંક ૩–૪મા પૃ ૧૨૩મે વર્ષ ૧૫૭૪ આપ્યું છે. (અહિં ટાંકેલી પંક્તિમા भुजंगम એટલે ૮ થાય)

કીચકના અપમાનજનક વર્તનવિશે દ્રૌપદીની ફરિયાદ સાંભળીને યુધિષ્ઠિરે હેને કહેલાં આશ્વાસન વચનો કવિએ અહિં સરલ પણ સીધી લક્ષ્યગામી અને દ્રાવક શૈલીમાં યુધિષ્ઠિરના મુખમાં મૂકયાં છે:–

" સુંદરી ! દુઃખ મનમાં ન આણો. આપણાં દુઃખનો પાર નથી (એ હું જાણું છું). પણ વિપત્તિની પાછળ પાછળ સુખ આવે છે. બીજાઓને જે દુઃખો પડયાં હતાં હેને તોલે આપણાં દુઃખ શી ગણતરીમાં આવે ? સાધ્વી સીતાને રાક્ષસો ઉપાડી ગયા હતા; નળની રાણી દમયંતી કઠિયારાના હાથમાં સપડાઇ હતી; હરિશ્ચંદ્રની રાણી તારામતી પરઘેર દાસી તરીકે વેચાઇ હતી; વૃંદાએ આકરૂં દુઃખ ભોગવ્યું હતું, સદાચારિણી સંધ્યાવતીએ પણ હેવું દુઃખ વેઠયું હતું."

આપણી આ વાઙ્મયતીર્થયાત્રામાં અહિં આપણે વિરમીશું. વિક્રમ સંવત્‌ના પંદરમા સૈકાના ઉત્તરાર્ધથી સત્તરમા સૈકાના મધ્યકાળ પર્યંતનો આપણે પરિચય કર્યો. હેમાં એ બે શતાબ્દીઓની ભાષાનો, અને વિશેષતઃ એ યુગના સાહિત્યનો પ્રકાર આપણે જોયો.૪૮

---

૪૮. અહિં આપણે આ બે સદીઓના આરંભકાળમાં પારસી લેખકોએ આપણા સાહિત્યમાં આપેલા ફાળા પ્રત્યે પાર્શ્વદૃષ્ટિ કરીશું. પારસી ધર્મગ્રન્થોનાં અવસ્તા અને પહેલવીમાંથી સંસ્કૃતમાં પ્રસિદ્ધ દસ્તુર નેરિયોસંગ ધવલે કરેલાં ભાષાન્તરો ઉપલબ્ધ છે; હેમના અનુગામી દસ્તુરોએ એ સંસ્કૃતના ગુજરાતીમાં અનુવાદો કર્યા છે, અને પારસી પંચાયતે પ્રકટ કરેલી તથા સદ્‌ગત સ્મરણીય વિદ્વાન શેરિયારજી ભરુચાએ સંપાદિત કરેલી એ કૃતિયોનાં પરિશિષ્ટોમાં આ ગુજરાતીના–અથવા ખરૂં કહેતાં ગુજરાતમાં એ સમયે વપરાતી ભાષાના–કેટલાક ટૂકડાઓ લભ્ય છે. હેની ભાષા જોતાં જણાય છે કે એ ( વિક્રમ સંવત્‌ ) પંદરમી સદીથી અઢારમી સદી સુધીના ગાળાની ભાષા હોવી જોઇયે. નેરિયોસંગના પોતાના જીવનસમયનો આખરી નિર્ણય હજી થયો નથી. પણ પ્રમાણભૂત વિદ્વાનોનો મત એ છે કે એ ઈ. સ. બારમા સૈકાના ઉત્તરાર્ધના અરસામાં થઇ ગયા. (જુવો શા. કે. હોડીવાલા કૃત "Parsis of Ancient India" પૃ. ૫૪, જેમાં એઓ ઇ. સ. ૧૧૧૬ એ નેરિયોસંઘની સંભાવ્ય સાલ જણાવે છે). આથી, હેનાં સંસ્કૃતનાં ભાષાન્તરો સ્થાનિક ભાષામાં થયાં હોય એ સર્વથા સંભાવ્ય છે. પારસીઓ ઇ. સ. ની સાતમી સદીના અન્તમાં કે આઠમી સદીની છેલ્લી પચીસી દરમ્યાન સંજાણ બંદરે ઊતર્યા તે પછી કેટલાય સૈકાઓ વીત્યાબાદ આ અનુવાદકાર્ય થયું હતું. (પારસીઓના આ આગમનનું વર્ષ શ્રી શાપુરજી કે. હોડીવાલા ઇ. સ. ૬૯૬ અથવા ૬૯૭ આપે છે. જુવો હેમની "Parsis of Ancient India" એ કૃતિ, પૃ. ૫૦ ૨૬ંધ ૧. ડૉ. જીવણજી મોદી પોતાના "A Few Events in the Early History of The Parsis" એ ગ્રન્થમાં પૃ. ૯મે એ સાલ ઈ. સ. ૭૮૫ ઠરાવે છે, આ સાલ વિષેના મતભેદોમાં મ્હારે અહિં ઊતરવાની જરૂર નથી. પણ આટલું તો કહેવું પડશે કે ડૉ. જીવણજી મોદી પોતાના "કિસ્સે-ઇ-સંજાન" નામના નિબંધમાં ઇ. સ. ૭૮૫ની સાલ પ્રતીતિજનક રૂપે સ્થાપે છે, જ્યારે પ્રો. શા. હોડીવાલા પોતાના "The Traditional Dates of Parsi History" એ, *Journal of the Iranian* Association ના પુસ્તક ૨ ના ( જાન્યુઆરી ૧૯૧૪ના ) અંક ૧૦મા માં પ્રકટ થયેલા, નિબંધમાં આ મતને ખોટો ઠરાવવા મથે છે. પણ મ્હારા મત પ્રમાણે ત્હેઓએ અનેક ભૂલો કરી છે અને એ ભૂલ થવાનું મુખ્ય કારણ એ છે કે "કિસ્સે-ઈ-સંજાન" ના કેટલાક ભાગોનો અર્થ ખોટો કર્યો છે, ખાસ કરીને "બર્હાબાદી" શબ્દનો હેમણે " એ સમય દરમ્યાન" અથવા " એ મુદત દરમ્યાન "

હવે આપણે આગળ વધિયે અને વિ. સં. ૧૬૫૦ પછીના સાહિત્ય ઉપર દષ્ટિ ફેરવી જઈયે. પણ ઇ. સ. ના સોળમા સૈકાના વસ્તો, પ્રેમાનન્જ અને તુલસી એ ત્રણ અમુખ્ય કવિયોને લ્હેવા દઈશું. સાધારણતઃ આ ત્રણને એ યુગના કાવ્યસાહિત્યના આકાશના એકલ તારકો માનવામાં આવે છે દેશની ક્ષુબ્ધ રાજકીય સ્થિતિને હેતું કારણ ગણવામા આવે છે. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી પોતાના "Classical Poets Of Gujarat" એ ગ્રન્થને ૨૬ મે પૃષ્ઠે આ ક્ષુબ્ધ સ્થિતિને ગુજરાતના સાહિત્યના ઇતિહાસના આ અન્ધકારયુગનુ કારણ માને છે. આ યુગને મહમુદ બેગડાએ જે સાલમાં જૂનાગઢ જીત્યું એ ઈ સ. ૧૪૭૨ ની (=વિ. સં. ૧૫૨૮ ની) સાલથી ઈ સ. ૧૫૭૩ (=વિ. સં. ૧૬૨૯) સુધીનો એઓ ગણે છે. પણ એ ગાળો કાવ્યસાહિત્યનો ખરેખરો અન્ધકારયુગ હતો ? હમણાં જ મ્હેં જણાવેલા કવિયોનો અને હેમનો કૃતિયોનો વર્ષાનુક્રમ જોશો તો આ મત ખોટો ઠરતો જણાશે.

જુવો –

| વિ. સં. | કવિ | કાવ્ય |
|---|---|---|
| ૧૫૨૬ | કર્મણ મન્ત્રી | सीताहरण |
| ૧૫૨૯ | કેશવ | दशमस्कन्ध |
| ૧૪૯૦–૧૫૭૦ | ભાલણ | |
| ૧૫૪૧ | ભીમ | हरिलीला |
| ૧૫૪૬ | " | प्रबोधप्रकाश |
| ૧૫૪૮ | જનાર્દન | उपाहरण |
| ૧૫૬૮ | લાવણ્યસમય–ગણિ | विमलप्रबन्ध |
| ૧૫૮૪ | ગણપતિ | माधवानलप्रबन्ध |
| ૧૫૫૦ થી ૧૬૩૦–૪૦ | નાકર | |

ગોવર્ધનરામે ઉપર જણાવેલ લેખ લખ્યો ત્યહારે આ કવિયોની અને હેમની કૃતિયોની શોધ, સર્વેની શોધ, ન્હોતી થઈ તેથી હ્હેમણે એ યુગની સાહિત્યવિષયક સ્થિતિની આ ખોટી આકારણી કરી હેમાં હેમનો બહુ દોષ ગણાય નહિં મગળ અને ગુરુ એ બે ગ્રહોની વચ્ચે અજ્ઞાત રહેલા ન્હાના ગ્રહોની શોધ જે પ્રકારની બુદ્ધિપ્રેરણાથી થઇ એ પ્રકારની બુદ્ધિપ્રેરણા આ કવિયોની શોધની

---

હેનો ખોટો અર્થ કર્યો છે. ખરો અર્થ છે "એ સમયે" અને પછી એ આધારે હેમણે એ સમય નિર્દેશને "Delightfully Vague" (સુખભરી રીતે આવે હેવો અનિશ્ચિત) કહ્યો છે ( J. I. A. જાન્યુઆરી ૧૯૧૪, પૃ ૩૧૬ અને ૩૧૭) કિસ્સે-ઇ-સન્જાનમાં "ઇસલામ હિંદુસ્તાનમાં આવ્યો ત્યહાર પછી ૫૦૦ વર્ષે ચાપાનેરમા દાખલ થયો" એ મતલબનુ કથન છે એ ડૉ. મોદીની દલીલ જોડે બરાબર બંધ બેસે છે. પણ પ્રો. હોડીવાલા હેને અજુગતી રીતે બાજુએ તારવી નાખે છે.

વેગઉત્તેજક બની સકી હોત. પણ આ કવિયો અકસ્માતની નમ્રતર પદ્ધતિયે પ્રકાશમાં આવ્યા છે. અને, એ છતાં, જેમણે આ ગ્રન્થોને આપણી સમક્ષ મૂકયા–હેમાંના કેટલાક હજી અમુદ્રિત છે–હેમનો આપણે ઉપકાર સ્વીકારીશું. આ ગ્રન્થો જે યુગમાં રચાયા એ યુગને હવે અંધકાર યુગ ન જ કહી સકાય.

વિ. સં. ૧૬૫૦ થી ૧૭૦૦ સુધીનો અર્ધી સદીનો ગાળો હજી તો કૃતિશૂન્ય દેખાય છે. ત્ય્હાર પછી આવે છે —

## विश्वनाथ जानी (वि. सं. १७०८)

નરસિંહ મ્હેતાના જીવનપ્રસંગોને નિરૂપતું વિશ્વનાથનું કાવ્ય એ હેની લક્ષયોગ્ય કૃતિ છે. હેની પછી થયેલા કે થોડાઘણા પ્રમાણમાં હેના સમકાલીન પ્રખ્યાત કવિ પ્રેમાનંદે આ કૃતિમાંથી ઘણું મેળવ્યું છે. હું થોડાક પ્રકારદર્શક નમૂના ટાંકું છું:–

(૧)

एक रथ मनोहर मागी आण्यो सथल सघळे अग ।
एक वृद्ध बळद ने आखलो जोतर्या जोडी प्रसंग ॥
सहस्र कटके वणी सांगी शोभानो नहि पार ।
खटखट चें चूं चालतां बहु शब्द थाये सार ॥
हांकतां बेसे वळदियो आखलो ताणी जाय ।
नाथे झाल्या नव रहे नकानतर बहु थाय ॥
चडे बेसे ने ऊतरे ताणे झाली नाथ ।
जे कृष्ण वाणी ओचरे एम पोहोत्यो सघळो साथ ॥

નરસિંહ મ્હેતા પુત્રી કુંવરબાઇના સાસરાને ગામ જવા નીકળ્યા એ મુસાફરીનું આ વર્ણન છે. રથ કોઇનો માગી આણેલો હતો; એ હેવો મનોહર હતો કે હેના ભાગો સાંધામાંથી ઢીલા પડી ગયા હતા: હેને જોતર્યાં હતા એક ઘરડો બળદ અને એક આખલો; સાંગી દોરીના હજાર કટકાઓથી વણેલી હતી; રથની શોભા અપાર હતી; રથ ચાલે ત્ય્હારે ખટખટ અને ચેંચૂં અવાજ થતા; હાંકતાં બળદિયો બેશી જતો, અને આખલો રથને ખેંચી જતો, નાથે બાંધેલી રાશ ખેંચે ત્હોય ઝાલ્યો રહેતો ન્હોતો. મ્હેતા ઘડીક રથમાં બેશે તો ઘડીકમાં રથમાંથી ઊતરે અને ગળિયા બળદને નાથ ઝાલીને ખેંચે, અને "જય શ્રીકૃષ્ણ" એમ બોલે.

(૨)

ભક્ત આવી પ્હોંચ્યા છે એ સમાચાર કુંવરબાઇનાં સાસરિયાંને મળતાં ગૃહનારીઓ ઉપહાસ વૃત્તિથી આ અવનવો દેખાવ જોવાને દોડી આવીઃ–

कोण सामग्रीशुं आव्यो छे माइयो कुंवर वहुनो तात ॥
स्वर्गथी जेम अप्सरा दोडे अमरावतीने काज ।
सळवती चूडी रुपे वडी नेहे नमती लाज ॥

अलछ अहीं शु रही ऊभी महेतो आव्या द्वार ।
कारज मूकी कामिनी हसवा लागी नार ॥
शखणी साहामी ऊभी माटी शीश अवर ओढ ।
कुअर केडे शुं चडाव्यो तरुणी पहुरो अचोड्य ॥
मैदृय अहिंथी रहे अळगी चपाणो माहारो पाय ।
उरज माहारे अग खूचे जोवानो नहिं लाग ॥

સ્વર્ગમાંથી જેમ અપ્સરા દોડી આવે ત્હેમ સુંદરીઓ દોડતી આવી; એ દોડતી ત્યહારે હેનો બંગડીઓ ખળકતી. એઓ ઉતાવળા અન્યોન્ય અથડાતી એકઠી થઈ એ ચિત્ર હેમની જ વાતચીત દ્વારા રજૂ કર્યું છે.

"અલછ નાર! અહિં શું ઊભી રહી છો? જો, બારણે મ્હેતો આવ્યા છે"

(કામિનીઓ કામકાજ પડતું મૂકીને મ્હેતાનો દેખાવ જોઈને હસવા લાગી.)

"શંખણી! માથે ઓઢ, ત્હારો વર સ્હામો ઊભો છે." "આ ત્હારા કુંઅરને કેડે શું ચઢાવ્યો છે?" "મર્ય છોકરી, અળગી રહે મ્હારાથી, ત્હેં મ્હારો પગ કચર્યો, અને ત્હારાં સ્તન મ્હારે અંગે ખૂંચે છે, અહિં જોવાનો કાંઇ લાગ નથી" (સ્ત્રીવર્ગની આ વાતચીત વાંચતાં ભાલણકૃત कादम्बरी, ભાગ ૧, કડવું ૧૦ હેમાનું હેના જેવું વર્ણન યાદ આવે છે નીચેની પંક્તિયોનો તો જાણે સ્પષ્ટ प्रतिध्वनि નાકરના [? विश्वनाथना] આ વર્ણનમાં પડ્યો છે:—

चचल ह्रदये चीतवु, देखि तुज भरतार,
अवळू ओढयूं पिशाचिणी ए हसिछि ससार. (પૃ. ૫૯, પંક્તિ ૮–૯).
पयोधरि पीडी घणू पाछी रहि लगार,
एकली गूख रुंधी रही जोवा आपु ठार, (પૃ. ૫૯, પં. ૧૪–૧૫)

## विष्णुदास

(વિ સં. ૧૬૩૪ થી ૧૭૨૧ દરમ્યાન હેની કૃતિયો રચાઈ છે)

(આ વિષ્ણુદાસ ખંભાતનો નાગર હતો, એ જ નામનો અન્ય કવિ હતો, ભાલણનો પુત્ર, જેણે પિતાનો उत्तरकांड વિ સં. ૧૫૬૫ મા પૂર્ણ કર્યો હતો; આ બે વચ્ચે ભ્રમ ન થવો જોઈયે.)

ખંભાતના આ વિષ્ણુદાસે રચેલ हरिश्चंद्राख्यान માથી આટલી પંક્તિયો ટાંકું છું તે પૂરતી થશે:-

(૧)

तारा एवु रे वायक सामळी आक्रद करे रे अपार,
चेतन पाखेरे धरणी ढळी करती ह्रदेमा रे प्रहार. १.
वली जागीने रे बहुपेर वलवले रुदन करे रे आसुधार,
आमद करती रे गई उद्यानमां ज्या पडयो रे निज कुमार २.

(२)

मारा कुवर काला रे क्यों पोढयो वनमांय,
तुज पाखे हु एकली केम देह राखु स्याय  १.

मुजपाखे रहेतो नहि रे हु लडावती अनुदिन;
ते वीसारी पुत्र तें आज वास कर्यो केम वन.  २.

सुख पम्यो सहु जाणती तें मिथ्या कीधो मोह;
हु मंदभाग्यणीने तजी वहाला कां कर्यो विछोह.  ३

जननीने छेह न दीजिये पुत्र तुजने न घटे एम;
मीठा मधुरा बालुडा वीसारुं वाहला केम.  ४.

*  *  *  *
*  *  *  *
*  *  *  *

उठो सुत्त मंदिर जइये सर्व जोता हशे वाट,
रीसाई नहि पोढिये रे सुत कां कर्यु सुनाट.  ७.

मुने मा कही कोण बोलावशे मारी कोण पूरशे आश,
कर्महीन हु कामनीने तें क्यम मूकी रे निराश.  ८.

પોતાનો એકનો એક પુત્ર સર્પદંશથી મરણ પામ્યો એ સમાચાર સાંભળીને હરિશ્ચંદ્રની રાણી તારા વિલાપ કરવા લાગી, છાતી કૂટવા લાગી, અને મૂર્ચ્છા ખાઈને ધરણીએ ઢળી પડી. પછી મૂર્ચ્છા વળતાં એ ફરીથી આક્રંદ કરતી, આંસુ સારતી, કુંઅરનો નિષ્પ્રાણ દેહ પડયો હતો ત્હાં ઉદ્યાનમાં ગઇ. અને મૃત પુત્રને ઉદ્દેશીને વિલાપ કરવા લાગી:

"મ્હારા વાલા કુંવર! આ વનમાં તુ કેમ પોઢી ગયો? ત્હારા વિનાની એકલી હું શી રીતે જીવું? તું મ્હારા વિના રહી સકતો નહિં; હુ અનુદિન ત્હને લાડ લડાવતી, એ સુખના દિવસ વિસારીને ત્હેં આ જંગલમા કાયમનો કેમ વાસ કર્યો? આજ સુધી એમ જાણતી કે મ્હને સહુ સુખ મળ્યાં છે, પણ આજ ત્હેં મ્હારો એ મોહ મિથ્યા કર્યો. મ્હને મંદભાગણીને શીદ તું તજી ગયો? આમ જનનીને છેહ દેવો ત્હને ઘટતો નથી મીઠા મધુરા મારા બાલુડા! ત્હને હું કેમ વિસારું?

ઊઠો મ્હારા સુત! ચાલો ઘેર જઈયેયે, સહુ આપણી વાટ જોતા હશે; આમ રિસાઈને ન પોઢિયે. હાય! હવે મ્હને "મા" કહીને કોણ બોલાવશે? કોણ મારી આશા પૂરી કરશે? મ્હને–કર્મહીણ નારીને–તે શા કારણે નિરાશ કરી મૂકી?"

## अखो (वि. स. १६७१-१७३०)

હવે આપણે એક ઓજસ્વી અને સમર્થ લેખકની નિકટ આવી પહોંચ્યા છીએ. કવિતાના સંપૂર્ણ અર્થમાં એ કવિત્વપ્રધાન નથી, તો પણ હેનુ તત્ત્વજ્ઞાન અનેકવાર ભવ્ય કોટિના કવિત્વના પ્રદેશોને આવરી લે છે. હેના છપ્પા બહુધા આધ્યાત્મિક ચિંતનતત્ત્વથી ગર્ભિત ગહનતાપૂર્ણભર્યાં સૂત્રો છે એ ખરું, પણ હેની કૃતિયોમા, દાખલા તરીકે અખેગીતામા, તત્ત્વજ્ઞાનની ગહનતાનું અને કવિત્વમય ભવ્યતાનું વિરલ મિલન થાય છે અને હેમાં અખો અપ્રતિમ છે. આપણે કેટલીક ,વીણીને લીધેલી પંક્તિયોથી સંતોષ માનવો પડશે

અખેગીતાના પ્રારંભમા અખો કહે છે કે પોતે અસત (અણછતો) હેવો અખો, પોતાની કૃતિમા પોતાના બ્રહ્મ જોડેના આધ્યાત્મિક અભેદભાવનો અને એથી અનુભવાતા નિજ આનન્દનો, અધ્યારોપ કરે છે, શબ્દની માયાસૃષ્ટિ રચે છે.—

अणछतो अखो अध्यारोप करे ते कथा निज आनन्दनी.

આ કાવ્ય અદ્વૈત દર્શનની ગહન પ્રક્રિયાજાળમાંથી પસાર થઈને આ આનન્દની—બ્રહ્મીભાવરૂપ લક્ષ્યની સિદ્ધિના આનન્દની—પૂર્ણ અભિવ્યક્તિ કરીને સમાપ્ત થાય છે —

(१)

अभिनवो आनन्द आज अगोचर गोचर हवु ए ।
परपचपार महाराज ते पूरण ब्रह्म स्तवु ए ॥

*  *  *  *
*  *  *  *

स्वे चैतन्यघनराय शून्यमा सोहामणो ए ।
ते नावे वाणी मांह्य ते नहि विराट ने वामणो ए ॥

*  *  *  *
*  *  *  *

ए जाण्ये जाऐ जजाल यथारथ ज्यम त्यम थयु ए ।
जिहा कर्म न लागे काल सभर भराइ ते रह्यु ए ॥
तिहा हवु मन लेलीन जई चैतन्य सभर भर्यु ए ।
नहि को दाता दीन तन्मय सहजे सज थयु ए ॥
प्रगटया कोटि कल्याण आपापर विणश्ये रह्यु ए ।
सदा सदोदित भाण उदे अस्त कारण गयु ए ॥
कहे अखो आनन्द अनुभवने लहेवा तणो ए ।
एहवो पूरण परमानन्द नित्य सराहु अति घणो ए ॥

"અહો ! શો અપૂર્વ આનંદ હું આજે અનુભવું છું ! જે અગોચર તત્ત્વ છે તે મ્હને અનુભવગોચર થયું છે. માયામય જગતના પ્રપંચથી પર રહેલ સર્વાતીત પૂર્ણ પરબ્રહ્મને, મહાપ્રભુને, હું સ્તવું છું. એ નિત્ય ચૈતન્યઘન આત્મા શૂન્યમા સ્વયમેવ શોભી રહ્યો છે, પ્રકાશી રહ્યો છે. વાણી હેને વર્ણવવાને અસમર્થ છે; નથી એ વિશ્વવ્યાપક વિરાટ કે નથી એ લઘુકાય વામન હેનુ જ્ઞાન થતાં માયાપ્રપંચ લય પામે છે; હેનું જેવું પરમાર્થ સ્વરૂપ છે ત્હેવે સ્વરૂપે, યથાર્થરૂપે, એ પ્રતીત થાય છે. ત્હોં કર્મ નથી પ્હોંચતું, કાલ નથી પ્હોંચતો, કર્મ અને કાલ ઉભયથી પર એ પરમતત્ત્વ વિશ્વમા સભર ભર્યો છે (વિશ્વવ્યાપક છે) મનુષ્યનું મન હેમાં વિલય પામે છે, પરમચૈતન્યથી પૂર્ણતયા યોગ સાધે છે. કોઇ દાતા નથી, કોઇ દાન લેનારો દીન નથી, સહજ-ભાવે તન્મયતાયોગ પ્રકટે છે. એ ક્ષણે કોટિ કોટિ કલ્યાણનો આવિર્ભાવ થાય છે, આત્મા અનાત્મા એ ભેદ વિનષ્ટ થતા એ એકતત્ત્વ અવશિષ્ટ રહે છે. એ સદોદિત ભાનુ છે (નિત્યપ્રકાશ છે). પ્રકાશના ઉદયાસ્તનુ કારણ ગયું છે. અખો એ અનુભૂતિનો આનંદ કથે છે. એ પૂર્ણ પરમાનન્દને હું સ્તવું છું !"

દૂરવર્તી પણ સ્પષ્ટ સામ્યને લઇને, આ પંક્તિયો વાંચતાં વર્ડ્ઝવર્થની, Excursion નામની કાવ્યકૃતિમાંની, પ્રસિદ્ધ પંક્તિયોનું સ્મરણ થાય છે. એ પંક્તિયો હું અહિં સંક્ષેપથી આપું છુઃ-

Such was the Boy-but for the growing youth
What soul was his, when from the naked top
Of some bold headland he beheld the sun
Rise up, and bathe the world *in light ? He looked*-
Ocean and earth, the solid frame of earth
And ocean's liquid mass, in gladness lay
Beneath him, far and wide the clouds were touched,
And in their silent faces could be read
*Unutterable love. Sound needed none*
Nor any voice of joy, his spirit drank
The spectacle, sensation, soul and form,
All melted into him, × ×
× × × × × ×
× × × × × ×
In such access of mind, in such high hour
*Of visitation form the living God,*
Thought was not, in enjoyment it expired

ખરેખર, અખાને, હેના અભિનવ આનન્દના પૂર્વગત વર્ણન પ્રસગે ઉત્કંઠ, ઉન્નત ભૂમિરના શૂન્ય શિખર ઉપર, આધ્યાત્મિક ઉલ્લાસના શિખર ઉપર, ઊભો રહેલો જોઈ સકિયે છિયે, એ ઊભો છે નીચે વિસ્તરેલા સ્વર્ગીય પ્રકાશના સાગરને નિરખતો, એ દિવ્યાનુભવની ક્ષણે Sensation, Sound and Form-જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય-હેનાંમાં પોતામાં વિલીન થય છે; એ ક્ષણે વિચાર નથી, વિચારની અપેક્ષા નથી, વિચારનો આનન્દમાં લય થાય છે.

અખો એક સ્થળે આત્મતત્ત્વ, વિશ્વાત્મા, દૃશ્ય જગતને વ્યાપી રહેલ છે, એમ કહીને આત્માને જ્યોત્સ્નાથી વનને, અરણ્યવીથિને અને મંદિર શિખરોને પ્લાવિત કરતા ચંદ્રની ઉપમા આપે છે; અને કહે છે કે એ જ પ્રમાણે આત્મા માનવની હૃદયગુફામાં પ્રકાશી રહે છે :—

उदय उजाळो दे जेम चद्रमा जी,
किरण तेहना पसरे वन, वीथी, मंदमा जी,[४८]
तेम सरखो आतम भासे कीट इन्द्रमा जी,
एहवो प्रगटयो हृदया–कन्द्रमा जी—अखे गीता १२–१.

ઉપર આપેલા અવતરણમાં વર્ડ્ઝવર્થે ઊગતા ભાનુને સૃષ્ટિને પ્રકાશમાં ન્હવડાવતો વર્ણવ્યો છે; અખાનું આ ચંદ્રોદયવર્ણન વર્ડ્ઝવર્થના એ વર્ણન સાથે સરખાવવા યોગ્ય છે.

(૨)

હવે હું અખેગીતામાંથી આથી ભિન્ન પ્રકારનો એક નમૂનો ચૂંટું છું. જેમાં જ્ઞાનના શુષ્ક સ્રોતનું ભક્તિના પ્રાણમય પ્રવાહપૂરમાં પરિવર્તન થાય છે. આ ઉપપ્રવાહને વ્હેવડાવનાર તત્ત્વ છે સર્વાત્મભાવ, એટલે પ્રત્યેક વ્યક્તિમાં આત્મા (બ્રહ્મ) અભિન્ન છે એવી અનુભૂતિ :—

ते हरि हरि देखे सकलमा जेहने जीव जीव करी देखतो ।
हरि जाणी हेत करे सकलमा पहेलां जे ऊवेखतो ॥ (अखेगीता, १०–४)

આ અનુભૂતિ માનવમાત્ર પ્રત્યે અભેદની, ભ્રાતૃભાવની, વૃત્તિમાંથી ઈશ્વરની ભક્તિમાં જવાનું સંક્રમણદ્વાર બને છેઃ

ऊवेख न करे कोयनो आतमा विलसी रह्यो । (अखेगीता, ११).

આમ ક્રમે ભક્તની દૃષ્ટિ આ માયાદૃશ્યરૂપ માનવમેળાને એક તત્ત્વના અનેકમાં બહુરૂપ આવિર્ભાવ તરીકે નીરખે છે, બ્રહ્મની શાશ્વત નટલીલાને અનેકવિધ ભૂમિકા ભજવતાં પાત્રોમાં સાકાર થતી નીરખે છે.

नित्य रास नारायण केरो देखे ते अनत अपार।
जिहा जेहवो तिहा तेहवो नारायण नरनार ॥
(अखेगीता, ११ ५)

---

૪૮ કાલિદાસે (विक्रमोर्वशीयમાં) કરેલું ઊગતા ચન્દ્રનું વર્ણન અલ્પ વર્ણરેખા પડે, છતાં જ તાદૃશભાસી અને મનોહર ચિત્ર આલેખે છે

रविमावसते सता क्रियायै सुधया तर्पयते पितृन् सुरांश्च।
तमसा निशि मूर्च्छतां निहन्त्रे हरचूडानिहितात्मने नमस्ते ॥ (અંક ૩, શ્લોક ૬.)

આ સ્થિતિમાંથી એક ક્રમ વધ્યા એટલે પ્રભુમાં ભક્તિમય આસક્તિ ઊપજે છે. એ ઉત્તરક્રમ વર્ણવતી પંક્તિયો વાંચો:—




गद्‌गद कंठे गाते थके रोमाचित होये गात्र ।
हर्ष आंसु बहु हेत हृदय प्रेम केरु ते पात्र ॥
खातो पीतो बोलतो देखतो ते सगळे राम ।
वेध्यु मन रहे तेहनुं शिथिल संसारी काम ॥
नवनीत सरखुं हृदे कोमल कह्यु न जाए हेत ।
आंख मांहे अमृत भरियु हरिभक्ति केरु क्षेत्र ॥
ज्यम जार वलुधी युवती तेनु मन रहे प्रीतम पास ।
अहर्निश रहे आलोचती भाइ एहवु मन हरिदास ॥ (अखेगीता. ११)

આ પંક્તિયોમાં લગભગ દ્વૈતવાદના જેવા ભક્તિભાવના પ્રાણધબકાર છે; શંકરની અદ્વૈતમાર્ગી ભક્તિથી એ ભાવ દૂરવર્તી છે.

આ વિષયને અંગે નરસિંહમ્હેતાની જ્ઞાન અને ભક્તિની ભાવનાની અખાની ભાવના જોડે સરખામણી રસમય અને બોધક થશે. નરસિંહનાં જ્ઞાનનાં પદો અદ્વૈતની વિચારસરણિથી અને પરિભાષાથી ભરપૂર છે, પણ છતાં હેમાં જીવંતજ્વલંત કાવ્યોચિત ઉષ્મા છે. વિચારશૈલીમાં અને વાણીશૈલીમાં અખો ભવ્ય કાવ્યસર્જન કરવા જેટલો કોઈક વાર જ ખીલે છે. નરસિંહને બ્રહ્મનું કવિઆત્માને થાય ત્હેવું દર્શન થાય છે અને એ બોલી ઊઠે છે: निरख ने गगनमां कोण घुमी रह्यो ते ज हु ते ज हुं शब्द बोले ! सोऽहम्‌નું ( સૂફીના અન્-અલ્-હકનું ) શુષ્ક જ્ઞાન નરસિંહને સંતોષતું નથી, એ તો હેને ગગનવિસ્તારમાં વિહરતો જુવે છે, અને "તે જ હું" એમ ગાતો સાંભળે છે. નરસિંહ તો બ્રહ્મને બ્રહ્મની પોતાની સમક્ષ રૂપલીલા પ્રકટ કરતું વર્ણવે છે ( ब्रह्म लटकां करे ब्रह्म पासे ), અને આ સમર્પણરીતિ કાવ્યમય છે; જ્યહારે અખો आप केरु रूप आप वखाणे जी હેતું નીરસ કથન કરે છે. આ તફાવતનું કારણ એ છે કે નરસિંહની ભક્તિ સગુણ ઈશ્વરની ઉપાસના છે પરંતુ અખો નિર્ગુણ બ્રહ્મને અભિમુખ છે, અને હેની ભક્તિભાવનાનું મૂળ, જ્ઞાન સ્વયમેવ ભક્તિમાં પરિણમે-છે એ વિચારમાં રહેલું છે. કારણ કે જેને જાણિયે હેને ચાહિયે હેવી અખાની દૃષ્ટિ છે. ઉદ્ધવે ગોકુલની ગોપવનિતાઓને જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો ત્હારે ગોપીઓને એ જ્ઞાનથી સંતોષ ન્હોતો થયો; નરસિંહ એ ગોપીઓ જેવો છે. એ ગોપીઓને તેમ જ નરસિંહને વેરાયેલી ફેલાયલી ચન્દ્રિકા પર્યાપ્ત ન્હોતી લાગતી ( ગમતી હતી, પણ પર્યાપ્ત ન્હોતી લાગતી—એ ખાસ લક્ષમાં રાખવું ). નરસિંહ અને ગોપીઓ ચંદ્રને ઝંખતાં હતાં. એ ઝંખના પોતાના દુઃખાનુભવના ક્ષેત્રથી દૂર દૂર રહેલી કોઈ વસ્તુની ઝંખના ન્હોતી. નરસિંહને મન બ્રહ્મ કે ઈશ્વર ( કૃષ્ણ ) એ પ્રેમભક્તિનો વિષય હતો. એ ઈશ્વર પકડીને હૃદયમાં પૂરી રખાય હેવો હતો. પ્રેમના કાચા સૂત્રથી બંધાય હેવો હતો ( प्रेमना तंतमां संत झाले ); अकल अविनाशी ए नव जाए कळ्यो, अधघडपनो माहि महाले ठेवो નરસિંહનો પ્રભુ સર્વવ્યાપક છતાં પ્રેમભક્તિથી ઝલાય અને સ્વસ્થ રખાય હેવો હતો.[૪૯] કવિ દયારામે પ્રેમભક્તિને કૈંક જૂદો વળાંક આપ્યો હતો એ જોઇશું તો નરસિંહની ભાવના સમઝાશે. દયારામની એક મનોહર ગરબીમાં ગોપીઓ ઉદ્ધવને કહે છે.—

---

[૪૯] જુઓ ઉપર પૃ. ૧૭૮,

तहमारा प्रभु सघळे रे, हमारा तो एक स्थळे;
तहमे रीझो चांदरणे रे, हमो रीझु चन्द्र मळ्ये ।

અને એ एक स्थळ ( હેમના પ્રભુને સ્થાનબદ્ધ કરવાનુ કેન્દ્ર ) હેમનું હ્દય હતું. આમ છતા પણ જ્ઞાનની દૃષ્ટિયે જોતા ઇશ્વરનુ સ્વરૂપ અજ્ઞેય છે ( अकल अविनाशी ए नव ज जाए कळ्यो ), અને કૈનાયેનુ છે ( अरधऊरधनो माहि महाले, नरसैया चो स्वामी सकल व्यापी रह्यो ); એ કેવળ માનવની બુદ્ધિનો ગોચર છે. એ છે નારીના હૃદય જેવો-અગ્રાહ્ય અને અગમ્ય, હેના અધિકતમ જ્ઞાનનો દાવો કરનારને હેનું અલ્પતમ જ્ઞાન હોય; અથવા, केनोपनिषद् કહે છે તેમ —

यस्यामत तस्य मत मत यस्य न वेद स ।
अविज्ञात विजानता विज्ञातमविजानताम् ॥

નારીહૃદયની આ અજ્ઞેયતામા જમાનાજૂના સામાજિક રીતરિવાજો કારણભૂત છે; બ્રહ્મના વિષયમાં માયાની આવરણશક્તિ કારણ છે.

હું બહુ દૂર દૂર નીકળી ગયો પાછા અખા પ્રત્યે જઇયે, અને માત્ર એક જ વધારે નમૂનો જોઇયે એ નમૂનાની સુંદરતા અને કવિત્વમય ભવ્યતા અપ્રતિમ છે, અપૂર્વ છે —

(૩)

अणछती अजा तमारी अंगीकृत सरखी अशी।
ते मध्य पडियु धाम तमारु त्यारे ईश्वर थईने विलासी ॥
* * * * *
* * * * *
जेम काचनु मंदिर रच्यु नील पीत शुभ्र श्यामनु।
ते उपर तप्यो सूरज ज्यारे विचित्र रूप थयु धामनु ॥
कैवल्य सूरज तपे सदा माया ते मंदिर काच।
ईश्वर नाम ते तेहनु जीव थई मान्यु साच ॥
अधिष्ठान ते तमे स्वामी तेणे ते व्हाल्यु जाय।
अणछती जीव हु हु करे पण भेद न प्रीछे प्राय ॥ (अखेगीता १८)

આ પંકિતો અને શેલીની, Adonais કાવ્યમાંની, સુવિદિત પંકિતો વચ્ચે આશ્ચર્યકારક સામ્ય છે —

"The one remains, the many change and pass,
Heaven's light for ever shines, Earth's shadows fly,
Life, like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity,
Until death tramples it to fragments"

અહિં અખો માયાને, અસત્ સત્ત્વને, વર્ણવે છે, જ્યહારે બ્રહ્મ હેનો અંગીકાર કરે છે ત્યહારે બ્રહ્મનું ધામ (તેજ) હેમાં પ્રવેશ કરે છે અને ત્યહારે માયા સર્જક ઈશ્વર થઈને વિલસે છે. અખો કહે છે: અનેકરંગી કાચની, લીલા, પીળા, ધોળા અને કાળા કાચની, ઇમારત જેમ સૂર્યપ્રકાશ પડતાં વિવિધરંગે દેખાય છે, તેમ માયા સ્થિર છે અને હેના ઉપર કેવલ બ્રહ્મ સદૈવ પ્રકાશ નાખે છે જેથી માયા ઈશ્વરરૂપ બને છે અને વ્યષ્ટિરૂપ જીવાત્માનું સ્વરૂપ ધારણ કરીને સત્ય ભાસે છે. હે પ્રભુ, ત્હમે અધિષ્ઠાનભૂત સત્ય છો અને મૂલકારણ છો અને ત્હમારા આ સર્વ વિવર્તો થાય છે અને વ્યવહરે છેઃ જીવ અસત્ છે, છતા એ પોતાની સ્વતંત્ર સત્તા માની લે છે અને બ્રહ્મનું રહસ્ય પ્રીછતો નથી.

અખાની અને શેલીની કલ્પના અને વાણીરચના વચ્ચે સાદશ્યનાં અને ભેદનાં તત્ત્વો જણાઈ આવે એ જ મ્હારો ઉદ્દેશ હોઈને અખાની પંક્તિયોનો મ્હે આછોપાતળો સાર જ આપ્યો છે આ બે કવિયોની કલ્પનામાં તથા વાણીમા ચમત્કારક સામ્ય છે ત્હેનો ખુલાસો એક જ માન્યતાથી થઈ શકે કે કેટલાક વિચારો માનવજાતિની, મનુષ્યના વિચારશીલ માનસમાં રહેલી, સર્વ-સાધારણ મિલ્કત છે, અને ઈશ્વર ભિન્ન ભિન્ન પુરુષોને એક જ પ્રકાશ વડે પ્રેરણા આપે છે-કવિના આર્ષદર્શનનું આદ્ય ઉદ્ભવસ્થાન પ્રભુ પોતે જ છે. આમ છતાં, આ વિશિષ્ટ ઉદાહરણમા કલ્પનાચિત્રમાં ઝીણી વીગતોનું સાદશ્ય વિરલતમ લાગે છે અને, એક રીતે જોતા, હેતુ કારણ સમઝી સકાતું નથી

## તુલસી (વિ. સં. ૧૭૩૨)[૫૦]

તુલસી રાયકવાલ બ્રાહ્મણ હતો.[૫૧] મ્હારી કને હેના પાણ્ડવાશ્વમેઘ કાવ્યની એક નકલ છે. એ નકલ અમદાવાદથી ૪૨ૢ માઈલ ઉપરના નિકોલ ગામમાં રહેતા એક રૈકવ બ્રાહ્મણની પાસે આ કાવ્યની હસ્તપ્રત હતી એ ઉપરથી કરવામાં આવી છે હેમાથી કેટલાક નમૂના અહિ આપું છું —

૫૦. આ કાવ્યની છેલ્લી સમાપ્તિસૂચક કડીઓમા સાલ આપી છે

> सवत सत्तरबतरीसामां पूरण कीधो बंध जी।
> व्यक्त करीने लेपन कीधु प्रकृतभाषा साध जी ॥७॥

અને વળી

> सवत सत्तरबतरीसामा वैशाखे शुभवार जी।
> त्रयोदशी रविवासरने दिन पूरण थयो विस्तारजी ॥१७॥

૫૧. આ જ્ઞાતિમા અનેક શાસ્ત્રીઓ અને પુરાણીઓ થયા છે, એથી રાયકવાળ બ્રાહ્મણોના સંસ્કૃત સાહિત્યના અને ભાષાના વ્યાસંગને કારણે એ જ્ઞાતિ વિખ્યાત છે; તે એટલે સુધી કે જ્ઞાતિભોજનમાં તે તે વાની પીરસનારા પીરસતી વેળા વાનીઓનાં નામ સંસ્કૃતમાં બોલે-ઘી પીરસતાં ‘ઘૃતગોઘૃમાન્ન’ અને જલેબી હોય તે ‘શષ્કુલિ’ દેવી બૂમ મારે-હેવી આ જ્ઞાતિ માટે લોકમાં વિનોદોક્તિ પ્રચલિત છે એ તો ગમે તે હોય, પણ ત્હેઓએ જ્ઞાતિના નામને રૈકવ બ્રાહ્મણ હેવું સંસ્કૃત નામ આપ્યું છે અને ત્હેમનુ એક રૈક્વપુરાણ છે જેમા આ જ્ઞાતિના ઉદ્ભવની અને ઇતિહાસની પ્રાચીનતા જણાવી છે.

## (૧)

### અધ્યાય ૪૮માંથી

भलु कर्युं लक्ष्मण मुज वीरे हु वनमा तरछोडी ।
हवे तमारे शो गुण थाशे हु पूछु कर जोडी ॥३॥

एकलडी वनिता वन मूकी लक्ष्मण क्यम रेवाशे ।
प्राण जशे फाटीने मारे ते दुःख क्यम सेवाशे ॥४॥

में पातक शां कीधा पेला रामे राक्षस मार्यो ।
वैश्वानरमा नाखी ताव्यो त्याथी देह उगार्यो ॥५॥

जो मरती तो सुखिणी थाती जीव्ये थयो सताप ।
दुष पोतानु केने कैये मारु पोते पाप ॥६॥

लक्ष्मण जै राघवने केजो भलु कर्युं भूपाल ।
वेदपुराण तणी गत चाल्या टालीने जजाल ॥८॥

लक्ष्मण त्ये राखी वन मध्ये खरदूषण ज्या आव्या ।
जम राखे बाधव भगिनीने त्यम मारे मन भाव्या ॥११॥

आज तमे मूकीने जाशो त्यार पछी शु थाशे ।
राक्षस वाघ वरू वन्य छाक्षा ते मने मारी खाशे ॥१२॥

कौशल्यासुतने जै केजो ए सदेशो वीर ।
शो अपराध हतो रघुनदन नाथ तजी वन्य धीर ॥१३॥

सुखिया थाजो निर्मल रेजो रखे धरो मन्य ताप ।
वाक तमारो काय नथी मने पीडे मारां पाप ॥१४॥

मन मारु छे चरणे तारे क्षणु न अलगुं थाय ।
मूको चरणसरोरुह तारु केने वलगु पाय ॥१५॥

पुन्यमचद्रतणे आकारे मुख शोभे रघुवीर ।
ते दर्शन ते दुर्लभ कीधु राघव श्याम शरीर ॥१६॥

આ કાવ્યની ભાષા શિષ્ટ અને સરકારસુંદર છે એ સ્પષ્ટ છે; એ પંડિતની ભાષા છે રઘુવંશના ૮મા સર્ગમાં, અથવા વાલ્મીકિકૃત રામાયણમાં, સીતાનો રામને સંદેશ છે ત્હેની સાથે આ સંદેશ સરખાવવા જેવો છે वेदपुराण तणी गत चाल्या टालीने जजाल એ પંક્તિમાં મ્હેણામાં કટાક્ષ છે એથી ઊલટું રઘુવંશના સર્ગ ૧૪માના ૬૧મા શ્લોકમા સીધેસીધુ, સાદુ અને ખુલ્લા દિલનુ મ્હેણુ છે —

वाच्यस्त्वया मद्वचनात् स राजा वह्नौ विशुद्धामपि यत्समक्षम् ।
मां लोकवादश्रवणादहासीः श्रुतस्य किं तत्सदृशं कुलस्य ॥

બન્નેમા પોતપોતાની રીતે અર્થમૂલ્ય છે અને ગ્રહારસામર્થ્ય છે.

## (२)

## અધ્યાય ૧૮માંથી

सांन करी गंधर्वने तव वीणा लीधी पांण्य ।
नृत्य धारण कर्यो सांप्रत वेप चतुर सुजाण ॥ ६४ ॥

राग पचम, तांत्य शाधन मादल तान समान ।
कृष्ण आगल्य रही ऊभी मन्य धरी भगवान ॥ ६५ ॥

ऋषभ ने गांधार मध्यम षड्ज धैवत जेह ।
पंचमूर्छा ( ? पंचम छठ्ठो ) सातमो वलि निषध ( निषाद ) साध्यो तेह ॥ ६६ ॥

मूर्छना एकवीस तेनी तांनपूरित गान ।
काकलि कल-रव करे संतोषवा भगवान ॥ ६७ ॥

हावभाव कटाक्ष हरिगुणगांन फुदडीफेर ।
ताल वीणा चरणनूपुर वजाडी ल्ये शेर ॥ ६८ ॥

नाद कोकिल वदे जाण्ये रूपनो नहि पार ।
अग शोभे अतिभला जे तन शजिया शणगार ॥ ६९ ॥

આ પંક્તિયોમાં કવિયે પ્રસંગ જોઈને સંગીતકલાની અને સંગીતશાસ્ત્રની ઝીણી શાસ્ત્રવિશિષ્ટ વીગતોનો વિરલ અને સ્તુત્ય પરિચય દર્શાવ્યો છે. આ વિષયમાં काकलीનો ઉલ્લેખ ખરેખર હેના જ્ઞાનનો સૂચક છે. मादल तान समान એ શબ્દોમાં વ્યક્ત થતો અર્થ, એટલે કે મૃદંગના તાલ અને સુરોનું વાદન (तान) એ બે વચ્ચેનો સંવાદ, એ તો ગીત અને વાદ્યસ્વરો જોડે કાલમાનની-તાલની-જાળવણીની કોઈ સાચો કલાકોવિદ કરી શકે હેવી કદર પુરવાર કરે છે.

## (૩)

## અધ્યાય ૧૮માંથી

नगर मध्ये संचर्या जे समे जादव वीर ।
ठांम्य ठांम्य गोख्य चडी जुए बहु नार्य श्याम शरीर ॥ १३ ॥

मस्तक मुगुट शोहामणो झगमगे दिनकर ज्योत्य ।
मेघघटामां वीजली जम निशामां खद्योत ॥ १४ ॥

काने कुंडल जलहले मणिपद राजित तेह ।
कंठ कौस्तुभ ओपनो बहु तेज शोभे जेह ॥ १५ ॥

કડી ૧૪મીના ઉત્તરાર્ધમાં ઉપમા છે તે સહજમનોહર અને શિષ્ટ સંસ્કૃત પરિપાટીની હોઈને ચમત્કારક બને છે. હમારા કુટુંબના શાસ્ત્રી કુટુંબમંડળ સમક્ષ આ કાવ્ય વાંચતા ત્હેમનો કનેથી બાળપણમાં આ પંક્તિ પાઠાન્તરે સાંભળી હતી હેવું મ્હને સ્મરણ છે. એ પાઠ આ હતો:—

निशाकाळे ॥ के ज्यम घृयामां खद्योत ॥

એ પંક્તિ આ કથાભાગમાં આવતી કે અન્યત્ર (કદાચ રણમા ઝળકતી તલવારોના વર્ણનમા) એ મ્હને યાદ નથી.[५२]

## प्रेमानन्द

### (વિ. સં ૧૬૯૨ થી ૧૭૯૦)

ગુજરાતી સાહિત્યના અભ્યાસકોની લગભગ નિરપવાદ સર્વસંમતિ છે કે પ્રેમાનન્દ પરવિષયક (કે પર સંવેદનાત્મક) કવિતાનો પ્રભુત્વયુક્ત લેખક, અને તેજસ્વી, સમર્થ અને બહુમુખી મેધાવાળો કવિ હતો. હેનો સર્જનવિસ્તાર વિશાળ છે અને હેણે સ્વીકારેલા વિવિધ કાવ્યપ્રકારોમાંથી નમૂના વીણી કાઢવા મુશ્કેલ છે. જનતામા એ नळाख्यानना, ओखाहरणना અને પૌરાણિક કથાઓને આધારે રચેલા અન્ય આખ્યાનોના કવિ તરીકે, તથા नरसिंहमहेतानु मामेरु વગેરે નરસિંહ મ્હેતાના જીવન-પ્રસંગોને નિરૂપતા પુરાણમાહ્ય વિષયના કાવ્યોના સર્જક તરીકે પ્રસિદ્ધ છે. એ પોતાના પૂર્વગામીઓને પગલે પગલે ચાલ્યો છે અને હેણે વિશ્વનાથજાની, નાકર અને ભાલણ એ કવિયોના આખ્યાનોમાથી, કોઈક વાર તો સમગ્રતયા, અંશો ઊંચક્યા છે અથવા અમુક ભાગનું અનુકરણ કર્યું એ ખરૂં છે.[५३]

---

પર. એ જ, હમારા કુટુમ્બના, શાસ્ત્રીએ આ કવિનો એક વિનોદમય પ્રસંગ કહ્યો હતો. શાસ્ત્રી કવિની જ્ઞાતિના હતા અને હેણે આ કિસ્સો જ્ઞાતિજનોમા ચાલતી આવેલી પરંપરાએ સાંભળ્યો હતો. તુલસીકવિને મુખેથી સંસ્કૃત પૌરાણિક કથાઓ સાંભળીને ધરાઈ ગયેલા હેના જ ગામના લોકોની, પ્રચલિત ભાષામા કથા કરવાની, માગણીથી કવિ अश्वमेध એ લોકોની મંડળીને વાંચી સંભળાવતા હતા. આ ગુજરાતી કાવ્યવાચન ચાલતુ હતું ત્હા કવિના બે એક મિત્રો (હેના જ્ઞાતિજનો) અણધાર્યા આવ્યા. કવિયે આ વિક્ષેપને વધાવી લીધો, મિત્રોને સ્નેહપૂર્વક આવકાર આપ્યો, અને હેમને પોતાની બંને બાજુએ બેસાડ્યા. એ આગન્તુકોની અનુમતિથી અને વિનતીથી કવિયે કથાવાચન જારી રાખ્યું. રામના અશ્વમેધનો પ્રસંગ ચાલતો હતો જેમા રામ વચમા બેઠા છે અને હેની આજુબાજુ બંને તરફ વાનરસેનાના સૈનિકો અને સેનાપતિયો બેઠા છે હેવુ વર્ણન આવતુ હતું. આ રામસભાના વર્ણન આગળથી કથાતંતુ ચાલુ કરતા કવિયે ગાયું.

आगळ पाछळ वानर बेठा वचमा रघुपति राम ।

આ પંક્તિ ગાઈ ત્હારે કવિયે आगळ पाछळ वानर बेठा એ શબ્દો ઉચ્ચારતા ઉચ્ચારતા બંને બાજુએ બિરાજેલા આગન્તુકોને હાથવડે બતાવ્યા, અને वचमा रघुपति राम એ શબ્દો આવ્યા ત્હારે પોતા તરફ આંગળી ચીંધી. આખી સભા, આગન્તુકો સમેત, ખડખડ હસી પડી. આ વિનોદભર્યા વર્તનનો કવિયે ખુલાસો કર્યો.

"જુવો મિત્રો! આ ગામલોકોએ મ્હને કહ્યું 'સંસ્કૃતનું પકવાન્ન-મિષ્ટાન્ન ખાઈને હવે કંટાળ્યા; હવે તો આધુનિક ભાષાની ખાટી પણ સ્વાદિષ્ટ છાશ ચખાડો ભાઈઓ! ત્હમે મ્હારી સંસ્કૃતના અમૃતની મિજબાનીમા કદાપિ આવ્યા નહિ અને હવે પ્રાકૃતની છાશ પીરસુ છુ ત્હારે આવ્યા છો. તો પછી ત્હમે વાનર નહિ તો બીજુ શુ કહેવાઓ?"

૫૩. પ્રેમાનન્દે પોતાના પૂર્વગામીમાથી કરેલ ઉદ્ધરણો શેકસ્પિયરના હેવા ઉદ્ધરણો જોડે સરખાવી સકાય. પણ પ્રેમાનન્દનું અનુકરણ ઘણી ઘણી વાર લગભગ શબ્દશઃ અપહરણ હોય છે, જો કે હેણે પોતા તરફથી હેમાં મનોહરતા અને કલા ઉમેરી છે. આ ઉદ્ધરણપ્રકારથી મૌલિક કવિ તરીકે પ્રતિષ્ઠા ઘટતી નથી.

'પણ તુલનાર્થે મૂલ અને અનુકરણ ઉભય ઉપર દૃષ્ટિ ફેરવતાં જણાશે કે પ્રેમાનંદે પોતાની રચનાઓને મૌલિક આકર્ષકતા અને સામર્થ્ય વડે શોભાવી છે. હેનાં લખાણોમાંથી ભ્હોળાં ઉદાહરણો આપવાનો અવકાશ નથી તેથી હું પ્રમાણમાં ઓછા જાણીતા, પણ છતાં પરસંવેદનનિરૂપક કાવ્ય તરીકે સાચી ગુણસંપત્તિવાળા, એક આખ્યાનમાંથી એક જ નમૂનો આપીને સંતોષ માનીશ. હેમાં પોતાના અદૃષ્ટપૂર્વ પ્રિયતમ ચંદ્રહાસના દર્શનથી વિષયાના હૃદયમાં ઊછળી આવેલા સ્નેહનું નિરૂપણ છે. ચંદ્રહાસ તદ્દન અપરિચિત હેવો આવીને ઉદ્યાનમાં તળાવકાંઠે આમ્રવૃક્ષની છાયામાં નિદ્રા લે છે, અને જેના ઉપર બેશીને એ આવ્યો હતો એ અભિજાત અશ્વ નિદ્રાવશ વીરની સમીપ બાંધ્યો છે; અને નિત્યના વિનોદવિહારની રીતે સખીઓ સંગાથે એ સ્થળે આવેલી વિષયા એ નવતર દૃશ્ય જુવે છે. સખીઓથી એ છૂટી પડી ગઈ છે; નજીકમાં રહેલો અશ્વ એ એક જ જીવતો જીવ ત્ય્હાં હાજર છે; ચંદ્રહાસ ભોંય પર નિદ્રામાં પોઢયો છે. વિષયા અશ્વને કહે છે:-

रखे चतुर तुरी कहेतो स्वामीने, जागशे तो शु थाशे ?
निद्रावशाथी केम ऊठाडु ? पछे शु कहेवाशे ?
हे अश्व ! तु अति अनुपम, त्हारु रूडु वान;
मागी रे लउछु मानिनी, रखे करतो स्वामीने जाण.

त्हारे रत्नजडित मुखम्होरडो उदयाचल ऊग्यो भाण,
पेंगडा त्हारा परम मनोहर, रत्नजडित्र पलाण.
एवु कहेती चाली चतुरा चचल नयणे जोय-
रखे सखी सहियर आपणी छूपी रहीने जोय.

જન્મથી અને ઉછેરથી માનવતી રાજકન્યા અહિં યાચકની ભૂમિકા સ્વીકારે છે, અને એથી માગી રે લઉછું માનની એ વચનો વપરાયાં છે;-હેમાં એ ખાસ કરીને માનિની શબ્દ અર્થવ્યંજનાથી પૂર્ણ છે. અર્થી યાચક પ્રથમ પ્રાર્થિતજનની પ્રશંસા કરે એ નિયમે વિષયા અશ્વના બહુમૂલ્ય સાજનું પ્રશંસામય વર્ણન કરે છે. રત્નજડિત મુખમ્હોરડાને ઉદયાચલે ઊગતા ભાનુની ઉપમા આપી છે એ ચમત્કારજનક છે તે સાથે મૌલિક છે. યાચનાની વાત કરતાં પ્હેલાં પ્રશંસાવચનો મૂકવામાં કવિયે માનવસ્વભાવનો ગાઢ પરિચય વ્યક્ત કર્યો છે. चचल नयने जोय એ એક રેખાર્પણથી ઉપસ્થિત કરેલું ચિત્ર ચાતુર્યયુક્ત છે અને જુદા સંજોગોમાં રાધાનો વ્યવહાર આલેખતી, જયદેવકૃત ગીતગોવિંદમાંની, चकितविलोकितदशदिशया એ પંક્તિનું સ્મરણ કરાવે છે. બંને પ્રસંગચિત્રોમા કુતૂહલ, રહસ્યગોપન, સાવધાનતા, અભિલાષવેગ એ ભાવો શબ્દચિત્રણના એક જ વર્ણિકાવ્યાપારમાં ઘનીભૂત થઈને સમાઈ ગયા છે.

આ કુમારિકાને પોતાના ઝાંઝર વગેરે અલંકારોનો ઝંકાર ચાડી ખાનાર બને હેવો ભય છે; એ માટે, પ્રત્યેક કન્યકાને સહજ પ્રકૃતિ જ શીખવી દે છે હેવી, એક યુક્તિ વિષયા અજમાવે છે.

नेपुर झाझर, अणवर, वींछीया, ए सोनीए आभरण घडियां,
प्रथम वाजता रूडां लागता, आज शत्रु थई नीवडिया

નારીસહજ રૂપગર્વ આ આભરણો પ્હેરવામાં એક સમયે મધુર આહ્‌લાદનો અનુભવ કરાવતો; એ જ આભરણો આજે આપત્તિરૂપ નીવડયા;-આ નિરૂપણમા સ્ત્રીસ્વભાવની લાક્ષણિકતાનુ પરોક્ષ સૂચન કરી જતું આછું પણ કુશલ કલાકારોને જ સાધ્ય હેવું રેખાર્પણ પ્રકટ થાય છે. વિષયાને ઉપાય હસ્તપ્રાપ્ય હતો:

હેતુ વ્હી મન દઢ કરી ચાલી, ઝાંઝર ઊંચા ચડાવી;
મર્મે ભરતી ડગ, જ્યમ જળમાં બગ, એમ શ્યામા સમીપ આવી.

પ્રકૃતિનિરૂપણના યાથાતથ્યને લીધે આ ચિત્રાલેખન મનોરમ બને છે. કુમારિકાસહજ કુતૂહલ-વૃત્તિથી અધીરી બનીને વિષયા આત્મસંયમ ગુમાવે તો એક અલ્પતમચ્યુતિ હેને પ્રકટ કરી દે; એથી એ મન દઢ કરી ચાલી–પ્રથમ ઝાંઝરને દઢ કરવા માટે ઊંચાં ચડાવીને. પણ લગીર ઉતાવળું ડગ ભરાય તો ઝાંઝર નીચે સરકી આવે, તેથી મર્મે ભરતી ડગ–પોતાના મર્મમાં–સાવધાન અને મંદ પગલાં માંડતી એ ચાલી. આ દેહભંગીનું અને ગતિનું ચિત્ર એક અત્યન્ત ઉચિત ઉપમામાં ખડું કર્યું છે; હેનું ઉપમાન છે છીછરા પાણીમાં સાવધાનીથી ડગલાં ભરતો, અને પકડવા ધારેલી ન્હાની ન્હાની માછલીઓ ભડકીને ભાગી ન જાય એટલા માટે ધીરી ધીમી ગતિયે ચાલતો બગલો.

વિષયા ચંદ્રહાસની પાસે આવીને બેસે છે. પણ બહુ નજીક આવતાં એ ડરે છે; કારણ કે

મારો શ્વાસ લાગે સાયુ જાગે તે ચિન્તા ચિત્તમાં પેઠી.

હેને ડર લાગતો હતો કે રખે, પોતે મુખ બહુ નજીક સુધી નમાવે તો, પોતાના શ્વાસથી જ એ જાગી જાય. આ શાન્ત ગુપ્ત ચલનનું અને દેહસ્થિતિનું દઢવર્ણ આલેખન કર્યા પછી કવિ મુગ્ધકુમારીના મનોભાવની એક મુલાયમ પલટ રજુ કરે છે–કુતૂહલવૃત્તિનો સાવધાનવૃત્તિ ઉપર વિજય. છતાં સાહસનું પગલું ભરતા પ્હેલાં આ મુગ્ધા પરિસ્થિતિનો ભય વ્યક્ત કરે છે:

રખે કો દેખે સહિયર મુજ પેખે,-એમ દૃષ્ટ રાખી આડી,
પછી પિછોડી પરી કરીને જોયું વદન ઉઘાડી.

એ એક ત્રાંસી નજર નાખીને જોઈ લે છે કે રખે કોઈ દેખી જાય, રખે સખીઓ છુપાઈને જોતી હોય; અને પછી, પોતે એકાન્તમાં છે હેવો ખાતરી થતાં, નાયકના વદન ઉપરથી પિછોડી ઊંચકે છે. રખે કોઈ નીરખતું હોય એ આશંકાથી કુમારિકાએ વદન નાયકમુખથી અન્યત્ર ફેરવ્યું, અને પછી હેના મુખને ઉઘાડયું, એ બે ક્રિયાઓ વચ્ચેનું સમયાન્તર અલ્પ, અતીવ અલ્પ, હોવું જોઈયે. અને ચિત્રકારની પીંછીને જે સાધ્ય નથી તે કવિલેખનીએ અહિં સિદ્ધ કર્યું છે–ત્વરિતતમ ક્રમે બનતી બે ક્રિયાનું આલેખન કર્યું છે.

પિછોડી ઊઘી કરી; નાયકનું મુખ દૃષ્ટિગોચર થયું; અને કુમારિકાના સાહસનો સૌન્દર્યના આહ્‌લાદક દર્શન રૂપે બદલો મળ્યો. કવિયે એ મુખદર્શનને વર્ણવવાને એક પરિચિત ઉપમાનો, પરિચિત છતાં અહિં અનેરી પ્રત્યગ્રતા–અભિનવતા–સાધતી ઉપમાનો, ઉપયોગ કર્યો છે.

આકાશે અભ્ર અળગુ થાએ, ચન્દ્રબિમ્બ દીસે જેવું,
ત્યમ પિછોડી પરી કીધે મુખ કુલિન્દકુંવરનુ તેવું.

પછેડી ખસેડતાં કુલિન્દકુંવરનું મુખ, આકાશમાં ચન્દ્રને ઢાંકી રહેલાં વાદળાં ખસી જતાં ચંદ્ર પ્રકાશી રહે તેમ, પ્રકાશી રહ્યું. આ દર્શનને આકાશ મેઘમુક્ત હોય ત્હારે હર્ષભેર ચોમેર હેરતા ચન્દ્રની ઉપમા આપી છે; કવિની લેખનીનો આ સાદો પણ મનોહર લ્હેકો છે.

ગુજરાતી કવિતાવિયત્‌ના ચંદ્રમા પ્રેમાનન્દના વદન ઉપર દોષદર્શી વિવેચકોએ જે મેઘપગ ફેલાવી છે તેને મ્હારું આ અલ્પ ગુણદર્શન દૂર કરશે તો મ્હારા પ્રયાસનું મ્હને પર્યાપ્ત ફલ મળ્યું એમ હું માનીશ.

પ્રેમાનન્દની લાલિત્યભરી સુસંસ્કૃત ભાષા ઉપરની પ્રભુતાની, હેની મૌલિકતાની, અને ચૈતન્યચપલ, સમર્થ શૈલીની પ્રતીતિ ત્હમને થઈ હશે. માત્ર આ એક નમૂનાથી નહિં, પણ હેની વિપુલ અને અનેક વિષયોને તથા નિરૂપણપ્રકારોને આવરી લેતી અન્ય કૃતિઓના અભ્યાસથી, મ્હારા વિધાનનું સમર્થન થશે. પ્રેમાનન્દનું આ ગુણદર્શન કર્યા પછી, અંધ પ્રશંસકવર્ગે હેને નામે ચઢાવેલી કેટલીક કૃતિઓની મૌલિકતાનો હું અસ્વીકાર કરું તો તેથી મ્હારા હેતુ પરત્વે ગેરસમજ નહિ થાય હેવી હું આશા રાખું છું. પ્રેમાનન્દના સર્જન તરીકે પ્રગટ થયેલાં ત્રણ નાટકોને અને દ્રૌપદીહરણ જેવાં થોડાંક લાંબાં કાવ્યોને અનુલક્ષીને હું આ કહું છું. આ વિષયમાં મ્હારા નિર્ણયનાં કારણોના વિગતભર્યા વિસ્તારમાં ઊતરીને ત્હમને શ્રમ નહિં આપુ, કારણ કે આ ગ્રન્થોની મૌલિકતાના પ્રશ્નની પરીક્ષા કરતો એક લાંબો નિબંધ મ્હેં અગાઉ પ્રકટ કર્યો જ છે. પરંતુ થોડાક મુદ્દાઓ વિચારણાર્થે અહિં ટાંકું છું:—

(ક) પ્રેમાનંદના સમયની પૂર્વે અને પછી ચિરસમય સુધી ગુજરાતી સાહિત્યમાં નાટ્યકૃતિઓનું અસ્તિત્વ ન્હોતું; નાટકસાહિત્યનો ઉદય ઓગણીશમી સદીના ઉત્તરાર્ધમાં જ, એટલે પ્રેમાનંદના મરણ પછી સોથી અધિક વર્ષો વીત્યા પછી, થયો. આ સાહિત્યપ્રકાર અંધકારમાંથી પ્રકટે અને પછી પાછો અંધકારમાં વિલીન થાય, અને અનુગામી સાહિત્યમાં હેવી કૃતિઓની કંઈ જ નામનિશાની અવશિષ્ટ ન રહે, એ માની શકાય હેવી વાત નથી.

(ખ) વળી નાટકસાહિત્યનું સર્જન રંગભૂમિના અસ્તિત્વની અપેક્ષા રાખે છે. હાવી સંસ્થા, રંગભૂમિ, પ્રેમાનંદની પ્હેલાં કે પછી ચિરકાળ સુધી, અથવા હેના સમયમાં પણ, ગુજરાતમાં વિદ્યમાન ન્હોતી. હાવી પરિસ્થિતિમાં નાટકોનો એક ગુચ્છ રચાય એ અશ્રદ્ધેય છે.

(ગ) પ્રેમાનન્દસુત વ્લ્લભ પોતાના કુન્તીપ્રસન્નાખ્યાન કાવ્યમાં હિન્દી કવિ ચંદ કરતાં પ્રેમાનન્દ ચઢિયાતો હતો હેવું સ્થાપવાનો પ્રયત્ન કરે છે અને પ્રત્યેક રચેલી કૃતિઓનો નિર્દેશ કરે છે. પણ ક્યહાંય હેણે પોતાના પિતાની ચંદથી સરસાઈ બનાવવા હેની નાટ્ય રચનાઓનો ઉલ્લેખ કર્યો નથી પિતાએ નાટકો લખ્યાં હોત તો બડાઈખોર પુત્રે એ વાતનો ગર્વ કર્યો હોત અને અટારીએ ચઢીને પિતાના પ્રશંસાગાનો લલકાર્યાં હોત.

(ઘ આ નાટકોની મૂળ-હસ્તલિખિત પ્રતો કદાપિ કોઈને બતાવવામા આવી નથી, હેનો ક્યહાંય પત્તો મેળવાયો નથી

આ ઉપરાંત આ નાટકોની મૌલિકતાના વિરોધક આન્તર પ્રમાણોનો ઘણો મ્હોટો જથ્થો છે. હું ઉગ્ર પ્રકાશવાળાં ત્રણ જ પ્રમાણો અહિં આપીશ:—

(૧) गुर्जराणां मुख भ्रष्टम्—આ વચન (વિવાદગ્રસ્ત નાટકોમાંના એક) पाञ्चालीप्रसन्नाख्यानમાં પૃ. ૫મે આવે છે. આ ઉક્તિનો ઇતિહાસ છે, જે બતાવે છે કે વડોદરામાં ગાયકવાડી સત્તા દરમ્યાન,

એટલે પ્રેમાનંદ પછી કેટલેક વર્ષે, ગુજરાતીઓ અને દક્ષિણીઓ વચ્ચે સ્પર્ધા અને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ હેમાથી આ ઉક્તિ જન્મી છે. તો પછી, પ્રેમાનંદના મનાતા નાટકમા આ ઉક્તિ દેખા દે તો એ કૃતિ મૌલિક નથી હેવી શંકા સ્વાભાવિક રીતે ઊપજે.

(૨) (क) दुग्धतो दग्धो बालो दधि पुनः फूत्कृत्य पिबति ।

( रोपदर्शिका-सत्यभामाख्यान, पृ २५८ )

(ख) यस्य अन्न तस्य पुण्य रन्धकारस्य धूमकं ।

( रोपदर्शिकासत्यभामाख्यान, पृ. २५६. )

આ બે સસ્કૃત કહેવત હકીકતમાં વ્રજલાલ કાલિદાસ શાસ્ત્રીએ ઉપજાવી કાઢેલ બનાવટી કહેવત છે; હેમણે પોતાની उत्सर्गमाला પ્રથમ ઇ. સ ૧૮૭૦માં પ્રકટ કરી હેમા આ કહેવતો આપેલ છે, અને ત્યહા હેનો ખાસ ઉદ્દેશ છે કે બધા ગુજરાતી વાકયો મૂળ સંસ્કૃત વાકયોના વિકૃત રૂપાન્તરો છે એમ સાબિત કરવું (જે અશકય છે). પોતાની આ પ્રતિપત્તિને અનુકૂળ થાય એટલા માટે હેમણે અશુદ્ધ સસ્કૃતનો આશ્રય લીધો છે, દા. ત. तः ( दुग्धत શબ્દમા —જેને સ્થાને અહિ ખરી રીતે તૃતીયા પ્રત્યય આવવો જોઇયે, ગુજ. थो ( दूध थो )નું મૂળ આપવા ખાતર तः ઘુસાડયો; ગુજ. પણના મૂળરૂપ તરીકે, જ્યહાં अपि જોઇયે ત્યહા, पुनःને બેસાડયો, पुनःનો અર્થ अपि જેવો નથી છતા, અને ગુજ. दहिँના સંસ્કૃત પ્રતિનિધિ તરીકે दधि શબ્દ આણીને મૂકયો. પણ એમ કરવામા શાસ્ત્રી दधिને પીવાની ક્રિયાનુ ( पिबतिનુ ) કર્મ બનાવવાના અસંભાવ્ય વ્યાપારમા ખેંચાયા. ગુજરાતી કહેવતમાં તો છાશ છે, જે પી સકાય હેવી પ્રવાહી છે, એ શાસ્ત્રીની ભૂલનુ ખરું મૂળ છે. भक्षयति કહી સકાત, પણ હેમને તો ગુજ. पीएछेનો પ્રતિનિધિ पिबति આપ્યા વગર ચાલે તેમ ન્હોતુ અને વળી, દૂધ પ્રવાહી છે, दधि પ્રવાહી નથી, તેથી दधिને દૂધ માનવાનો ભ્રમ થાય એ અશકય છે, છાશ હોય તો જ હેવો ભ્રમ થાય, હેતુ પણ શાસ્ત્રીને વિસ્મરણ થયું છે.

ગુજરાતીમા दूधनो दझ्यो छाश फूकीने पीए એમ કહેવત છે એ જોતા જ મ્હારી દલીલ ગળે ઊતરશે આ કહેવતને શાસ્ત્રીએ दूधयो दाझ्यो दहिँ फूकीने पीए छे એમ ફેરવેલ છે, જેમા માત્ર પોતાના મતને સાબિત કરવાના હેતુથી थो અને पण દાખલ કર્યાં છે

अन्न त्हेनुं पुण्य, राँधनाराने धूमाडो હેના મૂલરૂપ તરીકે આપેલ (ख)મા શાસ્ત્રી ગુજ. रँधवारोના પ્રતિયોગી તરીકે रन्धकार આપે છે જેમા એ ભૂલી જાય છે કે ખરું સસ્કૃતરૂપ रन्धनकर थाय.

આ નાટકના કર્તાએ આ ઉક્તિયો उत्सर्गमालाમાથી ઉપાડી લીધી છે, અને એથી એ કર્તા ઇ. સ ૧૮૭૦ ( उत्सर्गमालाના પ્રકાશન વર્ષ ) પછી વિદ્યમાન હેવો કાઈ જણુ હોવો જોઇયે, હેવો નિર્ણય ટાળી સકાય એમ નથી.

(૩) एक कांकरे बे पक्षी पडे કહેવતનો રોપદર્શિકામા ૧૬૧મે પૃષ્ઠે ઉપયોગ થયો છે. આ તો "To kill two birds with one stone' એ અંગ્રેજી કહેવતનું તાદૃશ પ્રતિબિમ્બ છે આ નાટકમા આપેલ આ કહેવત ગુજરાતી જીવનને અને સાહિત્યને સર્વથા અપરિચિત છે એ સાગી

હકીકત છે. કહેવતો સાધારણતઃ પ્રજાના જીવનની, સમાજસંસ્થાની, રીતરિવાજની, નિશ્ચિતાકારે ઘનીભાવ પામતી પ્રતિમૂર્તિયો હોય છે. વિવાદવિષયભૂત કહેવત ગુજરાતી પ્રજાના જીવનથી અને વાતાવરણથી વિરુદ્ધ છે એ નિઃસંદેહ છે; શિકારનો રિવાજ અને શિકારી જીવન ગુજરાતી પ્રજાને તો પુરાણા ઇતિહાસની બાબત છે. અન્યત્ર મ્હેં કહ્યું છે એ મુજબ[૫૪], सो दहाडा सासुना तो एक दहाडो वहुनो અથવા सासू शेके सवेळा तो वहु शेके कवेळा એ ગુજરાતી કહેવતોને પ્રતિરૂપ અંગ્રેજી કહેવતો જે દહાડે મળશે તે દહાડે હું एक कांकरे बे पक्षी पडे એ કહેવતની મૌલિકતા સ્વીકારવાને તૈયાર થઈશ.

મ્હેં માત્ર આ ત્રણ બાબતો આપી છે. આન્તર અને બાહ્ય પ્રમાણ બની રહેતી બીજી સંખ્યાબંધ બાબતો છે, જે અહિં પડતી મૂકવી પડશે.

આ નાટકોની મૌલિકતાના પક્ષકારોને ન્યાય કરવા ખાતર મ્હારે કહેવું જોઇયે કે આ નાટકોની વિરુદ્ધ રજુ કરાયેલી દલીલોના રદિયા આપવાને હેમણે યથાશક્તિ પ્રયત્નો કર્યા છે, પણ હેમની દલીલો અસંબદ્ધ છે, પોકળ છે, તત્ત્વહીન છે હેવું કોઈ પણ ક્ષણે હું પુરવાર કરી સકું એમ છું. અને જ્યહારે ત્હેઓ ન છૂટાય હેવી સંકડામણમાં સપડાય ત્યહારે, દાખલા તરીકે ઉપર આપેલી બાબત (૨)માં (વ્રજલાલ શાસ્ત્રીની સંસ્કૃત કહેવતોની બાબતમાં), ત્હેઓ ડૂબતો માણસ તરણાનો આધાર લે એ રીતે હેવો બચાવ કરે છે કે એ તો ક્ષેપક હોય. નાટકની એક જ હસ્તપ્રત હતી (જે કોઈને બતાવી ન્હોતી) હેવું હેમનું કથન છે તો પછી આ ક્ષેપકોનો પ્રક્ષેપ કોણે કર્યો, શી રીતે કર્યો, હેનો વિચાર પણ કરવાની હેમને દરકાર નથી.

## वल्लभ

(વિ. સં. ૧૭૫૦ના અરસામાં)

પ્રેમાનંદે વલ્લભ માટે એક કામ બાકી રાખ્યું હતું પિતા અને પુત્ર બંનેની 'શંસા કરવાનું. પુત્રે, ખાસ કરીને પોતાની, જે અત્યુક્ત વિકત્થના કરી છે હેની જોડે આપણને નિસ્બત નથી. હું માત્ર હેની શૈલી વિશે વિચાર રજૂ કરીશ, એક બે નમૂના આપીશ, અને પછી અન્ય કવિયો લઈશ. વલ્લભની શૈલી ઓજસ્વતી અને ઉગ્ર, ઘણીવાર ખરબચડી અને ઠીક પ્રમાણમાં કર્કશ છે. માત્ર બે નમૂના હું ચૂંટીને આપું છું:—

(૧)

शूरवीर साचा मान्या पचपुत्र माहरा में
मनवांछित अर्पता तो कोइ ना पाछो पडे,
धारणा ने ध्यान ए सौ व्यर्थ क्षयवनी गति;
हा ! शु कहुं आज हवे ? जगोभग ऊपडे !
महा महा कष्ट वेठी पुत्रपालन में कर्युं
ते व्यर्थ हा ! निधि थयुं शुं जडवानु जडे ?

૫૪. ભરૂચની સાહિત્ય સભા સમક્ષ ૨૪ સપ્ટેબર ૧૯૧૧ને રોજ આપેલું, અને वसन्तना વિ. સં. ૧૯૬૮ના કાર્તિકના અંકમાં પ્રકટ થયેલું, મ્હારું વ્યાખ્યાન.

कामना पुराय ना जो नवा मुवा पुत्रथी तो,
धिक प्रभा ! धिक सभा ! कीर्ति कूडी ए वडे
× × ×
× × ×
शी गाधारी अणधारी धारीने वान कहेशे.
दुर्योधन दुश्मन शु म्हेणे वेणे मारशे ?
कोई वात लागे नहिं अमरत्व अग व्याप्ये,
ऐरावत देखे नहिं कुती प्राण धारशे ?
प्रभाकर उगे अने झाकळनु जळ रहे,
मृगजळ सत्य ठरे, शश सिंह डारशे ?
कदापि ए बने जाणो, तथापि न जीवे कुती,
शमनाग जुवे नहिं अमि देह गारशे.

(कुतीप्रसन्नाख्यान, પદ્ય ૧૬ અને ૧૮)

કુતીની ઇચ્છા ઇન્દ્રના હાથી ઐરાવતને પૃથ્વી ઉપર ઉતારવાની હતી, પણ એ અશક્ય છે હેવું હેના પુત્રોએ કહ્યુ ત્યહારે કુંતીને જે ક્રોધ ચઢ્યો હતુ વર્ણન કરતા કવિતોમાંથી આટલા અહિં આપ્યા છે. કુંતીના મુખમાં મૂકેલા શબ્દો વલ્લભની ઓજસ્વી શૈલી દર્શાવે છે.

પરંતુ અનેકવાર હેની શૈલી ઠીક ઠીક લલિત પદો, અને પરુષ અણઘડ અને ઘણીવાર અર્થહીન લાગે હેવા કેવળ ઘોષમય શબ્દો, સાથે સાથે આવવાથી કથળી જાય છે, દાખલા તરીકે મયનિર્મિત ભવ્ય સભાના વર્ણનમાનું આ કવિત સાંભળો:—

( ૨ )

शीतळ ने मद वाय सुगधी साहे सदाय
दुख दिल केरा जाय, **सभा शाभा शोभे छे;**
वृद्धना तरुण थाय, कायाएथी कष्ट जाय,
मनमान्यु लेई खाय, **अभा दाभा ओभे छे;**
बने छे अकामी कामी ब्रह्मचारी महानामी,
तपपीड नाखे कामी, **लभा नाभा लोभे छे,**
जोवा जेवी जेह वस्त सेह त्या दीसे समस्त
चन्द्र सूय केरी अस्त **क्षभा क्षाभा क्षोभे छे.**

(कुन्तीप्रसन्नाख्यान, પદ્ય ૪૬)

ઘેરા કાળા છાપેલા શબ્દો મ્હારા મુદ્દાને સ્પષ્ટ કરે છે. સપાદકે ટીકા લખી છે હેમા આ શબ્દોના હેવા કૃત્રિમ અર્થો આપ્યા છે કે હેણે શી રીતે કવિના ગૂઢ માનસમા પ્રવેશ કર્યો અને આ અર્થોને, ઊંડા જળમાથી માછલા પકડે તેમ, પકડી પાડ્યા હેનું આપણને આશ્ચર્ય થાય છે. આ સંજોગ જોતા કૃતિની મૌલિકતા વિશે શકાવૃત્તિ ઊપજે છે પણ એ વળી અન્ય વિવાદમા આપણને ખેંચી જાય

વલ્લભના સામર્થ્યનું અને વર્ણનની વિશિષ્ટતાનું એક ઉદાહરણ આપવાની મ્હને ઇચ્છા થાય છે. પોતાના ધનુષમાંથી છોડેલાં હજારો બાણોથી અર્જુને બાંધેલા અદ્‌ભુત સેતુ[૫૫] ઉપર થઈને ભીમ અને અર્જુન સ્વર્ગથી ઐરાવતને આણીને ઊતરે છે. પૃથ્વીપરના લોક આ વિસ્મયકારક દૃશ્ય જોઈ રહ્યા છે. કવિ એ ઘટના વર્ણવે છે:—

(૩)

तिल जेटला जणाता पद्म जेटला ते लह्या,
बालकेसरी समान दरश्या बे वीर छे;
त्यारे जोनारा करे छे कल्पनाओ कल्प जेवी,
स्वल्प कही दाखे कवि, ऊतरे शा वीर छे !
कोई कहे शुक्र शनि, कोई कहे सोमसूर्य !
कोई कहे भोमब्योम ! को कहे हंस कीर छे !
आहा ऊतरी शा आवे आकाशमां वसनारा !
कोई पेरे गई धरा धारती बे शिर छे !

( कुन्तीप्रसन्नाख्यान, પદ્ય ૧૯૦ )

---

૫૫ અહિં મ્હારે એક આશ્ચર્યજનક સાદૃશ્ય નોંધવું જોઇયે. અર્જુને પોતાના ચાપમાંથી છોડેલા શરની કોટિ ઉપર એક પત્ર ઇન્દ્રને મોકલ્યો, અને અનેક બાણો છોડીને બાણનો સેતુ રચ્યો જેથી ભીમને અને પોતાને પૃથ્વીથી સ્વર્ગમા જવાનો માર્ગ બન્યો હેવું અર્જુનનું અદ્‌ભુત પરાક્રમ વલ્લભે कुन्तीप्रसन्नाख्यानમાં વર્ણવ્યું છે. અને અનન્ત કવિ નામના એક મરાઠી કવિયે પણ પોતાના गजगौरी-व्रत નામના કાવ્યમાં લગભગ હેવી જ કલ્પના વિકસાવી છે:—

(क) અર્જુન ઇન્દ્રને લખેલો (ઐરાવતને મોકલવાની માગણી કરતો) પત્ર બાણની અણીએ બાંધે છે અને પોતાના ધનુષમાંથી એ બાણબદ્ધ પત્રને સ્વર્ગમાં પ્હોંચાડે છે, બૃહસ્પતિ એ વાંચે છે, વગેરે વર્ણન गजगौरीव्रतની કડી ૧૭થી ૨૦માં આવે છે.

(ख) અર્જુને પુષ્કળ બાણો પૃથ્વી અને સ્વર્ગ વચ્ચે વર્ષાવ્યાં અને હેના ઉપર થઈને ભીમ ઇન્દ્રલોકમાં ગયો એ વર્ણન કડી ૨૫ થી ૨૮'માં આવે છે.

( વલ્લભે બાણનો માર્ગ નહિ પણ બાણનો સેતુ કહ્યો છે ).

(क) માં અનન્ત કવિ ઇન્દ્રે દૂત મોકલ્યાનું કહે છે જ્હારે વલ્લભે એટલો ફેરફાર કર્યો છે કે ઇન્દ્રે ઉત્તર અર્જુને મોકલેલા બાણની ટોચે જ મોકલ્યો.

અનન્ત કવિ શકસંવત્ ૧૬૪૫માં(=વિ. સં. ૧૭૭૯–૮૦માં) વિદ્યમાન હતો. હવે પ્રશ્ન એ છે કે આ અજબ વસ્તુસામ્ય શી રીતે ઉપજ્યું હશે? શરકોટિયે સંદેશ મોકલવાની અને બાણસેતુ રચવાની આ વાત મહાભારતમાં નથી. व्रतराजમાં हस्तिगौरीव्रत આવ્યું છે પણ વર્ણનમાં મુદ્દાનો તફાવત છે. વલ્લભ અને અનન્ત કવિ થોડેઘણે અંશે સમકાલીન હતા. પણ મરાઠી કવિયે વલ્લભમાંથી આ વાત લીધી એ બહુ સંભાવ્ય નથી. બંનેને મૌલિક પરંપરાનો આધાર મળ્યો હોય અને પ્રત્યેકે પોતપોતાની રીતે વૃત્તાન્ત ઘટાવ્યો હોય એ શક્ય છે.

અહિં આપેલી તરંગી સરખામણીઓમાં અર્થહીનતા આવી જાય છે એ તરફ કવિયે લક્ષ આપ્યું નથી.

## रत्नेश्वर

રત્નેશ્વર પ્રેમાનન્દનો સમકાલીન હતો; શિષ્ય હતો કે નહિં એ બાબતમાં શંકા છે, એ વાતનો હજી નિકાલ નથી થયો. હેનો સંસ્કૃતવિદ્યાભ્યાસ સારો હતો, જે હેની કૃતિયોની સંસ્કૃતરંગો શૈલીથી અને ભાષાથી જણાઈ આવે છે. થોડાક નમૂનાઓ બસ થશે.

(૧)

हु तो झूलु दोरी हीरनी हींदोला रे मांह्य:
फरता फरके रे फूमतां; झूलता न सोहाय;
सखी श्रावण मास सोहामणो.

( માલિનીવૃત્ત )

सुण्य घन ! मुज वाणी वर्षतु राख्य पाणी;
क्षण एक थिर रहे ने, कृष्णनी वात कहे ने;
मधुपुर थकी आव्यो, शा समाचार लाव्यो ?
मधुरी–मुरली–मीठो कृष्णजी क्यां य दीठो ?

વિરહિણી રાધા શોકવિનોદન ખાતર હિંદોલામાં ઝૂલે છે, પણ એથી હેને ચેન પડતું નથી ( झूलतां न सोहाय ); શ્રાવણમહિનાના વર્ષતા મેઘને એ વીનવે છે કે ક્ષણ એક વરસતો બંધ થઈને સ્થિર રહે અને મધુપુરવાસી મધુર–મુરલી–મીઠા કૃષ્ણના કં સમાચાર કહે. આ કાવ્યની ખૂબી અનુવાદમાં ઝંખવાઈ જાય હેવી છે. આ શ્લોકની સંસ્કારશોભન શૈલી અને લાલિત્યભરી શબ્દરચના કાલિદાસની કાવ્યરચના જોડે સરખાવી સકાય હેવી છે. કાલિદાસનો પુરુરવા પ્રાણિઆદિકને ઉર્વશીના સમાચાર પૂછે છે એ પ્રસંગનું આપણને સ્મરણ થાય છે; અને હેમાં પણ—.

" मधुकर मदिराक्ष्याः शंस तस्या. प्रवृत्तिम् "

એ પંક્તિ આગળ આવીને સ્મરણમાં ખડી થાય છે. કાલિદાસના મેઘદૂતમાં, પતિનો સંદેશો લઈ આવેલા મેઘને, એ સંદેશો કહે એ પૂર્વે, ઉન્મુખ બનીને જોઈ રહેલી નાયિકાનું પ્રસંગચિત્ર છે, હેનું પણ આ પંક્તિ સ્મરણ કરાવે છે.

(૨)

विरहविकळ रोती, चीर शु नीर ल्होती;
अरुण नयन दीसे, आस्य जोती अरीसे.

અરીસામાં પોતાનું મુખ જોતી, રોઈ રોઈને રાતી થયેલી આંખ ( પ્રતિબિંબમાં ) નીરખતી, અને ચીરના પાલવથી આંસુ લ્હોતી રાધાનું આ પંક્તિયોમાં આલેખેલું ચિત્ર સાદું છતાં મનોહારી

છે અને કવિના કલાસ્વામિત્વનો પુરાવો આપે છે. આ બે અવતરણો "कृष्णविरहना द्वादश महिना" માંથી લીધાં છે (શ્રી. છગનલાલ વિદ્યારામ રાવલ સંપાદિત પ્રાચીન काव्यसुधा, ભાગ ૧, પૃ. ૧૧૬ અને પૃ. ૧૧૦).

[નોંધ' અવતરણ (૨)માં શ્રી. છગનલાલે સ્વીકારેલો आश्च हेवो પાઠ ખોટો છે. बृहत्काव्य-दोहन, ગ્રન્થ ૬, પૃ. ૮૦૩મે आश છે, જે ખરું એના आश्यने સ્થાને છે.]

(૩)

ए समे सउ गृहनी नारी कारज बीजां होते जी ।
नदतणी गृहिणी यशोदा दधिमथन करती पोते जी ॥ ३ ॥
परपटकूल अमूलक पृथुपटि कटितट ताणी बांध्यु जी ।
कटितट शुं अटकी रेवा कटिमेखला साथे साध्यु जी ॥ ४ ॥
सुतने स्नेहे पय उभराता झरता कुचयुग जाय जी ।
सुदरी केरी शोभे भ्रगुटी कुचतटी पकन (? कपन) थाय जी ॥ ५ ॥
नेतर ताण्ये श्रम पाम्या कर, कंकण चचल होए जी ।
शशिमंडल सरगा मुखमध्ये कुडल ढलके दोय जी ॥ ६ ॥
स्वेदतणा कण मुख परूय युगता मुगता सम मन हरते जी ।
टूटा केश थके वही चालती मालति मथन करते जी ॥ ७ ॥
तेवामा स्तनपान करेवा जननीने भगवान जी ।
साही रह्या दधिमथन करता मथनदड निदान जी ॥ ८ ॥
मा माता मुजने धवरावो मूकी दधिमथान जी ।
वारंता विनता आनदे करावती स्तनपान जी ॥ ९ ॥
उश्यगे लेई धवरावे स्नेहे स्तन पय वरषे जी ।
श्यामतणु स्तनपान करता हास्यसहित मुख निरखे जी ॥ १० ॥

(दशमस्कंध, अध्याय ९).

રત્નેશ્વરકૃત દશમસ્કધમાંનું આ અવતરણ દધિમંથન કરતી યશોદાનું સુંદર ચિત્ર રજૂ કરે છે. સાદા પણ સંસ્કારસુભગ શબ્દોવડે આલેખાયેલું આ ચિત્ર પ્રસંગને પ્રત્યક્ષવત્ કરે હેવું વાસ્તવિક છે. મન્થનકાર્યને અટકાવીને યશોદાને 'માતા મુજને ધવરાવો' કહેતા બાલક કૃષ્ણનો પ્રવેશ, બાળકને ખોળામા લઇને સ્નેહથી ધવરાવતી યશોદાનું બાળકના સ્મિતમધુર વદનનું અવલોકન, એ તત્ત્વોથી ચિત્રમાં વિશેષ રમણીયતા આવે છે.

(૪)

ઢાળ

पुण्य वृंदावन माधव वजाडंता वश
गोप निज गुणगान करता सहित बलभद्र अश ॥ ४ ॥

पशु सउ आगळ करी वनमा प्रवेश्या श्याम
कुसुम आकर विपिन सर विहार करवा काम ॥ ६ ॥

जे वन विखे महिमाय कल स्वर भ्रमर गुजन थाय ।
मृग मनोहर पक्षी बोले सबल शीतल वाय
महत मनशुं अमलजल्युत सरोवर सुस्पर्श ।
कमलकलिका गध लेतो समीरण वहे हर्ष ॥ ७ ॥

एहवु वन देखी करी भगवानजी निरधार ।
गोपशु रमवा ते विषे मन धरे जगदाधार ॥ ८ ॥

अरुण पल्च तणी शोभा फल कुसुमनो भार ।
ते भारथी नमती शीखा (शाखा) थड विषे अडकी सार ॥ ९ ॥

(दशमस्कध अध्याय १५)

વનનું વીગતવાર તાદૃશ ચિત્ર અને કિશોર કૃષ્ણની ગોપસખાઓ સાથે ક્રીડાનું વર્ણન આ પંક્તિયોમાં રજૂ થયું છે.

## प्रीतम

(ઇ સ. ૧૭૩૦=વિ. સં. ૧૭૮૬)

આ કવિની કૃતિમાંથી એક જ ઉદાહરણ આપીશ

हरिनो मारग छे शूरानो नहि कायरनु काम जो ने,
परथम पहेलुं मस्तक मूकी वळती लेवु नाम जो ने,
सुत वित दारा शीष समर्पे ते पामे रस पीवा जो ने,
सिंधु मध्ये मोती लेवा माहि पडया मरजीवा जो ने,

मरण आगळे ते भरे मूठी, दिलनी दुग्धा वामे जो ने,
तीरे ऊभो जुवे तमाशो ते कोडी नव पामे जो ने,
प्रेमपथ पावकनी ज्वाला भाळी पाछा भागे जो ने,
माहि पडया ते महासुख माणे, देखणहारा दाझे जो ने

माथा साटे मोंघी वस्तु सापडवी नहि स्हेल जो ने,
महापद पाम्या ते मरजीवा मूकी मननो मेल जो ने
राम अमलमा राता माता पूरा प्रेमी परखे जो ने,
प्रीतमना स्वामीनी लीला ते रजनी दन नरखे जो ने

આ ધર્મભાવનામય કાવ્યમાં ભાવાવેશનો મૌલિક આવિષ્કાર છે, લક્ષ્યગામી અભિવ્યક્તિ છે અને ઓજસભરી શૈલી છે મરજીવા શબ્દનો ચોક્કસ અર્થ સમજવામાં અનેક વિદ્વાન્ પુરુષો મુંઝાયા છે, પણ અહિ આ કવિ હેનો સ્પષ્ટ અર્થ સૂચવે છે-ભલે અકસ્માત્ तीरे ऊभो जुवे तमाशो ते कोडी नव पामे जो ने એ પંક્તિ હાફીઝના મિસરાની યાદ આપે છે कुजा दानन्द हाल्-इ-मा सुबुक् बारान् इ-साहिल्हा.

## रेवाशंकर ( સાવ અજાણી છે. )

આ કવિ જૂનાગઢનો નાગર હતો. નાગર જ્ઞાતિ બુદ્ધિવિકાસમાં અને વિદ્યાસંસ્કારમાં જાણીતી છે. આ તત્ત્વો રેવાશંકરની કૃતિઓમાં, વિશેષતઃ હેની ચંદ્રાવળા છંદોમાં રચેલી કાવ્યમાલામાં, દશ્યમાન છે.

### (१)

एक अवधूत विभूत तन धारी अद्भुत उज्ज्वल अंग,
अकल, अरूप, सकल सुर सेवे. अद्रिसुता अर्धंग;
अद्रिसुता अर्धंगने आणी, डमरु, डाक, पिनाक छे पाणि,
रेवा शिव शंकर सुखकारी एक अवधूत विभूत तन धारी;

आगणे आवी अलख जगावी, कीधी शिंगी शोर;
नंदराणी गभराणी घरमां, घोषमां वाग्यो होर;
घोषमा वाग्यो होर ते जइने, माता मनमा विस्मय थइने,
सुतने लीधो हृदय लगावी, आगणे आवी अलख जगावी

**जशोदा**:—जशोदा जोगीराजने नरखी भावभरी भरपूर;
ल्यो भिक्षा, रक्षा करो सुतने, दृष्टि लागे, रहो दूर,
दृष्टि लागे रहो दूर दिगम्बर, प्हेरो तो आपु पट अंबर;
दर उत्तर हवे दे छे हरखी, जशोदा जोगीराजने नरखी.

**शिवजी**. आद्य पुरुष ने अलख निरंजन, जे अनंत अविनाश,
रोम रोम ब्रह्मांड भमे ते पडखामां लेइ पास,
पडखामा लइ पास परगे अर्भक जाणीने उछरंगे,
अंबुज आंखे आजती अंजन, आद्य पुरुष ने अलख निरंजन.

× × ×
× × ×

जशोमती बीजुं कांइ न जाचुं, साचु कहु शुभ वेण,
अंतरमां अभिलाषा हेवी नंदकुंवरने नेण,
नंदकुंवरने नेण निहाळी, पुत्र पधराव वचन प्रतिपाळी,
रूप जोई रुदयामां राचु. जशोमती बीजु काइ न जाचु

### (२)

**राधा** :—कितव कहाननी कीरति करती लाजती नथी लगार,
भ्रमर परे घरघरनो भोगी, वनिता का नव वार ?
वनिता का नव वार विचारी ? आहिं वदे तु वधु वधारी;
वचली वात म्हें वेणमां वरती, कितव कहाननी कीरती करती

× × ×
× × ×

चाली चतुर चपळ चालेथी खांते करवा खेल,
कर चामीकरनी पिचकारी, शिर केशरनी हेल,
शिर केशरनी हेल भरीने जितवा जाती ईश–अरिने,
श्रमजल सबल वहे भालेथी, चाली चतुर चपल चालेथी.

कुंदी कोमळ, कमळ, ने करणी, केतकी ने कणवीर,
सुमन सुगंधित सहज सुशीतल सुंदर वाय समीर,
सुंदर वाय समीर सुखकारी; वय (तिज) वनितानो विरह विचारी;
चांपे चालती चपकवरणी, कुंदी कोमल, कमळ, ने करणी.

મંજુલ પદાવલિ, હેતું મધુસ્રાવી લયવહન, સમૃદ્ધ છતાં અકૃત્રિમ હેવા સ્વયંભૂ યમકાનુપ્રાસ, એ ગુણે આ કવિને અનાયાસસાધ્ય શબ્દસંગીતનો નિર્માતા પૂરવાર કરે છે. ભાવ કૃષ્ણના બાલ્યની તથા ખીલતા યૌવનની પરંપરાગત કથામાંથી લીધેલાં છે પણ પ્રત્યગ્ર સરસ ગોઠનીવાળી શૈલીમાં અભિવ્યક્ત થયા છે. એક કલ્પના આપણું લક્ષ ખેંચી રહે હેવી છેઃ रोम रोम ब्रह्मांडे એ શબ્દો નરસિંહ મ્હેતાની હેવું જ વિચારતત્ત્વ સમર્પતી પંક્તિનું સ્મરણ કરાવે છેઃ कोटि ब्रह्मांड एक रोम जेनुं (ગુજરાતી પ્રેસ સંપાદિત નરસિંહ મ્હેતાને કાવ્યસંગ્રહ પૃ. ૪૮૯, પદ ૪૯) કદાચ આ કલ્પના કવિયોનો અને તત્ત્વતાનીઓનો પરંપરાપ્રાપ્ત વારસો હોય. પણ એથી હેની ભવ્યતા ઓસરતી નથી.

(નોંધ : આ પરંપરાલબ્ધ કલ્પના ઉત્તરોત્તર ત્હાર પછીના સમય પર્યન્ત પ્રતિફલન પામતી આવી છે; જુવો દયારામ :)

प्रतिरोम ते महापुरुष ब्रह्म, ब्रह्मांड कोटि अनंत.

(रसिकवल्लभ, १२, ४)

## सामळ

(वि. सं १७७८ थी १८२१).

આ કવિને અમરકીર્તિ મળી છે તે કોઈ ઉચ્ચકોટિના કવિત્વગુણથી નહિં પણ વિશેષતઃ હેની લોકભોગ્ય શૈલીથી અને રહસ્યમયતાના તત્ત્વથી ત્હેમ જ વિષયોની પસંદગીથી મળી છે. એ સમયના સાહિત્યથી પરિચિત હોય હેવા પ્રત્યેક ગુજરાતીને સામળના છપ્પા મ્હોડે હોય છે. સામાજિક રૂઢિયોની સ્હામે નિડર બળવો એ હેની વાર્તાઓનું નોંધવા યોગ્ય લક્ષણ છે. હેમાં ઓજસનો અંશ છે પણ કવિત્વગુણ અને કલાકૌશલ્ય નથી. હેના अगदविष्टि કાવ્યમાં આવેગભર્યો ઉષ્મા છે અને અન્યત્ર અલભ્ય હેવું જોમ અને ચૈતન્ય છે. હેના વિશાળ સર્જનમાંથી હું માત્ર થોડાંક અવતરણો આપીશઃ—

(१)

રામે અંગદને રાવણ પાસે જઈ ને સમાધાનભર્યા માર્ગની મંત્રણા કરવા કહ્યું ત્હારે અંગદને લાગ્યું કે મ્હને આ કાર્ય સોંપાયું તે મ્હારા જેવા વીર સૈનિકને ઉચિત નથી; એથી હેણે કહ્યું.

हुकम होय हजूरी केरो, शोषी नाखुं बांधो सायर,
हुकम होय हजूरी केरो, महा काम करवा छुं मायर;
हुकम होय हजूरी केरो, जुद्धे जोर करुं त्यां जाहर;
कासद काम सोंप्युं क्यम मुजने ? छेक मुने क्यम कीधो कायर ? पद ४३

પણ આખર અંગદ આજ્ઞા શિરે ચઢાવે છે અને વિષ્ટિ કરવાને જાય છે. હેણે રાવણની રાજધાનીમાં લંકાદ્વીપમાં પ્હોંચીને જે જોયું હેનું કવિ હાવું વર્ણન કરે છે.

नक्षत्र सरखी नार, झवेरनी ज्योतो सरखी !
चंपकवरणां चीर, पद्मनी पूरण परखी;
रत्नकमणिमय कुंभ, प्रेमदा परवरी पाणी;
आभूषण उपमा य इन्द्र केरी इन्द्राणी;
ए लख जिह्वाएं कवि कहे, भात भात न सके भणी;
सामळ कहे हुं क्यम कही शकुं लील लहर लंका तणी. पद ५८.

× × ×
× × ×

जळहळ ज्योत उद्योत मणि जळहळता जडिया;
चिन्तामणि भर भीत, नवे ग्रह आवी अडिया;
परवाळो पर पोळ, स्फाटिक स्तंभ ठर्या छे;
चूडामणि चोपास, कनक कोठार कर्या छे;
अष्टमा सिद्धि नव निधि रिधि, महालक्ष्मी वासे वसी;
शिवनी आपी समृद्धि ज्यां, त्यां उपमा करवी कशी ? पद ६२.

અંગદ નગરીમાં જાય છે અને રાવણને મ્હેલે પ્હોંચીને પ્હેલા દ્વારના રક્ષકને મુકાબલો કરે છે. હેની જોડે એ જુસ્સાભરી વાત કરે છે એ દરમ્યાન રક્ષકને ક્રોધભર્યાં વચનો કહે છે:—

कपिवर कोपियो, लाज लख लोपियो, ओपियो आपथी क्रोधकूडी;
रणजंग रोपियो, चोदिश चांपियो, भमर चढावियां, दृष्टि भूंडी;
सेलशुं, खेलशुं, रेलशुं नगरमां, देश बाधामां ते दाखुं ढूंढी;
ताहरे मन अल्या लंकपति छत्रपति, मारे मन लंकपति एक लूंडी !

એ દ્વારપાલ જોડે યુદ્ધ કરીને હેનું શીર્ષ કાપીને અંગદ આગળ વધે છે; આ રીતે તે તે દ્વારના રક્ષકોનાં માથાં ધડથી જૂદાં કરીને અંગદ રાવણની રાજસભામાં જઈ પ્હોંચે છે. આ કપિરાજનાં પરાક્રમોએ લંકામાં જે ભયભર્યો હાહાકાર ફેલાવ્યો હેનું કવિ આ વર્ણન આપે છે.

धायो अंगद धीर, नीर ऊतार्यां नरना;
देवट कीधो दरबार, वखाण शां कहुं वानरनां ?
पुरमां पड्यो पोकार, छेके हिम्मत छूटाणी;
वाये चाली वात, लंका बाधी लूटाणी;

त्या खलक बाघी खळभळी, नासवा लागी नारियो,
कोई ऊंची चढे अटारिये, वध करे कोइ वारियो ! पद ૯૩.

× × ×

गढ लका घेर घेर बात वायुवत बाधी;
चढयु रामनु सेन, लक लूटाणी बाधी,
कहे मार्यो कुमकर्ण, कहे रावण रण रोळयो;
कहे इन्द्रजित अजिन ते चाचडवत चोळयो,
गुलवान घणु गलीकूचिये, लख करोड लोके लह्यो,
कहे रूठ्यो राम रावण परे उल्कापात एवो थयो. पद ૯૫.

આટલું બસ છે. આગળ જતાં કાવ્યમાં શબ્દાલુતા, અસંબદ્ધકથન, અને અન્ય કલાદોષને લીધે ગુણવત્તા ઘટે છે. પણ ઉપર આપેલાં અવતરણો સામળની કવિત્વરીતિનાં લક્ષણોના નમૂના છે; વાણીનો અકુંઠિત અકૃત્રિમ પ્રવાહ, સંસ્કૃત સાહિત્યનો પરિચય પ્રકટ કરતી છતાં પાંડિત્યના આડંબરથી અળગી રહેતી પ્રમાણમાં સંસ્કારભદ્ર ભાષા એ સામળની કવિતાના ગુણો છે. હેણે વાપરેલી એક ન્હાની ઉક્તિ નરસિંહમ્હેતાનું સ્મરણ કરાવે છે એ મ્હારે બતાવવું છેઃ ઉપર ટાંકેલા ૬૨મા પદમાં जळहळ ज्योत उद्योत એ ઉક્તિ છે તે અહિં લંકાના પાર્થિવ સ્વરૂપનું વર્ણન કરે છે તેથી નરસિંહમ્હેતાની બ્રહ્મના સ્વરૂપની ભવ્યતા રજૂ કરતી जळहळ ज्योत उद्योत रवि कोटमा એ પદાવલિને પડખે ઝખવાઈને ફિક્કી પડી જાય છે. આ પદાવલિને, ભલે અજાણતા, ઉછીની લઇને સામળે પોતાથી સદીઓ પ્હેલાના એ ભક્તકવિની પ્રતિભાને અવ્યાજ અર્ઘ્ય અર્પ્યો છે.

(૨)

જે સામળનો સમકાલીન અને કટ્ટો પ્રતિસ્પર્ધી હતો એ વલ્લભની જ સબળ અને લય-લોલ શૈલીમાં રચાયેલો અંગદવિષ્ટિમાનો એક છપ્પો અહિં આપ્યા વગર નહિં ચાલે:

प्रतिहारे दीधी गाळ, अगदने ऊठी झाळ,
ऊळ्यो त्यांथी ततकाळ, दावे दात कर्डीने,
बेचारेक भरी फाळ, कृतान्त सरीखो काळ,
अधिक करतो आळ, घणी रीस चर्डीने,
सवायो गवायो वाळ, मलेह तिलक माळ;
बुद्धिनिधितणो बाळ, वाह्यो वपु वर्डीने;
पकड्यो त्यां प्रतिहार महोकम दीधो मार
कर्यु के शी वार ? लीधां पाचशिर मर्डीने; पद. ૮૮.

આ તો નખશિખ નર્યો વલ્લભ જ છે; અને એ બતાવે છે કે આ રચનાશૈલીનો એકલા વલ્લભે ઇજારો ન્હોતો રાખ્યો. સંભવત એ જમાનામાં આવી રચનાઓ સુવિદિત હતી અને ઘણા પદકારોને સુગમ હતી.

સામળનું એક બીજું પાસું રજુ કરવાની મ્હારી ઇચ્છા છે: એ સ્ત્રીજાતિનો નિંદક હતો અને વળી પ્રશંસક હતો; આ અન્યોન્યવિરોધી લક્ષણોનો ખુલાસો એ છે કે સામળનું માનવસ્વભાવ-દર્શન આત્મનિરપેક્ષ હતું, કેવળ વસ્તુનિષ્ઠ હતું; એક જ વિચાર્યવસ્તુનાં અનેક પાસાં એ રજૂ કરતો, જેમાં આવતાં મતનિવેદનો અનેકવાર પાત્રોક્તિરૂપ હતાં. અહિં सामळ-रत्न-मालामांथी બે અવતરણો આપું છું ( बृहत्काव्यदोहन, ગ્રંથ ૨, ૧૮૯ની આવૃત્તિ )—

(૩)

पडित केरी नार मुरखशुं मोज्रो माणे;
कुलवतानी नार नीचने पुरुष प्रमाणे;
जरवतानी जुवति माणेतर साथ वळूधे,
नरपति केरी नार, गमार गोला शुं गधे;
शरा केरी जे सुदरी कायरने काया दिये,
शामल स्वभाव श्यामातणो, बुद्धिहीण ते क्यम बिये ? (પૃ. ૫૨૬.)

હવે આ ચિત્ર જુવોઃ—

(૪)

रामा रत्ननी खाण, जाण ए रभा रूडी,
धरे सोळ शणगार, हार कठे कर चूडी,
शोमे जळहळ गेह, देह कोमळ शुभ साजी;
शोमावेरुं सदन, वदन हशो राखे राजी;
भड भोज करण बिक्रम अने हरिश्चन्द्रनी हारना.
पडित चतुर पुर पाटवी नृपति नेट पण नारना.
जोवनमा दे रंग सगसुख टाढक मननी;
बालपणे करी वात मटाडे पीडा तननी,
सुखदुखमा समभाग, राग रूडे गुण गाती,
चतुरा चित्त हरनार, सार उरमा मदमाती,
वळी वृद्धपणे सेवा करे. देख्याथी दिलदुख टळे,
ए अतकाळ अळगी नहीं, बहु स्नेह साथे धळे. (પૃ. ૫૨૯).

## धीरो

### (વિ. સં. ૧૮૦૯થી ૧૮૮૧)

આ કવિ ધાર્મિક તત્ત્વજ્ઞાનવિષયક અને બોધપ્રધાન કવિતાનો મ્હોટો જથ્થો ગુજરાતી સાહિત્યને વારસામાં આપી ગયો છે જેમા સ્વકીય વિશિષ્ટ મનોરમતા છે. સંસ્કૃતવિદ્યાભ્યાસની દૃષ્ટિયે હેની વિદ્વત્તા પરિમિત હતી. પણ હેણે કરેલો જ્ઞાનસંચય સ્તુત્ય ગણાય હેવો હતો. 'धीराना पदो ' ને નામે ઓળખાતું, અને હમણાં હમણાં અંશતઃ ખોટા હેવા "धीरानी काफी " નામે ઓળખાવા લાગેલું, હેની પદ્યરચનાનું વિશિષ્ટ છન્દઃસ્વરૂપ જે ગીતમાધુર્ય અને પ્રવાહિતા સાધે છે એ અન્ય પ્રકારને અસાધ્ય છે. હેની કવિતામાંથી હું બે ત્રણ અવતરણો આપું છુ —

(१)

काम कपाने रे मानव पशु प्राणीने,
ते काम तो कपे रे म्हारा गुरुजीने जाणीने. (टेक) १
माखण जेवु अंग लहे पण नासतो हींडे मनोज,
एक मंत्र म्हारा गुरुना मुखमा तेणे काम कपतो रोज,
धन्य धीर धारी रे, थळुंच्यो हु वाणीने काम २.
द्वादश वर्ष हु रह्यो निकट, क्रोध न भाळ्यो काइ;
केम करी काम क्रोध जीत्या गुरु, लोभ मोहादिक साइ,
नथी लह्यो एवो रे, कहु आज ताणीने काम० ३.
मदमत्सरनु मूळ नहिं ज्या, षट् रिपु ताबेदार,
एवा तो एक गुरुजी म्हारा मान्या आखे जोया निरधार,
सुण्या बीजा काने रे, आशा वदी आणीने, काम० ४
धीर अमरवर सभराभरमा भरिया जोतानी माय,
अगमनिगमनी वातो सुणावी, आप जेवो करवा कह्यु त्याय,
प्रारब्धने योगे रे, धीरो जुवे जाणीने, काम० ६.

[ गुरुस्वरूप, २८ ]

(२)

आनद थाय उदे रे तृष्णा तो तूटे त्यारे,
गमे नहिं घेली रे, पण एवु थवु क्यारे ? (टेक) १
ज्या चढ उतार मननो अति भारी, तेमा तृष्णानी मळती ताण,
छ जण साह्यकारी बने तेना, त्या आनदना शा वखाण ?
अळगो रहे ए तो रे जुए सुख ज्यारे, आनद० २
एम छता कदी आगळ पडीने आनद करतो जोर,
त्यारे तो तुच्छ देखाती तृष्णा, तूटी जातो तहिं तोर,
पश्चात्ताप थातो रे, वगोव्या भूडो नारे आनद० ३
बध विनानी पखाज जेवी छे, नाक विनानी नार,
चद्र विनानी रात ए ।नम्चे, तुच्छ तृष्णा एवी निरधार,
आनद केवो रूडो रे, ताणी तृष्णाने वारे आनद० ४
एवो आनद सदगुरुथी मळतो, जे तृष्णानु दाखे स्वरूप,
तृष्णाकेरी नव भाटाई नभती आनदराज पूरी दे कूप,
आनदी धीर एवा रे मळे शुद्ध विचारे. आनंद० ५

(૩)

कादव माँहि कळियो रे मातग महा मस्तानो,
कारमी चीसो पाडे रे, थाके त्यारे रहे छानो, (टेक) ०
तेवाने काढवाने ज विचारे निर्बल हस्ती कोक,
तेनाथी तेनुं शु कारज थाए ? धार्युं तो सर्वे फोक,
छे विचारनो वात ज रे, एक मन करी मानो. कादव० २
तेम काम क्रोधरूपी घाटा कादवमा तारो देह डूबो गयो जाण,
तेने घणा निर्बल वयम काढे ? बूमो पाडी थाके वाण,
प्राण थया पूरा रे, पावेने न चढे प्हानो कादव० ३
साचो शूरवीर कोक होय तो करे काढवानो उपाय,
ते तेना अनरमा आवे तो, निकर कहे गोदा छो खाय,
शी पडी तेने रे ? मळी आवे कोइ दानो. कादव० ५
म्हारा सद्‌गुरु जेवा जो देखे तो कीचडथी काढी करे काम,
देहनुं सर्वे देखाडी दे ते, कहे छे कीमत एक बदाम,
धीर जेवा समझे रे, समझी न रहे छानो कादव० ५

આ નમૂનાઓ ધીરાની પોતાના વિષયને ઘાટ આપવાની રીત કેવી હતી એ સૂચવવા માટે પૂરતા થશે કોઈવાર એકાએક વિષયમા સીધો કૂદી પડે છે, પણ વિચારસરણિ ચૂકતો નથી (ઉપરના નમૂના ૧ અને ૨મા હાવી વ્યવસ્થા છે) અને કોઈવાર ચકિત કરે હેવી અણધારી, અને જે મુદ્દો હેના મનમા હોય હેની સાથે પ્રાગભમા સબધ વિનાની, કોઈ ચિત્રકલ્પનાથી પદનુ પગરણ માડે છે, અને પછી પોતાનો જે મુદ્દો ધારેલો હોય હેને આણીને વાચકને ચમકાવે છે (આ રીત ઉપરના નમૂના ૩માં છે) ધીરાની પ્રશ્નોત્તરમાલિકા સામર્થ્યમા અને કલાતત્ત્વમાં ઊતરતી કોટિની છે; હેમા એક વિચાર લીધો હોય હેને કાતી કાતીને, ઝાઝો શબ્દવિસ્તાર અને અર્થશૂન્ય ખાલી ચોવટ કરીને, વિષયતતુને તાણ્યો છે

## दयाराम

(વિ સ ૧૮૩૩થી ૧૯૦૮)

દયારામ, પ્રાચીનોમા અન્તિમ, ગુજરાતી કવિતના આકાશમડળનો તેજસ્વિતમ તારક છે એ નિર્વિવાદ છે "*Mile-stones*" મા કૃષ્ણલાલ ઝવેરીએ કે दयारामनो अक्षरदेहमा ગોવર્ધનરામ ત્રિપાઠીએ હેની કૃતિયોની વીગતભરી આલોચના આપી છે હેનુ અનુદર્શન કરવાને હુ રોકાઈશ નહિ. ગુજરાતી સાહિત્યના ઇતિહાસના સર્વ વાચકોને એ લભ્ય છે અહિ હુ માત્ર મ્હારી પોતાની દૃષ્ટિયે ગુણપરીક્ષા કરીશ જનતાના મનમા દયારામનુ નામ મુખ્યત હેની સુદર ગરબીઓ સાથે સકળાયેલુ છે રસિકવલ્લભ જેવી હેની તત્ત્વજ્ઞાનનિરૂપક અને ધર્મવિષયક કૃતિયોનુ મહત્ત્વ અધિકતર છે, પણ તે માત્ર વિદ્વાનને અથવા અભ્યાસીને, હેની ભાષા શબ્દોના લાલિત્યમા, સૌન્દર્યમાં અને મનોહરતામા

અદ્વિતીય છે અને હેની કાવ્યરચના સંગીતમય છે. હેની શૈલીમાં પ્રસાદ છે, સ્રૈણ સત્ત્વહીનતામાં ન સરકી પડે હેવી મોહની છે, અને પ્રસંગપ્રાપ્ત ઓજસ્ અને સામર્થ્ય છે. હેની ગરબીઓની પદ્યસ્વરૂપે રચના કેવી છે એ હું આ વ્યાખ્યાનના અનુગામી ભાગમાં ચર્ચીશ. પણ અહિં હું એટલું કહીશ કે હેની ગરબીઓ પદ્યપ્રકાર તરીકે મૌલિક છે, અને જો કે હજી ગરબીનો ઇતિહાસ પૂરેપૂરો પ્રકાશમા આવ્યો નથી તો પણ આ પ્રકારની રચનાનો પિતા દયારામ હતો એમ હું નિઃશંક કહી સકું છુ. એ ગરબીનો આદ્યસ્રષ્ટા હતો હેવું નિર્ણયાત્મક વિધાન કરવા સુધી હું નથી જતો, તત્કાલીન લોક પરંપરામા ગરબી હતી પણ દયારામે હેનો જે પ્રકારે ઉપયોગ કર્યો, હેના જે પ્રકારભેદ રચ્યા, હેના ઉપર જે પ્રભુત્વ મેળવ્યું, એ હેને મૌલિકતાનો, અપૂર્વ સૌંદર્યના સર્જનનો, અધિકારી ઠરાવે છે; અન્ય કોઈ કવિ એ અધિકારનો દાવો કરી સકે એમ નથી. હેની ગરબીઓમાંથી હું માત્ર બે ઉદાહરણો આપીશ.—

(૧)

गरबे रमवाने गोरी नीसर्या रे लोल,
राधिका रंगीली अभिराम व्रजवासणी रे लोल,
ताळी देता वागे झांझर झूमखा रे लोल. १
सगमा साहेली बीजी छे घणी रे लोल,
काइक कहु तेह तणा नाम, व्रज० ताळी०
गिड् गिड् ताम् छुम् छुम् छुम् के बाजे घूघरा रे लोल. २
ताळी देता वागे झांझर झूमखा रे लोल
चद्रभागा ने चद्रावळी रे लोल,
चपकलता चारु रूप, व्रज० ताळी० ३
ललिता विशाखा व्रजमगला रे लोल,
माधवी ने मालती अनूप; व्रज० ताळी० ४
विविध वाजित्र वागे छदमा रे लोल,
तालस्वरे मळी करे गान; व्रज० ताळी० ५
लोल कहेता अधर अरुण ओपना रे लोल;
लटके नमी मेळवे सहु मान व्रज० ताळी० ६
खेल मच्यो ते वृन्दावनमा रे लोल,
बसीवट चोक रसरूप, व्रज० ताळी० ७
गरबो जोवाने गिरधर आविया रे लोल,
मोह्या निरखी श्यामानु स्वरूप; व्रज० ताळी० ८[५६]

५६ કડી ૪ અને ૫ની વચ્ચેની બે કડી મ્હેં કાઢી નાખી છે કારણ કે હેમા ફક્ત રાધાની સખીઓની નામાવલિનો વિસ્તાર છે. અને હું કડી ૮મીથી અટકી ગયો છું, કારણ કે ત્યહાર પછીની કડીઓમા રાધા અને કૃષ્ણ, સખી લલિતાની મદદથી, ગરબામાંથી છટકી જઈને નિકુંજમાં મળે છે અને, કવિ કહે છે તે મુજબ, 'રતિરંગ' રમે છે એ અનુગામી પ્રસગનું ચિત્ર છે જે પૂર્વગામી ચિત્રને અનુપકારક છે. આ પર્યવસાન આણવાની લાલચમાં ખેંચાઈને કવિએ કલોચિત એકલક્ષિતાનો ભોગ આપ્યો છે.

અપ્રતિમ લાવણ્ય અને ચમત્કૃતિભર્યાં શબ્દોમાં કવિ અહિં કમનીયતાનું, ઉત્સાહનું અને પ્રણયભાવનું અપૂર્વ દશ્ય આલેખે છે. લટકાથી નમતી, તાળી દેતી, અને ગરબે ગોળ ફરતાં ફરતાં ડોલતી ગોપગોરીઓનું વૃન્દ આપણે પ્રત્યક્ષ જોઇયે છિયે; એટલું જ નહિં, આપણે સુંદરીઓના ઝાંઝરનો ઝણકાર, મૃદંગનો ગિડ્ ગિડ્ ગિડ્ તામ્ ધ્વનિ, સાંભળતા હોઇયે હેવું આપણને લાગે છે; અને આપણે એ સ્વપ્નમાંથી, કવિલેખનીની જાદુલકડીએ સર્જેલા માયાદર્શનમાંથી, પ્રબુદ્ધ થઇયે છિયે ત્હારે આપણને લાગે છે કે ગોપીઓનું મધુર ગીત સાંભળવું જરાક માટે રહી ગયું.

આ દશ્યનું રસપાન કર્યાં પછી હું જે વ્યક્તિગત સૌન્દર્યતત્ત્વો ગણાવું તે પ્રત્યેક કડી-યુગ્મના અન્ત્ય શબ્દોના અનુપ્રાસ તરફ હું ત્હમારું લક્ષ ખેંચું (રુપ-અનુપ કડી ૧ અને ૨; ગાન-માન-કડી ૩ અને ૪; ઇત્યાદિ); આ અનુપ્રાસયુક્તિ એટલી સ્વયંભૂ દેખાય છે કે હેને યુક્તિ કહેવાય જ નહિં. આથી પણ સૂક્ષ્મતર સૌન્દર્ય છે લોલ વ્હેતાં અધર અરુણ ઓપતા રે લોલ એ પંક્તિમાંથી વ્યંજના દ્વારા પ્રતીત થતા મનોમોહક ચિત્રમાં. લોલ શબ્દનો (આ ગરબીમાં આવતા લોલનો નહિં પણ આ વર્ણનગત ગોપીઓ જે ગીત ગાતી હશે હેની પંક્તિને છેડે આવતા લટકાના લોલ શબ્દનો) ઉચ્ચાર કરતાં ઓષ્ઠસંપુટ સ્હેજે, પણ લીલાલલિત રીતે, જરાક ઉઘડે છે અને એ ક્ષણે ગાનારીઓના અધરોષ્ઠની અરુણકાન્તિ દૃષ્ટિગોચર થાય છે. કવિ આ સૌન્દર્યલેશને મીટમાં ઝડપી લે છે અને, પોતાની વર્ણનનિપુણ લેખનીની માત્ર એક પ્રાસંગિક લેખાથી, આપણી દૃષ્ટિ સમક્ષ રજુ કરે છે.

(૨)

चाल व्हेली अलबेली प्यारी राधे !
त्हने त्हारो क्हान बोलावे,
त्हने घनश्याम बोलावे,
त्हने त्हारो पियु बोलावे,
सरस समय साधे-साधे; प्यारी राधे ! १

नथी तुज समा कोइ अखिल विश्व वामा;
शची सावित्री उमा रमा रामा;
ते पण नहिं समोवड अवर कोण कामा ?
त्हारी तुलना ? त्हारी तुलना ?
एक तुज, के व्रजभूप, तु तद्रूप, गुणस्वरूप;
वासकूप, अख्ययूप; सुरूतरूप, वेहु अनूपः ५७
गति अगाधे, अगाधे; प्यारी राधे ! २

અહિં શૈલી અને વાણીવિન્યાસ વૈવિધ્ય દર્શાવે છે; त्हारो कान बोलावे, घनश्याम बोलावे, त्हारो पियु बोलावे, એ પુનરુક્તિ દોષરૂપ તો નથી જ, પણ રાધાને હેની સખીએ કરેલી વીનવણીની

---

૫૭ મ્હેં, માત્ર નમૂના તરીકે, બે જ કડી લઈને આપી છે. ગીત આખું અપપાઠથી ભરપૂર છે, જેની પાઠશુદ્ધિ આવશ્યક છે.

ભાવાકુલતા અને આગ્રહિતા હેમાં પ્રતિફલન પામે છે પદરચનાની એક વિલક્ષણ વિશિષ્ટતા અહિં ધ્યાન ખેંચે છે અને વિચારણા માગી લે છે. શરૂઆતની પંક્તિયોનો અને અન્તરાઓનો પણ પદઢાળ દિંડી નામનો છંદ જ છે-અને એ દિંડી મૂળત અને મુખ્યત મરાઠી છંદ છે. હેનો આ નમૂનો છે—

आर्यभूची गीर्वाण मधुर वाणी,
सुरस वाङ्मयिं ज्या मढिली सुधानीं,
त्यात कविवर जयदेव सम न कोणी
सुरस ललितस्वर रचिलिं मधुर गाणीं ॥

આ પંક્તિયોની સાથે દયારામની પંક્તિયો સરખાવતા જ બંને છંદો એક છે એ દેખાઈ આવશે. આ વિષયમાં એક કુતૂહલજનક પ્રશ્ન ઉપસ્થિત થાય છે દયારામની કાવ્ય-શિલ્પશાલામાં આ છંદ ક્યહાંથી આવ્યો? એક સમયે હું એમ માનતો હતો અને હજી માનું છુ કે દિંડીને ( ત્હેમ જ અભંગને ) ગુજંરાતી કવિતામા દાખલ કરનાર ભોળાનાથ સારાભાઈ હતા (જેમણે ઇ. સ ૧૮૮૦થી જરાક અગાઉ મરાઠી નમૂનાની દિંડી નિર્ધારપૂર્વક રચી હતી ). કારણ કે આપણી સમક્ષ રહેલી આ ગરબીનું માપ દિંડીનું છે, પણ નામ કે પરિચય-પ્રમાણ નથી. પણ દયારામે મરાઠીમાં દિંડી વાંચી હોય અથવા સાંભળી હોય એ સર્વથા અસંભાવ્ય નથી, અને એથી હેણે અ-ભાનપૂર્વક એ લય સ્વીકારી લીધો, અને વિશેષ કલાસિદ્ધિ તો એ દાખવી કે હેને બીજા છંદ સાથે ગૂંથી લઈને એક ચંચલગતિવાળી અને લાલિત્યભરી સંસૃષ્ટિ ઉત્પન્ન કરી.

હેની પ્રમાણમા ગંભીર અને તત્ત્વજ્ઞાનવિષયક કૃતિ રસિકવલ્લભમાથી માત્ર એક નમૂનો હું આપીશ હેની શબ્દચિત્રગત મધુરતા, શૈલીની સંસ્કૃતોપમ સુષ્ઠુતા, અને લયની શુદ્ધતા સત્વર પ્રતીત થશે.

(૩)

ઢાળ

करें गान मधुकर मनोहर, मनमत्तमद मकरन्द,
त्या त्रिविध पवन वहे सुखद, शीतळ, सुगन्धि, मन्द ३.
कांचनलता मल्लिका मालति केतकी रहीं फूली;
चंपक बकुल कल्हार प्रफुल्लित, कल्हरी रहीं झूली. ४.
मणिरत्नमय गिरिराज श्री, श्रीनाथ मन लोभाय,
अव्यक्त मधुर सुशब्द द्विजगण, शोभा कही नव जाय ५.
शतपत्रलोचन सुंदरी श्यामातणां बहु वृन्द,
ते मध्य विलसे लाल नटवर रसिकमणि गोविन्द. ६.
नित्य नवल रासविलासरचना, कथनमां क्यम आवे ?
छे नित्य लीला अ-प्राकृत, आनन्दमय श्रुति गावे ७.
ए पुष्टिसृष्टि सर्वनी, श्री अगथी उत्पत्य,
जन दया प्रीतम कृष्णरूप विना ठरे नहिं सत्य. ८. ( ५६ ८२ ).

એક કાવ્યમાં ( सामळ रे तु सजनी म्हारी रजनी क्या रमी आवी जी એ ગરબીમાં ) દયારામે ભાલણમાંથી અને એથી પણ પ્હેલાના નરસિંહમાંથી આખી ચીજનો ઉપાડ કર્યો છે એ હું જણાવું તો તેથી દયારામની કવિતાની ગુણપ્રતિષ્ઠાને લેશ પણ હાનિ થવાને કારણ નથી શ્રી રમણલાલ ચુનીલાલ મોદીએ આ અવતરણ નિઃસંદેહ પૂરવાર કર્યું છે ૬૦

---

## वसंत ऋतु

जो वयस्या वदे राधिका, ऋतु आवी वसंत
सजोगी सुख सागरी विरही दुखदा अनंत १
कुसुमित वन उपवन थया गुंजे भृंग मदमाता,
× × × २
किंशुक फूल पीतरक्तता लागे ए ज प्रमाणे
वितनु व्याघ्र विरहीहृदे विडार्युं नख जाणे. ४.
त्रिविध समीर वृन्दाटवी, परभृत कल बोले,
ललित सुमन मधुकण स्रवे, हरिवण उर छोले, ५
प्रफुल्लित द्रुम सहकारना, द्विज प्रमुदित झूमे,
× × × ६.

આ ધેરા કાળા છાપેલા શબ્દોના અસ્તિત્વને કારણે કેટલાક સજ્જનો હેરા દલીલ કરે છે કે દયારામે એ શબ્દો (પ્રેમાનંદને નામે ચઢેલા) પાંચાલીપ્રસન્નાખ્યાનમાંથી લીધા હોવા જોઈયે પા પ્રબ્રામાં આ કવિત છે —

आ ते ललित सुमन मधुकण स्रवे शाक,
वा मधुरी गुर्जरीनी मीठाश मोंघी घणी,
किंशुक कुसुम रक्तपीत वण वास बनु
अनुदिन आ गुलाब गुजरी महामणि !
उपवन कुसुमित जोइ मत्त भृंग गुंजे,
लक्ल परभृत आ वाणी छे प्रेमी तणी !
सुरभिये सहकार प्रफुल्लित पूर्ण कीधा,
प्रमुदित द्विज गिरा सुरभि सुहामणी

અને હાને ત્હેઓ આ નાટક ખરેખર પ્રેમાનંદે રચેલું છે એ વાતનો પુરાવો ગણાવે છે તેઓ ભૂલી જાય છે કે એટલા જ, બલ્કે વિશેષ, યુક્તિસહથી એમ પણ કહી શકાય કે પ્રેમાનંદને નામે એ નાટક ચડાવનારો લેખક દયારામની પછી થયો હશે અને હેણે દયારામના કાવ્યમાંથી આ ચિહ્નિત શબ્દો ઉઠાવીને વાપર્યા હશે વિ સં ૧ ૧૮ના શ્રાવણના વસંતમાં પૃ ૩૮ –૯૮માં એક નોંધમાં આ મુદ્દાની મ્હેં વિસ્તીર્ણ ચર્ચા કરી છે

૬૦ હેમનો ભાલણ વિશેનો નિબંધ પૃ ૧૧૯-૧૨૨ જુવો

દયારામનું ષડ્ઋતુવર્ણન મ્હારે વીસરવું ન જોઇયે. હેમાંનો આ નમૂનો જુવો—

(૪)

## शरद् ऋतु

वीती तृपा वृषभानुजा कहे शरद जो आवी;
नाथ हजी न वळया सखी, पाणिपत्रीओ नावी. १
जळ वादळ निर्मळ थया, पळ्या पथी सुपथ;
चले न तदपि कसनी किंकरी थकी कथ. २.
खजन प्रगट थया गया आमु अजन वहीने,
रंजन मन भजन कर्या, सुख शशी रह्यो दहीने. ३.
आतप वयम थई चन्द्रिका, आ ते सोम के सूर ?
सुखकर विपरीत पियु विना, दे दुख प्रचुर. ४.
क्या ते शरद क्षपा चन्द्रमा ! क्या ते त्रिविध समीर !
क्यां सुखपुज निकुंज ! क्या ते श्रीयमुना तीर ! ५.
क्या ते मोहन छबी माधुरी ! वनरास विलास !
आज सरव अवळा थया, पति पाखे दे त्रास. ६

આ પંક્તિયોમાં કોમલ હૃદયની વેદનાનો અને નિરાશાનો સૂર સાદ્યન્ત વ્યાપી રહ્યો છે અને સરલ છતાં મનોહર સંસ્કૃતરૂપ શબ્દોમા વ્યક્ત થયો છે આ તો[૫૮] માત્ર એક ચૂંટેલું અવતરણ આપ્યું છે. આખું કાવ્ય बृहत्काव्यदोहन માં છપાય છે હેમાંથી, કાચા છાપનમૂનાના કાગળમાંથી ગુજરાતી પ્રેસના શ્રી નટવરલાલ ઇ. દેસાઈના સૌજન્યથી મળ્યું છે, પણ હેમાં ઘણા પાઠ ખોટા છે અને પુનઃશોધનની જરૂર છે. વચમાં વચમાં શાર્દૂલવિક્રીડિત અને માલિની જેવા સંસ્કૃત વૃત્તો વાપરીને આ કાવ્યમાં વૈવિધ્ય આણવામાં આવ્યું છે; પણ એ વૃત્તો અસમાન અને અશુદ્ધ છે. એક જ દાખલો લઇયે

घन श्यम घनश्याम, बे कर्युं एक काम;
तम विरह अगाधा, मुग्ध करी जम्त राधा,
निशदिन को न जाणे उभय एक ज प्रमाणे,
सखी इहां समझावे, कोक मवने धतावे.

[ वर्षा ऋतु, કડી ૧૬ ][૫૯]

૫૮. કેટલાક વિચારો સમયરૂઢ લાગશે, પણ હેમાં પોતાની વિશિષ્ટ પ્રત્યગ્રતા છે. ૪થી કડીની પ્રથમપંક્તિ ત્હમને प्रसन्नराघवमांની प्रातर्लक्ष्मण सेव्यतां तरुतल चण्डातपश्चन्द्रमाः એ પંક્તિનું સ્મરણ આપશે.

૫૯. આ કાવ્યમાંથી નીચે આપેલી પંક્તિયો તરફ ત્હમારું લક્ષ ખેંચવું પડશે.—

એક કાવ્યમાં ( सांभळ रे तु सजनी म्हारी रजनी क्यां रमी आवी जी એ ગરબીમાં ) દયારામે ભાલણમાંથી અને એથી પણ પહેલાના નરસિંહમાથી આખી ચીજનો ઉપાડ કર્યો છે એ હું જણાવું તો તેથી દયારામની કવિતાની ગુણપ્રતિષ્ઠાને લેશ પણ હાનિ થવાને કારણ નથી. શ્રી રમણલાલ ચુનીલાલ મોદીએ આ અગત્યનું નિ:સંદેહ પૂરવાર કર્યું છે ૧૦

---

## वसंत ऋतु

जो वयस्या वदे राधिका, ऋतु आवी वसंत,
संजोगी सुख सागरी, विरही दुखदा अनंत १.
कुसुमित वन उपवन थया गुंजे भृंग मदमाता;
× × × २.
किंशुक फूल पीतरक्तता लागे ए ज प्रमाणे,
वितनु व्याघ्र विरहीहृदे विडार्यु नख जाणे. ४.
त्रिविध समीर वृन्दाटवी, परभृत कल बोले,
ललित सुमन मधुकण स्रवे, हरिवण उर छोले, ५.
प्रफुल्लित द्रुम सहकारना, द्विज प्रमुदित झूमे,
× × × ६.

આ ઘેરા કાળા છાપેલા શબ્દોના અસ્તિત્વને કારણે કેટલાક સજ્જનો હેવી દલીલ કરે છે કે દયારામે એ શબ્દો (પ્રેમાનંદને નામે ચઢેલા) पांचालीप्रसन्नाख्यानमाथी લીધા હોવા જોઈયે પા પ્રભા. મા આ કવિત છે :—

आ ते ललित सुमन मधुकण स्रवे शाक,
वा मधुरी गुर्जरीनी मीठाश मोंघी घणी,
किंशुक कुसुम रक्तपीत वण वास मनु
अनुदिन आ गुलाब गुर्जरी महामणि !
उपवन कुसुमित - जोई मत्त भृंग गुंजे,
अकल परभृत आ वाणी छे प्रेमी तणी !
सुरभिये सहकार प्रफुल्लित पूर्ण कीधा,
प्रमुदित द्विज गिरा सुरभि सुहामणी

અને હાને હેઓ આ નાટક ખરેખર પ્રેમાનંદે રચેલું છે એ વાતનો પુરાવો ગણાવે છે. તેઓ ભૂલી જાય છે કે એટલા જ, બલ્કે વિશેષ, યુક્તિબલથી એમ પણ કહી સકાય કે પ્રેમાનંદને નામે એ નાટક ચડાવનારો લેખક દયારામની પાછી થયો હશે અને હેણે દયારામના કાવ્યમાંથી આ ચિહ્નિત શબ્દો ઉઠાવીને વાપર્યા હશે વિ સ ૧ ૧૮ના શ્રાવણના વસંતમા પૃ ૩૯ –૯૬મા એક નોંધમાં આ મુદ્દાની મ્હેં વિસ્તીર્ણ ચર્ચા કરી છે

૧૦. હેમનો ભાલણ વિશેનો નિબંધ, પૃ ૧૧૯-૧૨૨ જુવો.

પણ દયારામનું મૌલિક સર્જન સમૃદ્ધ છે અને વિપુલ છે. અને હેની વિશાળ ભૂમિકા ઉપર હેની કીર્તિ દ્દઢ રહેશે. અને, મ્હને વિશ્વાસ છે કે, મ્હે આપેલા નમૂનાઓ વાંચ્યા પછી, રચના-સૌન્દર્યમાં અને શૈલીની સરકારસુભગતામાં દયારામ પ્રેમાનંદના કરતાં વધી જાય છે એ મ્હારા મતમાં ત્હમે સંમત થશો.

## સિંહાવલોકન

આપણે અહિં, દયારામ પછી, જરા રોકાઇયે અને આપણી સાહિત્યયાત્રાના પથનું સિંહાવલોકન કરિયે.

દૂર દૂર ઠેઠ યાત્રાપથના પ્રવેશમુખમાં મીરાંબાઈ અને નરસિંહ મ્હેતો પ્રકાશતાં ઊભાં છે— ઝળહળતાં અને એકલાં; પદ્મનાભ, ભાલણ અને ભીમ ભિન્ન રચનાપ્રકાર અને ભિન્ન વિષયપ્રકાર લઈને આવે છે; અન્ય કવિયો, કર્મણમંત્રી, કેશવ, ગણપતિ, નાકર અને બીજા, ઓછા છતાં અદરણીય ગુણવાળી ક્રમબદ્ધ પંક્તિમાં આવી પ્હોંચે છે: હેમની પછી વિક્રમ સંવત્‌ના સત્તરમા સૈકાનો ઉત્તરાર્ધ પથિકશૂન્ય દેખાય છે. અઢારમી સદીનો ઉષ:કાળ વિશ્વનાથ જાની, વિષ્ણુદાસ અને શિવદાસ એ પ્રમાણમાં ઓછા તેજના કાવ્યદીપકોને લઈને આવે છે. પછી આવે છે ઉન્નતતર ઉચ્છ્‌વાસ સાધતા કવિયોઃ અખો, પ્રેમાનંદ અને સામળ; પ્રેમાનંદનો જુસ્સાભર્યો તરવરતો પુત્ર વલ્લભ. ફરી પાછી સાહિત્યગુણવત્તામાં એક સૈકાની ઓટ આવે છે, જે દરમ્યાન રેવાશંકર, પ્રીતમદાસ અને અન્ય કવિજ્યોતિયો વચમાં વચમા પ્રકાશી જાય છે, અને છેવ્લે દેખાય છે લલિત મનોહર ગીત ગાતો દયારામ.

આ કવિયોના વિષયો આ છે—(૧) ભક્તિ, શૃંગાર, જ્ઞાનવૈરાગ્ય, (૨) વીરકાવ્ય જેવા પ્રબંધો, (૩) विमलप्रबन्ध, माधवानल જેવી લાંબી કથાઓ, (૪) પ્રેમાનદીય પ્રકારનાં આખ્યાનો, (૫) સામળની વાર્તાઓ અને ફરીથી (૧) જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય–વલ્લભ અને દયારામ વચ્ચેના ગાળામાં. આ ખરેખર વૈવિધ્યભર્યો વિષયવિસ્તાર છે હેમાં સંદેહ નથી, પણ હેમાં ઉત્તુંગશિખર તાલતરુઓ નથી કે વિશાલકાય વટવૃક્ષો નથી; હેમા છે માત્ર આમ્રકુંજ, જેમાં કોઈ કોઈ વેળા કોકિલના કૂજનો સંભળાય છે; પણ એ કુંજમાં મ્હોટે ભાગે સંભળાય છે ભક્તોના ભજનગાન અને પ્રણયીએનાં રતિકૂજન. જૈન સાહિત્યનું સંશોધન હમણા ખંતથી થઈ રહ્યું છે પણ હેનો આપણે અહિં ઉલ્લેખ નહિં કરી સકિયે; હેની યથાર્થ ગુણમૂલવણી માટે હજી થોભવું પડશે.

આ સાહિત્યસર્જનની ઐતિહાસિક ભૂમિકા કેવી હતી હેનું આ સિંહાવલોકનથી સૂચન થાય છે. પ્રથમ નરસિંહ મ્હેતો અને મીરાં એ સંતોનો શાન્તિયુગ, પછી જ્યહારે ખડગો અને બખ્તર અફળાતાં એ ભૂતકાળનું દર્શન કરવાની વૃત્તિ, ફરી, નરસિંહ મ્હેતો અને અખો એ બેની વચ્ચેના સમયમાં દેશદશા ક્ષુબ્ધ હતી તે છતાં, સાહિત્યસર્જનને પ્રેરતાં અજ્ઞાત બળોનો પ્રભાવ; ત્હાર પછી સમગ્ર વિસ્તાર ઉપર પ્રકાશમય પાંખ પસારતી, એ સમયના સાહિત્યના ભાવોને પ્રેરતી, અથવા હેમાં પ્રાણ પૂરતી, ૧૫મા અને ૧૬મા સૈકાની ભક્તિપ્રવૃત્તિ આવે છે.

આ બળોની બાજૂમાં લોકોના સામાજિક જીવનને સ્પર્શતાં બળો માત્ર હાવાં કાવ્યોમાં ડોકિયું કરી જાય છે "गोरमा, सिद आप्यो भरतार के नागरी न्यातनो रे छोड."

સાહિત્યની આ સર્જનચિત્રાવલિમાં એક મધ્યપંક્તિમા ધરરખુ કવિયો પણ નજરે પડે છે; તેઓ સાધારણત: પોતાનાં મનગમતા વાદિત્રોમા પોતાના જ સૂર વગાડતા, બ્હારના જીવન માટે અલ્પ, પોતાના ઘરથી અન્યત્ર વિકસતી વિદ્યા માટે અલ્પતર, અને ઐહિક જીવન માટે અને તદ્દત સંકુલ સમસ્યાઓ માટે અલ્પતમ દરકાર રાખતા-જો કે એ સમસ્યાઓમાંની કેટલીક તો હજી ઉદ્ભવી ન્હોતી અને કેટલીક એ જમાનાના માણુસોની દૃષ્ટિને દેખાઈ ન્હોતી. એ છતા તીર્થયાત્રા કેટલાક લોકોના આવશ્યક પ્રવાસોનુ કારણુ બનતી, અને ભારતના અન્ય પ્રાન્તો વિશે ત્હેઓ કદી ન શીખવા જાય હેવું જ્ઞાન પરાણે શીખવતી-પણુ બહુ મર્યાદિત પ્રમાણમા. પ્રેમાનંદકવિ એ સમયે દૂર ગણાય હેવા નંદુરબારનો નિવાસી થયો હતો. કેટલાક દક્ષિણ-ભારતમાં રહ્યાં રહ્યા કૃતિયો રચી હતી; અને દયારામે બ્હોળા પ્રવાસો કર્યા હતા એ સુવિદિત છે.

આથી. શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇના સ્વામિત્વની અને હેમના જ સ્નેહસૌજન્યથી મ્હને જોવા મળેલી પ્રકીર્ણ કાવ્યોની બે હસ્તલિખિત પ્રતોમા બે ત્રણ બંગાળી ગીતો નજરે પડે છે હેમા નવાઇ નથી આ પ્રતો ઉપર વિ. સં. ૧૭૩૦ની અને ૧૭૩૫ની સાલ છે એ ગીતો અહિં આપું છુ —

(૧) श्रीगणेसयनम.

। राग गीत बगल्ह छे ।

आम बधुलोरी देआलो देखा न दो के ने आम बधु लो ॥ १ ॥

तमॉरो कपट मभा (माया) बुझीते न पारी

देवा दीआ राखे पाण (प्राण) सुनण को धारो आम बधु लो ॥ २ ॥

मरीबो मरीवो आम अवस मरीवो

हीआ झुरे पाण पडे काहारे कहीवो ॥ आम बधु लो ॥ ३ ॥

(२) गीत बगलु लखुछे

नव गोरा नव गोरा

बधु हसीआ काडीआ पाण लीला रे नव गोरा ॥ १ ॥

बधु बडो हीस धुढ वाणि आर माइआ रे नव गोरा ॥ २ ॥

आगे लबे गोरा [ से ? ] मरसे भारो

हसीआ काडीआ पाण लीला रे नव गोरा ॥ ३ ॥

पेरीए चीकनसाडी चलीए माधव बोरी

ढाकीए ढाकी ननदे हृदया नव गोरा

कोओ कथा अके ठारे ॥ केवा बुझीए पारे

ही सीआ काडीआ पाण लीला रे नव गोरा

આ એ સમયની બંગાલી ભાષા છે? બીમ્સ (પુ. ૨ના પૃષ્ઠ ૨૨૮મે) કહે છે કે બંગાળીનો આરંભ ઈ. સ. ૧૬મા સૈકામાં થયો. ત્હાં સૂધી પ્રાચીન બંગાળી કવિઓની ભાષાઓ ભોજપુરી અને બિહારી હતી આ જિજ્ઞાસા વ્યક્ત કરીને આ પ્રશ્નને હું પડતો મૂકીશ કારણ કે એ વિષયે કાંઈ અન્તિમ નિર્ણય તો ઝીણવટભર્યું સંશોધન કર્યાં પછી જ આપી 'સકાય.

## ✓ અર્વાચીન સાહિત્ય

આ વિષય હેવો છે કે હેની વિચારણા મ્હારે અત્યન્ત ત્વરિત ગતિયે કરવી પડશે અર્વાચીન સાહિત્યનું આગળ પડતું પ્રકારલક્ષણ હેનું ગદ્ય છે જેની શરૂઆત રણછોડદાસે કરી હતી. રણછોડદાસને નવલરામે ગુજરાતી ગદ્યનો પિતા કહ્યો છે. ત્હેમ છતાં અર્વાચીન સમયમાં ગુજરાતી સાહિત્યમાં કવિતાનો હિસ્સો મ્હોટો છે. ગદ્યમાં કલ્પિત વાર્તાએ મોખરે છે.

ઇતિહાસ, જીવનચરિત્ર અને તત્ત્વજ્ઞાન મંદ ગતિયે આગળ વધે છે અને અલ્પ મૌલિક કાર્ય દાખવે છે. વિજ્ઞાનને ગુજરાતી સાહિત્યના મંદિરમાં એક ન્હાનકડો ખૂણો મળ્યો છે.

અર્વાચીન કવિતાનો આરંભ લગભગ ઇ. સ. ૧૮૮૦માં થયો. હેમાંના થોડાક પ્રતિભાસંપન્ન કવિયો પ્રશસ્ત રીતે આગળ તરી આવે છે, પણ હેમની શૈલીના અનેકસંખ્ય અનુકરણ કરનારાઓ એ સાહિત્યને ઝાંખપ લગાડે છે એ ખેદજનક છે ગોવર્ધનરામ, મણિલાલ, કલાપી, ન્હાનાલાલ અને બીજા કેટલાક અર્વાચીન ગુજરાતી કવિતાની કીર્તિને ટકાવી રહેલા સ્તંભો છે, પણ હેમના કાર્યને પ્રેરણા આપનાર જે સાચી અન્તર્ગત પ્રતિભા હતી એ, ભાવશુદ્ધિરહિત, સત્યના રણકાર વિનાનાં, વિધાસંસ્કારવર્જિત, પોતાની જ શક્તિમર્યાદાથી અજાણ હેવા કેવળ અનુકરણોમાં આવે એ અશક્ય હતું. પરિણામે આ અનુકારકોના અનુકરણનો વિષય બનેલી કાવ્યશૈલીને જ નિષ્કારણ દોષ દેવામાં આવે છે.

અર્વાચીન કવિતાની પ્રેરક સાહિત્યભાવનાઓને ઉતારી પાડવાની મ્હારી ઇચ્છા નથી. ખરી વાત એ છે કે હું તો એ ભાવનાઓનો ઉપાસક છું. મ્હારી ઇચ્છા એટલી જ કે આ ભાવનાઓને પોતાની સ્થાનપ્રતિષ્ઠાથી પદભ્રષ્ટ ન કરવી જોઇયે, અને એ કારણે જ ખોટા અનુકરણને માર્ગે રહેલા ભયને હું ચીંધી બતાવું છું. બીજે પક્ષે એક વિવેચકવર્ગ અર્વાચીન કવિતા ઉપર વગર દોષે દોષારોપણ કરનારો છે, હેનું કારણ એ છે કે એ વિવેચકો આ કવિતાના વાસ્તવિક ગુણોનું યથાર્થ ગ્રહણ કરી સકતા નથી. સર જ્યોર્જ ગ્રિયર્સન જેવા પંડિત આ નવીન કવિતાની સાચી કિંમત આંકી શકે નહિં ત્યારે હતાશ બનીને નિઃશ્વાસ જ નાખવો પડે. એઓ કહે છે :

"અંગ્રેજીની અસરથી હમણાનાં વર્ષોમાં અનેક કૃતિયો છપાઈને પ્રકટ થઈ છે, પણ હેમાં મૌલિકતા અત્યલ્પ છે અને એ બહુધા અનુવાદો છે." (*Imperial Gazetteer of India*માં-નવી આવૃત્તિનું પુસ્તક ૩ (ઇ. સ. ૧૯૦૮), પૃ. ૪૩૦મે-આપેલો દેશભાષાઓના સાહિત્ય વિશેનો લેખ)

સર જ્યોર્જે પોતાના કથન માટે પરોક્ષ પ્રમાણોનો આધાર લીધો છે હેવી મ્હને શંકા છે, કારણ કે જ્હાંથી આ અવતરણ મ્હેં લીધું છે એ જ સ્થળે ત્હેઓ કહે છે કે ગુજરાતી ભાષાએ

તુલસીદાસ, સુરદાસ અને બીજાઓ જેવા અતિકાય સર્જકો ઉત્પન્ન કર્યો નથી. આ કથન કરવામાં હેમને પ્રેમાનંદ, દયારામ વગેરે કવિયોનું વિસ્મરણ થયું લાગે છે, આ કવિયોની કૃતિયોનો હેમણે પ્રત્યક્ષ પરિચય સાધ્યો જણાતો નથી. હેમને જેટલો હિન્દી સાહિત્યનો પરિચય છે તેટલો ગુજરાતી સાહિત્યનો નથી એમ હું સકારણ માનું છું.

ગુજરાતી કવિતાની અયોગ્ય નિન્દાનો એક વિશેષ પુરાવો હું આપીશ. સુરતના મિશનના મુખ્ય અધિકારી રેવ. મિ. એચ. આર. સ્કૉટે ગુજરાતી મિશનરી કૉન્ફરન્સમાં ઇ. સ. ૧૯૧૧માં એક નિબંધ વાંચ્યો હતો. ગુજરાતી કવિતાની હેમણે કરેલી મૂલ્યઆકારણી આ પ્રકારની છેઃ—

"અર્વાચીન કવિતાનો એક પ્રકાર છે જેના વાચનમાં સમયવ્યય ન કરવાની હું ત્હમને સૂચના કરું છું. એ ઉચ્ચ શિક્ષણ પામેલા લેખકોની કૃતિ છે; અને અંગ્રેજી તથા સંસ્કૃત કવિયોની કાવ્યકલ્પનાઓને કંઇક ઉચ્ચગામી ગુજરાતીનુ વસ્ત્રપરિધાન કરાવવુ એ હેમનું લક્ષ્ય છે. એ બહુધા કૃત્રિમ છે–સંસ્કૃત શબ્દોથી અને વિચારવલણથી ભરપૂર છે, અને અસ્પષ્ટ તથા દુર્બોધ છે. એ કવિતામાં હેનું સ્વકીય ઉપભોગ્ય તત્ત્વ અને મૂલ્ય છે, પણ જેમને ઘણો સમય ફાજલ હોય ત્હેઓને જ એ વાંચવી પરવડે. પણ નરસિંહ મ્હેતો, તુલસીદાસ, પ્રેમાનંદ, સામળદાસ અને અખો... એઓની પ્રાચીન શિષ્ટમાન્ય કવિતા સ્હેલાઇથી સમજાય હેવી છે."

રેવ. મિ. સ્કૉટ સમભાવરહિત અને અન્યાયી બન્યા છે હેવું મ્હને લાગે છે. આ અન્યાયભરી આંકણી કદાચ, અર્વાચીન કવિતાના સાચા અન્તર તત્ત્વનું અજ્ઞાન, એ કવિતાના લેખકોની દૃષ્ટિથી જોવાની અશક્તિ અથવા અનિચ્છા, એ કવિતા જોડે ભાવસંવાદનો અભાવ, હેવાં કારણોમાંથી ઊપજી હશે. હેનો નિબંધ મુખ્યતઃ ક્રિશ્ચન ધર્મપ્રચારકો માટે અને ધર્મપ્રચારના ખાસ ઉદ્દેશથી લખાયો હતો એ હું વીસરી જતો નથી; પણ કવિતા આખા વિશ્વનં સહિયારું ધન છે. જૂદા જૂદા દેશોના કવિયોના વિચારો સરખા હોય એથી એકે અન્યનું અનુકરણ કર્યું છે હેવું ન જ માની લેવાય. એ વાતનું ઉપર પ્રમાણે મત બાંધી લેનારા હાવા વિવેચકોને વિસ્મરણ થાય છે એ તો મ્હારે કહેવું જ પડે છે. અન્ય દેશની કવિતામાંથી પ્રેરણા લેવી એ એક વસ્તુ છે અને અનુકરણો કરવાં એ બીજી વસ્તુ છે. મ્હને લાગે છે રેવ. મિ. સ્કૉટકને કસોટી એક જ છેઃ એ છે સુગમતા. પણ અર્વાચીન ગુજરાતી કવિતા અવિશદ અને દુર્બોધ છે અને નરસિંહ મ્હેતાની, અખાની અને અન્ય પ્રાચીન કવિયોની કવિતા સુગમ છે હેવું મિ સ્કૉટ કહે છે તેથી હું લગીર આશ્ચર્યચકિત બની જાઉં છુ હેમને અખો સમજવો સ્હેલો લાગે છે કે કેમ એ જાણવું જોઇયે. જ્યહારે અખાના છપ્પાની 'क्नें नही तें कहो शु खुवे' જેની સાદી સ્હેલી પંક્તિનો ત્હેઓ "He that is low need fear no pride" હેવો અનુવાદ કરે ત્હારે તો મ્હને "ત્હમે માનો છો એટલી અખાની કવિતા સુગમ નથી" હેવો રોકડો જવાબ આપી દેવાનુ મન થાય છે.[૧૦ક]

---

૧૦ક. અખાની પંક્તિ છે. "पडे नहिं जे पृथ्वी सुवे, क्नें नहिं तें कहो शुं खोवे. રેવ. મિ. સ્કૉટે હેનો અનુવાદ બન્યનના "Song of the Shepherd Boy in the Valley of Humiliation" એ કાવ્યની "He that is down need near no fall. He that is low not pride." એ પંક્તિયો ટાંકીને કર્યો છે એ સ્પષ્ટ છે. પણ વિચારસામ્યના દાખલા તરીકે પણ ઉત્તરાર્ધમાં યથાર્થ પ્રતિબિંબ નથી. આ કારણે મ્હેં હાવી ટીકા કરી છે.

પાશ્ચાત્ય અને સંસ્કૃત કવિતાના સત્ત્વને આત્મસાત કર્યું હોય અને હેને સહજન્મા પ્રતિભાનો અને પ્રેરણાનો સહકાર મળ્યો હોય તો સુંદર કવિતા નીપજે, માત્ર બાહ્ય પ્રેરણાથી અંકિત હોય એટલા જ કારણે જેને ગુણહીન અનુકરણ ન માની સકાય હેવી મનોહર કાવ્યકૃતિ નીવડે, હેના પુરાવા તરીકે અર્વાચીન કવિતામાંથી એક જ ઉદાહરણ આપીશ—

## भवाटवी

भूली पथ भमु दिन रात रे,
कोइ संत बतावो जी वाट:

ऊगे सूरज वळी आथमे एवी न्होती म्हारी मूळ भोम;
ज्योति अखंड झगे जहिं, जेनां तेज ढळे वींधी व्योम:
कोइ संत बतावो ए वाट.

संसारने हुने वायरे थाय घर घरना दीप गुल;
जीवन एवा अहिंनां न्हेंतिया म्हारे मुलक अमरोनां कुळ:
कोइ संत बतावो ए वाट.

उषाने अधरे खीलतो ने संध्याने कांठे विलाय;
एवा रे स्नेहने सोणले म्हारुं जीवतर झोला खाय:
कोइ संत बतावो ए वाट.

पगले पगले पावक प्रजळे, आंखे ठर्यो अंधकार;
पामर देहनी पीठ पडी वही भवरण केरो भार:
हवे संत दोरो सुर वाट.

( અંજલિ : કેશવ હ. શેઠ કૃત કાવ્યસંગ્રહ પૃ. ૧૦૦ )

આ કાવ્ય કાર્ડિનલ ન્યૂમેનના 'Lead Kindly Light' એ સ્તોત્રનો અનુવાદ નથી. હેનું પ્રતિધ્વનિગ્રહણ પણ નથી. જો કે કાર્ડિનલ ન્યૂમેનના એ સ્તોત્રના પ્રેમલ જ્યોતિ હારો દાખવી મ્હારો જીવનપથ ઉજાળ્ય એ પંક્તિથી શરૂ થતા અનુવાદમાંથી આ ગીતનું ભાવાત્મક તત્ત્વ વિકસ્યું છે કારણ કે એ અનુવાદનો ભાવધ્વનિ કવિના અસંપ્રજ્ઞાતકલ્પ માનસમાં સંભૃત હશે. તે છતાં આ ગીત કવિત્વનો તદ્દન મૌલિક અવિર્ભાવ છે, સર્જન છે, મનોહર ભાવની મનોહર શબ્દદેહમાં અભિવ્યક્તિ છે. ભવાટવીની અંધકારમય ભૂલવણીમાં માર્ગ ભૂલેલા જીવનયાત્રિકના આર્તસ્વનું આ કાવ્યમાં કરુણ આવેદન છે; યાત્રિકનો પથદર્શક થઈ સકે હેવા 'કોઇ' સંતને ઉદ્દેશીને કરાયેલો એ આર્તિપુકાર છે. યાત્રિક ભવકાન્તારમાં ભૂલો પડ્યો છે તો પણ હેને પોતાની મૂળભોમનું–સ્વર્ગભૂમિનું–સ્મરણ સ્પષ્ટ છે; એ ભૂમિમાં સૂર્ય રોજ રોજ ઊગતો નથી અને આથમતો નથી, અખંડ જ્યોતિ ત્હાં પ્રકાશે છે અને વ્યોમ વીંધીને આ જગતમાં ઊતરી પણ આવે છે ત્રીજી કડીની કલ્પનામાં કવિપ્રતિભાના ઉન્મેષનું અવિકલ તત્ત્વ છે; હેમાં સ્નેહની સ્વપ્નસૃષ્ટિમાં ઝોલા ખાતા જીવનનો ખેદ વ્યક્ત થયો છે; એ સ્નેહ તો ઉષઃકાલના અરુણ અધરે ખીલે છે પણ સન્ધ્યાતટે વિલય પામે છે. આ કાવ્યને કૃત્રિમ અ ।

અવિરત ભાષાના વાચા પ્હેરાવેનુ અગ્રેજી કવિતાનુ અનુકરણ કહેવુ એ તે રૂઢ પૂર્વગ્રહમાથી જન્મેલી અને ઇર્ષ્યાએ પોષેલી નગી નિન્દા જ છે પૂર્વગ્રહ અને ઇર્ષ્યા એ વૃત્તિયો જ હેવી છે કે વામ વિવેચકને અનુકરણ અને પ્રેરણા વચ્ચેના ભેદ પ્રત્યે અધ બતાવે અને યાદ રાખજે કે આ કાવ્ય સારી અર્વાચીન ગુજરાતી કવિતાની પ્રકારદર્શક એક વાનગી જ છે

રેરડ મિ સ્કૉટના વર્ગના ટીકાકારોના લાભાર્થે અર્વાચીન કવિતામાથી એક વધારે ઉદાહરણ આપવાનો મ્હને લોભ થયો છે

मुज प्राणरूप फूले प्रभो ! सुखकर सुगन्ध त्हमे थजो,
मुज हृदयसगीते प्रभो ! रव मधुर मन्द त्हमे थजो.
मुज जीवननी दुखरात्रिमा प्रभु ! चारु चन्द्र त्हमे थजो
मुज जीवनना सुखवहनमा सुदरतरंग त्हमे थजो.
मुज प्रतिविचारनी वादळीमां वारितत्त्व त्हमे थजो,
मुज हर्षकमलतणी मधुधारानु सत्त्व त्हमे थजो.
*मुज कल्पनाना मेघधनुषे रम्य रग त्हमे थजो,*
मुज आत्मना ऊर्ध्वप्रवाहे पाखरूप त्हमे थजो.

('નવચેતન'ના તત્રી શ્રી ચાંપશી વિ ઉદ્દેશીએ રચેલુ, कच्छवर्तमानના વસત અકમા ૧૯૨૫ એપ્રિલ કે મેના આરભમા પ્રકટ થયેલુ કાવ્ય, તા ૧૭મી મે ૧૯૨૫ના 'પ્રજાબધુ'માના 'સાહિત્યનુ સૂક્ષ્માવલોકન' એ લેખમા આપેલ અવતરણ )

શિષ્ટ શૈલીના સૌન્દર્યવાળા અને ખરા કાવ્યમય ભાવોર્મિમાથી તથા વિચારતત્ત્વથી યુક્ત આ મનોહર ન્હાનકડા કાવ્યને પાશ્ચાત્ય કવિતાનુ અનુકરણ કોણ કહે ? છતા હેમા જે કવિત્વસાધક મનોવૃત્તિનુ અદશ્ય વહન છે તે પશ્ચિમમાથી ઉછીની આણેલી નહિ પણ પ્રેરણા પામેલી છે અને છતા હેમા મૌલિકતા ચોક્કસ છે હેની કોઇથી ના કહી સકાશે નહિ મૂળ કાવ્યની મનોહરતા કમી થાય એ જોખમ વ્હોરીને પણ હુ હેનો અગ્રેજી અનુવાદ કરવાનો પ્રયત્ન કરુ છુ —

In the blosson of my breath
Be thou the sweetening smell, Oh Lord!
*In the music of my heart*
Be thou the gentle note, Oh Lord!
In the woe-filled night of life
Be thou my lovely moon, Oh Lord!
*In my happy stream of life*
Be thou the dancing wave, Oh Lord!
In every thought-cloud of my mind

Be thou the water-soul, Oh Lord!
In the lotus of my joy
Be thou the honey sweet, Oh Lord!
In the rain-bow of my fancy
Be thou the beauteous tints, Oh Lord!
In the upward march of soul
Be thou my helping wing, Oh Lord!

હજી એક વધારે નમૂનો ઉમેરવાની લાલચને હું વશ થાઉં છું:—

तुं महाकाव्य बनी विश्व व्यापी रह्यो
त्हां वळी कवितडु शुं करुं हुं ?
अखिल ब्रह्माण्ड रसराज रेली रह्यो,
रसतणो वाडकी शुं धरुं हुं ?
सृष्टि शणगारी अद्‌भुत अलंकारथी,
वाग्‌-अलंकार त्हां व्यर्थ भासे;
मोह नथी काव्यनों, मात्र जीवी रह्यो
तुज महाकाव्यनी एक आशे.

આ ભવ્ય મધુકાવ્યનો અનુવાદ આ પ્રમાણે કરું છું:—

Thou pervadest the whole world with the chant of thy grand epic; How dare I then compose my poor song?

Thou floodest this whole universe with thy grand stream of love; How dare I offer then my cup of humble worship?

Thou hast decked with wondrous beauty this creation all around; All speech adornment there availeth not;

I hanker not after poetry sustained am I by hope and longing for the music of thy Epic grand.

વિદેશીય વિવેચકોએ પોતાના અજ્ઞાનને લીધે અવિચારી રીતે નિંદેલી અને અભિમાનથી અવગણેલી અર્વાચીન ગુજરાતી કવિતામાંથી વિરલ સૌંદર્યવાળાં અને મૌલિક કાવ્ય-રત્નો અનેક સાંપડે એમ છે પણ તેને માટે અહિં પૂરતો અવકાશ લભ્ય નથી.

## ગુજરાતી સાહિત્યમાં પદ્યરચના

અર્વાચીન અને પ્રાચીન ગુજરાતી કવિતા વચ્ચેના ભેદનો નિર્દેશ કરતા તત્સબદ્ધ પદ્યપ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે પ્રાચીન સાહિત્યમા કવિતા કયા પદ્યઢાળમા ઢાળવામા આવતી હતી, અને અર્વાચીન કવિતા કયા પદ્યપ્રકારનો આકાર પામે છે એ પ્રશ્ન મે વચ્ચે મુખ્ય ભેદ આ છે પ્રાચીન ગુજરાતી સાહિત્યમા છેક દયારામના સમયપર્યંત પણ પદ, દેશી, ગીત (જેમા પાછળથી ગરબીનો સમાવેશ થયો) એ સ્વરૂપો વપરાતા જ્યારે અર્વાચીન કવિતા સસ્કૃત વૃત્તો, તેમ જ અપભ્રશ અને હિદી સાહિત્યમા વપરાતા છન્દો (કવિતા, દુહા, ચોપાઈ સવૈયા વગેરે) પસદ કરે છે ગીતોનો અને ગરબીઓનો તદ્દન બહિષ્કાર થયો છે એમ નહિ, હજી એ પ્રકારો સ્થાન ગણનાપાત્ર છે, પણ અર્વાચીન કવિતાનો ઉદય થવાની સાથે સસ્કૃત વૃત્તોનો સ્વીકાર મ્હોટા પ્રમાણમા થવા લાગ્યો. એથી ગુજરાતી પદ્યરચનાનુ સિહ ગાવલોકન કરવુ અહિ ઉચિત થશે

गुजराती पद्यरचना

अर्वाचीन गुजराती छन्दोनु वर्गीकरण

અદ્યતન ગુજરાતી કવિતામાં આ પદ્યપ્રકારો વપરાય છે —

१ (क) સસ્કૃત વૃત્તો (અક્ષરમેળ વૃત્તો તરીકે ઓળખાતા), શાર્દૂલવિક્રીડિત વસન્તતિલકા, મદાક્રાન્તા માલિની હરિણી ઇત્યાદિ

(ख) પક્તિગત માત્રાસખ્યાના ધોરણે રચાતા સસ્કૃત વૃત્તો, દા ત ગીતિ, આર્યા વગેરે, અર્થાત્ ગાથાના બધા પ્રકારો

(ग) અક્ષરોની (શ્રુતિયોની) નિયત સખ્યાનો નિયમ જેમા હોય એવાં સસ્કૃત વૃત્તો, દા ત અનુષ્ટુપ (વૈદિક છન્દ સ્વરૂપોનો એક માત્ર અવશેષ)

२ અક્ષરોની માત્રાસખ્યા એ જ જેમા નિયમ છે હેવા સસ્કૃત પછીના સમયના છન્દો

(क) અપભ્રશ કવિતામાથી આવેલા છન્દો,

(ख) હિદી કવિતામાથી આણેલા છન્દો

(ग) પછીના કવિયોએ ઘડેલા પ્રકારો (દલપતરામ કૃત "पिंगळ"મા આપ્યા છે તે).

३ પૂર્વતર કવિયો પાસેથી વારસામા કે અનુકરણરૂપે આવેલા પ્રકારો, ગરબી દેશી, પદ

આ સદર્ભમા, ગરબીસ્વરૂપનો ઉદ્ભવ અને ઇતિહાસ જોઈ જવો ઠીક પડશે ગરબીના ઇતિહાસનુ અન્વેષણ કરવુ એ સ્હેલુ કાર્ય નથી એ કબૂલ કરવુ પડશે વસતના વિ સ ૧૯૬૮ના ચૈત્ર અકને પૃ ૧૧૯–૧૨૦મે શ્રી છગનલાલ વિ રાવળે નરસિહ મ્હેતાએ રચેલી મનાતી ત્રણ ગરબીઓ આપી છે પણ એ ખરેખર નરસિહ મ્હેતાએ રચી હોવા વિશે મ્હને ગભીર સશય છે [૬૧]

---

૬૧ એ ત્રણમાની એક મ્હે ઉપર આપી છે (જુવો પૃ ૧૭૫) અને ત્હાં હેની મૌલિકતા વિશે મ્હારી સશય જણાવી છે બીજી બે પણ રસિકના જમાનાની પછીના—બહુ પછીના—એ જ ઢાળમા છે પ્રત્યેક ચરણાન્તે લટકાનો શબ્દ લોલને બદલે લો છે હેનો શ્રી છગનલાલ રાવળે આપેલો ખુલાસો પ્રતીતિજનક નથી આ ગરબીઓ મૌલિક છે હેવુ એઓ પ્રથમ માની લે છે અને પછી

ઉપરાંત નરસિંહના સમયમાં ગરબી હોય અને હેના પછીના અનેક સદીઓ સુધી અદૃશ્ય બની હોય એ વિચિત્ર છે. વળી દયારામનું જીવનચરિત એ ગ્રન્થને પૃ. ૨૩૪મે પાદનોધમાં શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળે

वहू तुहने वाद रे जाईश मा जल भरवा

એમ શરૂ થતી ગરબી નરસિંહ મ્હેતાની કૃતિ ગણીને આપી છે, અને હેને દયારામની शीख सासूजी देछे रे के वहूजी रहो छगे એ પ્રખ્યાત ગરબીના પ્રકારનું મૂળ હોવાનું કહેલ છે. પણ વસ્તુતઃ એ ગરબીનો પદ્યઢાળ એ નથી એ તો હેની આ પછીની પંક્તિયો જોતાં સ્પષ્ટ જણાય છે. એ ગરબી આખી મ્હેં આ વ્યાખ્યાનને છેડે પરિશિષ્ટ ક્માં આપી છે. હેમાંની આ બે પંક્તિયો જ લ્યોઃ—

ए छे काळो तु छे गोरी वहुअर एहने न मलिए रे ।

मनसा वाचा कहु छु तुजने माणसमांथी टलीए ॥ वहु तुहने०

આ પંક્તિયો शीख सासूजी दे छे વગેરે ચરણથી માત્રા સંખ્યામાં ઘણી વધારે લાંબી છે અને લયમાં તથા યતિ પરત્વે જુદી છે. બહુ તો એટલું કહી સકાય કે પ્રથમ પંક્તિના નમૂના ઉપરથી દયારામને शीख सासूजी ઇ. ગીતનો ઢાળ ઘડયો હોય, પણ હું તો એમ માનું છું કે નરસિંહની રચનાની પ્રથમ પંક્તિ પછીના અન્તરાના લયમાં બેસાડી સકાય હેવી છે. જો કે અસ્તાઈ-રૂપ બીજી પંક્તિની પદ્યરચના, પ્રથમ પંક્તિ કરતાં, અન્તરા જોડે વધારે બંધ બેસે છે; આ હકીકત મહત્ત્વની છે અને પ્રથમ પંક્તિ પણ शीख सासूजी दे छे रे એ પ્રકારની નથી એ મતનું સમર્થન કરે છે.

शामळा ने तु सजनी म्हारी रजनी क्या रमी आवी रे એમ શરુ થતી એક દયારામની ગરબી છે તે ભાલણમાં અને નરસિંહમાં પણ છે હેવું જણાયું છે, પણ પદ્યસ્વરૂપની દૃષ્ટિયે એ ખરી ગરબી નથી પણ પદ છે, અથવા દેશી છે. આ પ્રમાણે ગરબી સ્વરૂપની હયાતી દયારામની પૂર્વેના સૈકાઓમાં હતી એમ પૂરવાર કરવાનો પ્રયત્ન નિષ્ફળ જ થાય છે. સ્વામિનારાયણ સંપ્રદાયના કેટલાક કવિયોએ ગરબીઓ રચી છે એ ખરું, દા. ત. अविनाशी आवो रे जमवा कृष्ण हरि; પરંતુ એ બધા

---

કલ્પના કરે છે કે નરસિંહના સમયમાં લો શબ્દ પ્રચલિત હતો. લોનો તો કંઇ જ અર્થ થતો જ નથી, લોલ જેવો તો (અલબત્ત પદ્યની ચારુતા વધારનારા શીલાના શબ્દ તરીકે) અર્થ થતો જ નથી. પ્હેલી ગરબી અલબત્ત મનોહર શૈલીમાં રચાઈ છે ( જે દયારામ જેવો કે અન્ય કોઇપણ સુંદર પદ્યનિર્માતા કરી સકયો હોય ); પણ બીજી બે તો ઘણી ઊતરતી કોટિની છે, એ નરસિંહ મ્હેતાના મુખમાંથી નીકળી હોય એ અસંભાવ્ય છે. નીચે નોધેલી પંક્તિયો તો નિઃસંશય રીતે વિચારતાં તેમ જ વાણીમાં સ્થૂલ અને કર્કશ છે, નરસિંહ મ્હેતો હેવી રચના કરવા જેટલો નીચો ન ઊતરેઃ-

परण्यो जाणशे एवी वात, के गडदा थापशे रे, लो;

परण्यो पॅाकशे सारी रात, के आंख रातो थशे रे लो.

{ આ લો अशोकरोहिणी रास ( વિ. સં. ૧૭૭૨ ) ઢાળ ૨ જા માં મ્હારા જોવામાં આવ્યો છે. એથી એ શબ્દ નરસિંહ મ્હેતાનો સમયમાં, આ રાસથી ત્રણ સૈકા પૂર્વે, વિદ્યમાન હતો હેવું ભાગ્યે જ પુરવાર થઇ સકે. આ હકીકત ઉલટી શ્રી. છગનલાલના મતની વિરુદ્ધમાં જાય }

દયારામની પછીના છે. દયારામની કવિતાની મીમાંસા કરતાં ઉપર મ્હેં કહ્યું તે પ્રમાણે, ગરબાનો રિવાજ—કોણ જાણે ક્ય્હારથી ?—ન્યાતીમાં હતો એ હું કબૂલ કરું છું, અને હેમાં કદાચ ગરબી થોડીક ગવાતી હોય. પણ ગરબીને મુખ્ય પ્રકાશમાં આણનાર, હેને પોષણ આપીને વિકસાવનાર, હેનો પ્રદેશ વિસ્તારનાર અને પોતાના કંઠના સંગીતથી અને પ્રયોગોથી લોકોમાં પ્રિય અને પ્રખ્યાત બનાવનાર તો દયારામ જ હતો. હેની પછી હેના શિષ્ય ગિરિજાશંકરે અને એક અન્ય શિષ્યે આ કાર્ય ચાલુ રાખ્યું હતું. હું તો કહું છું કે ગરબીસ્વરૂપનો સાચા પ્રકારનો સર્જક દયારામ હતો, અને અગાઉના મ્હારા દયારામ ગરબીનો સ્રષ્ટા ન્હોતો એ કથનને આટલાપૂરતું હું બદલવાને પણ તૈયાર છું, કારણ કે જેમાં ગરબીનો ખરો આત્મા છે હેવું ગરબીસ્વરૂપ દયારામનું સર્જન હતું.[૬૨]

गरबो અને गरबी એ બે પ્રકારો ભિન્ન છે એમ હું માનું છું. ગરબો લાંબો હોય, ભારે હોય, અને વિષય સમર્પણમાં સંક્ષેપ ન જાળવતો હોય; જ્ય્હારે ગરબી નાજૂક સુઘડ ઢાળની રચના છે અને હેમાં વિષયનું સંક્ષિપ્ત સુસંહત સમર્પણ થયું હોય છે. વલ્લભ ભટનો आनन्दनो गरबो અથવા कॅलिकालनो गरबो, અને દયારામની शीख सासूजी दे छे रे અથવા व्हानूडो कामणगारो रे અથવા हु शु जाणु व्हाले मुजमा शु दीठु એ ગરબી, સરખાવશો તો ગરબો અને ગરબી એ બેનો સૂક્ષ્મ ભેદ તરત પરખાશે. ફરતા ફરતાં ગાવાની ક્રિયા હેવો ગરબાનો અર્થ થયો છે એ વળી જૂદો અર્થ છે.

બીજો એક ભેદ દર્શાવું છું: સંગીતકલામાં સ્વીકાર્ય બનતાં ગીતો કે ગાયનથી ગરબી જૂદી છે. આ ગાયનોમાં (તાન આલાપ વગેરે) સંગીતની ખૂબી આણી સકાય તે ગરબીમાં રહેલાઈથી આણી સકાય નહિં: કારણ કે, એ બાબતમા, ગરબીની સંગીતક્ષમતા મર્યાદિત હોય છે; સંગીતમાં જાણીતા જે રાગ છે હેમાથી કોઈ એક રાગનો સ્વરૂપવિકાસ ગરબીમાં નથી થતો, ગરબીમાં ઘણે ભાગે જૂદા જૂદા રાગોનાં તત્ત્વો, આગન્તુક રૂપે, પણ કલામય સંયોજન પામેલા, આવે છે. આ કારણે नागर नदा मुगट पर वारी जाउं અથવા आवत मोरी गलियनमें गिरधारी જેવાં ગીતોને, કેટલીક સન્નારીઓએ હેને ગરબી તરીકે ગરબા કાર્યક્રમમાં દાખલ કરવાના પ્રયત્ન કર્યાં છે તે છતાં, હું ગરબી માનવાની ના કહું છુ.

દેશીઓ અને પદો વિશે વિસ્તાર કરવાની જરૂર નથી. આ પ્રકારો ૧૫મા અને ૧૬મા સૈકાના કવિયોને અને હેમના અનુગામીઓને પરિચિત છે આ પ્રકારોની છન્દોરચના વિશે હું આગળ જતાં હમણાં જ કાંઇક કહેનારો છુ.

---

૬૨. ગરબી શબ્દની વ્યુત્પત્તિ નક્કી જણાઈ નથી. પણ એક તર્ક કરું. ગરબાના રિવાજને અંગે गरबो कोरावनो એ ઉક્તિ વપરાય છે. દિવાલમાં કાણાં પાડેલા માટીના ઘડામાં દીવાનું કોડિયું મૂકીને એ ઘડાની આસપાસ સ્ત્રીઓ (અને કોઈવાર પુરુષો) ફરે અને ગરબા (કે ગરબી) ગાય એ જૂનો રિવાજ હજી પણ ઘણા સ્થળોએ ચાલુ છે. આ ઘટદીપને गर्भदीप કહેતા હોય (ઘટના ગર્ભમાં રહેલો દીપ). એ શબ્દ गर्भो—गरबो રૂપે સંકુચિત થયો, અને લક્ષણાવ્યાપારથી અર્થ-સંક્રાન્તિ પામીને એ ઘટદીપની આસપાસ ફરતાં ફરતાં જે ગીત ગવાય એ ગીત હેવો અર્થ પામ્યો.

છન્દનાં અથવા પદ્યનાં સ્વરૂપસાધક તત્ત્વો શાં છે? અદ્યતન ગુજરાતી પદ્યતંત્રને યથાર્થ સમઝવા માટે હેના આદિ પ્રભવ પર્યન્ત, એટલે વૈદિક છન્દ પર્યન્ત, જવું પડશે, અને સંસ્કૃત તથા અપભ્રંશ યુગોમાં થઈને આજ સુધી પ્હોંચવું જોઇશે. આ બધા ક્રમોને જોડતી કોઈ પ્રકટ દેખાતી કડી નથી એ ખરું છે; અમુક અંશે નવાં પદ્યસ્વરૂપો જાણે કે શૂન્યમાંથી પ્રકટ્યાં લાગે છે, અને હેના આદ્ય-વિધાયકો તો. કાળે કાળે, 'lisped in numbers as the numbers came' જે છન્દ આવ્યો હેમાં (અસ્પષ્ટ) રચના કરતા ગયા. છતાં નિપુણ નિરીક્ષણ કરવાથી આ બધા ક્રમોમાં અનુસ્યૂત સનાભિતાનો તંતુ દેખાશે. આ વિષયનું અન્વેષણ કરવું હોય તો મ્હોટો ગ્રંથ રચવો પડે. આટલા દિગ્દર્શનથી અહિં સંતોષ માનવો પડશે.

पद्यरचनानां स्वरूपसाधक तत्त्वो

तो હવે વૈદિક છન્દને પ્રથમ લઇયે; વૈદિક છન્દ, અંગ્રેજી પદ્યની રીતે, શ્રુતિભારનિષ્ઠ ન્હોતો; જો કે વૈદિક સંસ્કૃતમાં સ્વર હતો પણ એ સ્વરારોહરૂપ હતો કે અક્ષરભાર રૂપ હતો એ નિશ્ચયપૂર્વક જણાયું નથી; એ અંશતઃ ભારરૂપ અને અંશતઃ આરોહરૂપ હતો એમ મનાય છે.[૬૩] વૈદિક મંત્રોમાં અક્ષરોની સંખ્યા અને કદાચ માત્રાગણના પદ્યપ્રકારનું સ્વરૂપસાધક તત્ત્વ હતી.[૬૪] છતાં શબ્દોમાં સ્વરનું તત્ત્વ ભલે છન્દ-સ્વરૂપનું નિર્ણાયક ન્હોતું તોપણ, પંક્તિને લયભંગિ અર્પનારું બનતું હતું.

वैदिक छन्द

આમ છતાં, સ્વરથી સ્વતંત્ર, અથવા છન્દની બાહ્ય વિષમતા છતાં સ્થિર થતો, અન્તર્ગત, સંસ્કૃતવૃત્તોનો લય વૈદિક છંદમાં પકડાય છે—દેખીતા લયભંગ રૂપે અત્રતત્ર વૈવિધ્ય સધાતું હોવા છતા આ લય જોઈ સકાય છે. દાખલા તરીકે આ મંત્ર જુવો:

(क) यो जात एव प्रथमो मनस्वान् देवो देवान् क्रतुना पर्यभूषत ।

यस्य शुष्माद्रोदसी अभ्यसेतां नृम्णस्य मह्ना स जनास इन्द्रः ॥ १ ॥

यः पृथिवीं व्यथमानामदृंहद् यः पर्वतान् प्रकुपितौं अरम्णात् ।

यो अन्तरिक्षं विममे वरीयो यो द्यामस्तभ्नात् स जनास इन्द्रः ॥ २ ॥

(ऋग्वेद २-१२)

(ख) परा हि मे विमन्यवः पतन्ति वस्य इष्टये

वयो न वसतीरुप ॥ ४ ॥ (ऋग्वेद १-२५)

---

૬૩. આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૨૮૧ જુવો.

૬૪. ડૉ. એ. વર્નોન આર્નોલ્ડકૃત "Vedic Metre", પૃ. ૬, § ૧૬ જુવો.

"શબ્દના માત્રાપરિમાણનો આધાર કેવળ હેમાંના લઘુગુરુઅક્ષરોની સંખ્યા અને હેના ક્રમ ઉપર રહે છે, સ્વરના સ્થાન જોડે સબંધ નથી."

(ग) सप्त चक्रान् वहति काल एष सप्तास्य नाभीरमृतं न्वक्ष ।

स इमा विश्वा भुवनान्यञ्जत् कालः स ईयते प्रथमो नु देव ॥२॥

पूर्णः कुम्भोधि काल आहितस्तं वै पश्यामो बहुधा न सन्तः ।

स इमा विश्वा भुवनानि प्रत्यङ् कालं तमाहुः परमे व्योमन् ॥ ३ ॥

( अथर्ववेद, १९–५३ )

આ મંત્રોમાં જોઇ સકશો કેઃ—

(क)મા મંત્ર ૧ના પહેલા ચરણનો પૂર્વાર્ધ અને બીજા ચરણનો ઉત્તરાર્ધ, સ્વરો બાદ કરતાં, ઇન્દ્રવજ્રા વૃત્ત છે;

મંત્ર ૨માં ચરણ બીજું ઇન્દ્રવજ્રાનાં બે ચરણો છે (अस्तभ्नातनो अ લઘુ ઉચ્ચારવો પડે).

(ख)માં પહેલા ચરણમાં પ્રમાણિકા વૃત્તનો લય છે.

(ग)માં ૨જા મંત્રના પહેલા ચરણનો ઉત્તરાર્ધ, (न्वक्षमांना) न्वने સ્વરભક્તિથી नु व વાંચતા, ઇન્દ્રવજ્રા બને છે; ત્રીજા મંત્રના ચરણ બીજાનો ઉત્તરાર્ધ પણ, व्योमन्‌માં व्योની वियो હેવી સ્વરભક્તિ કરતાં, ઇન્દ્રવજ્રાનો લય પ્રકટ કરે છે; અને બાકીનાં ચરણોમાં તે તે વૃત્તનો વિષમતાયુક્ત લય છે.

આ કારણે, કેટલાક લોકોએ ગુજરાતી પદ્યરચનાને વૈદિક છન્દનું પરિધાન પ્હેરાવવાના જે અણઘડ યત્નો કર્યો છે૬૫ તેને હું નિષ્ફળ તથા વૈદિક છંદની વિડંબના રૂપ ગણ્યા વિના રહી સકતો નથી; કેમ કે વૈદિક સ્વર ગુજરાતીમાં અંજાણ્યો છે

સંસ્કૃત વૃત્ત — હવે આપણે સંસ્કૃતયુગમા વૃત્તોનાં પ્રાણભૂત તત્ત્વો તપાસીશું. હેના ત્રણ વિભાગ પડે છેઃ—

(૧) જેમા નિશ્ચિત માત્રાપરિમાણની અર્થાત્ લઘુ અને ગુરુ શ્રુતિયોની નિયતસ્થાને ગોઠવણી એ સ્વરૂપસાધક તત્ત્વ હોય હેવા વૃત્તો,

(૨), જેમાં, સમગ્ર પંક્તિની લયબદ્ધ ગતિ માટે આવશ્યક કેટલાક નિયમો સાથે, માત્રાઓની કુલ સંખ્યાથી સ્વરૂપ સધાતું હોય તે;

અને (૩) કેવળ શ્રુતિયોની (અક્ષરોની) સંખ્યા ઉપર આધાર રાખતા, એ અક્ષરોના માત્રા પરિમાણની–પંક્તિમાંનાં અમુક સ્થાનો શિવાય અન્યત્ર–લેશ પણ અપેક્ષા ન રાખતાં, કેટલાક વૃત્તો (દા. ત અનુષ્ટુપ્.)

---

૬૫. શ્રી કનૈયાલાલ મા. મુનશીનાં ત્રણ નાટકોમાંની–पुरंदर–पराजय, अविभक्त आत्मा અને तर्पण (જેમાંની ઋચાઓ (?) કર્તાના એક મિત્રે રચી છે) એ નાટકોમાંની–કહેવાતી ઋચાઓ જુવો.

વિભાગ (૧)માં માલિની, वसन्ततिलका, मन्दाक्रान्ता, हरिणी, पृथ्वी, शार्दूलविक्रीडित, स्रग्धरा વગેરે વૃત્તો આવે છે;

વિભાગ (૨)માં આવે છે आर्या, गीति અને હેના પ્રકારભેદો.

વિભાગ (૩)માં મુખ્યતઃ अनुष्टुप् આવે છે.

વર્ગ (૧)માં આવતાં વૃત્તોનું માપ રૂઢ થયેલી અક્ષરગણની પદ્ધતિથી દર્શાવાય છે; આ અક્ષર-ગણો ત્રણ ત્રણ અક્ષરોના ગણો છે જે यगण, रगण, तगण, भगण, जगण, सगण, मगण અને नगण હેવાં નામે ઓળખાય છે, અને એ ગણો પ્રત્યેક અક્ષરની માત્રાના નિશ્ચિત ક્રમને અનુસરે છે. ગણસંજ્ઞાઓ આ વપરાય છે : ⏑ – –, – ⏑ –, – – ⏑; – ⏑ ⏑, ⏑ – ⏑, ⏑ ⏑ –; – – –, ⏑ ⏑ ⏑
य र त भ ज स म न

આ પદ્ધતિ કેવળ સગવડ ખાતર યોજાઈ હોઈને તે તે વૃત્તની લયસાધક રચનાનું ખરું સ્વરૂપ દર્શાવતી નથી; એ લયરચનાનો આધાર સમગ્ર પંક્તિના અંગવિભાગ ઉપર રહે છે જેનું કેશવલાલ હ. ધ્રુવે संधि હેવું સુભગ નામકરણ કર્યું છે. દાખલા તરીકે

वसन्ततिलका નું રૂઢ સંજ્ઞાઓમાં લક્ષણ આ બને. तभजजगग (ग=ગુરુ), જેમકે

त्वां कामिनो मदनदूतिमुदाहरन्ति

એ પંક્તિ ગણવ્યવસ્થામાં આ પ્રમાણે અપાય:—

त्वांकामि । नोमद । नदूति । मुदाह । र । ति ॥

પણ હેના લયનું સાચું સ્વરૂપ સંધિયોથી સૂચવાય છે:—

त्वां कामिनो । मदनदू ८ तिमुदा । हरन्ति ।

વર્ગ (૨)માં આવતાં વૃત્તોનું માપ દર્શાવવાની પદ્ધતિ હેમના લયસ્વરૂપને અનુરૂપ છે અને હેમાં માત્રાગણોની ગણતરી કરવામાં આવે છે. દાખલા તરીકે

ગીતિનું સ્વરૂપ પ્રત્યેક દલમાં સાત ચતુર્માત્રક ગણો અને અન્તે એક ગુરુ અક્ષર એ પ્રમાણે દર્શાવાય છે. લયસ્વરૂપ શુદ્ધ જળવાય એ માટે વિશેષ મર્યાદા એ મૂકવામાં આવે છે કે (૧) કોઈપણ એકીગણ जगण એટલે ⏑ – ⏑ ન હોવો જોઈએ, અને (૨) છઠ્ઠો ગણ जगण હોવો જોઈયે અથવા ચાર લઘુ અક્ષરોનો બનેલો હોવો જોઈયે. આ લક્ષણનાં બધાં તત્ત્વો આ સંક્ષિપ્ત સંજ્ઞાસૂત્રમાં આવી જાય છે:—

दादा । चाआ । दादा । चाआ । दादा । लगल । दादा । गा ।

અહિં दा=બે માત્રા, અર્થાત્ – અથવા ⏑ ⏑;

चाआ=ચાર માત્રા, એટલે – – અથવા – ⏑ ⏑ અથવા ⏑ ⏑ – અથવા ⏑ ⏑ ⏑ ⏑;

ल=લઘુ;

गा=ગુરુ.

પણ હું વસ્તુસ્થિતિને દર્શાવતું એક વિશેષ તત્ત્વ ઉમેરું, તે એ કે છેલ્લો અક્ષર ગા (એટલે બે માત્રાઓ) નહિ પણ ચાર માત્રાનો પ્લુત અક્ષર હોવો જોઇયે. આથી ઉપરની સંજ્ઞાયોજનામાં હું ગાને બદલે ગાઆ મૂકવાનું યોગ્ય ગણું છું.

દાદા સંજ્ઞા મૂકવાથી એકી ગણ જગણ ન હોવો જોઇયે, એ મર્યાદા જળવાય છે, અને છઠ્ઠો ગણ લદાલ સંજ્ઞાથી દર્શાવેલો હોઇને એ જગણથી અથવા ચાર લઘુ અક્ષરોથી બનાવી સકાય.

હવે આપણે આજે વપરાતા ગુજરાતી છન્દો ચર્ચીશું. એ છન્દોના ત્રણ વર્ગો પડી સકે છેઃ—

(૧) સંસ્કૃત વૃત્તો, માલિની, મન્દાક્રાન્તા વગેરે ઉપર જણાવ્યા પ્રમાણે.

(૨) કેવળ અક્ષરોની સંખ્યાનો નિયમ અનુસરતા, માત્રા સંખ્યાથી નિરપેક્ષ, છન્દો; દા. ત. मनहर छद, घनाक्षरी छद વગેરેઃ

અને (૩) પંક્તિગત અક્ષરોનો કુલ માત્રાપરિમાણનો નિયમ જાળવતા છન્દો, જેમા પંક્તિનો વિશિષ્ટ લય સાધવા માટે તાલની અમુક વ્યવસ્થા હોય છે. આ તાલમર્યાદા સંજ્ઞાસૂત્રને અનુસરીને જાળવી સકાય, દા. ત. હરિગીતનુ લક્ષણ સાધારણ રીતે ૨૬ કે ૨૮ માત્રાની પંક્તિ, ૧-૪-૮-૧૧-૧૫-૧૮-૨૨-૨૫ અથવા ૩-૬-૧૦-૧૩-૧૭-૨૦-૨૪-૨૭ એ માત્રા ઉપર તાલ, તાલસ્થાને જગણનું વર્જન, અન્ત્ય અક્ષર ગુરુ; હેવું છે તે નીચેના સંજ્ઞાસૂત્ર વડે સંક્ષેપથી છતા સંપૂર્ણરૂપે દર્શાવી સકાય છે —

दाल दादा । दाल दादा । दाल दादा । दालगा ।

અથવા दा । दाल दादा । दाल दादा । दाल दादा । दालगा

અહિં પ્રથમ સંજ્ઞાસૂત્ર ૨૬ માત્રાની અને બીજું ૨૮ માત્રાની પંક્તિ સૂચવે છે. दालदादा સંધિમા લ મૂકયો છે તેથી તાલ સ્થાને જગણ આવીને લયભંગ થવાનો પ્રસંગ દૂર થાય છે અને છેલ્લી સંજ્ઞા गा છે તેથી પંક્તિને અંતે ગુરુ અક્ષર હોવો જોઇયે એ નિયમ જળવાય છે; આ સૂત્રમાં આપોઆપ તાલ જે માત્રા ઉપર જોઇયે તે માત્રા ઉપર જ આવે છે. આ બુદ્ધિયુક્ત છતાં સંક્ષિપ્ત પદ્ધતિ માટે હું દિ. બ. કેશવલાલ હ. ધ્રુવના બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સમક્ષ વાંચેલા પદ્યરચનાના પ્રકાર એ નિબંધનો ઋણી છું.

[ નોંધ જેમ ગીતિ (અથવા આર્યા)ના પ્રત્યેક દલનો અન્ત્ય અક્ષર હોય છે તેમ, ૨૬ માત્રાના હરિગીતનો અન્ત્ય અક્ષર गा ચારમાત્રાનો પ્લુત છે એ હું ભારપૂર્વક કહીશ. પાછળના ચરણની જોડે લયનું અનુસંધાન જળવાય એ માટે આ પ્લુતઉચ્ચારણ આવશ્યક છે. ]

વર્ગ (૩)માં આવતા છંદની સ્વરૂપચર્ચાની જરૂર નથી; હેતુ જે વર્ણન આપ્યું છે તેથી જ હેનું સ્વરૂપ (રચનાકાળ) આપોઆપ નિશ્ચિત થઇ જાય છે.

દેશીઓ, પદો અને ગરબીઓની સ્વરૂપસાધક તત્ત્વસામગ્રી પરત્વે, અસંશયે પદ્યરચનાના મૂળ તત્ત્વના અજ્ઞાનથી ઊપજેલો, હેવો ખ્યાલ વ્યાપક છે કે આ ઢાળોમાં કાલમાન-નિયામક માત્રાની ગણતરી જરૂરની નથી, અને માત્રાસંખ્યા આવશ્યક જો હોય તો પણ આ ઢાળોની રચનાનું નિયામક કોઈ ધોરણ નથી. આ વિષયમાં નિષ્ણાત ગણાવા જેટલા જ્ઞાનનો દાવો કરી સકે હેવાઓ પણ આ મત ધરે છે. આ મતની અયથાર્થતા સાબિત કરી સકાય એમ છે. કોઇ પણ દેશી કે પદ કે ગરબી લો; હેને ગાવામાં નિયત કાલમાન જાળવ્યા વગર છૂટકો નથી; અને આ વસ્તુસ્થિતિ જ ઉપર જણાવેલા મતનું નિરસન કરવાને પૂરતી છે. આ ભૂલ્ય થવાનું કારણ એ છે કે આપણા પ્રાચીન કવિયો આ પ્રકારની રચનામાં અનહદ છૂટ લેતા, અલ્પ કાલમાત્રામાં અનેક ગુરુ અક્ષરોને ઠાંસી દેતા અથવા લઘુ અક્ષરોને ફાવે તેટલી માત્રાઓ જેટલા લંબાવતા. પ્રથમ દષ્ટિએ શિથિલ જણાતા આ છન્દોના રચનાઢાળના સુનિશ્ચિત નિયમો ઘડવા અશક્ય નથી. વસ્તુતઃ સદ્દગત નવલરામ લક્ષ્મીરામે આ દિશામાં પ્રયત્ન આદર્યો હતો અને સ્વરચિત ગરબાવલીમાં હેનો પ્રસ્તાવ કર્યો હતો, પણ ગમે તે કારણે હેમણે એ કાર્ય પૂર્ણ ન કર્યું. આ વિષયની વિસ્તીર્ણ મીમાંસા કરવાનો અહિં અવકાશ નથી. છતાં એક બે દિશાસૂચક વિધાન કરીશઃ—

દેશી, પદ વગેરેનાં ઘટક તત્વો

(ક) પ્રેમાનંદે વાપરેલા એક ઢાળની જોડે દયારામે વાપરેલું એ ઢાળનું સ્વરૂપ સરખાવશો તો ખડબચડી રચના અને લયશુદ્ધ છન્દ વચ્ચેનો ભેદ સ્પષ્ટ થશે :

(૧) अधकार वीठो अतरिक्षे, असुर बने आविया,
गिरितरुवर मांस शोणित माया करीने लाविया.
करी कोरण कडकडाटा रेणु ऊडे भयभीत घणी,
व्यापी लीधी. दशो दिशा माया कीधी पोतातणी.

( પ્રેમાનન્દ મદાલસા૦ ૬ )

(૨) मणिरत्नमय गिरिराज श्री, श्रीनाथ मन लोभाय;
अव्यक्त मधुर सुशब्द द्विजगण, शोभा कही नव जाय.
शतपत्रलोचन सुन्दरी श्यामातणां बहु वृन्द;
ते मध्य विलसे लाल नटवर रसिकमणि गोविन्द.

( દયારામ, રસિકવલ્લભ ૮૨, ૫-૬ )

દાદાલદા એ શુદ્ધ લય (૨) માં સ્પષ્ટ છે, જ્યારે (૧) માં પંક્તિયો ફૂદ્દાક ફૂદ્દાક લથડાય છે. ઢાળ દાદાલદા ગણયોજનાને જાળવીને જ એક-સરખો ચાલવો જોઇયે હેવું નથી, હેમાં દાદાલદા દા લદાદાદા દાદાદાદા દાગા અને હેવાં રૂપાન્તરો થઈ સકે છે, એ સ્વીકાર્યા પછી પણ શિથિલતા રહે છે.

(b) પ્લવંગમ છન્દનું નિયતરૂપ જાળવતી આ પંક્તિ લો:—

छत्रे धाती छाय छत्रीधर छाजता,

અને આસો માસો શરદપુન્યમની રાત્ય જો એ પ્રકારની ગરબીની આ પંક્તિ લો .

हा ! दैव ! शु विपरीत वूखड दीधलु ?

આ બને પંક્તિયોને એકબીજાના ઢાળમા બદલીને‥ વાંચી સકાય, કારણ કે બનેની અન્ત ર્ગત છાન્દસ રચના અભિન્ન છે, તફાવત છે માત્ર પઠનની ઢબમાં અને યતિના સ્થાનફેરમાં, પ્લવગમમાં યતિ અગ્યારમી માત્રા પછી આવે છે, જ્યહારે ગરબીમાં પંક્તિ વિરામ વિના બોલાય છે. ગરબીની પંક્તિને વિપરીતના તની પછી યતિ ગણીને વાંચશો અને હુ નો ત્રણમાત્રાનો પ્લુત ઉચ્ચાર કરશો, તો પ્લવગમ પ્રકટ થશે; અથવા પ્લવગમની પંક્તિને છાયાના યની પછી યતિસ્થાને અટકયા વગર ,તથા છડીધર ના ર ને પ્લુત ઉચ્ચાર્યા વગર વાચશો તો નિર્દિષ્ટ પ્રકારની ગરબી બનશે

[ નોંધ : પ્લવગમ છન્દમાં પ્લુત ઉચ્ચારણ જોઈયે જ હેવો આગ્રહ મ્હને નથી; કારણ કે અક્ષરને એક માત્રાનો ગણિયે તો પણ લય જળવાય છે. પ્લુત ઉચ્ચારણ તો પઠનમા માત્ર શોભાનું તત્ત્વ છે. ]

वृत्तोमा आधुनिक नवीनताओ — હમણા હમણા અર્વાચીન કવિયોએ કેટલાક છંદોની મિશ્રરચનાઓની કેટલીક નવીનતા દાખલ કરી છે; દા. ત.

(क) उपजाति–वसन्ततिलका

(ख) खडशिखरिणी

(ग) अभ्यस्तशिखरिणी

(घ) खडहरिगीत

વગેરે વૃત્તોના હાવા મિશ્રણોના અને-પ્રકારફેરના દાખલાઓ જોઈ જઈયે ·

उपजाति–वसततिलका

प्रचण्ड ए ज्योति अखड न्हेतो
विशाल आ विश्व विलोपी देतो,
ना ज्योतिथी भिन्न दीसे ज कांइ,—
आ पेर जो प्रकृति छूवी पुरुषमांहि.

( નરસિંહરાવ ભોળાનાથકૃત हृदयवीणा, दिव्य गायकगण, કડી ૫૮)

આ ગ્રન્થકર્તાને આ વૃત્તિમિશ્રણનો પોતે પ્રથમ યોજક છે હેવો ખ્યાલ હતો, પણ વર્ષો પછી भागवतની એ જ પ્રકારનું વૃત્તમિશ્રણ કરતી આ પંક્તિયો હેના સાભળવામા આવી .

त सर्ववादप्रतिरूपशील
वन्दे महापुरुषमात्मनिगूढबोधम् ॥ ( દ્વાદશ સ્કંધ ).

નીચેની પંક્તિયોમાં प्रमाणिका અને प्रहर्षिणी વૃત્તોનું મિશ્રણ છે તે ભિન્ન છતાં તુલ્ય પ્રકારનું છે :

मृदङ्गशङ्खतूणवा

पृथङ् नदन्ति सङ्गदि

प्रासादे धनपतिरामकेशवानाम् ॥

(પાણિનિ ૨–૨–૩૪ ઉપરના ભાષ્યમાં પતંજલિએ આ પંક્તિયો આપી છે.)

(ડા. સર રા. ગો. ભાંડારકરે આ પંક્તિયોનો ઉલ્લેખ Vaishṇavism and Śaivism ગ્રન્થમાં પૃ ૧૩મે કર્યો છે-પણ પંક્તિયો ટાંકી નથી.

(ख) खण्डशिखरिणी

जग ! गजवजे घोर गीतडां,

वळी नचवजे कान्त चौतडा,

नमेरी छायानो विकट तव घेरो घट थशे,

चळानी ज्योत्स्नानो मणिमय प्रीतिरन्थ क्षीपशे,

(ન્હાનાલાલ દ. કવિ કૃત मणिमय सैंथी કાવ્ય; केटलांक काव्यो ભાગ ૧, પૃ ૬૨-૬૩).

નોંધ :—આ મિશ્રછન્દની પ્રથમ યોજના મણિશંકર ર. ભટ્ટે કરી હતી હેવો દાવો શ્રી. રામનારાયણ પાઠકે મણિશંકરકૃત કાવ્યોના સંગ્રહ પૂર્વાલાપની પોતે લખેલી પ્રસ્તાવનામાં પૃ. ૪૬ મે રજુ કર્યો છે; અને આ દાવો હેમણે સંગ્રહગત उद्गार કાવ્યને આધારે કર્યો છે. પણ એ કાવ્ય જોતાં જણાય છે કે હેમાં ન્હાનાલાલના मणिमय सैंथी કાવ્યના ખંડશિખરિણી ઉપરાંત વધારામાં અભ્યસ્ત શિખરિણીનું પણ મિશ્રણ છે (અભ્યસ્ત શિખરિણીનું દૃષ્ટાંત હું હમણા આપવાનો છું) શુદ્ધ ખંડશિખરિણીનો પ્રયોગ ન્હાનાલાલના આ કાવ્યમાં ઇ. સ ૧૮૯૮ મા અને નરસિંહરાવના કાવ્યોમાં ઇ. સ ૧૯૦૭ માં થયો હતો.

(ग) अभ्यस्तशिखरिणी;

प्रिये पादाम्बुजे,

हले त्हारा ओजे.

विधाते ! गेवी ए तव सुतनु ! भाछा रसरूपे

समर्पेलुं लेजे जीवन रसखोळे, अनुपमे;

घनविभवमा विद्युत हसे :

जलधिजलमा को नदी लसे :

उंच व्योमान्तर्मा झळहळती ज्योति ऊंडु वसेः

सखि त्हारी मूर्ति हृदयभवने एम विलसे.

(ન્હાનાલાલ દ. કવિ કૃત इन्दुकुमार, અંક ૧, દશ્ય ૭, પૃ. ૨૭-૨૮)

નોંધઃ મણિશંકર ભટ્ટના उद्गार કાવ્યની માફક ન્હાનાલાલે પણ આ કાવ્યમાં अभ्यस्त અને खड शिखरिणी એકઠા કર્યા છે. આ પંક્તિયોના પ્રથમાર્ધમાં अभ्यस्त शिखरिणी છે અને ઉત્તરાર્ધમાં खंडशिखरिणी છે.

भणकारमांनां પોતાનાં કાવ્યોમાં પ્રો. બ. ક. ઠાકોરે अभ्यस्त पृथ्वी, अभ्यस्त मंदाक्रान्ता અને એવા અન્ય પ્રકારો રચીને વિલક્ષણ પદ્યપ્રયોગમાં ઉમેરો કર્યો છે; એક કાવ્યમાં (પૃ. ૬૬મે "वधारे कहेवु ना ' માં) अभ्यस्त નામ અનુચિત આપ્યું છે, કારણ કે ત્હાં માત્ર પ્રત્યેક શ્લોકના ચોથા ચરણને અંતે હેમણે પ્રથમ ચરણના આદ્ય છ અક્ષરોને ફરીથી આપ્યા છે; હેને શ્લોકોને સાંધનારું ધ્રુવપદ કહેવું વધારે યોગ્ય છે હેને હેમણે શૃંખલિત शिखरिणी નામ આપ્યું હોત તો યોગ્ય થાત.

(घ) खडहरिगीतः

अणगण्या ब्रह्माण्डना
गोल निज पल्लव भरी
प्रकृति घन अंधारामां
चाली अनन्तपणा भणी

(નરસિંહરાવકૃત हृदयवीणामां "घुवड," પૃ. ૪૯–૫૦).

આ છન્દની વિશિષ્ટતાઓ "घुवड" કાવ્યના વિવરણમા વિસ્તારથી સમજાવી છે. અહિં એ છન્દની માત્રાયોજના જ આપવી બસ થશેઃ—

दाल दादा दालदा
दाल दादा दालदा
दा दाल दादा दालदा,

પ્રથમ બે ચરણોમાંના દરેકમાંથી અન્તના વધારાના दाને કાઢી નાખવાથી આ યોજનામાં પ્રચલિત હરિગીતથી જૂદા પ્રકારનો લય સધાય છે, અને, તે સાથોસાથ, ચોથા ચરણના આદ્ય दा વડે ત્રીજા અને ચોથા ચરણને સાધવાથી વૈવિધ્યનું તત્ત્વ આવે છે. ત્રીજું અને ચોથું ચરણ સળંગ વાંચવાથી પ્રચલિત હરિગીતનું એક ચરણ થાય છે એ ખરું, પણ ચોથા ચરણમાનો दा, એક જ વાર આવતો હોવાથી, શ્રવણને સાધારણ હરિગીતથી નવીનતાનો અનુભવ અર્પે છે, જેમાં પ્રથમ અને દ્વિતીય ચરણમાં दा કાઢી નાખ્યો છે તેથી ખાસ વિશિષ્ટતા આવે છે.

સાચા खडहरिगीतના વ્યવસ્થા હાવી છે; ચરણના ટૂકડા કરી નાખવાની કેવળ બાહ્યાકારગત યુક્તિ વાપરીને, અક્ષરોને કાઢી નાખ્યા વગર જ, કેટલાંક કલ્પિત અનુકરણો કરવામાં આવે છે તેનો તો આ ખંડહરિગીતથી ભેદ સ્હેલાઈથી પરખાઈ જાય છે, કારણ કે હેને સળંગ વાંચતાં હેમાંથી ચાલુ હરિગીતનું સ્વરૂપ પ્રકટ થઈ જાય છે. દાખલા તરીકે શ્રી. અ. ફ. ખબરદારની નીચે આપેલી કાવ્યપંક્તિયો, ચરણોના ટૂકડા પાડવાનો દેખાવ કર્યા છતાં, ચાલુ હરિગીત જ છેઃ–

क्‍हाँ कुमुदनी
कोमळ वनी
क्‍हाँ थुवर ते कांटाभर्यो ?
आ रंग शो न्यारो धर्यो,
ओ रजपूताणी वीरांगना !

(वसन्तना संवत १९६५ना અધિક શ્રાવણ અંકમાં ૩૨૩મે પૃષ્ઠે પ્રકટ થયેલું वीरांगना कर्मदेवी કાવ્ય).

આ પંક્તિયોને માત્ર આ પ્રમાણે ગોઠવીને વાંચોઃ

क्‍हाँ कुमुदनी कोमल वनी क्‍हाँ थुवर ते कांटा भर्यो ?
आ रंग शो न्यारो धर्यो, ओ रजपूताणी वीरांगना !

એટલે પ્રત્યેક ચરણમાં ૨૮ માત્રાનો રૂઢપ્રકારનો हरिगीत સ્પષ્ટ થઈ જશે.

ઉપર આપેલા પ્રકારોમાં (ख), (ग) અને (घ)માં એકના એક છંદના ભાગોમાં આન્તર ફેરફાર કરવામાં આવે છે અને પ્રકાર (क)માં જૂદા જૂદા છંદની મેળવણી થાય છે એ તો લક્ષમાં આવ્યું હશે. આ મેળવણીનો એક વિશેષ દાખલો આપીશ, જેમાં બે છન્દોનું સુભગ મિશ્રણ થયું છે. એ મિશ્રણ ન્હાનાલાલ દ. કવિના ઉપર જણાવેલા मणिमय सेंथी કાવ્યમાં ઉપલબ્ધ છેઃ-

आछा पेला श्याम अब्धि तरंगे
व्हाली त्हारी मूर्त्ति जो ! मेघरंगे,
विश्रान्तमां गीत शा घोर गाजे !
*व्हाली त्हां ए प्रणयरसीलुं आत्मबिन्दु बिराजे.*

અહિં પ્રથમ ત્રણ ચરણો शालिनी વૃત્તમાં છે અને ચોથું ચરણ मन्दाक्रान्ता છે. આ બે વૃત્તોનું મિશ્રણ અનાયાસે થાય છે, કારણ કે બંનેના બંધારણમાં સમાનતત્ત્વો છે; જુવો.—

शालिनी–*गागा गागा गालगा गालगागा,*
मन्दाक्रान्ता–गागा गागा [ललल ललगा] गालगा गालगागा,

એટલે કે मन्दाक्रान्ताમાંથી મધ્યવર્તી સંધિ [ललल ललगा] કાઢી નાખવાથી शालिनी નીપજે છે. અને, એથી ઉલટી રીતે, शालिनी ના પહેલા અને બીજા સંધિયોના વચ્ચે ललल ललगा (મધ્ય સંધિ તરીકે) મૂકવાથી मन्दाक्रान्ता થાય છે; આ રીતે આ બે વૃત્તોમાં એક પ્રકારની સજાતીયતા છે.

એ જ પ્રમાણે उपजाति वसन्ततिलकामां સગોત્રતાનું તત્ત્વ છે. કારણ કે (આદ્યઅક્ષર નિયમસર ગુરુ હોવાને કારણે उपजातिथी ભિન્ન હેવા) इन्द्रवज्रा વૃત્તમા પ્રથમ સંધિ પછી ललल દાખલ કરવાથી वसन्ततिलका વૃત્ત નીપજે છે. આ પ્રમાણેઃ—

गागा लगा [ललल] गा ललगाल गागा એ वसन्ततिलका છે, તેમાંથી [ललल] કાઢી નાખતાં गागा लगागा ललगाल गागा રહે એ इन्द्रवज्रा વૃત્ત છે. આમ આ બંને મિશ્રણો સુસંગત છે.

(ख) જેને શિથિલ રીતે અને ખોટી રીતે ગઝલ કહેવામાં આવે છે એ વિદેશીય પદ્યરચનાની આયાત પણ અર્વાચીન છન્દનવીનતાઓમાં ગણાય. હેની આયાત ફારસી પિંગળમાંથી થઈ છે. અને મૂળ ફારસી રચનાનું સાચું સ્વરૂપ અને આન્તર તત્ત્વ સાધવામાં બહુ થોડા ગુજરાતી કવિયો સફળ થયા છે. આ દિશામાં પ્રેહેલ કરનાર બાલાશંકર ઉલ્લાસરામ હતા, અને મણિલાલ દ્વિવેદી, કલાપી અને બીજા કેટલાય ત્હાર પછી આવ્યા જેમણે આ પદ્યસ્વરૂપમાં વિવિધ પ્રકારની સફળતા અથવા ખરું કહેતાં નિષ્ફળતા દાખવી. આ પદ્યરચનાના પ્રકરણને ઉદાહરણો આપીને લંબાવવાની જરૂર નથી.

(ग) અર્વાચીન નવીનપ્રયોગોની શ્રેણિમાં હવે લઈશું ન્હાનાલાલ દ. કવિનો અપદ્ય રચનાનો મૌલિક વિલક્ષણપ્રયોગ; હેને અપદ્ય કે અપદ્યાગદ્ય હેવું નામ અપાય છે એ યથાર્થ નથી, કારણ કે પદ્ય એટલે છાન્દસરૂપ પામેલું ગદ્ય, જ્યારે ન્હાનાલાલની નવીનરચનામાં છાન્દસ તત્ત્વ શૂન્ય છે. આ નવીનરચના પરત્વે આટલું કહેવું પડશે કે જો કે વસન્તોત્સવમાં રજૂ થયેલા પ્રથમ પ્રયાસમા આ અપદ્ય ઢાળ—હેને ઢાળ કહેવાય તો—નિષ્ફળ નીવડયો હતો, હેમાં પદ્યનો ખોટો આકાર આપવા માટે અસમાન ટૂકડા કરીને મૂકેલ ગદ્યથી વિશેષ કાંઇ ન્હોતું, છતાં આ પ્રકારની એ પછીની હેમની રચનામાં અમુક લય જળવાય છે તેથી એ ભાવાવિષ્ટ ગદ્ય નામની અધિકારણી બને છે, પણ એને લયબદ્ધ પદ્ય તો ન જ કહી સકાય. આ પ્રકારની રચના કવિના जयाजयन्त નાટકમાં અને એ પછીની હેમની કૃતિયોમાં જોવામાં આવે છે.

(घ) આજની નવીનતામાં, ગુજરાતી કવિયોએ લીધેલી એક ગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ અક્ષર મૂકવાની છૂટનો ઉલ્લેખ કરું? એ આકારવિશેષ નથી પણ દોષ છે એ કારણે હું અચકાઉં છું. હાવી છૂટ, सममात्रकादेश નામે ઓળખાતી, प्राकृत–પિંગળમાં સ્વીકાર પામી છે એ હકીકત મ્હારા લક્ષ બ્હાર નથી; પણ હેની ખાસ મર્યાદાઓ હોય છે– નિયમરૂપે નોંધાયેલી નહિ પણ અલિખિત અને સહજસિદ્ધ મર્યાદાઓ હોય છે, જેથી ઉચ્ચારસૌષ્ઠવ જળવાઈ રહે છે, જ્યારે મ્હારા મનમાં જે ગુજરાતી કવિયો છે હેમણે લીધેલી છૂટ, વિશેષતઃ સન્ધિભંગ થાય ત્હારે, કર્ણકર્કશ બને છે. ઉપર મ્હેં વૈદિક અને વેદોત્તરકાલીન યુગના છન્દની અસમાનતાનાં ઉદાહરણો આપ્યા છે, જેમાં બાહ્યાકારે દેખાતી ઉચ્ચાવચતા વસ્તુત વૈવિધ્ય અને સૌન્દર્ય આણનારી બને છે, હેનાથી આ આધુનિક છૂટ જૂદા પ્રકારની છે

મ્હારા કથનને સ્પષ્ટ કરવા માટે ઉદાહરણો આપવાં જોઈશે, તેથી ઉદાહરણો આપું છું.

(क) अर्वाचीन गुजराती कविता.

•આ પ્રકારનો દોષ માત્ર થોડાક કવિયોએ કર્યો છે; ખરી રીતે હેવા એક જ કવિ વિશે વિચાર કરવો યોગ્ય છે, કારણ કે હેમની સાચા કવિ તરીકે પ્રતિષ્ઠા સિદ્ધ છે, અને એથી જ હેમના હાવા ષયવિષયક અપપ્રયોગો, પોતાનાં સંગૃહીત કાવ્યોની પ્રસ્તાવનામાં કરેલા વિસ્તીર્ણ પણ વિફલ બચાવ છતાં, અક્ષમ્ય બને છે. એ છે भणकारना કવિ પ્રો. બળવંતરાય ક. ઠાકોર. ( ઉક્ત પ્રસ્તાવનાનાં પૃ. ૨૫–૨૦ જુવો )

(१) तजी फलक वर्तमान, प्राचीनथी पोर्षो ने ( मणकार, पृ. ५१, पं. १० )
(२) लपेटी जतनेथी खीण, लोमावती लोचन ( ,, पृ. ५२, पं. १४ )
(३) अरे शीली सुन्दर सुखद दयिता, आव निकट ( ,, पृ. ६५, पं. १ )
(४) अरे त्हारा शीतल कमलयुगले मीड मुजने ( ,, पृ. ६५, पं. ३ )

ઉદાહરણ (૧) અને (૨) પૃથ્વીવૃત્તનાં ચરણો છે; હેમાં અનુક્રમે, प्रा અને लो એ બે લઘુને .થાને વપરાયેલા ગુરુ અક્ષરો અસહ્ય છન્દોભંગ કરીને વૃત્તમર્યાદા ઉપર અત્યાચાર કરે છે. ઉદાહરણ (૩) અને (૪) શિખરિણીનાં ચરણો છે; હેમાં એક ગુરુને સ્થાને મૂકાયેલા, અનુક્રમે दर અને तल અક્ષરો ઉલટા પ્રકારનો વૃત્તમર્યાદાનો ભંગ કરે છે— અને એ મર્યાદાભંગ ધૃષ્ટ વિવેકત્યાગને લીધે એટલો જ અક્ષમ્ય બને છે.

આ કવિની કૃતિયોમાંથી હું અનેક દાખલાઓ આપી સકું; વૃત્તરચનામાં હાવી તરંગી અને ઢંગી અતંત્રતામાં એઓ છૂટથી રાચે છે. પણ પ્રકાર દર્શાવવા માટે આટલા દાખલાઓ પૂરતા છે.

(ख) प्राकृतपिंगल.

(१) **तिहु** पाए उणविंस अक्खर धरो एक्केण बीह गुणो
(२) **उण** अस्सीतहवण्णठामधरिअ एआरिस हारअ
(३) **अठ**तीसे लहु **तच्छ**तच्छ वइणा विस्साम वेजपिओ
(४) **गुरु** चालीसह चारिसेण लहुआ दिट्ठाणकिट्ठाणअ
(५) **भुणु** सेसाइअछंदुबंध सुरसो पचाणुसो सट्ठओ

(ચંદ્રમોહન ઘોષની આવૃત્તિ; પૃ. ૫૩૩–૫૩૪)

આ ઉદાહરણોમાં કાળાં છાપેલાં સ્થળોએ એક ગુરુ અક્ષરને સ્થાને બે લઘુ અક્ષરો આવ્યા છે. પણ છંદ (शार्दूलविक्रीडित) वर्णवृत्त હોવા છતાં એ કર્ણને અપ્રિય લાગતા નથી, કારણ કે એ ચરણના આદિમા આવ્યા છે. છતાં એ વૃત્તિનિયમના ભંગના દાખલાઓ તો છે જ; સાચો લયવિશારદ હેવો નિયમભંગ કદી ન કરે. આથી ઉલટો પ્રકાર (બે લઘુને સ્થાને ગુરુ) આ ગ્રન્થમાં મળતો નથી; એ તો એટલો મ્હોટો લયપ્રમાદ છે કે હેને સ્થાન ન મળે.

(ग) વૈદિક છન્દોમાં આપાતદૃશ્ય ઉચ્ચાવચતા.

થોડાંક પાનાંઓ પ્હેલાં આ પ્રકારનાં ઉદાહરણો મ્હેં આપ્યાં છે. એ અહિં ફરીથી આપવાં આવશ્યક નથી પરંતુ વૈદિક છન્દમાં સહજ હ્રાસવિકાસશીલતાનો વિશાલ અવકાશ રહે છે, એ દર્શાવવા માટે હું ડૉ. એ વર્નોન આર્નોલ્ડનાં વચનોનું આ અવતરણ ટાંકું છું:—

"ઋગ્વેદમાં મન્ત્રના હેવા કોઈ ભાગો ભાગ્યે જ હોય જેમાં વિહિત લયને તજવાની છૂટ કવિયો ન લઇ સકે." ("Vedic Metre, in its historical development" પૃ. ૯, ૩૧). એ છતાં સમગ્રરૂપે અન્તર્ગત લય જળવાઈ રહે છે એ ત્હેઓ પૃથક્કરણદ્વારા દર્શાવે છે.

**(ઘ) વેદોત્તરકાલીન પદ્યરચનામાં આપાતદૃશ્ય વિષમતા.**

ભગવદ્ગીતાના ૧૧મા અધ્યાયમાંથી લીધેલાં નીચેનાં ઉદાહરણો મ્હારા વક્તવ્યને સ્પષ્ટ કરશેઃ–

(૧) किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

(૨) रूपं महत् ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम्
बहूदरं बहुदंष्ट्राकरालम् ।
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥

(૩) कस्माच्च ते न नमेरन् महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत् तत्परं यत् ॥ ३७ ॥

ઓછાવધુ અનિયમિત અનેક શ્લોકોમાંથી જે પ્રથમ દૃષ્ટિયે પડ્યા તે લઈને અહિં આપ્યા છે. આ શ્લોકોમાં મ્હોટે ભાગે અનિયમિત લયનું ઉપજાતિ વૃત્ત છે. ઉદાહરણ (૧)માં પ્રથમ ચરણમાં લય અનિયમિત છે પણ એની અસર બીજા અને ત્રીજા ચરણમાં જૂદું પણ નિયમિતલયનું શાલિની વૃત્ત આણીને કમી કરી દીધી છે. ઉદાહરણ (૨) માં બીજું અને ત્રીજું એ ચરણો અનિયમિત છે, અને ૪થું ચરણ શાલિની તરીકે વાંચી સકાત પણ હેમાં વ્યથિતાઃમાં રહેલો થિ અક્ષર લઘુ છે એ નડે છે. ઉદાહરણ (૩)માં પ્હેલું ચરણ અનિયમિત છે, બીજા ચરણમાં લઘુ અક્ષરને સ્થાને રહેલો ગુરુ ણો વિઘ્નકર્તા છે, અને ચોથું ચરણ વાંચતા અનિયમિતતા પરખાય છે.

આ બધું હોવા છતાં, જે રીતે મિલ્ટનની અન્ત્યાનુપ્રાસરહિત પદ્યરચનામાં iambic (⏑–) ગણની બનેલી પંક્તિમાં વચ્ચે એકાદ આગન્તુક trochee (–⏑) ગણ આવે ત્હારે, થોડે ઘણે અંશે જાણી જોઈને આણેલી, વિવિધતા ઊપજે છે તે રીતે આ ગીતાશ્લોકોની અનિયમિતતા વૈવિધ્ય સાધે છે અને એક પ્રકારનો લયસંવાદ સ્થાપે છે.

(ङ) અન્તે સિદ્ધસ્વરૂપ વૃત્તોની તાત્ત્વિક રચનાનું એક હેતુ મૌલિક રૂપાન્તર નોંધું છું જે વૃત્તના બન્ધને જ, ઢાળાને જ, જરીક ફેરવી નાખે છે, છતાં છાની રીતે હેતું ખરું સ્વરૂપ સાધે છે. આ યુક્તિ વૈવિધ્યમાં સૌંદર્યનો ઉમેરો કરે છે. મ્હને એક જ ઉદાહરણ યાદ આવે છે.—

नयन ऊघडयु पेलुं.. ओजस्वि नवल प्रभातनुं,
जगत भरतुं व्हाला.. ! जो तेज ऊतरे तातनुं;
नववसन्तानिलना . पमरे पराग अलौकिक,
विरल विभूति वर्षे...सुरनाथ आधिदैविक,

(ન્હાનાલાલ દ. કવિકૃત વસન્તોત્સવનું અર્પણ. ઇ. સ. ૧૯૦૫)

આ રચના હરિગીત છંદની છે, પણ વચમાં બે માત્રાઓ કાઢી નાખી છે; પેલું જો, વ્હાલડા, વસન્તતિલકા, અને ઘર્ષતા પાઠ સ્વીકારિયે તો હરિગીતની માત્રાસંખ્યા પૂરી થઈ જાય. અહિં પાઠ-પરિવર્તન કર્યું છે તે હેતુપૂર્વક કરેલું જણાય છે, અને એથી લું, લા, ના અને યે એ અક્ષરોનો ત્રૈમાત્રિક પ્લુત ઉચ્ચાર કરવો પડે છે. આથી અર્થમનોહરતા પંક્તિ ૧, ૨ અને ૪માં વધે છે, પણ ૩જી પંક્તિમાં એટલી વધતી નથી.

અથવા, બીજું સમાધાન શક્ય છેઃ વસ્તુતઃ પ્રત્યેક પંક્તિ બે ચરણોની (રાંક હરિગીતમાં હોય છે તેવાં બે ચરણોની) બનેલી છે, જેથી પેલું, વ્હાલા વગેરે શબ્દોની પછી બે માત્રાનો વિરામ આવશ્યક બને છે. પરિણામે તો આ સૂચના અને પ્લુતાચ્ચારણની કલ્પના વચ્ચે ફરક કાંઈજ રહેતો નથી, પણ હેમાં આખું ચરણ ગણીને વચમાં એ પ્લુત ઘુસાડવાની જરૂર દૂર થાય છે.

હું કબૂલ કરું છું કે જ્યારે આ પંક્તિયો મ્હેં પ્રથમ વાંચી ત્યારે હું લયને પકડી સક્યો ન્હોતો (છંદનું નામ તો આપ્યું ન્હોતું) અને પ્હેલાં તો પંક્તિના પૂર્વાર્ધ ઉપરથી મ્હેં માન્યું કે હરિણીવૃત્ત કવિયે ધાર્યું હશે, પણ ઉત્તરાર્ધ એ વૃત્તમાં ગોઠવાતો ન્હોતો, એટલે છેવટે મ્હેં લયગ્રહણ અશક્ય માનીને પ્રયત્ન પડતો મૂક્યો. પણ મ્હારા મિત્ર શ્રી. કેશવલાલ હ. ધ્રુવે પ્લુત ઉચ્ચારણની યુક્તિથી પ્રાપ્ત થતો ખરો લય પકડી પાડ્યો.

## (ઘ) માત્રાદર્શક ચિહ્નોનું નવીન તત્ત્વ

ગુજરાતી પદ્યરચનામાં અક્ષર હ્રસ્વ હોય તો લઘુ જ ગણાય અને દીર્ઘ હોય તો ગુરુ જ ગણવો પડે હેવો નિયમ નથી. સંસ્કૃતમાં ह्रस्वं लघु। संयोगे गुरु। दीर्घं च। (પાણિનિ. ૧-૪-૧૦, ૧૧ અને ૧૨) એ સૂત્રો માત્રાગણનાનો નિયમ દઢરૂપે સ્થાપે છે. ગુજરાતીમાં હેવો નિયમ નથી. જ્યહાં જરૂર જણાય ત્યહાં દીર્ઘ અક્ષર ઉપર નિશાની મૂકીને હેને લઘુ, તથા હ્રસ્વ અક્ષરનો ઉપર નિશાની મૂકીને હેને ગુરુ; ગણવામાં આવે છે; પણ આ વ્યવસ્થા इ અને उ સ્વરોને જ લાગુ પડે છે, ए, ओ, अ કે અનુસ્વારને નહિં. દાખલા તરીકેઃ -

जग गजवजे घोर गीतडा,
घडी नचवजे कान्त चौतडा,
नमेरी छायानो विकट तुज घेरो घट थशे,
चळाती ज्योत्स्नानो मणिमय प्रीतिपन्थ दीपशे.

આ છૂટ સંસ્કૃત શબ્દોના ઉચ્ચારમા લેવામાં આવે તે ઘણીવાર સંસ્કૃતજ્ઞ વાચકને કર્ણકટુ લાગે છે, દા. ત. આ ઉદાહરણની છેલ્લા ચરણમાં प्रीति શબ્દમાં. મણિશંકર ર. ભટ્ટ અને બીજા થોડાક કવિયો સાધારણતઃ પદ્યરચનાના આ દૂષણથી મુક્ત છે.

ગુજરાતી પદ્યમાં તદ્ભવ શબ્દોના અન્ત્ય इ અને उं જરૂર પ્રમાણે વિકલ્પે લઘુ અથવા ગુરુ ગણી સકાય છે. જેમકેઃ

रे बालसाहसिनि। शुं पडती विनाशे ?
अज्ञानना कपटदीपथी शुं जणाशे ?

ना जाणती सरल बाल ! तु घोर भावि
सर्तायु श्याम सरिताजलमांहि आवी.

(નરસિંહરાવ ભોળાનાથકૃત हृदयवीणामां फरी पडेली बाळविधवा; કડી ૯.)

मीच्या कइ कद खोल्या नयने अतन्द्र
मुग्धा जुने जळ विशे तरतो ज चन्द्र

(એ જ ગ્રન્થ, मत्स्यगन्धा अने शान्तनु, કડી ૨૧).

પ્રથમ શ્લોક (વસન્તતિલકા)ના ચરણ ૧, ૨માં શું ગુરુ છે, ચરણ ૩માં તું લઘુ છે, તેમ જ ચરણ ૪માં યુ લઘુ છે. એ જ ચરણમાં हिं પણ લઘુ છે. બીજા શ્લોકાર્ધમાં પ્હેલા ચરણમા પ્હેલા कइનો इ ગુરુ છે પણ બીજા कइનો इं લઘુ, અર્થાત્ આ સ્વરોને ગુરુ ગણવા હોય તો દીર્ઘ અને લઘુ હોય તો હ્રસ્વ ઉચ્ચારવા પડે છે.

ગુજરાતી શબ્દભંડોળના સહજ સ્વરૂપને પરિણામે હાવા પ્રસંગો उं અને इ ના વધારે આવે છે એ કહેવું જોઇયે.

ગુજરાતી પદ્યરચનાના આ લક્ષણનું મૂળ છેક અપભ્રંશમાં છે, અને હેનું બીજ કદાચ સંસ્કૃત પદ્યરચનામા હોય. સંસ્કૃતમાં 'કદાચ હોય' એમ કહેવાનું કારણ એ છે કે એ ભાષાના પદ્યવિધાનમાં જે છૂટ અપાઈ છે તે ફક્ત હ્ કે ર્ અક્ષરથી યુક્ત સંયોગની પૂર્વે રહેલા સ્વરને લઘુ ગણવા પૂરતી જ છે (જુવો આ વ્યાખ્યાનોનું પુસ્તક ૧, પૃ. ૪૦૭), અને તે પણ હેમચંદ્રે કહેલા ઉત્તરકાલીન સંસ્કૃતને જ લાગુ પડે છે. પણ અહિં આપણા મુદ્દાનો સીધો સંબંધ ए, ओना અને इ उंના લઘૂચ્ચારણ જોડે છે. અને હેને માટે વ્યાકરણના અને પિંગળના પ્રાકૃત ગ્રન્થોમાંથી, પુષ્કળ આધાર મળી રહે છે, જેમકેઃ—

(૧) હેમચન્દ્રે કહ્યું છે.

(क) कादिस्थैदोतोरुच्चारलाघवम् ॥ (સિં. હે. ૮-૪-૪૧૦.)

અર્થાત્ વ્યંજનસહવર્તમાન ए અને ओ અપભ્રંશમા સાધારણતઃ લઘુ ઉચ્ચારાય છે.

(ख) पदान्ते उं-हुं-हिं-हंकाराणाम् ॥ (એ જ ગ્રન્થ, ૮-૪-૪૧૧). શબ્દાન્તે उं, हुं, हिं અને हं સાધારણતઃ લઘુ ઉચ્ચારાય છે.

(२) छन्दोनुशासन નામના પોતાના પિંગળના ગ્રન્થમાં હેમચન્દ્ર કહે છે
एदोतौ पदान्ते प्राकृते ह्रस्वौ वा ॥ (१-९)

प्राकृतમા શબ્દાન્તે રહેલા ए અને ओ વિકલ્પે લઘુ ઉચ્ચારાય છે, વૃત્તિમાં એ ઉમેરે છે કે इँ, हिं લઘુ છે એ મ્હેં મ્હારા વ્યાકરણગ્રન્થમાં કહ્યું છે તેથી એ અહિં ફરીને આપ્યા નથી.

(३) प्राकृतपिंगल નિયમ આપે છે.—

जइ दीहोवि अ वण्णो लहु जीहा पढइ होइ सोवि लहू ।
वण्णो हि तुरिअपढिओ दो तिण्णि वि एक जाणेहू ॥ १-८.

એટલે, વર્ણ દીર્ઘ હોય છતાં જો જીભ હેને લઘુ ઉચ્ચારે તો તે લઘુ (ગણાય) છે; (અને) ત્વરાથી ઉચ્ચારાયલા બે કે ત્રણ વર્ણો, એક અક્ષર ગણાય.

(૪) માર્કંડેય प्राकृतसर्वस्वમાં કહે છે,

इह छन्दोऽनुरोधेन वर्णानां गुरुलाघवम् ॥ १७–८.

અહિં (એટલે નાગર અપભ્રંશમાં) વર્ણો છન્દની જરૂર પ્રમાણે ગુરુ અથવા લઘુ (ઉચ્ચારાય) છે.

સમયાનુક્રમે હેમચંદ્ર પ્રથમ આવે છે, પછી प्राकृतपिंगलનો રચનાર, અને છેલ્લો માર્કંડેય જેણે આપેલો નિયમ હેના પૂર્વગામીઓના કરતાં વધારે છૂટ દર્શાવે છે.

આ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે કે ગુજરાતી પિંગળ પ્રાકૃત અને અપભ્રંશ પદ્ધતિને અનુસરે છે પરંતુ મર્યાદિત રીતે, અને વળી હેમાં એ અને ઓના લઘૂચ્ચારણની છૂટ નથી, શિવાય કે કવિ દલપતરામના ચિન્ત્ય વિધાનને આપણે પ્રમાણભૂત ગણિયે; હેમણે તો કહ્યું છે :

लघुगुरु लखिये नवगणो, उच्चारे ओळखाय.

( गुजराती पिंगल, પ્રકરણ ૧, કડી ૭ )

અર્થાત્ હેમને મતે માત્રાપરિમાણનું પ્રમાણ લિખિતરૂપ નથી પણ સાંભળેલો ઉચ્ચાર છે. આ પંક્તિમાં ઓળખાયમાં ઓ લઘુ ઉચ્ચારાય છે એ દષ્ટાન્ત તરીકે આપેલ છે. અપભ્રંશપરંપરા, હિંદી પિંગળ મારફત અને કદાચ પ્રમાણમાં જે અર્વાચીન કૃતિ ગણાય એ સંસ્કૃત वाणीभूषण[૬૬] ગ્રન્થ દ્વારા, આ લેખકને વળગી રહી છે એ ચોખ્ખું દેખાય છે. પણ હાવી અતિશય છૂટ ગુજરાતી પદ્યશાસ્ત્ર હવે નહિ ચલાવી લે.

र અને ह વાળા નિર્બળ સંયોગો પૂર્વસ્વરને દીર્ઘ બનાવી સકતા નથી એટલી હેમચંદ્રે છૂટ આપી છે એ બાદ કરતાં, સંસ્કૃત છન્દઃશાસ્ત્રમાં પદ્યની સગવડ ખાતર એ અને ઓને લઘુ ઉચ્ચારવાની અથવા તીવ્ર અનુસ્વારને કોમળ ગણવાની છૂટ નથી. (વૈદિક સાહિત્યમાંના रंगाः નામના જે નિર્બળ ઉચ્ચારો पाणिनीय शिक्षाમા .જણાવ્યા છે હેને આ લાગુ ન પડે[૬૭]). આ કારણે, જયદેવની રચનાઓમાં શ્રી કેશવલાલ હ. ધ્રુવને પદ્યગત અપભ્રંશ જેવું વલણ દેખાય છે એ મ્હને નથી દેખાતું. વસ્તુત: હેમણે પર્યાપ્ત કારણો વિના સ્વૈરપણે પાઠ ફેરવ્યો છે, અને પછી પોતાની હેતુસિદ્ધિ ખાતર જયદેવના છન્દોમા ભેદસ્થાનો ઉપજાવ્યા છે. આ પુરવાર કરવા માટે ચોક્કસ સ્થાનનિર્દેશ સાથેનાં અવતરણો મ્હારે આપવા જોઇશે गीतगोविन्दનો હેમણે લલિત અને મનોહર શૈલીમાં અનુવાદ કર્યો છે હેની ત્રીજી આવૃત્તિની પોતે લખેલી પ્રસ્તાવનામાં હેમણે જયદેવની પદ્યરચના વિશે કેટલાંક વિધાનો કર્યાં છે[૬૮] મૂલગ્રન્થની નીચેની પંક્તિયોનો ઉલ્લેખ કર્યો છે:

(क) नयननलिनमिव विगलितनालम्, સર્ગ ૪–૧૪.

(ख) त्यजति ललितमपि धाम, સર્ગ ૫–૫

(ग) बहु मनुते ननु ते तनुसंगतपवनचलितमपि रेणुम्, સર્ગ ૫–૯.

---

૬૬. एओ क्वचित् प्राकृतके लघू स्तः । ( वाणीभूषण, १–६).

૬૭. આ વ્યાખ્યાનોનું પુ ૧, પરિશિષ્ટ પૃ. ૪ જુવો. ૧ ૧–૧૮માં પાણિનિ નિર્બળ ઁ સ્વીકારે છે.

૬૮. એ પ્રસ્તાવનાનાં પૃ. ૧૬–૧૭ અને ૨૧–૨૨ જુવો.

હવે આ પંક્તિઓમાંના અમુક પાઠને જાણી જોઈને ફેરવી નાખીને હેને આધારે સ્વ. કે. હ. ધ્રુવે, જયદેવ પણ પ્રાકૃતરૂઢ નિર્બળ અનુસ્વાર યોજે છે હેવો, પોતાનો મત ઊભો કર્યો છે.

(क) માં એ नयन ને બદલીને नयनँ કરે છે. આ માટે દેખીતું હેમનું કારણ એ છે કે विगलितनालम् વિશેષણ नयननलिन સમાસને બરાબર લાગુ નથી પડતું. અલબત્ત આ વાત આપાતરમણીય છે. પણ એથી नयनँ એ નવો પાઠ કલ્પવા માટે, અને વળી नयनँમાં પ્રાકૃતરૂઢિને આણી બેસાડવા માટે, પર્યાપ્ત કારણ સાંપડતું નથી; કારણ કે આ વચનનો અન્વય આ પ્રમાણે સહેલાઈથી થઈ શકે છે.

विगलितनालमिव नयननलिनम्

હા. અન્વયાન્તર્ગત મનોવ્યાપાર અનુસાર ખરું જોતાં विगलितनालम् नलिनमिवं नयनम् એમ લેવું જોઈએ; પણ અન્વયની હાવી શિથિલતા અપવાદરૂપ દોષપ્રસંગ તરીકે ચલાવી લેવાય.

(ख)માં શ્રી. ધ્રુવ ललितमपि धाम ફેરવીને ललितधाम કરે છે, અને પછી, પોતાના પ્રાકૃત-સંસ્કારવાદમા બંધ બેસે એ ખાતર ललितँ धाम પાઠ હોવો જોઈયે હેવી કલ્પના કરે છે. આ પ્રમાણે પાઠમાં હસ્તક્ષેપ કરવામાં હેમનું પાઠાન્તર લયનું ઘાતક બને છે એ વાતનું હેમને વિસ્મરણ થાય છે.

(ग)માં હેમણે तनु ते બદલીને ननु ते શા કારણે કર્યું છે એ હું જાણતો નથી; પણ આપણને હેની જોડે લેવાદેવા નથી. મુદ્દાની વાત છે, પ્રાકૃતના સંસ્કારની પોતાની પ્રિય કલ્પનાના સમર્થન ખાતર હેમણે કરેલો संगत નો संगतँ હેવો મનસ્વી પાઠફેર. આ ફેરફારનું હેમણે કારણ આપ્યું છે હેમાં, જે વિચારતત્ત્વ ઉપર પ્રધાન ભાર મૂકવો ઘટે હેને બદલે બીજા જ તત્વને પ્રાધાન્ય આપીને, હેમણે અજાણતાં પોતાની વાતનું પોતે જ નિરસન કર્યું છે. હેમના કહેવા પ્રમાણે तनुसंगत શબ્દ पवनના વિશેષણ તરીકે શોભે ત્હેના કરતા रेणुના વિશેષણ તરીકે વધારે શોભે છે. કારણ કે હેને पवन સાથે લેવાથી બાદરાયણ સંબંધનો અને તજ્જન્ય અત્યુક્તિનો પ્રસંગ ઉપજે છે. વસ્તુતઃ જેને એ અત્યુક્તિ કહે છે તે જ કવિના વિવક્ષિત અર્થનું સારસત્ત્વ છે. રાધાના દેહનો સ્પર્શ કરીને આવતો પવન જે રેણુકણો વહી આણે છે તે કૃષ્ણને બહુ પ્રિય લાગે છે. રાધાના અંગને સ્પર્શીને આવતી પવન-લહરી રાધાના અનુરાગી કૃષ્ણના મનથી વિશિષ્ટ અને ઘણી વધારે લાગે હેવી મહાર્ઘતાને, સંસર્ગગુણથી, રેણુકણોમાં સંક્રાન્ત કરે છે. સસર્ગની આ લાંબી દેખાતી પરંપરા જ મૂલ્યવત્તા વધારનારું તત્ત્વ છે, અને હેમાં અત્યુક્તિનો દોષ આવતો નથી. આ કલ્પનાની ગુણવત્તા ઓછી આંકવી અને પછી કોમળ અનુસ્વારની કલ્પના કરવી અને એ રીતે કારણ કલ્પીને કાર્યના તર્કનો આશ્રય લેતો સિદ્ધાન્ત સ્થાપવા મથવું એ રીત તર્કપદ્ધતિના વિપર્યયની સૂચક છે.

અન્યની મૂલ વાચના સાથે છૂટ લેવાના બીજા દાખલાઓ પણ છે; હેમાં કોમલ અનુસ્વાર કારણભૂત નથી; હેમાં અન્ય પ્રાકૃતતત્ત્વ પુરવાર કરવા અર્થે હસ્તક્ષેપ કરવામા આવ્યો છે. એ દાખલાઓ અહિં આપું છું:—

(घ) रासरसे सहनृत्यपरा हरिणा युवतिः प्रशशंसे ॥ સર્ગ ૧-૧૯.

(ङ) चरणकमलगलदलक्तसिक्तमिद तव हृदयमुदारम् ॥ સર્ગ ૮-૫.

(च) मम रुचिरे चिकुरे कुरु मानद मनसिजध्वजचामरे ॥ સર્ગ ૧૨-૨૨.

અહિં (ઘ) માં શ્રી. કે. હ. ધ્રુવ रासरसे ને બદલે रासेरसे વાચના સ્વીકારવા ઇચ્છે છે, અને આ સુધારેલી વાચનાને આધારે પ્રથમ से ના ए નો, છન્દની ખાતર, લઘુ ઉચ્ચાર કરવામાં પ્રાકૃતરૂઢિનું અનુસરણ થતું માને છે. આ પાઠફેરનું કારણ હેમણે એ આપ્યું છે કે रासरसे પાઠ લઇયે તો करतलतालतरलवलयावलिकलितकलस्वनवशे એ ૫દ रसના વિશેષણ તરીકે અર્થહીન બને, કારણ કે रस શબ્દ માત્ર મનોભાવ દર્શાવે છે. આ વાંધો કાઢવામાં ત્હેઓ रासरसનો "રસપૂર્વક માણેલો રાસ" હેવો લાક્ષણિક અર્થ લેવાનો વિકલ્પ છે એના પ્રત્યે દુર્લક્ષ કરે છે. रासेरसનો અર્થ નૃત્ય થાય છે જ એ ખરું છે. પણ લક્ષણાથી ताल...वशे એ વિશેષણ रासरसे શબ્દ સાથે સંગતાર્થ બનતું હોય તો પછી रस શબ્દનો પ્રાથમિક અર્થ લેવાની અગત્ય રહેતી નથી.

(ઙ) માં શ્રી. કે. હ. ધ્રુવની કલ્પના પ્રમાણે अलकमां ल છે તેના अને લઘુ ઉચ્ચારવો પડે છે અને એથી, અનુગામી સંયોગને બળે ગુરુ બનેલા સ્વરના લઘૂચ્ચારણની પ્રાકૃતરૂઢિને જયદેવ અનુસર્યો છે. પણ એમ કરવાથી આખી પંક્તિની માત્રાસંખ્યામાં ક્ષતિ આવે છે એ હેમના ધ્યાનમાં નથી રહ્યું; બીજી પંક્તિમાંની પ્રત્યેકમાં કુલ ૨૮ માત્રાઓ થાય છે તેને બદલે, लના अને લઘુ ગણતાં, આ પંક્તિમાં ૨૭ માત્રાઓ થાય છે. વળી लને ગુરુ ઉચ્ચારવાથી વસ્તુતઃ લયભંગ નથી થતો; એ પંક્તિ આ રીતે વંચાયઃ—

ललल ललल लल लगाल गालल गालल लललल गागा

चरण कमल गल दलक सिक्त मिदं तव हृदयमु दारम्

(च) માં શ્રી. કે. હ. ધ્રુવ હેતુ માને છે કે मनसिजના सिના હ્રસ્વ इને ગુરુ ઉચ્ચારવો પડે છે અને એ પ્રાકૃતમાં લેવાતી છૂટ છે.

ખરું, मनसिजमां सि લઘુ ઉચ્ચારવાથી એક માત્રાની ન્યૂનતા આવે છે, પણ જો સમગ્ર પંક્તિમાં લય સમાન છે એમ માનિયે તો. પરંતુ હું જોઈ સકું છું કે सिના इને ગુરુ કર્યા વિના પણ એક નવા લયના આગમનથી આપાતદૃશ્ય માત્રાન્યૂનતાનો દોષ દૂર થાય છે; એ નવો લય–ललल गालल गालगा—વૈવિધ્ય અને તજ્જન્ય મનોહરતા આણે છે: ઉપરાંત मनसिजध्वजचामरे એ પ્રમાણે વાંચિયે તો કાનને ઘણો અણગમો ઉપજાવતો ઉચ્ચાર થાય છે.

પણ આ પ્રકારનો જયદેવનો બચાવ કરવાની અગત્ય જ નથી. કારણ કે गीतगोविंदनी પોતે જ સંપાદિત કરેલી (મૂળ સંસ્કૃત गीतगोविन्द અને સ્વરચિત ગુજરાતી અનુવાદ આપતી) આવૃત્તિમાં શ્રી. ધ્રુવે, વિનાકારણ સ્વીકારેલા (કે ફેરવેલા) मनसिजध्वज પાઠને બદલે, मानसजध्वज પાઠ સાથે આ પંક્તિ આપી છે; અને આ मानसज શબ્દ હેમને અતિપ્રિય હેવો લય અર્પે છે. मानद અને मानस શબ્દોનો यमक છે એ આ પાઠ ખરો હોવાનું સૂચવે છે, કારણ કે હાવો यमक જયદેવને પ્રિય છે. શ્રી. ધ્રુવને આ વાતનો ખ્યાલ નથી હેતું નથી. કારણ કે, ઉપર જણાવેલી હેમની પ્રસ્તાવનાને પૃ. ૧૭ગે એક પાદનોંધમાં એ પોતે જ કહે છે કે ચૈતન્યદાસને અનુસરીને मानसज પાઠ લઇયે તો હાવું કરવાની જરૂર રહેતી નથી. [ શું કરવાની જરૂર રહેતી નથી ? પાઠ બદલીને પછી હેમાં દોષ જોવાની. ]

આ આખા સૂક્ષ્મપરીક્ષણનું અન્તિમ તાત્પર્ય એ છે કે જયદેવ ઉપર સંસ્કૃત છન્દઃશાસ્ત્રના નિયમોના ભંગનો અને ખરો લય સાધવા ખાતર પ્રાકૃતરૂઢ પદ્યશૈથિલ્યના સ્વીકારનો અકારણ અને અસત્ય આરોપ મૂકવામાં આવ્યો છે.

## (ड) વિદેશીય પદ્યરચના; હેનો ગુજરાતી પદ્યરચના જોડેનો સંબંધ.

ગઝલના પ્રકારની રચનાને સંબન્ધે ફારસી પદ્યરચનાની અસરનું મ્હેં ટૂંકમાં સૂચન કર્યું છે. વિદેશીય પદ્યસ્વરૂપોને ગુજરાતીમાં આણવાની યોગ્યાયોગ્યતાની દૃષ્ટિયે વિદેશીય અસર વિશે વિશેષ વિચારણા અહીં કરિયે. હું એકદમ કહીશ કે હાવી વિદેશીય આયાત ભારતીય પદ્યરચનાના સ્વભાવસત્ત્વને અનુકૂળ નથી. હેનું કારણ સ્પષ્ટ છે. (આ ચર્ચાનો વિષય ફારસી અને અંગ્રેજી પદ્યસ્વરૂપો છે.)

ગુજરાતી (અથવા સંસ્કૃત અને તજ્જન્ય) છન્દોની માફક ફારસી છન્દો અક્ષરસંખ્યા ઉપર આધાર રાખતા નથી પણ અક્ષરગણોની એકંદર મૂલ્યગણનાને સંક્ષિત કરતાં અસુઘટિત પ્રતિરૂપકો ઉપર આધાર રાખે છે. હા, છન્દના સ્વરૂપને નિશ્ચિત કરનારાં તત્ત્વો તરીકે मिन्नात અને वसुजनની વાત કરવામાં આવે છે ખરી. પણ ગુજરાતી પદ્યના છન્દનિર્ણાયક તત્ત્વથી એ ભિન્ન છે. આ ભેદદર્શન અહિં કરવાની જરૂર નથી. રમણભાઇ મહીપતરામે छन्द અને प्रास નામના પોતાના નિબંધમાં આ મુદ્દાની સર્વંકષમીમાંસા કરી છે એ વાંચવાની હું ત્હમને સૂચના કરું છું.[૬૯] છતાં ફારસીના કેટલાક પદ્યપ્રકારોમાં આપણા છન્દો જોડે આકસ્મિક એકરૂપતા દેખાય છે એ કબૂલ કરવું પડે છે. દાખલા તરીકે ભુજંગી છન્દ, હેનો અન્ત્ય અક્ષર કાઢી નાંખતાં, આ પંક્તિમાં છે હેવા ફારસી પદ્યપ્રકારને મળતો આવે છેઃ—

करीमा बिबख्शाएँ बरहाले मा.

પણ એ સામ્ય કુલ માત્રાસંખ્યા પૂરતું જ છે, પ્રત્યેક ગણનું સામ્ય નથી; કારણ કે આ પંક્તિની રચના હાવી છેઃ—

लगागा लगागाल ललगा लगा

જ્યહારે ભુજંગીની રચના આ પ્રકારની છેઃ

लगागा लगागा लगागा लगा [गा].

### અંગ્રેજી પદ્યરચના

ગુજરાતી પદ્યરચના તત્ત્વત. અંગ્રેજી પદ્યરચનાથી આથી પણ વધારે ભિન્ન છે. ભેદકારણ ચોખ્ખું છે. અંગ્રેજી પદ્યરચનાનું, પ્રાચીન નહિં તો અર્વાચીન પ્રકારમાં, સ્વરૂપસાધક તત્ત્વ છે શબ્દગત સ્વરભાર અથવા શ્રુતિભાર; જ્યહારે ગુજરાતી પદ્યરચનાનું સ્વરૂપ અક્ષરોની (માત્રા–) સંખ્યા ઉપર આધાર રાખે છે. પરિણામે અંગ્રેજી પદ્યપ્રકારને આપણી પદ્યરચનામાં દાખલ કરવાના પ્રયત્નોને અવશ્ય હાસ્યપાત્ર નિષ્ફળતા મળે; ક્રિશ્ચન મિશનરીઓએ એક સમયે કરેલા હેવા પ્રયત્નો હેની સાહેદી આપે છે. હેનાં ઉદાહરણો હું આપતો નથી, કારણ કે આપણી આ ચર્ચાનો એ માત્ર પ્રાસંગિક અંશ છે. પણ શ્રુતિભાર અથવા સ્વરભારની તત્ત્વપરીક્ષા આ સંબંધમાં દ્યોતક બનશે. જે. ડી. ઍન્ડર્સન પોતાના એક રસપ્રદ લેખમાં[૭૦] ત્રણ પ્રકારના શ્રુતિભાર જણાવે છેઃ

---

૬૯. कविता अने साहित्य, पु. १, पृ. ११७–१५८

૭૦. "Accent and Prosody in Bengali etc" J. R. A. S. १९१३, पृ. ८५७.

(૧) આવેગરૂપ શ્રુતિભાર (એટલે વજન).
(૨) સ્વરવિકારરૂપ શ્રુતિભાર (એટલે સ્વરનો આરોહ)
અને (૩) વિલમ્બનરૂપ શ્રુતિભાર (એટલે કાલમાત્રાવિસ્તાર).

આ ભેદદર્શન બુદ્ધિયુક્ત છે. અને બુદ્ધિગમ્ય છે, પણ હેની વિશેષ ચર્ચા દરમ્યાન મિ. જે. ડી. ઍન્ડર્સને આ પ્રકારભેદોની ભેળસેળ કરી દીધી છે, અને શબ્દગત ભાર, વાક્યાંશ-ભાર અને યતિ (વિરામ) એ ત્રણનો ઉકેલી ન સકાય હેવો ગૂંચવાડો કર્યો છે. પણ આપણું પ્રયોજન આ મુખ્ય પ્રકારભેદોથી જ છે; વિશેષતઃ (૧) આવેગરૂપ શ્રુતિભાર અને (૩) વિલમ્બનરૂપ શ્રુતિભાર એ બે વચ્ચેનું ભેદદર્શન આપણને ઉપયોગી છે. પાશ્ચાત્ય પદ્યરચના વિશે જાણવા જેવું છે કે "પ્રાચીન (યુરોપીય) પદ્યનું મુખ્ય તત્ત્વ હતું કાલમાન, અર્થાત્ અક્ષરના ઉચ્ચારણપ્રયત્નમાં લાગતો સમય. એ અનુસાર પ્રાચીન ગ્રીકલૅટિન પદ્યસ્વરૂપના પાયામાં રહેલાં બે આધારભૂત તત્ત્વો હતાં ગુરુઅક્ષર અને લઘુઅક્ષર. એક ગુરુઅક્ષર એ લઘુ અક્ષરોની બરાબર ગણાય હેવો શાસ્ત્રસમય હતો ....... આ ગણોનું કાલમાન (પ્રાચીન પદ્યરચનામાં) ચોક્કસ ઠરાવેલું હતું, શ્રુતિભારને જ નિયામક તત્ત્વ ગણનારી અર્વાચીન પદ્યરચનામાં છે રહેવું અનિશ્ચિત ન્હોતું. ગુરુવર્ણ ઉપર પડતો ભાર (ictus) ગ્રીકપદ્યમાં હોય ભલે, પણ એ તો વ્યવસ્થામાં સહાયક તત્ત્વ હતું; શ્રુતિભારનું તત્ત્વ ગ્રીક પદ્યરચનામાં સદૈવ ગૌણ હતું. ૭૧

સમય જતાં આ કાલમાનનું તત્ત્વ ગયું અને સ્વરભાર દાખલ થયો, અને છતાં, સ્વરભારવશવર્તી પદ્યરચનામાં કલામાન કે હેનું સજાતીય કંઇક તત્ત્વ કોઈકોઈ પ્રસંગે ડોકું કાઢે છે. ફરીથી અવતરણ આપું છું.

"અર્વાચીન પદ્યરચના-પ્રાચીન (ગ્રીક લૅટિન) પદ્યરચનાથી અર્વાચીન પદ્યરચનાનો મુખ્ય તફાવત છે ઉચ્ચારણમાં લાગતા સમયથી નિશ્ચિત થતા, અક્ષરના ગુરુ કે લઘુ, ઉચ્ચારણની ઉપેક્ષા. ગ્રીક અને લૅટિન કવિતામાં ઉચ્ચારનું કાલમાન નિરપવાદ દૃઢતાથી પ્રવર્તતું, પણ જેને મધ્યયુગનો યુગ કહે છે એ સમય દરમ્યાન ઉચ્ચારના અને વર્ણના નિશ્ચિત કલામાનને શિથિલ બનાવવાનું, અને સ્વરભારને-ઉચ્ચારમાનને નહિં પણ ઉચ્ચારપ્રકારને પ્રમાણ ગણતા સ્વરભારને-દાખલ કરવાનું વ્યાપક વલણ શરૂ થયું. આધુનિક પદ્યમાં જે વર્ણ ઉપર સ્વરનો ભાર પડે તે વર્ણ ભારે, અને જેના ઉપર ભાર ન પડે તે હળવો વર્ણ ગણાય દાખલા તરીકે "tulip" ("ટ્યુલિપ") શબ્દમાં (ટ્યુ અને લિપ) બંને અક્ષરોનું ઉચ્ચારણગત કાલમાન સરખું છે પણ પ્રથમ અક્ષર ઉપર પ્રબળ સ્વરભાર પડે છે. આપણી દૃષ્ટિ આવેગ ઉપર છે, પ્રાચીનોની માફક કાલપરિમાણ ઉપર નથી, છતાં જેમ પ્રાચીન પદ્યમા સ્વરભારનો અંશ હતો તેમ અર્વાચીન પદ્યમાં કાલમાનનો અંશ પણ રહે છે." આ કથન ધ્યાનમાં રાખજો, "ગ્રીસમાં પદ્યપાદ (foot, ગણ) જે પ્રાધાન્ય ભોગવતો હેવું હેનું પ્રાધાન્ય અર્વાચીન પદ્યમાં નથી; આજે હેનો વિચાર, જે પંક્તિનો એ એક ભાગ હોય એ આખી પંક્તિને અંગે જ કરવામાં આવે છે. કેવળ અક્ષરસંયોજન નિરર્થક છે. મિલ્ટનની

"From haunted spring and dale,
Edged with poplar pale,"

એ પંક્તિઓમાં પદ્યસંવાદ પરખવો એ પ્રાચીન ભાષ્યકાર માટે અશક્ય વ્યાપાર બને, કારણ

૭૧ Encyclopoedia Britannica, ૧૧મી આવૃત્તિ ગ્રન્થ ૨૭, પૃ. ૧૦૪૨ d.

કે જેની પછી વિરામ આવે છે હેવા ledge શબ્દ ઉપર પડતા ભારે સ્વરભારનું માપ સમઝવાનું હેની પાસે કંઈ જ સાધન ન હોઈ સકે, અને એ તો કહે કે આ બીજી પંક્તિમા એક શ્રુતિ ઉમેરો તો જ એ પદ્ય બને." ૭૨

આ મતનું સંક્ષેપમાં પુનરુચ્ચારણ સેન્ચરી ડિક્ષનરીના સંગ્રાહકે Mora અને Time એ વિષયોમાં કર્યું છે." Mora (બહુ. morae)–(લૅટિન, વિલંબ) પ્રાચીન પદ્યશાસ્ત્રમાં કાલમાનનું એકમ, સાધારણ કે શુદ્ધ લઘુનું તુલ્ય કાલમાન; semeion અથવા પ્રાથમિક કાલ."

Mora એ આપણી માત્રાનો જ પૂર્ણ પર્યાય છે એ જોઈ સકાશે. Time વિશેના લેખમાં આ વિશે વધારે પ્રકાશ મળે છે.

"(પદ્યશાસ્ત્રમાં) પદ્યરચનાનું માપ દર્શાવતો ઉચ્ચારણનો ન્યૂનાધિક સમય, લયના માપનું એકમ; અથવા હાવાં એક પછી એક આવતાં એકમોનો સમૂહ.

"અર્વાચીન સ્વરભારનિયત કવિતામાં એક પછી એક આવતા અક્ષરોના ઉચ્ચારણમાં લાગતા ન્યૂનાધિક સમયની પદ્યમાનદૃષ્ટિયે ગણતરી નથી. પ્રત્યેક અક્ષરને સમાન કાલમાનનો ગણી સકાય, અથવા હેના કાલમાનની ઉપેક્ષા કરી સકાય; માત્ર સ્વરભારગત વિશેષ અને પંક્તિમાનનો ખ્યાલ આપનારો અક્ષરસંખ્યાનો વિશેષ, એ જ ગણતરીમાં લેવાતું વિશેષતત્ત્વ છે. પ્રાચીન પદ્યશાસ્ત્રમા કાલમાનનું એકમ કલ્પવામાં આવે છે (જેનો પ્રત્યક્ષ ઉચ્ચારગત સમયાવધિ લયવેગ પ્રમાણે ઓછો વત્તી થાય છે), અને હેને પ્રાથમિક અથવા અલ્પતમ કાલમાન, હેમ જ semeion, mora અને વિશિષ્ટ અર્થમાં time, હેવાં નામે ઓળખવામાં આવે છે "

પાશ્ચાત્ય પદ્યશાસ્ત્રમાં ઉચ્ચારમાનનું (કાલમાનનું) અને ઉચ્ચારપ્રકારનું (સ્વરભારનું) તુલના દૃષ્ટિયે, હાવું સ્થાન છે. માત્ર અપવાદરૂપે, ઉચ્ચારપ્રકાર (સ્વરભાર) ઉપર આધાર રાખતી કવિતાના પ્રદેશમાં માત્રાસંખ્યાનું તત્ત્વ કોઈવાર આક્રમણ કરે છે. Encyclopoedia Britannicaમાથી ઉપર આપેલ બીજા અવતરણમા આ વસ્તુસ્થિતિનો પ્રસંગપ્રાપ્ત ઉલ્લેખ થયો છે. આ ઘટનાનું એક ઉદાહરણ આપું:—

"Where the sunset seems to fire the tall pine trees as they sway."

× × × ×

(મિસિઝ નાઇડુ કૃત "The Water-Nymphs" "East and West" માસિકનો નવેંબર ૧૯૧૮નો અંક, પૃ. ૧૨૫૧).

આ પંક્તિમાં "tall" એ શ્રુતિને બે શ્રુતિયોના કાલમાન જેટલી લંબાવવી પડે છે; "talling" શબ્દ કાલમાનમાં અહિં "tall" શબ્દનો તુલ્ય બને. આ યુક્તિ કદાચ અણુધાર્યા પ્રેરણાસ્ફુરણનું પરિણામ હશે, પણ આ એક જ શ્રુતિ "tall"નું બે માત્રા જેટલું ઉચ્ચારણ લંબાવવું પડે છે, એથી દેવદારુવૃક્ષોની ઊંચાઈના અર્થનું, ઉચ્ચારણરૂપ પ્રતીકદ્વારા, સૂચન થાય છે.

૭૨. Encyclopoedia Britannica, ૧૧મી આવૃત્તિ ગ્રન્થ ૨૭, પૃ. ૧૦૪૪ d અને ૧૦૪૫a

એક વધારે ઉદાહરણ આપું છું:—

" Nay, keep thy pearls,

I need none, for Love's pearl once more is mine "

(આર. સી. ટ્રેવેલ્યન કૃત ' The Pearl Tree " છેલ્લું દૃશ્ય અન્તિમ પંક્તિયો)

આ પંક્તિનું પદ્યસ્વરૂપ આ રીતે દર્શાવાય:—

" I' need none', for Love's' pearl' once more' is mine' " Love's pearl " શબ્દોનું કાલમાન, એક દાખલો આપીને કહું તો " *true Love's pearl* " એ શબ્દો જેટલું છે, પણ " Love's pearl " નું કાલમાન વધારવાની આ યુક્તિ અર્થોપકારક અને સહેતુક છે; અને એથી આપણે " Love's " શબ્દના ઉચ્ચારણને બે માત્રા જેટલું લંબાવીને આ બે શ્રુતિયોને ત્રણ પ્રમાણે વાંચવી પડે છે.

પણ, આ માત્રાનું તત્ત્વ સ્વત અંગ્રેજી પદ્યરચનામાં સ્વીકારાયેલું નથી.

આપણી પદ્યરચના અને અંગ્રેજી પદ્યરચના વચ્ચે હાવો મૂલગત ભેદ છે તેથી ગુજરાતી કવિતામાં blank verseને—અન્ત્યાનુપ્રાસરહિત વિશિષ્ટ પદ્યપ્રકારને—દાખલ કરવાના કેટલાક અર્વાચીન ગુજરાતી કવિયોએ કરેલા પ્રયત્નો અન્તે નિષ્ફળ થાય જ અને થયા છે. હેવું જ સોનેટ જેવા અંગ્રેજી પદ્યબન્ધોને અપનાવવાના પ્રયત્નોની બાબતમાં બન્યું છે, આ લેખો ઉપર જણાવેલા તત્ત્વગત ભેદનું અને બ્લૅંકવર્સના તથા સોનેટના ખરા બંધારણનું અજ્ઞાન પ્રકટ કરે છે.

ગુજરાતી પદ્યરચનાના આ પ્રશ્નને ચર્ચવામાં મ્હારો ઉદ્દેશ હેના ચિત્રને સાચા પૌર્વાપર્યદર્શક અને અંગોપાંગદર્શક સ્વરૂપમાં રજુ કરવાનો છે, જેથી હેના ઇતિહાસને-અને વિકાસક્રમને દૃષ્ટિસમક્ષ રાખીને આપણે તરત સમજી સકિયે કે કવિયો, વ્યક્તિશઃ, જે કાંઈ નવીનતા આણવા ઇચ્છે તે ગુજરાતી પદ્યરચનાની પ્રણાલિકાને, ઉત્ક્રાન્તિને, અને વિશિષ્ટ પ્રકૃતિની જોડે સંવાદ સાધે હેવી હોવી જોઇયે, અને હેનો કોઇપણ પ્રકારનો, કૃત્રિમ રીતે, અનાદર થાય તો પરિણામ હેવુ વિસંવાદી અને ઉપહસનીય ઉપજે કે સારાસારવિવેચક નિષ્ણાતો હેને ન જ ચલાવી લઈ સકે.

પ્રસંગ મળતાં કરેલી આ મર્યાદિત મીમાંસામા હું એ ઉદ્દેશ સાધી સકયો છું એમ લાગશે હેવી આશા રાખું છું.

હવે હું મ્હારા આ પછીના, અને છેલ્લા, વ્યાખ્યાનને હાથમાં લઇશ; હેમાં હું મ્હેં આ વ્યાખ્યાનોમાં નિરૂપેલા સમગ્ર વિષયવિસ્તારનું સિંહાવલોકન કરીશ અને આપણી ભાષાની તથા આ ણુ સાહિત્યની વર્તમાન સ્થિતિની અને ભાવિશક્યતાની વિચારણા કરીશ.

## परिशिष्ट क.

નરસિંહમ્હેતા એ રચેલું મનાતું અને ગરબી ગણાતું પદ

(જુવો ઉપર પૃ ૨૩૫)

वहू तुहने वारू रे जाईश मा जल भरवा ॥
नदकूअर नाधडीआ साथे रखे रहेतो गोठ करवा ॥
ए छे काळो तु छे गोरी वहूअर एहने न मलिए रे ॥
मनसा वाचा कहूछू तुझने माणसमाथी टलिए ॥ वहू० ॥
ए छे काहानूडो कामणगारो काइ एक कामण करशे रे ॥
गेहेली थाइश पूठे जाइश चीतडु ते ताहरू हरशे रे ॥ वहू० ॥
वहुअर कहे सासुजी आगळ हु शिदने तिहा जाऊ रे
नरसआचा स्वामी सरखी हु निरलज नही थाऊ र ॥ वहुअर ॥

( 'ગુજરાતી પ્રેસ' ના શ્રી, નટવરનાલ ઈ દેસાઈ પાસેની (છૂટા પાનાની) એક હસ્તલિખિત પ્રતિમાથી આ પંક્તિયોની નકલ ઉતારી હતી )

---

## વ્યાખ્યાન ૭.

## ગુજરાતી ભાષાનું અને સાહિત્યનું ભાવિ વલણ.

અત્યાર સુધી આપણે ભૂતકાળના જાળાંઝાંખરાંથી ગૂંચવાયેલા જંગલમાં થઈને પરિશ્રમભરી મુસાફરી કરવાનો પ્રયાસ કર્યો, વર્તમાનકાળ ઉપર ત્વરિત દૃષ્ટિપાત કર્યો, અને હવે માનવની બુદ્ધિ અને કલ્પના કરી સકે એટલી ભવિષ્યમાં દૃષ્ટિ કરવાનું સાહસ કરીશું. આ કાર્ય મ્હારી વ્યાખ્યાનમાળાના આ અન્તિમ વ્યાખ્યાનમાં કરવાનો મ્હારો ઇરાદો છે. ભવિષ્યનું સ્પષ્ટ અને સંપૂર્ણરૂપ દર્શન કોઈન કરી સકે; ભૂત અને વર્તમાન અનુભવના પ્રકાશમાં ભવિષ્યની ઝાંખી કરવી, અને ઘટનાપ્રવાહ કઈ દિશામાં વ્હેવા તરફ ઢળે છે એ નીરખવું, એથી વિશેષ શક્ય નથી. આ વ્યાખ્યાનમાં ગુજરાતી ભાષાનું અને સાહિત્યનું આ ભાવિવલણ પારખવાની મ્હારી ઇચ્છા છે. આ કર્તવ્ય બરાબર સિદ્ધ કરવા માટે પૂર્વગામી છ વ્યાખ્યાનોમાં જે વિષયવિચારણા કરી ત્હેના પ્રત્યે ત્વરિત દૃષ્ટિપાત કરવો એ આવશ્યક છે અને ઉપયોગી પણ છે.

पूर्वगामी छ व्याख्यानोनु त्वरित सिंहावलोकन

પ્રારંભમાં આપણે ભાષાના ઉત્ક્રમણપર અસર કરનાર બળોની ચર્ચા કરી. ભાષાનું સ્વરૂપ સૂક્ષ્મ અને તરલ છે, સાવધાન અન્વેષકથી પણ દુર્ગ્રાહ્ય છે, અને ભાષાના અન્વેષકનું સ્થાન ભૌતિકવિજ્ઞાનના અને અન્ય શાસ્ત્રોના અન્વેષકના જેવું છે, એ આપણે જોયું. હેણે સૂક્ષ્મ પરીક્ષણ, કેટલાકનો ત્યાગ, અન્યનો સ્વીકાર અને વ્યાપ્તિ-નિગમન એ વિધિ કરવો પડે છે; હેમાં હેને બુદ્ધિનો પ્રકાશ, અને કોઈવાર સ્વયંભૂ પ્રેરણાનો ઝબકાર, માર્ગદર્શક બને છે. આપણે જોયું કે ભાષાવિકાસમાં પ્રવૃત્ત થતી અસર આન્તર તેમ જ બાહ્ય હોય છે. બાહ્ય અસરમાં આવે છે, (૧) ઐતિહાસિક બળો, કારણ કે એ બળો લોકજીવનને ઘડે છે અને એ લોકજીવનની અભિવ્યક્તિ અને પ્રતીકગમ્યતા ભાષા વડે શક્ય છે, અને (૨) ભૌગોલિક પરિસ્થિતિયો-જ્યારે આન્તર અસર વાગ્વ્યાપારના બળોથી થાય છે. ગુજરાતી ઉપર અસર કરી ગયેલાં ઐતિહાસિક બળોની વિચારણા દરમ્યાન વિદેશીય અસર પરત્વે ગ્રીસ અને ભારત વચ્ચેના સામ્યનો ખાસ નિર્દેશ કર્યો હતો. ગુજરાતના સંપર્કમાં આવેલી પ્રજાઓની આપણે શીઘ્ર ક્રમસમીક્ષા કરી–મૌર્યો, ગ્રીકો, તુરુષ્કો, આભીરો, વલભીઓ, રાષ્ટ્રકૂટો, મૈત્રકો, ચાવડા, અને સોલંકીમાં પ્રતિનિધિત્વ પામતા ગુર્જરો અર્થાત્ ચૌલુક્યો; પછી મુસ્લિમો અને છેવટે મરાઠાઓ. પ્હેલાંના એટલે મુસ્લિમપૂર્વકાલીન વિદેશીઓની અસરની આપણે મુસ્લિમ અસર જોડે તુલના કરી અને ત્હેમાં જોયું કે પૂર્વકાલીન વિદેશીઓ સ્થાનિક પ્રજા જોડે એકરસ બની ગયા હતા તેથી હેમણે ભાષાના સ્વાભાવિક આન્તરતત્ત્વ ઉપર અસર કરી હતી, જ્યારે અવારનવાર થતા જાતિસંકર અને ધર્મપરિવર્તન છતાં મુસ્લિમો લોકથી અલગ રહ્યા હતા તેથી હેમની મૂળભાષા ફારસીની અસર કેવળ બાહ્ય હતી, ફારસી અરબી શબ્દોના પ્રવેશ પૂરતી જ હતી, અને સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં અને ગુજરાતીમાં આવતા શબ્દોનો રૂપવિકાર ધ્વનિશાસ્ત્રના જે નિયમો અનુસાર થયો હતો એ જ નિયમોની પ્રવૃત્તિ આ ફારસી અરબી શબ્દોની રૂપવિક્રિયામાં થઈ હતી, એ પણ આપણે જોયું, દાખલા તરીકે વિવૃત ઍ અને ઑ પ્રાકૃતમાંથી ઉદ્‌ભવેલા શબ્દોમાં છે તે જ પ્રમાણે ફારસી અરબીમાંથી નીપજેલા શબ્દોમાં છે: ફારસીઅરબીમાંથી આવેલા શબ્દોમાં નામ-અંગોને અન્તે ઓ અને ઉં આવે છે તે, એક પ્રકારે, સંસ્કૃત અને પ્રાકૃતમાંથી આવતા શબ્દોમાં થતી ઘટના જેવી જ ઘટના છે; તફાવત માત્ર એટલો જ છે કે સં. પ્રા. માંથી આવેલાં રૂપોમાં क કારણભૂત

હતો, ફા-અ. શબ્દોમાં એ કારણ ન્હોતું. મુસલમાન સંસર્ગથી ગુજરાતીઓ જોડેનો મરાઠી સંપર્ક ભિન્ન પ્રકારનો હતો એ દર્શાવીને આપણે મરાઠી સંપર્કની અસર ઓછી શાથી થઈ હતી એના કારણો એ આપ્યાં હતાં કે મરાઠા રાજ્યકર્તાઓ અને હેમનાં સૈન્યો ગુજરાતમાં રહેતાં ન્હોતાં; હેમનાં મુખ પરિધિ-સ્થાનીય ગુજરાતના કરતાં કેન્દ્રવર્તી દખ્ખણ તરફ ફરેલાં વધારે રહેતાં. અન્તે, પ્રકારમાં અને પ્રમાણમાં મર્યાદિત છતાં ઉપેક્ષાયોગ્ય નહિં હેવી, આપણી ભાષામાં થયેલી, ફિરંગી શબ્દોની મેળવણી પ્રત્યે ઊડતી નજર આપણે નાખી હતી. ગુજરાતની ભૌગોલિક પરિસ્થિતિની ભાષા ઉપર, હેની શબ્દસમૃદ્ધિ ઉપર અને વાણીદેહના બાંધા ઉપર શી અસર થઈ હતી એ પણ આપણે જોઈ ગયા.

ભાષા ઉપરની ત્રિવિધ અસરોમાંની સૌથી વધારે મહત્ત્વની અસરનું અર્થાત્ વ્યાપારનાં બળોનુ વિવેચન કરતાં આપણે, આરંભમાં, આપણા અભ્યાસમાં જેને અનુસરવા જોઈયે હેવા વ્યાપક નિયમો સ્થાપ્યા હતા. એ નિયમો હતા.

(૧) ऐतिहासिक औचित्य

આ નિયમનો વિનિયોગ કરીને આપણે तमाकूने ताम्रकूटमांथी વ્યુત્પન્ન કરવાની અયોગ્યતા જોઈ હતી.

(૨) केवल बाह्य श्रुतिसाम्यनो अनादर

આ નિયમને અનુસરીને આપણે નીચેની વ્યુત્પત્તિયોને ખોટા અને વર્જ્ય ઠરાવી હતી अहिफेन-માંથી अफीण, सु+धारोमांथी सुधारो (ખરી વ્યુત્પત્તિ शुध्=શુદ્ધ કરવું ધાતુમાથી છે); विनतिमांथी विनंति, વસ્તુત હેનુ મૂળ विज्ञप्ति–विण्णत्ती છે); વગેરે.

(૩) कृत्रिम व्युत्पत्तिनो अस्वीकार.

કૃત્રિમતાના દાખલા તરીકે विधवा અને दम्पती શબ્દો આપણે લીધા હતા, विधवानो वि+धव હેવો ખોટો વિગ્રહ કરવામાં આવે છે અને दम्पतीनो, વૈદિક दम=ગૃહ એ શબ્દ આ સમાસનો સાચો ઉદ્ભવ સૂચવનારો હોવા છતાં, जायानो આદેશભૂત दम्+पति હેવો પદવિભાગ કરાયો છે.

(૪) बीजलाघव

એટલે નિયમવ્યાપ્તિરૂપ લાઘવ, જે क्रमलाघव એટલે ક્રમોની અલ્પતા રૂપ લાઘવના કરતાં વધારે પસંદ કરવા જેવું છે.

આ નિયમને અંગે જે અનેક દાખલાઓ આપણે તપાસ્યા હેમા મુખ્ય હતો न्हाणु જે श्लक्ष्णमाथी આવ્યો છે આપણે જોયુ કે આ એક જ સંસ્કૃત શબ્દે, હેના વૈકલ્પિક लण्हउ અને सण्हउं હેવા બે અપભ્રંશરૂપો દ્વારા, પાંચ ભાષાઓમાં અન્તિમ વિકાસક્રમે પ્હોંચેના શબ્દો આપ્યા છેઃ— न्हाणु (ગુજ.), ल्हान (મ.), सण्ण (સિંધી), सण्ण (કાનડી), અને साण (કોંકણી.)

ઉપરાંત આપણે જોયુ કે वारणु (वायण)ની વ્યુત્પત્તિ वारणकमाथी સાધવામા એક જ ક્રમ આવે છે, તેથી એ ખોટી વ્યુત્પત્તિમા क्रमलाघव છે. પણ એ ખોટું, અશાસ્ત્રીય, ધોરણ છે, જ્યહારે સંસ્કૃત द्वारमाथी મરાઠી दार અને ગુજરાતી बार અને बारणु (बार+डु હેમાં डु નો णु થતા) સાધતી વ્યુત્પત્તિ बीजलाघवના સાચા માર્ગને અનુસરે છે.

(૫) **ઐતિહાસિક પૌર્વાપર્ય**-આ નિયમને વિચાર કરતાં આપણે પ્રાકૃતને, સંસ્કૃત અને આજની દેશભાષાઓ એ બેની વચ્ચે આવતા ભાષાક્રમ તરીકે, સ્વીકાર કરવાની યોગ્યતા અને અવશ્યકતા પિછાણી હતી. એ પ્રમાણે, त्यजनु, प्रकट વગેરે નિષ્કારણ પાંડિત્યપૂર્ણ રૂપોનાં કરતાં तजवु, प्रगट એ શબ્દો વધારે યોગ્ય, ઇતિહાસાનુરૂપ, છે એ આપણે જોઈ શકયા હતા. ઉપરાંત काम, साप વગેરે, એ પ્રકારના, શબ્દોને સીધેસીધા कर्म, सर્प વગેરેમાંથી નહિં પણ कम्म, सप्प એ પ્રાકૃત ક્રમો દ્વારા વ્યુત્પન્ન કરવાની યથાર્થતા આપણે સમજ્યા હતા.

(૬) **સાક્ષાત્ ભાષાગત પ્રયોગ**- આ નિયમને અનુસરીને આપણે ગુજ. ऊजीठुं શબ્દના મૂળ તરીકે उच्छिष्ट શબ્દ સ્વીકાર્યો હતો, કારણ કે એ શબ્દને અનુસ્મૃતિમાં પ્રત્યક્ષ પ્રયોગ થયો છે, જ્યારે આ અર્થમા સંસ્કૃતમાં કમ્હાય કદી વપરાયો નથી હેવો उत्सृष्ट સ્વીકાર્ય નથી ઠરતો.

(૭) **વ્યાપ્તિ માટે પર્યાપ્ત સામગ્રી**

આ નિયમની ચર્ચા દરમ્યાન આપણે ભૌતિકવિજ્ઞાન અને ભાષાશાસ્ત્ર વચ્ચેને ભેદ માન્ય રાખ્યો હતો; તે એ કે ભૌતિકવિજ્ઞાનમા, **સાધારણરીતે**, અનેક વિશિષ્ટ ઉદાહરણો જોયાં હોય તો જ ત્હેના ઉપરથી વ્યાપ્તિરૂપ નિયમ ઘડી સકાય, જ્યારે ભાષાશાસ્ત્રમાં, હેના વિષયમર્યાદાને લીધે, એ ધોરણ હંમેશ ન જાળવી સકાય પણ અનેકવાર થોડાક ઉદાહરણો, કોઈકવાર એક જ ઉદાહરણ, અમુક ધ્વનિવ્યાપારને નિયમરૂપે માનવાને માટે પર્યાપ્ત ગણાય એ નિયમની સત્યતાની બાહ્ય કસોટી આ જ હોઈ સકે: અન્ય સનાતન નિયમોનુ હેને સમર્થન મળે છે? અને નિયમમાં સંભવનીયતાનું પ્રમાણ કેટલું છે? અને વિશિષ્ટિ, વ્યક્તિરૂપ, ઉદાહરણોની ન્યૂનતા હોય તો, સાધારણ રીતે, વ્યાપ્તિનિર્માણમાં સાવધ રહેવું એ સામાન્ય દૃષ્ટિયે ઇષ્ટ છે.

આ નિયમના પ્રકાશમા આપણને દેખાયું કે, मનો व्ह થવાને આ એક જ દાખલો છે તે છતા, अवनवु (ગુજ.)ની અભિનવ (સં.)માથી मનો व्ह એ અવાન્તરક્રમરૂપ વિકારદ્વારા, વ્યુત્પત્તિ સ્વીકાર્ય બને છે; કારણ કે व અને ब ની સજાતીયતા; मનો ब અને ह હેવો દ્વિધાભાવ, અને સંયોગમાના પ્રથમતર અંગનું હથી કરાતું મહાપ્રાણત્વ, અને जिह्वा (સ)'-માથી આવેલ જીભ (ગુજ.), શબ્દમાં એ ઘટનાના વિપરીતક્રમનું દર્શન-આટલાં તત્ત્વો मના व्ह એ વિકારને સંભાવ્ય બનાવે છે સં. लुभ् અને અંગ્રેજી "love" (લેટિન lubet=રુચિકર બને છે) એ શબ્દોના નોંધપાત્ર સામ્યમાં પણ मનો व्ह જોડેનો સીધો સંબધ આપણે જોયો હતો.

ત્યાર પછી આપણે વાગ્વ્યાપારગત વિકારના કારણભૂત આ સામાન્ય તત્ત્વોની વિચારણા કરી હતી:—

(क) वाग्व्यापारगत अपभ्रष्टता,

(ख) साम्याभास,

(ग) सरलीकरण,

અને (घ) श्रमवर्जन.

વાગ્વ્યાપારગત અપભ્રષ્ટતા અથવા પ્રભ્રંશ ઉપજવાના બે પ્રકારો આપણે નોંધ્યા હતાઃ (૧) સહજ અને (૨) કૃત્રિમ, અને સહજ વિકારનાં ચાર મુખ્ય કારણો આપણે જોયાં હતાં —

(૧) અજ્ઞાન, (૨) વેગ, (૩) અનભ્યાસ અને (૪) જિહ્વાદોષ.

આ કારણસમુદાયની વિચારણા દરમ્યાન આપણે નિહાળ્યું હતું કે જ્યહારે એક પક્ષે વ્હેલુ, વ્હેલું, વ્હેન, વગેરે શબ્દોમાં આવતા અંશતઃ અનુપ્રાણિત વ્યંજનો મૅલ અને કૅાળુ જેવા શબ્દપ્રકારોમાંના ए અને ओના વિવૃત ઉચ્ચારો, અને ગુજરાતીભાષાનાં અન્ય કેટલાંક વિશિષ્ટતત્ત્વો કૃત્રિમ વાગ્વિકારનાં પરિણામો નથી કારણ કે એ બધાં નિયત ભાષાશાસ્ત્ર નિયમોને અનુસરીને થયેલાં જોઈ શકાય છે, તો અન્યપક્ષે ક–હે–છે હેવો પ્રબળ મહાપ્રાણયુક્ત ઉચ્ચાર કરવો કે કે છે હેવો પ્રાણરહિત ઉચ્ચાર કરવો એ ખરેખરું કૃત્રિમ ઉચ્ચારણ છે.

જિહ્વાદોષના આ દાખલાઓ આપણે જોયા હતાઃ પાશ્ચાત્ય પ્રજાના મુખમાં થતો મૂર્ધન્યનો દન્ત્ય ઉચ્ચાર અને મૂર્ધન્યતર ड અને ढના र અને रह ઉચ્ચારો, કેટલાક વાણિયા અને અન્ય વર્ગોમાં न અને ण નો ઉચ્ચારવિનિમય, અને दादाभाइनो दहो કે दोसाभाईनो दरो (વસ્તુતઃ डोसाभाईनो डह्रो) પૂછ્યું પડે એવા પારસીની કક્ષામાં આવે ત્હેવા સમાજવર્ગની ઉચ્ચારવિકલતા.

સામ્યભ્માસના દાખલાઓ ડૉ. ભાંડારકરે પોતાનાં ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનોમાં સરલત્વની નીચે આપ્યા છે; આપણે જોયું કે अच्छइ રૂપને વરરુચિની મંજૂરી નથી મળી કારણ કે એ હેને પ્રથમ અને દ્વિતીય પુરુષમાં જ સ્વીકારે છે અને તૃતીય પુરુષ એકવચનમાં अत्थि આપે છે, પરંતુ अन्छसि अन्छामि વગેરે રૂપો સાથે સારૂપ્ય સાધવા ખાતર કાળક્રમે अन्छइ રૂપ પણ પ્રચારમાં આવ્યું હતું.

શ્રમવર્જનના તત્ત્વની પ્રવૃત્તિ આપણે સંસ્કૃતમાંના ऐ અને औના પાલીમાં ए અને ओ થયા હેમાં, અને સંયોગમાંના અસમાન વ્યંજનોના સમીકરણમાં (દા. ત. र्त નો त्त, ण्य નો ण्ण, ल्वનો ल्ल વગેરે વિકારોમાં) થતી જોઈ હતી

અને પછી આપણે ગુજરાતીની ઉત્ક્રાન્તિમાં પ્રવૃત્ત થતા વિશિષ્ટ વાગ્વ્યાપારનિયમોની વિસ્તીર્ણ સમીક્ષા કરી હતી. આપણે એકલી ગુજરાતીભાષાના જ લક્ષણભૂત उत्सर्गो અવલોકયા હતા, દા. ત. (क) अय, अवना (અને अइ, अउना સંપ્રસારણથી अय अव ક્રમોદ્વારા) વિવૃત ॲ અને ऑ ઉચ્ચારો; આ ઉચ્ચારોનું પાલીના હ્રસ્વ ए અને ओ સાથે સરખાવીને સામ્યભેદદર્શન કર્યું હતુ (પાલીમાં વિવૃત ઉચ્ચાર અપ્રકટ પણ ગર્ભસ્થ છે) અને બંગાળીમાં થતા अना ऑ ઉચ્ચાર સાથે પણ હેનું સામ્ય-વૈષમ્ય તપાસ્યુ હતું- એ બંગાળી ઉચ્ચાર ગુજરાતી વિવૃત ઉચ્ચારથી થોડેક અંશે અને વિશિષ્ટ પ્રકારે ભિન્ન છે, (ख) નામનાં પ્રાતિપદિકોને અન્તે આવતા, એ જ મૂળ શબ્દોના અન્ત્ય અર્થા વિભિન્ન હેવા, ओ અને उं (દા. ત हाथो, हाथ, घडो; वड; पानु पान; घर, घर; बच्चु), જે સ્વરના-ક્ષયથી કે સ્થાનફેરથી શબ્દના અન્ત્ય સ્વરને ઘસાઈ જતે અટકાવવા માટે લગાડાતા क પ્રત્યયમાંથી ઉદ્દ્ભવ્યા છે; અને (क) અનન્ત્ય इ કે उનો अ

તદનન્તર આપણે ગુજરાતી અને હિન્દી બંનેને સમાન હેવા એક મહત્ત્વના ઉત્સર્ગની પરીક્ષા કરી હતી–हकारની ગુજરાતી શબ્દોમાં ત્રિવિધ અવસ્થા.—

(૧) हनुं શબ્દોના આદિ તરફ સરણ;

(૨) આગન્તુક हનો પ્રક્ષેપ;

અને (૩) વિદ્યમાન हનો ક્ષય.

(૧) ના દાખલા:-भगिनि-बहिणी બ્હેન; गभीरक-गहीरउं घेरु; उष्णकं उण्हउं-हूनुं; (૨)ના દાખલા:-प्राप्तक-पत्तउं-प्होच्युं (અપ. पहुन्चद्धारा); पाशक:-पासउ-फासो, अद्यापि-अज्जवि-हजी; અને (૩)ના દાખલા:-चिह्न-चेण्ह चेन; विह्वलक-विहलउ -बीलु, यूथिका जुहिआ-जूई; शृंखला-संखला-साकळ

આ સંબન્ધમાં આપણે જોયું હતું કે ह કાં તો संकर દશામાં (घेरुं, हूनु વગેરેમાં છે તેમ) અથવા संसृष्टि દશામાં (બ્હેન વગેરેમાં છે ત્હેવો) રહે છે.

हનો વર્ગ્ય મહાપ્રાણ બને હેવા વિપરીત વિધિનો પણ એકમાત્ર દાખલો સંસ્કૃત गुहाમાંથી આવેલ गुफा શબ્દનો આપણે નોંધ્યો હતો, અને એ ઘટનાને અંગે, પ્રાગ્વૈદિક અને કેટલેક અંશે વૈદિક સમયમાં શુદ્ધ મહાપ્રાણ હતો જ નહિં પરંતુ આગળ ઉપર વર્ગ્ય મહાપ્રાણમાંથી ઉદ્ભવ્યો હતો એ મતની મીમાંસા કરી હતી, જેના દાખલાઓ છે ઉત્તરકાલીન સંસ્કૃત गृह्નો પૂર્વતર પ્રતિયોગી गृभ्; અને दुग्ध, लीढ, नद्ध વગેરે રૂપોમાં નિગૂઢ રહેલાં, તથા ઉત્તરકાલીન તેમ વૈદિક સંસ્કૃતના પણ दुह्, लिह्, नह् વગેરે ધાતુઓના અજ્ઞાત પુરોગામી તરીકે પ્રચારલુપ્ત પ્રાચીન दुघ्, लिड्, नध् ધાતુઓ હોવાનું સૂચવતાં, दुघ् लिड् અને नध् વગેરે સંધિરૂપો.

છેવટે આપણે ગુજરાતીને અને અન્ય દેશભાષાઓને સમાન હેવા થોડાક उत्सर्गोनुं નિરૂપણ કર્યું હતું; દાખલા તરીકે:—

(क) कोमल अनुस्वार-જે પ્રથમ અપભ્રંશમાં कवँलु, भवँरु, दहिँ, तहिं, जहिं, तुन्छउं, तेणहं વગેરે શબ્દોમાં અસ્તિત્વમાં આવ્યો હતો અને હેમાંથી ગુજરાતીમાં આવ્યો હતો; અને જેનો વિશેષ વિકાસ, પ્રાકૃતમાં તીવ્ર અનુસ્વારવાળા પણ ગુજરાતીમાં અનુસ્વારને કોમલ બનાવતા અને માત્રા-રક્ષણને નિયમે પૂર્વસ્વરને દીર્ઘ બનાવતા, वक्रादिगणમાં અને હેવા અન્ય શબ્દગણોમાં જોવામાં આવે છે; દા. ત. वक्रकं-वंकउ-वाकु; सन्ध्या-संझा-सांझ વગેરે.

આપણે એ પણ જોયું કે तद्भव શબ્દોમાં દીર્ઘસ્વરનો અનુસ્વાર કોમલ હોય છે, દા. ત. कांटो, बीछी, पूछडु, भेंचवु, मोंपु વગેરે શબ્દોમાં; तद्भव શબ્દનો અન્ત્ય અનુસ્વાર કોમલતર હોય છે, જેમકે दहिं, अहिं વગેરેમાં; શબ્દમધ્યવર્તી હ્રસ્વ સ્વર પછી આવતો અનુસ્વાર કોમલતર હોય છે, દા. ત. સુંવાળો, કુંપળ વગેરે; અને तद्भव શબ્દોનો (નપુંસકલિંગસૂચક કે ક્રિયાપદના વર્તમાનકાળ પ્રથમ પુરુષ એકવચનના રૂપના સૂચક) અન્ત્ય उ પછી અનુસ્વાર કોમલતમ હોય છે, દા. ત. शुं, सारुं, पाडुं, आवुं, आवुं छुं વગેરે.

तद्भव શબ્દોના અન્ત્ય उ પછીના આ કોમલતમ અનુસ્વારની બાબતમાં આપણે જોયું કે સુરત તથા ભરુચ જિલ્લામાં અને કાઠિયાવાડમાં એ તીવ્રકલ્પ છે, અમદાવાદ જિલ્લામાં અને હેની

આસપાસ મન્દતીવ્ર કે કોમલ છે, અને ચરોતરમાં કોમલતમ બનીને નષ્ટપ્રાય બને છે. આ સ્થિતિની આપણે અનુસ્વારની મરાઠીમા દેખાતી હેવી જ સ્થાનિવિધતા સાથે સરખામણી કરી હતી-કારણ કે હેનો કોંકણમાં તીવ્રકલ્પ પણ દેશમાં કોમલ ઉચ્ચાર થાય છે.

(ખ) च, छ, ज, झ નો પ્રાકૃત કે દન્તસંઘર્ષી ઊષ્મપ્રાય ઉચ્ચાર જે, સદૈવ હેના સંસ્કૃત ઉચ્ચાર કરતા સૂરત અને ભરુચ જિલ્લા સિવાયના ગુજરાતમાં, કેટલાક નિશ્ચિતરૂપ નિયમો અનુસાર, સર્વત્ર જોવામાં આવે છે.

આપણે નોંધ્યું હતું કે આ ઉચ્ચાર મરાઠીમાં (ગુજરાતીથી કૈંક વિશેષ પ્રકટ), મારવાડીમાં (અતિપ્રબળ), પંજાબીમાં (મર્યાદિત પ્રકારે) તેમ જ બંગાલીમાં વિદ્યમાન છે; પૈશાચી ભાષાઓમાં મુખ્ય હેવી કાશ્મીરીમાં અને ભૂતિયામાં चના આ स-મિશ્ર ઉચ્ચારની અસરથી चનો स વિકાર થતો આપણે જોયો, અને બર્મીમાં (દા. ત. चन्दाने બદલે सन्दा) તેમ જ સિંહલીમાં (જેમકે चक्रवालમાંથી सक्वाल) પણ આ વિકાર આપણે જોયો. આ વસ્તુસ્થિતિ ઉપરથી આપણે સમજી સકયા કે જ્યહારે, બીમ્સ માને છે તે પ્રમાણે, મરાઠીના આ સંઘર્ષપ્રાય ઉચ્ચાર માટે દ્રાવિડીની અસર કારણભૂત છે ત્યહારે ગુજરાતીમાં અને ઉત્તરની અન્ય દેશભાષાઓમા એ ઉચ્ચાર મોંગોલઅસરમાંથી ઉદ્ભવ્યો જોઈ સકાય છે; કાશ્મીરી, ભૂતિયા, બંગાલી અને બર્મીમાં આ અસર દેખાતી છે, જ્યહારે ગુર્જરોથી પ્રભાવિત થયેલી ભાષાઓમાં આ ઉચ્ચાર ગુર્જરોમાં, એટલે જૂના કાળના ખઝરોમાં, રહેલા મોંગોલ સંસ્કારનું પરિણામ છે, કારણ કે આ ખઝરો હૂણોના કરતા ભિન્ન ગોત્રના હોવા છતા હેમના ગાઢ સંપર્કમાં હતા અને, ગિબ્બને આપેલું હેમની શારીરિક આકૃતિનું વર્ણન દર્શાવે છે તે મુજબ, આ હૂણોમાં મોંગોલ તત્ત્વ સ્પષ્ટ હતું

(ઘ) लનો મૂર્ધન્યતર ઉચ્ચાર-અર્થાત् ळ

આ ઉચ્ચારની યાત્રાનું આપણે હાવું અન્વદર્શન કર્યું. વૈદિક ઉચ્ચારતંત્રમાં, અમત્ત મર્યાદિત પ્રકારે; ગુજપીપળા મચ્છાનમા મરુઠા પ્રદેશની અર્વાચીન ભીલ બોલીમા; આ ભાષાઓમાંનો ळ સ્વરમધ્યવર્તી (અવ્યક્ત મૂર્ધન્યતર) ड નો વિકાર છે, પછી ગુજરાતી, મરાઠી, મારવાડી, અને (પ્રાચીન પ્રાકૃતો પૈકી) પૈશાચી ભાષાઓમા-સ્વરમધ્યવર્તી लના વિકાર રૂપે અને આપણી આધુનિક દેશભાષાઓમા અને શક્યત વૈદિકભાષામા પણ, આ ळના પ્રસંગમા આ પૈશાચી અસર આપણે પારખી સકયા.

(ङ) अस्वरितप्रथमश्रुतिलोप;

દા. ત. उपविशति- . वइसइ-बेसे.

उपाध्याय-उवज्झाओ .. ओझो

अपत्यक अवच्चउ .. ... बच्चु.

सरक्षक-सरक्खउ -रोखु

( જેમ કે પેલા रोखो दात शु काढे छे ? ).

આ તત્ત્વ ગુજરાતીમા અને અન્ય કેટલીક ભાષાઓમા, વિશેષત હિન્દીમા, સમાનરૂપે પ્રવર્તે છે. હેનું બીજ પ્રાકૃતમા જોઈ સકાય છે-પ્રાકૃતમાં માત્ર બે દાખલા લભ્ય છે ( अरण्य અને अलाबुમાથી रण्ण અને लाबू )

અને સંસ્કૃતમાં પણ હેતુ બીજ (અપ્રગટ શક્યતા રૂપે) કહાય હોય સંસ્કૃતમાં રોગલીના અર્થના પૂર અને અપૂર એ બે શબ્દો છે જેમાંનો પૂર શબ્દ અપૂરના આદ્ય અસ્વરિત અક્ષરનો લોપ થવાથી નીપજેલું પછીનું રૂપ છે

(ઘ) છેવટે આપણે સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ વિશેના ઉત્સર્ગનું નિરૂપણ કર્યું હતું

દા ત कर्म-कम्म-काम

सर्प-सप्प-साप

दृष्ट-दिट्ठउ दीठुं

मुक्तक-मुक्कउ-मूक्युं વગેરે વગેરે

આપણે જોયું કે આ ઘટનાનું તત્ત્વ હેમચન્દ્રના વ્યાકરણ જેટલું પ્રાચીન છે, હેમાં दक्षिणनो સિદ્ધરૂપ આદેશ दाहिण આપેલ છે, પણ આ दाहिणनो ઉદ્ભવ મૂળ શબ્દના નીચે જણાવેલા અદૃશ્ય અને શક્ય વિકારો દ્વારા જ સાધી શકાય —

दक्खिण-दाखिण-दाहिण

એથી પણ આગળ જઈને આપણે આ નિયમને પાણિનિના ढ्लोपे पूर्वस्य दीर्घोऽण = ૬-૩-૧૧૧) એ સૂત્રમાં બીજ રૂપે રહેલો જોયો હતો (આ સૂત્રને ढो ढ लोप =(૮-૩ ૧૩) અને रो रि (૮ ૩ ૧૪)એ સૂત્રોના અનુસંધાનમાં લેવાનું છે) गुह+क्त (त)-गुट्+ढ=गूढ ઇત્યાદિ રૂપોમાં અને निर्+रव-नीरव જેવા સંધિકાર્યમાં આ સૂત્રોની પ્રવૃત્તિ જોવાય છે

આ ઉત્સર્ગ આપણી આ ઐતિહાસિક સમીક્ષામાં ઘણો ઉપયોગી નીવડ્યો છે, કારણ કે ગુજરાતી ભાષાના અને સાહિત્યના વિકાસના પૂર્વાપર ક્રમો અને યુગો નિશ્ચિત કરવા માટેની અનેક કસોટીઓમાં આ કસોટી સૌથી વિશેષ મહત્ત્વની અને લગભગ નિરપવાદ રીતે અચૂક તથા નિર્ણાયક જણાઈ હતી

પછી આપણે ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિની ઐતિહાસિક સમીક્ષા કરી હતી અને, (૧) હમણાં જ વર્ણવેલી વાગ્વ્યાપારવિષયક સમીક્ષામાં દૃષ્ટિગોચર થતા ક્રમવિશેષદર્શક લાક્ષણિક તત્ત્વો, (૨) ભાષાના વિકાસ દરમ્યાન ભાષામાં પરખાયેલાં નિગ્રહક્ષમ અને અવિગ્રહ્ય સ્વરૂપો અને (૩) અમુક યુગોનાં લક્ષણભૂત रहइ रेसि વગેરે પ્રકારના શબ્દવિશેષો એ કસોટીઓથી ભાષાને તપાસીને આપણે ભાષાનું એક યુગમાંથી બીજામાં સંક્રમણ અવલોક્યું હતું, અને નીચે પ્રમાણે યુગો ઠરાવ્યા હતા —

**પ્રાગ્-ગુજરાતી**

| | |
|---|---|
| અપભ્રંશ | લગભગ વિ સં ૧૧૦૦ પર્યન્ત |
| મધ્યકાલીન અપભ્રંશ | વિ સં ૧૩મા સૈકા પર્યન્ત, |
| અન્તિમ અપભ્રંશ | વિ સં ૧૩મા સૈકાથી વિ સં ૧૫૫૦ પર્યન્ત |

**ગુજરાતી**

| | |
|---|---|
| પ્રાચીન ગુજરાતી | વિ સં ૧૫૫૦ થી વિ સં ૧૬૫૦ |
| મધ્યકાલીન ગુજરાતી | વિ સં ૧૬૫૦ થી વિ સં ૧૭૫૦, |
| અર્વાચીન ગુજરાતી | વિ સં ૧૭૫૦ અને તદનન્તર |

આ યુગવિભાગ અન્યોન્યવ્યાવર્તક દૃઢમર્યાદ કક્ષાઓનો સૂચક નથી એ હકીકત ઉપર મ્હેં ખાસ ભાર મૂકયો હતો ખરી વસ્તુસ્થિતિ લક્ષમા રાખિયે તો, ભાષાને એક વિશાળ ચિત્રપટની ઉપમા આપી સકાય જેમા રંગો એક ભાગથી અન્યભાગમા અલક્ષ્યક્રમે છાયાન્યાયે પલટાય છે

અન્તે આપણે નરસિંહ અને મીરાના સમયથી છેક માત્ર ૬૪ વર્ષો પ્હેલા મૃત્યુ પામેલા દયારામ પર્યન્તના ગુજરાતી સાહિત્યનુ વિહંગાવલોકન કર્યું —દયારામનુ મૃત્યુ ૯મી ફેબ્રુઆરી ૧૮૫૨ને દિને એટલે લગભગ તારીખવાર હિસાબે, બરાબર ૬૪ વર્ષો પ્હેલા થયુ હતુ ગુજરાત એ નામ અલબિરુની કૃત ઇન્ડિકામા (ઇ સ ૧૦૩૦મા) ઉપલબ્ધ છે પણ એ સમયે એ નામ આપણા આજના ગુજરાત પ્રાન્તને નહિ પણ રજપૂતાનાના એક ભાગને લાગુ પડતુ હતુ, આપણા આ પ્રાન્તના નામ તરીકે ગુજરાત નામનો પ્રયોગ આપણા સાહિત્યમા ઇ સ ના ૧૫મા સકાથી બહુ હેલો દાખલ ન્હોતો થયો, અને આપણા પ્રાન્તના ભાષાનુ ગુજરાતી હેવુ નામ ઇ સ ૧૭૩૦થી ઘણુ વ્હેલુ મળતુ નથી, આ વસ્તુસ્થિતિ પ્રત્યે મ્હે તમારુ ધ્યાન ખેચ્યુ હતુ ઉપરાત, નરસિંહ અને મીરા ગુજરાતી **ભાષાના** આદ્ય પ્રયોજક ન જ ગણાય છતા હેમને ગુજરાતી સાહિત્યના આદ્ય પ્રણેતા માની સકાય એ વાત પણ મે સ્પષ્ટ રીતે, ભેદ દર્શાવીને, જણાવી હતી અને એ કારણે આપણી સાહિત્યસમીક્ષાનો આરંભ એ કવિયોથી કર્યો હતો આપણી એ સમીક્ષામા આ ચાર યુગો સમાવિષ્ટ હતા

(૧) મીરા અને નરસિંહથી નાકર સુધી, એટલે વિ સ ના ૧૫મા સકાથી ૧૭મા સૈકાના મધ્ય સુધી

(૨) પદ્મનાભ અને અખો હેમની વચ્ચેના ગાળામા રહેલો મનાતો સાહિત્યવન્ધ્યતાનો કાળ, જે સાહિત્યવન્ધ્ય ન્હાતો એ હમણાના સંશોધને બતાવી આપ્યુ છે આ સમય દરમ્યાન કર્મણ, કેશવ, ભાલણ ભીમ, લાવણ્યસમય ગણપતિ અને અન્ય કવિયો થયા હતા આથી એ બીજો યુગ ગણાય,

(૩) અખો, તુલસી, વિશ્વનાથ જાની, પ્રેમાનંદ અને સામળ એ કવિયોનો યુગ વિ. સ ૧૬૭૦થી વિ સ ૧૮૭૦,

અને (૪) વલ્લભ અને અન્ય કવિયો, બીજા ન્હાના કવિયો, જન કવિયો, સ્વામિનારાયણ સંપ્રદાયના કવિયો, અને હેમા છેલ્લો લાલિત્યપૂર્ણ, મનોહર અને તેજસ્વી કવિ દયારામ વિ. સ ૧૮૨૮થી વિ સ ૧૯૦૦

આ સમીક્ષા સમાપ્ત કરવા વખતે આપણે તે તે યુગ દરમ્યાન સાહિત્યના પ્રયાણમાર્ગને વ્યાપી રહેલા વાતાવરણ પ્રત્યે દૃષ્ટિપાત કર્યો હતો, અને ભક્તિ અને વૈરાગ્યના ઘેરા રંગોનું પ્રાધાન્ય જોયુ હતુ પ્રસંગત થતો વીરરસનો ચળકાટ નિરખ્યો હતો, શૃંગારરસના ઇંદ્રધનુષવર્ણો નિહાળ્યા હતા અને આજે આપણુ ધ્યાન રોકી રહેલી સામાજિક પરિસ્થિતિયોનો તથા સમસ્યાઓનો આછો અત્યલ્પ છાયાસ્પર્શ જોયો હતો

આધુનિક ગુજરાતી સાહિત્ય ઉપર ત્વરિત દૃષ્ટિક્ષેપ કરીને આપણે કેટલાક અયોગ્ય પ્રતિકૂલ દોષદર્શનની સ્હામે અર્વાચીન કવિતાનો બચાવ રજુ કર્યો હતો

---

*આ વ્યાખ્યાન ૭મુ ૧૧મી ફેબ્રુઆરી ૧૯૧૬ને રોજ કર્યું હતુ.

સાથે સાથે આપણે ગુજરાતી સાહિત્યમાં પદ્યરચનાના સ્વરૂપવિકાસનું અવલોકન કર્યું હતું, અને એ વિકાસમા, એક પ્રકારે, આજ સુધીના સાહિત્યવિકાસનું પ્રતિબિમ્બ ઝીલાયેલું જોયું હતું.

अर्वाचीन साहित्यनु त्वरितदर्शन

એ સમીક્ષાની પૂર્ત્તિ તરીકે અને સમગ્રતાસિદ્ધિ અર્થે અહિં આપણે દયારામના યુગ પછીના આપણા અર્વાચીન સાહિત્યનું ત્વરિત દર્શન કરીશું. આ સાહિત્યના આપણે બે સમયવિભાગ પાડીશું:—

(क) પ્રાચીન શૈલીનું સાહિત્ય – વિ. સં. ૧૯૦૦થી વિ. સં ૧૯૪૦ પર્યન્ત, અર્થાત્ વિક્રમ સંવતની વીશમી સદીના પ્રથમ ચાર દશકાઓ;

અને (ख) અર્વાચીન શૈલીનું સાહિત્ય--વિ. સં. ૧૯૪૦ થી વિ. સં. ૧૯૭૦ એટલે કે વિક્રમ સંવતના ત્રણ સાંપ્રત દશકાઓ.

पूर्व अने पश्चिमना सपर्कना परिणामो; पूर्वतर अने उत्तर शैलीओमा जूदी जूदी असर.

આ બંને શૈલીઓનો ઉદ્ભવ પૂર્વના પશ્ચિમ જોડેના સંપર્કમાંથી થયો હતો પરંતુ પ્રથમ સમયાવધિ દરમ્યાન પાશ્ચાત્ય સંસ્કારની અસર અપૂર્ણ અને ઉપર ઉપરની હતી જેથી એ સમયનું સાહિત્ય હજી પ્રાચીન પરંપરાને વળગી રહ્યુ હતું, ત્યારે એ પછીના બીજા જમાના દરમ્યાન થયેલી અસર દૂરગામી અને જીવન, સમાજ તથા જગત પ્રત્યેની દૃષ્ટિમાં પૂર્ણ પલટો આણનારી હતી જેને પરિણામે એ જમાનાનું સાહિત્ય નવીનજીવનથી, નવાઆદર્શોથી અને અભિનવ આલોચનરીતિથી ઓતપ્રોત હતું. આ બે યુગોનાં આગળ પડતાં લક્ષણભૂત તત્ત્વોમાં શો તફાવત હતો તે જોઈયે. પૂર્વતર યુગમા ગદ્યસાહિત્યના ગણેશ મંડાયા; હેની ભાષા સરલ અને લક્ષ્યગામિની હતી; હેની જોડણીપદ્ધતિ સ્વાભાવિક હતી અને ઓછા વધારે પ્રમાણમાં ઉચ્ચારપદ્ધતિને અનુરૂપ હતી; આ યુગના ઉત્તરાર્ધમાં સંસ્કૃતમય શૈલી દાખલ કરવાનો પ્રયત્ન થયો હતો; પણ હેને અનુસરનારાઓ ઘણા ન નીકળ્યા; જ્યહારે એ પછીના યુગમાં કાવ્યપ્રવૃત્તિ વિપુલ અને નિરંકુશ બની, સામાન્ય જનતાને કંઈક અગમ્ય હેવી શૈલી આવી, ધ્વનિશાસ્ત્રને ધોરણે અને ભાષાવ્યુત્પત્તિની દૃષ્ટિયે જે સત્યસ્વરૂપને નિકટતર હતી તે સ્વાભાવિક જોડણીપદ્ધતિનો ત્યાગ અને સર્વથા આપખુદીભરી અને તોરી, કૃત્રિમ તથા અશાસ્ત્રીય, જોડણીપદ્ધતિનો સ્વીકાર થયો; અને ભાષાશૈલીમાં પૂર્વતર યુગની રીતે નહિં પણ વિષયસ્વરૂપની તથા વિચારના તથા ભાવનાના સામર્થ્યની અપેક્ષાને અનુસરીને, સંસ્કૃતતત્ત્વનો પ્રવેશ થયો. આટલું ભાષા અને શૈલી પરત્વે. વિષયની અને સાહિત્યના પ્રકારની બાબતમા આ બે યુગો વચ્ચે હેવો જ સ્પષ્ટ તફાવત છે પૂર્વતર યુગના લેખકો એ જમાનાની અપેક્ષાને સંતોષતા; પ્રજાની બૌદ્ધિક નવચેતનાને સ્પર્શતા વિષયો વિશે ઓછી કે વધતી ઘરગથ્થુ શૈલીમા લખતા; જનતામાં રહેલા વ્હેમોને દૂર કરવા મથત , જ્ઞાનનાં મૂલતત્ત્વો શીખવતા; અને કદાપિ કલ્પનાનો ઉચ્ચ ગગનવિહાર કરવાની કે બૌદ્ધિક પ્રયત્નો કરવાની ઉચ્ચાભિલાષા ન સેવતા. ત્યહાર પછીના યુગને પાશ્ચાત્ય કવિતાનો અને સંસ્કૃત સાહિત્યનો પ્રતાપ સ્પર્શ્યો હતો અને પરિણામે કલ્પનાસમૃદ્ધ અને તરંગતરલ ઉચ્ચ ગુણકોટિ સાધતી મૌલિક કૃતિયો ઝડપથી જન્મવા લાગી હતી અને આપણા સાહિત્યને સમૃદ્ધ બનાવી રહી હતી; પણ સાથેસાથ નિકૃષ્ટ નકલી લેખકોની, લેખ કોને પોતાને તથા ગૈ સાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરવાની હેમની ઇચ્છા હતા એ સાહિત્યને હાનિ પ્હોંચાડે ત્હેવી ગુણરહિત કૃતિયોનો જથ્થો પણ સાહિત્યક્ષેત્રમાં જમા થયો હતો. પણ એ તો સ્વીકારવું પડે કે નવી ભાવનાઓ, નવું જીવન, નવી પ્રવૃત્તિયો એ નવાં બળો આવ્યાં છે તેનો પ્રભાવ સાહિત્યક્ષેત્રના

કાર્યકરની શક્તિના કે મર્યાદાના પ્રમાણમા પડવો જોઇયે અને પડે છે. ઊતરતી કક્ષાના અને અલ્પજીવી સર્જનનુ આપણા સાહિત્યમા બાહુલ્ય છે, છતા હેનુ પ્રાબલ્ય નથી

આપણી ભાષાનુ અને આપણા સાહિત્યનુ ભવિષ્ય દર્શન

હાવુ છે ભૂતકાળનુ અને વર્તમાનકાળનુ ચિત્ર ભવિષ્યની આગાહી કરવાનુ સાહસ કરીશુ? આ ચિત્રો કાઇક વિસ્તારથી આલેખાયા છે એ ખરૂ, પણ ભવિષ્યનુ કંઇક સાચુ દર્શન કરવુ હોય તો આ ચિત્રોને દષ્ટિસમક્ષ રાખિયે એ આવશ્યક છે આપણા સમયમાં નજરે પડતા ભાવિ વલણોનુ નિરીક્ષણ કરિયે તો જ ભવિષ્યદર્શન થઇ સકે આ વ્યાખ્યાનનો જે ઉદ્દેશ છે એ પ્રમાણે આપણે હેવો પ્રયત્ન કરીશુ આપણી સમક્ષ ઉપસ્થિત થતો પ્રશ્ન આ છે ભવિષ્યમા ભૂતકાળની પુનરાવૃત્તિ કે અનુવૃત્તિ કોઇપણ પ્રકારે કે કોઇપણ પ્રમાણમા થશે? હાનો ઉત્તર એક જ હોઇ સકે ના સાહિત્યની વાત કરિયે તો, જૂના ધોરણો ગયા છે અને નવા આ યા છે, અને જે ઘટનાઓ થઇ ચૂકી તે આવીને તે માર્ગે પાછી ફરે એ વસ્તુસ્વભાવત અશક્ય છે પ્રગતિનો સ્વભાવ જ હેવા પશ્ચાદ્ગમનને પ્રતિકૂલ છે. નવી પરિસ્થિતિ નવા પ્રકારો ઉપજાવે જ એથી આપણે પૂર્ણ શ્રદ્ધાથી કહી સકિયે કે આપણુ સાહિત્ય હવે શૃગારની અવિયોજ્ય ભાવસંસૃષ્ટિવાળા ભક્તિમાર્ગનાં પ્રાચીન શૈલીના ગીતો ફરીથી નહિ ગાય, કે પ્રણયપ્રપંચ અને પરાક્રમસાહસોની કૌતુકભરી વાતો કહેવાને કોઈ નવો સામળ નહિ આવે, કે સાહિત્યગુણયુક્ત આખ્યાનોથી સાહિત્યવ્યોમને પ્રકાશિત કરનારો કોઇ અન્ય પ્રેમાનંદ નહિ પ્રકાશે, કે ગઈ સદીમા કે મે સદીમા અનેક અલ્પ કવિયોએ રચી હતી હેવી–માનવને ધર્મોપદેશ આપતી, ગુરુની નિન્દા કરવી નહિ, જળમા થૂકવુ નહિ, મે માણસની ખાનગી વાત સાંભળવી નહિ હેવી હેવી રીતે મનુષ્યને દિનચર્યા શીખવતી–બોધપ્રધાન કવિતા પણ નહિ રચાય એ જમાના ગયા ધાર્મિક કવિતાએ પણ નવો આકાર ધર્યો છે, અને હજી નવા નવા આકારો ધરશે, પણ જૂની શૈલીને પાછી નહિ સ્વીકારે

વૈજ્ઞાનિક, તત્ત્વજ્ઞાનવિષયક અને ઐતિહાસિક સાહિત્ય તથા કેટલેક અંશે જીવનચરિત્રાત્મક સાહિત્ય પણ, હજી આપણી ભાષામા દરિદ્ર છે શુદ્ધસાહિત્યનો નાટકવિભાગ પણ તનુકાય છે આ ન્યૂનતાઓ ભવિષ્યમા દૂર થશે, પણ હેના તાત્કાલિક કે નિકટના ભવિષ્યકાળમા, કંઇ ચિહ્નો દેખાતા નથી મૌલિક સર્જનમા નિરત પુરુષો જૂજ છે અને સાહિત્યમંદિરના આ વિભાગના બંધ દ્વાર ઉઘાડે હેવા પ્રતિભાશાલી મહાસર્જકોના આગમનની આપણો દેશ પ્રતીક્ષા કરી રહ્યો છે

સર્વ પ્રકારના અને આકારના કાવ્યસાહિત્યની સૌષ્ઠવહીન અતિવૃદ્ધિ અત્યહારે થઇ રહી છે, જે બહુધા સત્ત્વરહિત છે અને એથી દીર્ઘાયુષ ભોગવવા સરજાઈ નથી, નવલકથાસર્જન પણ ગુણમા અને સત્ત્વમા હેનુ જ છે આપણા પ્રાન્તમા કોઈ સાહિત્યસ્વામીઓનો ઉદય થશે ત્યહારે આ સ્થિતિ સુધરશે એમ જણાય છે, પણ ઊતરતી કોટિનુ સાહિત્ય અમુક કક્ષાના લોકને આકર્ષ્યા કરશે અને હેમને કાજે જીવ્યા કરશે. પણ આ માલને ખરા સાહિત્યની કક્ષાની મ્હાર રાખવો ઘટે.

બંગાલી સાહિત્યની અસર

બંગાળીના અનુવાદો મ્હોટી સંખ્યામા થાય છે એના પૂરતી બંગાળી સાહિત્યની અસર હમણાના દશકાઓમા ગુજરાતી સાહિત્ય ઉપર થવા લાગી છે ક્યહાંક ક્યહાંક મૂલ ગ્રન્થની પસંદગીમાં ગુણપરીક્ષાનો અભાવ દેખાય છે, સામાન્યત ઉત્તમ કૃતિયો અનુવાદકોને આકર્ષે છે પણ આ બાબતમા મ્હારે ચેતવણી આપવાની છે બંગાળીમાંથી ઋણાદાન કરવાનુ વલણ અત્યહારે વધવા લાગ્યુ છે

અને હું બંગાળી જાણું છું એમ કહેવું એ ગર્વની વાત થઇ પડી છે. પણ આપણે સાવધાન રહિયે, અને આ ઋણગ્રહણના આદત મૌલિકતાની ઘાતક ન બને, એ ઇષ્ટ છે.

आपणा साहित्य उपर असर करतां अमुक नवीन वळो अने भावनाओ समाजसेवा अने राजकीय महेच्छा.

अमुक नवीन બળો અને ભાવનાઓ આજે આપણા સાહિત્યમંદિરમાં પ્રવેશ કરવાને દ્વાર ધકેલી રહ્યાં છે; અને જો સમર્થ અને કુશળ પ્રયોજકોની હથોટીનો હેને લાભ મળશે, તો આપણા સાહિત્યમાં નવો પ્રકાર નિષ્પન્ન થશે. આ છે સમાજ-સેવાની ભાવનાઓ અને રાજકીય અભિલાષાઓ. આ ભાવનાઓને સ્પર્શ-માત્રથી જ કલામય સાહિત્યસ્વરૂપ અર્પી શકે હેવા સાહિત્યસ્વામીઓ હજી આપણને મળ્યા નથી. આ દિશામાં પ્રવૃત્ત થઈને આપણા સાહિત્યને સુસમૃદ્ધ કરે હેવી માનવવિભૂતિયો પણ જતે સમયે ઉત્પન્ન થશે. અને છતાં મ્હારે કહેવું પડે છે કે કાવ્યસાહિત્યમા તો—એટલે સાથોસાથ નવલકથાદિક કલાત્મક ગદ્યકૃતિયોમા પણ—અર્થાત્ આ શુદ્ધસાહિત્યસર્જનના ક્ષેત્રમાં તો જીવન અને મૃત્યુની, માનવનાં દુઃખોની અને સંવેદનાની, સનાતન ભાવનાઓ જ સાહિત્યપ્રવૃત્તિના ઉપાદાન તરીકે વિશિષ્ટ અને સર્વોચ્ચ સ્થાને વિરાજશે. શુદ્ધ સાહિત્યનું આ સ્વરૂપ લક્ષમાં રાખીશું તો જણાશે કે માનવહૃદયને ભિન્ન ભિન્ન પ્રજાઓના, જાતિયોના, જ્ઞાતિયોના અને હેવા અન્ય વિભાગોની પ્રાદેશિક, સંકુચિત, અભિલાષાઓના મર્યાદિત ક્ષેત્રમાં જકડી રાખનારી સર્વ ભાવનાઓ માનસિક અને હાર્દિક સંકુચિત વૃત્તિના ચોકઠામાં ફસાયા વગર નહિં રહે; અને આ ભાવનાઓને વિશાળ, વ્યાપક, માનવજાતિની સનાતન ભાવનાઓથી ઉચ્ચતર સ્થાને સ્થાપવાનો પ્રયત્ન શુદ્ધ સાહિત્યને ગૂંગળાવી મારનારો નીવડશે; આ કારણે હેવા પ્રયત્નને અપ્રશસ્ય ગણવો જોઇયે. ગુજરાતી સાહિત્યના ભાવિમાં ગુણવત્તાનું હાનું અધઃકરણ હશે કે નહિ એ કહેવું મુશ્કેલ છે, પણ જગતભરના સાહિત્યના ઇતિહાસ પ્રત્યે દૃષ્ટિ કરતાં મ્હને આ દિશામાં ભય દેખાતો નથી અને માનવની સર્વકાલીન ભાવનાઓને નિરૂપતા શુદ્ધ સાહિત્યની ચિરંજીવિતામાં અને અન્તિમ ચક્રવર્તિતામા મ્હને શ્રદ્ધા છે.

सार्वजनिक मूल्यवाळी सनातन भावनाओ विरुद्ध सङ्कुचित भावसामग्री

भाषा: गुजरातना त्रण प्रदेश विभागो; ए प्रदेशनी भाषानी विशिष्टताओ

આટલું સાહિત્ય વિશે ભાષાનો વિષય લઇયે તો, પ્રથમ આજની વસ્તુસ્થિતિ પ્રત્યે અને ભાવિસૂચક સામગ્રી પ્રત્યે એક લઘુ દૃષ્ટિક્ષેપ કરિયે. પૂર્વગામી એક વ્યાખ્યાનમા મ્હેં કહ્યું છે[1] તે પ્રમાણે આજની પ્રચલિત ભાષાને પોતાની, ખાસ ભેદક, રંગચ્છાયા અર્પતા ત્રણ મુખ્ય પ્રદેશવિભાગો ગુજરાતમાં છેઃ-(૧) કાઠિયાવાડ, (૨) તળગુજરાત અને (૩) સુરત પ્રદેશ (જેમાં હું સુરત અને ભરુચ જિલ્લાઓનો સમાવેશ કરું છું). ન્હાના-મહત્ત્વના નહિં હેવા-વિભાગો અને તળગુજરાતના ચરોતર, પાટણ અને પાલણપુર, તથા અમદાવાદ પ્રદેશ હેવા ઉપવિભાગો હું બાજૂએ મૂકું છું.

હવે, સમાન ધોરણે ચાલતી કેળવણીનો ફેલાવ, આગગાડીનો વ્યવહાર વધવાથી થયેલો કાઠિયાવાડ, તળ ગુજરાત, અને સુરત વચ્ચે નિકટતર સંપર્ક, સુશિક્ષિત વર્ગોનો એક ભાગમાંથી

---

૧. જુઓ. વ્યાખ્યાન ૨, પૃ ૧૪ અને પાદનોધ.

અન્યમાં નિવાસસ્વીકાર અને પ્રવાસ—આ સર્વે, પ્રાન્ત પ્રાન્ત વચ્ચે એકતા ઉપજાવનારાં, જીવનગત તત્ત્વોનો લોકજીવનના ભાષા અંગ ઉપર પ્રભાવ પડ્યો છે અને પડશે આ ત્રણ મુખ્ય વિભાગોની લક્ષણભૂત, સ્પષ્ટ ભેદ દર્શાવનારી, ભાષાગત વિશિષ્ટતાઓને મનોદૃષ્ટિ સમક્ષ આણો; પ્રથમ સૂરત લઈએ –

સુરતી વિશિષ્ટતાઓ

(૧) શુ, करीश, करशे ઇત્યાદિ શબ્દો સુ, करीस, करसे ઇત્યાદિરૂપે બોલાતા, અને અગાઉના સમયમાં કોઈવાર ગ્રન્થોમાં લખાતા પણ ખરા; આજે કોઈ કેળવાયેલો સુરતી આ સ નહિં વાપરે, સાહિત્ય જેવા લખાણમાં તો ચોક્કસ નહિ જ વાપરે; અને કેળવાયેલા વર્ગોની તો બોલાતી ભાષામાંથી પણ જો તદ્દન બહિષ્કૃત નહિ હોય તો, વેગથી આ ઉચ્ચારદોષ અદૃશ્ય થતો જાય છે

હેવી જ સ્થિતિ, ઓછી અથવા વધારે, નીચે આપેલા વિશિષ્ટ પ્રયોગોની છે.—

(૨) મુખ્ય ગુજરાતીમાંના आव्यो, लख्यु વગેરે રૂપોને સ્થાને आयुवो, लयुलुं, વગેરે સુરતી પ્રયોગો વ્યત્યયનો આ દાખલો આજે અસંસ્કારી ગણાય છે અને શિષ્ટ લેખન માટે તથા સરકારી ભાષા માટે અયોગ્ય મનાય છે,

(૩) વ્યાકરણની પરિભાષામાં क्रियातिपत्ति કહેવાય છે એ અર્થના, (જો–તો હેવી શરતવાળી રચનામાં વપરાતા) आवत, लखत વગેરે રૂપોને બદલે વપરાતા आवते, करते વગેરે ક્રિયાપદરૂપો,

(૪) नाखवुने સ્થાને लाखवुं:

(૫) कातर, तासक ઇત્યાદિ નહિં પણ कातेर, तासेक ઇત્યાદિ,

(૬) माटीडो (=મરદ),

(૭) पोर्‌यो, पोरी (=છોકરો, છોકરી), (મરાઠી पोरगा, पोरगीना જાતભાઈ, ખાનદેશી અને ભીલબોલી દ્વારા આવેલા)

હવે શબ્દોમાં રૂપોમાં અને અન્ય પ્રયોગોમાં દેખાતી થોડીક કાઠિયાવાડી વિશિષ્ટતાઓ જોઈએ –

કાઠિયાવાડી વિશિષ્ટતાઓ

(૧) का=(માન્ય ગુજરાતીમાં) केम ? દા. ત. का लाभशंकर ! केवां लाडु जमशो ?

(૨) ओल्यु=(માન્ય ગુજરાતીમાં) पेलु

(૩) हालो=( „ „ ) चालो, માન્ય ગુજરાતીમાં હાલવુંનો અર્થ "ડોલવુ અસ્થિર થવુ" થાય છે.

(૪) हाउ = શિષ્ટ ગુજ(રાતીમાં) बस, (અવ્યય),

(૫) मा (નિષેધવાચક) જેમકે आवीश मा, શિષ્ટ ગુજરાતીમાં आविश नहि બને,

(નોંધ જૂની ગુજરાતીમાં કવિતાની ભાષામાં मा વપરાય છે),

(૬) °प ભાવવાચક પ્રત્યય તરીકે, શિષ્ટ ગુજરાતીમાં °पण અથવા °पणु છે;

દા. ત. ओछप, શિષ્ટ ગુજરાતીમાં ओछापणु,

व्हारप „ „ व्हाल (व्हारापणु રૂઢિમંત ભાગ્યે ગણાય)

म्होटप „ „ म्होटपण, म्होटापणु

(નોંધ :– સંસ્કૃત त्र અથવા ता પ્રત્યયનો અપભ્રંશ આદેશ, त्तण ના વિકલ્પ તરીકે, प्पण સિ. હે. ૮–૪–૪૩૭ માં આપ્યો છે. ડૉ. સર રા. ગો. ભાંડારકર प्प (અપભ્રંશ)[2] त्वमांથી અને प्पण પ્રત્યય त्वनમાંથી સાધે છે (જુવો હેમનાં ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો પૃ. ૧૯૪.)

આ त्वन વૈદિક પ્રત્યય છે; દા. ત. कवित्वन=કવાપણું, જ્ઞાન; जनित्वन=વધૂભાવ, વહુપણું; पतित्वन=પતિપણું; वृषत्वन=પુરુષત્વ; मर्यत्वन, महित्वन, वसुत्वन सखित्वन ઇત્યાદિ.

આ રીતે જ્યારે શુદ્ધ ગુજરાતીએ વૈદિક त्वनમાંથી[3] (અપભ્રંશ प्पण દ્વારા) પણ, પણું લીધેલ છે ત્યારે કાઠિયાવાડી બોલીએ શિષ્ટ સંસ્કૃતના त्वમાંથી प्प (અપભ્રંશ) દ્વારા ૫ મેળવેલ છે.

માત્ર અમુક પ્રયોગોમાં ગુજરાતી ૫ વાપરે છે, પણ ફક્ત पो (પું.) રૂપે, દા. ત. अंधापो, रंडापो, घघडापो, बुढ्ढापो (હિન્દીમાંથી); આ શબ્દોમાંના ત્રીજા શબ્દમાં ભાવવાચકત્વ ઉપરાંત નિન્દાનો અર્થ છે, घघडापो એટલે તરુણ છતાં વૃદ્ધ જેવાં વાણીવર્તન; घडपण એટલે તો સાચું વૃદ્ધત્વ.

मर = (શિષ્ટ ગુજરાતીમાં) छो, ભલે; જેમકે मर ने जाय=શિષ્ટ ગુજ.માં छो ने जाय.

[ કાઠિયાવાડમાં, અને જવલ્લે જ ગુજરાતીમાં, મલે વપરાય છે તે હેના પ્રકૃતિસિદ્ધ અર્થમાં વધારે વિનયયુક્ત છે ( मलुं=સારું, मले સપ્તમી અવ્યયાર્થે પ્રયુક્ત ); मरમાં એ વિનય નથી–એ છે मर् (मरवुं) ના આજ્ઞાર્થે દ્વિ. પુ. એકવચન રૂપમાંથી આવેલ અવ્યય.

ક્રિયાપદના આજ્ઞાર્થ રૂપનો અવ્યય તરીકે ઉપયોગ થાય છે હેનો બીજો દાખલો છે जो=lo ! (આ અંગ્રેજી lo ! પણ હેવી જ ઘટનાનું પરિણામ છે); આ जो નિપાતરૂપે વપરાયેલ છે. પ્રવાસમાં આગળ વધીને આ શબ્દ કાવ્યગત અર્થરહિત ( रे, लोल જેવા ) પાદપૂરકના પ્રદેશમાં જઈ પ્હોંચ્યો છે, દા. ત. आसो मासो शरद पुन्यमनी रात्य जो.

ક્રિયાપદના આજ્ઞાર્થમાંથી બનતું આ રૂપ, छोની રૂપનિષ્પત્તિની જોડે આશ્ચર્યકારક સામ્ય દર્શાવે છે; તફાવત એટલો જ છે કે આ छो શબ્દ કલ્પિત ધાતુ छुના આજ્ઞાર્થ તૃતીય પુરુષ એકવચનમાંથી નીપજ્યો છે;-अस्तु (સં.), छउ–સંભાવ્ય રૂપ. ]

આ मर શબ્દે આગળ પડતા કાઠિયાવાડી પ્રયોગ તરીકે ધ્યાન ખેંચ્યું હશે તેથી તો કાઠિયાવાડી ભાષાના વિશિષ્ટ શબ્દ પ્રયોગો વાપરીને, સંભવતઃ કોઈ ગુજરાતીએ રચેલી, આ પંક્તિયોનો ઉદ્ભવ અને પ્રચાર થયો હશેઃ—

---

૨. સિ. હે. માં અપભ્રંશમાં प्प મ્હારા જોવામાં નથી આવ્યો.

૩. માત્ર शरातन, पुरुषातन અને અન્ય એક બે શબ્દોમાં त्वन (त्तण રૂપે) પણ બનવાને બદલે, त्तन દ્વારા तन બનતો જોઈયે છિયે.

मरमर करीं वातू करे, गरमर करे ऑचार ।
पावठडे पाणी भरे सोरठ केरी नार ॥

( અર્થાત્ સોરઠની નારી વાતચીતમાં જ્યહારે ત્યહારે 'मर' 'मर' બોલે છે, ગરમરનું (કાઠિયાવાડમાં થતાં, અથાણા માટે વપરાતાં, મૂળિયાંનું ) અથાણું બનાવે છે, અને પાવઠડે પગ મૂકીને ફૂવારહેંટ ચલાવતી પાણી ભરે છે ( અહિં પગથી ચલાવતા ન્હાના રહેંટનો[૪] ઉલ્લેખ છે ).]

(૮) ऊं; ઈકારાન્ત અને અકારાન્ત સ્ત્રીલિંગ નામોનો બહુવચન પ્રત્યય; દા. ત. गायूं, मेंशूं, घोडोयूं ઇત્યાદિ; वातू ( ઉપર (૭) નીચે ઉદ્ધૃત પદ્યમાં છે ત્હેવો ); અથવા ऊंचो गढ गिरनार वादळीं शूं वातू करे । હેમાં છે ત્હેવો.

(૯) माथे=ઉપર. તળ ગુજરાતનો વતની माथेનો અર્થ માથા ઉપર, શિર ઉપર, હેવો સમજેઃ मेडा माथे मींदडो चडयो.

" कां ! आज न्यातमा शुं जम्या ? "–" लाडु अने माथे दूध. " આ ઉક્તિનો અર્થ થાયઃ " લાડૂ અને વળી ઉપર જતાં (લાડુ પછી) દૂધ "; " જમનારનાં મ્હોંમાં લાડુ અને મસ્તક ઉપર (રેડેલું) દૂધ " એમ નહિં.

(૧૦) टाणु–आ टाणे જેવા બોલમાં; आ टाणे=આ સમયે; ई टाणे=એ સમયે.
તળ ગુજરાતમાં टाणुनो ખાસ અર્થ છે–ઉત્સવનો કે વિધિસરનો પ્રસંગ, टंकनम् (સં.)

(૧૧) मूकशुं, जशुं, थाशे, जाशे, ઇત્યાદિ; શુદ્ધ ગુજરાતી પ્રયોગો મૂકીશું, જઈશું, થશે, જશે વગેરેને બદલે.

(૧૨) थ्यो, ग्यो–थयो गयोને બદલે.

(૧૩) मींदडी=બિલાડી.

આ શબ્દ बिलाडीમાંથી, ब અને मना અનુક્રમે ल અને न થઈને, ઉદ્ભવ્યો હોય એ અત્યન્ત સંભાવ્ય છે; मीनडी, પછી સ્વરમધ્યવર્તી ननो અનુનાસિક दँ થયો, જેમ पादडु– पन्नवडु–पण्णडड (અપ.) पर्णटकम् (સં.), અને वादरो–वाणरउ-वानरक અને હેવા અન્ય શબ્દોમા થાય છે તે પ્રમાણે.

(૧૪) गळ = ગળ, गुड (સં.) ના ड નો વ્યાપક નિયમ અનુસાર ळ થયો છે, અપવાદભૂત ધોરણે ओ નથી થયો.

(૧ ) म्होटेरा = મ્હોટા, વડીલ.

(૧૬) ई = આ.

(૧૭) ओ = એ, ને.

(૧૮) वां = ત્યહાં.

(૧૯) दी = દિવસ.

---

૪. Bucket-wheels,-norias, જે સ્પેનમા, સિરિયામાં અને પૅલેસ્ટાઇનમાં વપરાય છે અને સાધારણ રીતે પશુઓ જોડીને ચલાવાય છે.

(મોરાનો પગરહેંટ આ બગદ રહેંટથી જુદી જાતનો હોય છે.–અનુવાદક.)

[ દી અને day (અંગ્રેજી) વચ્ચેનુ સાદૃશ્ય વિસ્મયજનક છે અને અનેક અતીત વાતાબ્દીઓ ઉપર વિસ્તરતુ સુદીર્ઘ પ્રકાશકિરણ ઝગકાવે છે, જે સમયે સસ્કૃત અને હેની ભગિની ભાષાઓ-પાશ્ચાત્ય આર્યોની ભાષાઓ-એક જ મૂળમાથી ઉદ્ભવી હતી. દી ની વ્યુત્પત્તિ સ્પષ્ટ રીતે दीह-दिअह-दिवस (સ )માથી છે અને દિવસ ની ઉત્પત્તિ दिव् (પ્રકાશવુ) માથી છે 'Day' પણ એ જ રીતે दिव् માથી સાધી શકાય, પણ સેન્ચુરી ડીક્ષનરી હેનો ઉદ્ભવ ધઘ્ ( ? દઘ્)* दह् = બળવુ એ ધાતુમાથી દર્શાવે છે આ વ્યુત્પત્તિને સ્હેલાઇથી નકારી શકાય એમ નથી, કારણ કે ઍંગ્લોસૅક્સન dæg, ડચ dags, પ્રા સૅ dag, ગૉથ dags, a day—એ બધા શબ્દોમા ગ્ સમાનતત્ત્વ છે, જે दिव् ના व् ના કરતા दघ् ના घ् વર્ણ જોડે વિશેષ ગોત્રસબધ રાખે છે. ]

(૨૦) હ્વાद करे-(साद करे) } = બોલાવે
(૨૧) बरके

(૨૨) ओरो = આ તરફ,પાસે,

[ પણ આ શબ્દ તળગુજરાતમા કવિતામા દયારામના સમય પર્યંત વપરાયેલો મળે છે, દયારામે વારંવાર વાપર્યો છે —

(क) ओरो आवनी सलूणा प्रभु शामळा जो
(ગુજરાતી પ્રેસ સંપાદિત दयाराममृत काव्यसग्रह, પૃ ૧૬૫ ગરબી ૩)

(ख) आव्य ओहोरो अलबेलडा एक वात कहु हु छानी रे (એ ગ્રન્થ, પૃ, ૨૦૪, પદ ૭૭)

(ग) ओहोरा आवो नी कहु भाळोनो रंगीला रसमता (એ જ ગ્રન્થ, પૃ ૨૦૭, પદ ૮૪)

બ્રહ્માનન્દે આ શબ્દ વાપર્યો છે ·—

(घ) ओरा ओरा आवोने रे के मोहन मरमाळा

(આ છેલ્લુ દૃષ્ટાન્ત શુદ્ધ કાઠિયાવાડી પ્રયોગ હોય એ શક્ય છે, કારણ કે બ્રહ્માનન્દે કાઠિયાવાડને પોતાનુ વતન કર્યું હતુ)

વિશેષ ઉદાહરણો આપવાની જરૂર નથી મ્હે આપેલાં ઉદાહરણોમા ॥ કેટલાક કાઠિયાવાડના દ્વીપકલ્પમા પણ અમુક વિભાગોના સ્થાનિક પ્રયોગો જ હશે, એમને હાલારની જ, કે સોરઠની જ, કે ઝાલાવાડની જ કે ગોહિલવાડની જ વિશિષ્ટતા હશે એ સ્વીકારુ છુ આ શબ્દોમાના ઘણાને શિષ્ટભાષા અને સાહિત્ય બુદ્ધિપૂર્વક અને આગ્રહપૂર્વક તજે છે, એ પણ હુ માનુ છુ ત્હેમ છતા આ પ્રયોગો એ પ્રાન્તની લાક્ષણિકતા સૂચવે છે, અને હજી હમણાં સુધી હેની તળ ગુજરાતથી વિશિષ્ટતા સૂચવતા હતા સુરતી વિશિષ્ટતાઓના કરતા કાઠિયાવાડી વિશિષ્ટતાઓને મ્હે વિશેષ વિસ્તારથી ચર્ચી છે હેના કારણો સ્પષ્ટ છે આ પશ્ચિમ દ્વીપકલ્પ હજી થોડાક દશકા અગાઉ તળ ગુજરાતથી અલગ રહ્યો હતો, અને હેની પોતાની સ્થાનિક વિશિષ્ટતાઓ પ્રબળ વિકાસ પામી હતી અને અનેક પ્રકારોમા વિસ્તરી હતી, જ્યહારે સુરતપ્રદેશ કાઠિયાવાડના કરતા વિસ્તારમા ઘણો ન્હાનો છે એ ઉપરાંત એ પ્રદેશ તળ ગુજરાતથી થોડોક અલગ હતો તોપણ એટલો બધો અલગ ન્હોતો અને ન્હેનો સપર્કમા

* અહિં શંકાસૂચક પ્રશ્નચિહ્ન અસ્થાને છે સ दघ् નો પુરોગામી આર્યન ધઘ્ ધાતુ ભાષાશાસ્ત્રસમત છે

આવ્યો હતો, અને હેનાં સ્વવિશિષ્ટ લક્ષણો કાઠિયાવાડને મુકાબલે થોડાં હતાં તથા અસંસ્કારી વર્ગોમાં જ વપરાતા હતાં. ઉપર કહ્યું છે ત્હેમ આગગાડી અને તાર આવતાં હવે એ અન્તર અને અલગપણું રહ્યાં નથી તથા આન્તઃપ્રાન્તીય મિલનમિશ્રણને પરિણામે નવો સ્થિતિસંયોગ ઊપજ્યો છે. કાઠિયાવાડમાંથી મ્હોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ તળ ગુજરાતમાં આવે છે, અને કેળવાયેલા સંસ્કારી વર્ગોનું સ્થલાન્તર નોંધપાત્ર બન્યું છે. આ પરસ્પર વ્યવહાર એકીકરણનું પ્રબળ કારણ છે, અને એ કારણને પરિણામે ઊપજેલો ભાષાના સમાન સાહિત્યોચિત સ્વરૂપનો મૂક સ્વીકાર એકતાનું બીજું કારણ છે. સર્વમાન્ય શિષ્ટ ઉચ્ચાર શ હોય ત્હાં સ ઉચ્ચાર કરવો સૂરતીઓએ, સાહિત્યમાં અને રોજની બોલીમાં પણ, લાંબા સમયથી તજ્યો છે. કાઠિયાવાડીઓ પણ ધારી મક્કમ ગતિયે પોતાની ભાષાગત વિલક્ષણતાઓને, લેખિત સાહિત્યમા સ્પષ્ટ રીતે અને બોલાતી ભાષામાં અલક્ષિત અને કેંક મંદ ક્રમે, દૂર કરવા લાગ્યા છે. આ ઘટનાનો સૂચક એક તાજો પ્રસંગ વર્ણવું છું. ઘોડો શબ્દ ઘોમા વિવૃત ઓ ઉચ્ચારીને બોલાતો, અને હજી પણ બોલાય છે એ જૂદા જૂદા ઉપ–પ્રાન્તોના કેટલાક કાઠિયાવાડીઓના અંગત સંપર્કથી મ્હારા જાણવામાં છે. (એઓ ઘોડ્વુના ઓનો પણ વિવૃત ઉચ્ચાર કરતા, જેમકે (एना आव्यो तो घोव्यो.) પણ જ્યારે મ્હેં કેટલાક તરુણ કાઠિયાવાડીઓને ઘોડો શબ્દમાંના આ વિવૃત ઉચ્ચાર વિશે પૂછ્યું ત્હારે હેમાંના કેટલાકે કહ્યું કે "ના, અમે તો હંમેશાં સાંકડો ઓ ઉચ્ચાર કરીને ઘોડો બોલિયે છિયે, કોઈક કાઠી કે ગોહિલવાડીઓ પ્હોળો ઉચ્ચાર કરતા હશે, અમે હાલારી નથી કરતા," જ્યારે બીજાઓએ, પોતે હાલારી હતા તો પણ, કબૂલ કર્યું કે ઘોડોમાં ઓનો પ્હોળો ઉચ્ચાર કરાય છે. કારણ સ્પષ્ટ છે. આ પ્રકારની વિશિષ્ટતાઓ સંસ્કારી ભાષામાંથી વેગથી અદૃશ્ય થતી જાય છે,—જેનું, ઉપર જણાવેલાં બીજા પૈકી, કારણ એ છે કે કાઠિયાવાડની કેળવણી અનેક વર્ષો સુધી તળ ગુજરાતમાંથી ગયેલા શિક્ષકોની દેખરેખની નીચે હતી અને જેઓ આ વિવૃત ઉચ્ચાર સર્વવ્યાપક હતો ત્હારે હજી જન્મ્યા ન્હોતા અથવા જેમનું નિરીક્ષણ સૂક્ષ્મ નથી અને જેઓ એકીકરણના નવીન વાતાવરણમાં ઉછર્યા છે, હેવા યુવકો સ્વાભાવિક રીતે માની બેઠે છે કે હમારી ભૂમિમા આ વિવૃત ઉચ્ચાર હતો નહિ અને છે નહિ. એક બીજી ન્હાની બાબત નોંધવા જેવી છે. કાઠિયાવાડીઓ શબ્દોને વિલક્ષણ રીતે ભાર મૂકીને બોલતા; આ ભાર વૈદિક સ્વરભાર જેવો નથી, અંગ્રેજીના આવેગરૂપ accent જેવો પણ નથી, અને હિન્દીમા આવતા ઉચ્ચારભાર જેવો પણ નથી, પણ આ ઉચ્ચારવૈશિષ્ટ્ય એ દ્વીપકલ્પના લોકોને અલગ પરખાવે હેવું હતું. ગુજરાતનો વતની લેશપણ સ્વરવિકાર વિના બોલે : एतो

यवानु नथी; પણ કાઠિયાવાડીઓ આ વાક્ય આ પ્રમાણે બોલતા : इ तो थावानु नथी.

આ ભારયુક્ત ઉચ્ચારણ ધીમે ધીમે સ્થિર ક્રમે અદૃશ્ય થતું જાય છે, અને ગુજરાતમા અને મુંબઈમાં આવી વસેલા આજના તરુણ કાઠિયાવાડીઓ જાણે કે હેમને આ ઉચ્ચારપ્રકાર સાથે જન્મેય લેના દેવા ન હોય એ રીતે વાત કરે છે.

અત્યાર સુધી મ્હેં આ એકીકરણવિધિના એક પાસાની જ–કાઠિયાવાડી વિલક્ષણતાઓના દૂરીકરણની જ–ચર્ચા કરી છે શુદ્ધગુજરાતી કાઠિયાવાડી પ્રયોગો અપનાવે એ હેનું બીજું પાસું. પણ એ વિશે બહુ કહેવાનું નથી. પ્રશ્ન સ્થાનિક વિલક્ષણતાઓના દૂરીકરણનો છે એ સ્પષ્ટ છે અને, કારણ તો જે હોય તે, પણ તળ ગુજરાત શિષ્ટ પ્રમાણભૂત ભાષાનું કેન્દ્ર ગણાય છે, અને દૂર કરવા જેવી કોઈ વિલક્ષણ-

તાઓ હેને નથી. છતાં કાઠિયાવાડની ભાષામાંથી ગુજરાતીમાં સંક્રાન્ત થયેલા કે સંક્રાન્ત થતા, એક બે લાક્ષણિક પ્રયોગો મ્હારે નોંધવા જોઇયે:—

(૧) એક તો છે "કાં" શબ્દ, જે તળ ગુજરાતી કાવ્યભાષામાં વપરાયેલો છે અને હજી વપરાય.છે. હાનું ઉદાહરણ હું મ્હારી પોતાની કવિતામાંથી આપું હેમાં મ્હારા ઉપર અહંભાવનો આક્ષેપ થવાનો સંભવ નથી કારણ કે એ તો એક પ્રકારની કબૂલાત છે જે ખાસ પ્રતીતિજનક બનશે. આ ક્ષણે મ્હારા કુસુમમાલા કાવ્યસંગ્રહમાંની એક પંક્તિ મ્હારા મનમાં છે:—

અરે! કાં ભૂલે તુ? કવિત નિકળે એ ભૂમિ થકી. (પૃ. ૪૬, પંક્તિ ૯).

વળી આ કબૂલાતની સાથે હેવું સૂચન પણ આવી જાય છે કે મ્હારો આ પ્રયોગ પ્રાચીન અને અર્વાચીન અન્ય કવિયોએ કરેલા હેવા પ્રયોગનું પરિણામ છે.

(૨) લઈને, 'લીધે'ના અર્થમાં=ને કારણે, ને પરિણામે; દા. ત. અનેક કારણોને લઈને જગતમાં દુઃખની ઉત્પત્તિ અને સ્થાન છે.

આ પ્રયોગ પ્રમાણમાં નવો છે. આ શબ્દનો આ અર્થમાં વપરાશ તળ ગુજરાતમાં વિ. સં. ૧૯૦૦ની પ્હેલાના અરસામાં ન્હોતો થતો એમ હું માનું છું. હેને આવ્યે વીશ વર્ષ ભાગ્યે જ થયાં હશે એમ કહેવાની હિંમત હું કરું છું. કોઇકે હેને કાઠિયાવાડથી આણ્યો અને વાપર્યો અને બીજાઓએ હેનું અનુકરણ કર્યું. વર્તમાન સાહિત્યમા હજી હેને સર્વમાન્ય સ્થાન પૂરેપૂરું નથી મળ્યું. જાણીતા લેખકો હેનો પ્રયોગ કરે છે, પણ મ્હારે હેમની સામે વાંધો નથી. મ્હને પોતાને આ પ્રયોગ પસંદ નથી પડતો, અને મ્હારી નાપસંદગીનાં પર્યાપ્ત કારણો છે; હેમાં પૂર્વગ્રહનો કાંઇ અંશ નથી. પરંતુ જો કાળક્રમે હેને શિષ્ટ પ્રયોગની છાપ અને તીર્થમુદ્રા મળશે તો હું, એટલું લાંબું જીવીશ તો, હેનો શોક નહિં કરું. અનર્હ શબ્દો અગાઉ પ્રતિષ્ઠિત સ્થાને આરૂઢ થયા છે અને આ પ્રયોગ પણ ભવિષ્યમાં એમ કદાચ કરે.

**ચરોતર અને પાટણ જેવા ન્હાના ઉપવિભાગોનો હેતુપૂર્વક અસમાવેશ**

વર્તમાન પરિસ્થિતિની આ સમીક્ષામાં ચરોતર અને પાટણ જેવા ન્હાના ઉપભાગોની નોંધ મ્હેં હેતુપૂર્વક નથી લીધી. કારણ કે ગામ, કામ, તુ કરે છે, તુ જાય છે, વગેરેને બદલે ચરોતરનાં લાક્ષણિક ગૉમ, કૉમ, તુ કરુ છુ કે તુ કરછ, તુ જાછ જેવાં, તથા કોણ વગેરેને બદલે પાટણમાં વપરાતા કુણ વગેરે જેવા ઉચ્ચારણો અને રૂપો આ ચર્ચાને અંગે લક્ષમાં લેવા જેવાં ભાગ્યે જ ગણાય; કારણ કે આપણી ચર્ચામાં સંસ્કારી ભાષાની, અને અમુક નિયત કક્ષાએ રહેલી સ્થાનિક વિશિષ્ટતાઓની જ વિચારણા કરાઈ છે.

નિકટવર્તી ભૂતકાળમાંથી થયેલી વર્તમાન પ્રગતિનું ઉપર મુજબ નિરીક્ષણ કર્યાં પછી હવે આપણે ભાવિકથન કરી સકિયે કે, ઉપર જોયેલી એકીકરણની પ્રક્રિયા અવશ્ય હજી વધારે આગળ વધશે, અને કાઠિયાવાડ, સૂરત, અને તળ ગુજરાત એ ત્રણ વિભાગોની, નિયત શિષ્ટ કક્ષાની સાહિત્યોચિત અને સંસ્કારી ભાષાની બાબતમાં, દૃઢ એકતા સાધશે.

આ વિભાગીય ભાષાઓની અને હેના ભાવિદર્શનની સાથે સાથે પારસી ગુજરાતી (એ નામે ઓળખાતી) ભાષાનો વિચાર કરિયે તો અસ્થાને ન ગણાય. પણ અન્ય ભાષા-વિભાગોને મુકાબલે આ ભાષામા અમુક પરિસ્થિતિભેદ પ્રકટ છે. કાઠિયાવાડી અને સુરતી એ ભાષાવિભાગો મુખ્ય શિષ્ટભાષા જોડે તાત્ત્વિક સંબંધ રાખે છે, જ્હારે પારસી ગુજરાતી, વિવિધ કારણોને લીધે, અલગ પડી જાય છે અને હેનો શિષ્ટભાષા સાથેનો સંબંધ વિલક્ષણ પ્રકારે બાહ્ય છે. હુ આ વિષયની વિસ્તીર્ણ ચર્ચામા નહિં ઊતરું, પણ માત્ર પારસી ગુજરાતીને શિષ્ટ ગુજરાતીથી અલગ પાડનારા મુખ્ય તત્ત્વો પ્રત્યે લક્ષ આપીશ

પારસી ગુજરાતી

આ તત્ત્વોને પાંચ શીર્ષકોની નીચે સંગૃહીત કરી સકાયઃ—

(૧) ફારસીમાંથી લીધેલા શબ્દોનો બ્હોળો ઉપયોગ અને અનેકવાર હેવા શબ્દોનું "ખૂન;"

(૨) સાધારણ સંસ્કૃત શબ્દોનો મહાત્રાસ;

(૩ જો સંસ્કૃત શબ્દો વપરાયા હોય, તો હેનો દુષ્પ્રયોગ, અથવા હેનું "ખૂન,"
( ફારસી અને સસ્કૃત શબ્દોનું અયોગ્ય સંનિધાન આ શીર્ષકની નીચે આવશે ).

(૪) સુરત જિલ્લાની ગ્રામ્ય બોલીમાથી લીધેલા શબ્દોનો અને વ્યાકરણરૂપોનો મ્હોટી સંખ્યામાં પ્રવેશ,

અને (૫) ગુજરાતી ભાષારૂઢિની અવગણના, વિશેષત· અંગ્રેજી શબ્દોના અને વાકયખંડોના અનુવાદમા

ઉદાહરણો તો પુષ્કળ આપી સકાય, પણ ઉદાહરણો આપીને ત્હમારો સમય હું નહિ લઉ . હેને માટે આ સ્થાન નથી. માત્ર થોડાક નમૂના આપુ·—

શીર્ષક (૩) નીચે—

उपयोग ને બદલે उप्योग, रमणीय ને બદલે रमण्य; उतपत्ति ને બદલે उत्पन्ति ( उत्पन्न અને उत्पत्तिના સંકરનુ વિચિત્ર પરિણામ ), द्वितीय ને બદલે द्वित्य, गुरुत्वाकर्षण ને બદલે गूरुत्वाकर्षण, श्रद्धा ને બદલે શ્રુદ્ધા અને હેનો વળી ખોટા અર્થમા પ્રયોગ જેમકે પ્રભુની શ્રુદ્ધા, જ્યહાં વિવિક્ષિત છે भक्ति ).

સુપ્રતિષ્ઠિત પત્રોમાં વપરાયેલી આ શબ્દવિકૃતિયો ચમકાવનારી જણાશે·—

(૧) विश्ववास (विश्वास ને બદલે) "સ્ત્રીબોધ", મે ૧૮૯૩, પૃ ૯૧, સ્કંધ ૧

(૨) दरिद्रिता (दरिद्रता ને બદલે) „ પૃ. ૮૬, સ્કંધ ૨, પ. ૨૨.

(૩) ततस्थ (तटस्थ ને બદલે)
અને તે પણ સ્તબ્ધ, સ્થિર ને બદલે, ખોટા અર્થમાં, ततस्थ ऊभा;
"સ્ત્રીબોધ" „ પૃ. ૯૭ સ્કંધ ૨, પં. ૩૪.

(૪) दीघमूढ (दिङ्मूढ, दिग्मूढ ને બદલે) „ „ પૃ. ૧૧૨, સ્કંધ ૧, પં. ૨૦.

(૫) अगीकार (स्वीकार, કબૂલાત, ને બદલે) „ „ પૃ. ૧૧૪, નીચેથી પં. ૫.

(૬) अघटिट (अघटित ने બદલે); „ „ પૃ. ૧૧૫, સ્કંધ ૧, પં. ૨૨.

(૭) सत्ताव्याथी (सताव्याथी ने બદલે) „ „ પૃ. ૧૧૭, સ્કંધ , પં. ૨૨.

અજ્ઞાન, મિથ્યા પાંડિત્યવાંછા વગેરેના પરિણામભૂત અનેક આ પ્રકારના દારુણ દુષ્પ્રયોગો માંથી આ તો થોડા વીણીને આપ્યા છે.

વીસમી સદીના સપ્ટેંબર ૧૯૧૬ના અંકમાંના એક પારસી લેખકના લેખમાંથી હું બે દાખલા ચૂંટું છુઃ—

(૧) भिनाशवाला दिवसो, "wet days" માટે, પૃ. ૪૫૦, સ્કંધ ૧.

(૨) वे एक नाजूक बाधानो खुबसूरती हती (હામાં 'beauty' શબ્દનો-લક્ષ્યાર્થ સમજ્યા વગર-વાચ્યાર્થ પર અનુવાદ છે), પૃ. ૪૫૧, સ્કંધ ૧.

મુંબઈના ક્વીન્સ રોડ ઉપર ભીંત ઉપરની એક જાહેરાતમાં, ઇ. સ. ૧૯૨૦માં, મ્હેં આ શબ્દો વાંચ્યા હતા.—

"सोनेमानी चदती पडवी" (જોઈયે चढती पडवी); અહિં દન્ત્ય दની અને મૂર્ધન્ય डની આશ્ચર્યજનક અદલાબદલી થઈ ગઈ છે.

(૪)મા, પેઠે=પ્રમાણેને બદલે વપરાતા કાની અને पखे વગેરે શબ્દો આવે. ઘરને બદલે વપરાતો ઘેર શબ્દ આ વર્ગમાં આવે; શુદ્ધ ગુજરાતીમાં ઘેર એ ઘરનું સપ્તમીનું રૂપ છે; પારસીઓ સપ્તમીમાં ઘરે અથવા ઘેરે બોલે છે. આ છેલ્લું રૂપ આ પ્રકારે સાધી સકાય' घरइ; (गृहक+इ સપ્તમી પ્રત્યય), પછી, વ્યત્યયથી, घयरइ, घेरे શુદ્ધ ગુજરાતીનું ઘેર એ સપ્તમીના રૂપ ઘરેમાંથી વિલક્ષણ વ્યત્યય દ્વારા આવેલ છે.

શીર્ષક (૫)ની નીચે હું નીચેના પ્રયોગો નોંધુ છુંઃ—

(૧) "On the one hand" અને "on the other hand", એ અંગ્રેજી ભાષારૂઢિનો વાચ્યાનુવાદ एक हाथ पर અને बीजा हाथ पर; ગુજરાતી વાચકની રૂઢિઔચિત્યની વૃત્તિને આ આઘાતજનક બને છે; એ પોતે તો રૂઢિશુદ્ધ ગુજરાતીમાં આ અર્થ एक पखे અને बीजे पखे શબ્દોથી દર્શાવે.

(૨) "How are you?"નું પારસીઓ "કેમ છો?" હેવું ભાષાન્તર કરે છે; ખરો પ્રયોગ છે "કેમ છે?"

(૩) "A golden opportunity"નું ભાષાન્તર "सनेरी तक" કદ છે. હેને માટે શુદ્ધ ગુજરાતી પ્રયોગ છે सुनना मूलनी तक સનેરીનો અર્થ "સુવર્ણરંગી" અથવા "સોને રસેલું" હેવો જ થાય.

(૪) "The wind blows"નું ગુજરાતી पवन फूंके छे કરે છે; ખરું ભાષાન્તર છે पवन वाय छे

{ (૫) ' Members of a family "નુ ભાષાન્તર કરે છે।" कुटुम्बना सभासदो " જેમા Members of a Society ' જોડે અર્થભ્રમ થયો છે સસ્થા કે સભા હોય તો સભાસદ શબ્દ યોગ્ય થાય-સભાસદ એટને સભામા બેસનાર }

હિંદુ લેખકોને પણ આ અ-ગુજરાતી પ્રયોગપ્રકારોનો ચેપ લાગ્યો છે હેતુ કારણ છે ખુશમિજાજી અનુકરણવૃત્તિ અને ભાષાપરત્વે દઢ શુદ્ધિપરાયણતાનો અભાવ જેને પરિણામે લોકો ભૂલી જાય છે કે શબ્દોનુ તથા પ્રયોગોનુ પણ એક સ્વાનુકૂલ વાતાવરણ અને સાહચર્ય હોય છે જે અ-તુલ્યાર્થ અને પર્યાયાભાસી પ્રયોગ કરીને ટાળી સકાતુ નથી

એવા જ, मादर ज़बान અથવા mother-tongueનુ માની જીભ હેવુ કૃત્રિમ ભાષાન્તર કરિયે તો મૂળ ફારસીમા અને અગ્રેજીમા જે લક્ષ્યાર્થ (ज़बान નો અને tongue નો) છે તે ભાષાન્તરમા આવે નહિ

शिष्ट गुजराती भाषा लखनार अपवादभूत पारसी लेखको ।

સદ્ગત બહેરામજી મલબારી શ્રી અરદેશર ફ ખબરદાર, શ્રી પેસ્તનજી તારાપોર અને અન્ય પારસી લેખકોના સ્તુત્ય પ્રયાસોનો ગુણસ્વીકાર મ્હારે કરવો જોઇયે, જેમના લખાણોમા, અન્યને મુકાબલે, ભાષા શુદ્ધ ગુજરાતી છે અને પારસી ગુજરાતીની ખાસિયતોની છાયા નહિ જેવી જ છે પણ એ સખ્યા ન્હાની છે મ્હોટા ભાગના પારસી લેખકોએ હેમને મનસા, વાચા, કર્મણા સાથ નથી આપ્યો છતા પારસી કોમે, જૂની પ્રણાલિકાના સદ્ગત એરવદ શેરિયારજી ભરુચા અને નવી પ્રણાલિકાના પ્રો ઇરચ તારાપોરવાલા, શ્રી શાપુરજી હોડીવાલા શ્રી ગુસ્તાસ્પ કે એન નરીમાન અને શ્રી જહાંગીર એ સજાના જેવા થોડાક સસ્કૃતના વિદ્વાનો પણ આપ્યા છે પારસી વિદ્વાનોના એક મર્યાદિત મડળમા સસ્કૃતના અભ્યાસને આજે સ્વસ્થ ઉત્તજન અપાય છે એ પણ નોધપાત્ર છે પારસી ગુજરાતીના દોષોને યથાશક્તિ દૂર કરવાની વૃત્તિ કેટલાક પારસીઓમા જન્મી છે અને છેલ્લા વીશ વર્ષો દરમ્યાન પારસી લખાણોમા, વર્તમાનપત્રોમા પણ શિષ્ટ ગુજરાતી શૈલીની દિશામા પ્રગતિ કરવાના પ્રયત્નો થયેલા જોવામા આવે છે પરતુ ગુજરાતી જીવન અને વિચાર સાથે તાદાત્મ્યનો અભાવ હેમા નડે છે હેવુ તાદાત્મ્ય જ સાહચર્યયોગે શબ્દમા અને વાક્યમા ઊપજતા અર્થવિશેષને યથાર્થ સમઝવાની શક્તિ અર્પી સકે

પારસી ગુજરાતીના એક ખાસ લક્ષણનો મ્હે હજી ઉલ્લેખ કર્યો નથી એ લક્ષણ દ્વિવિધ વૃત્તિના સહયોગમાથી ઉદ્ભવે છે (૧) પારસીઓની સયુક્ત વ્યજનો પ્રત્યેની અરુચિનો પ્રતીકાર કરવાની વૃત્તિ અને (૨) જેમા પારસીઓ સાધારણ રીતે સયોગનો એક પ્રકારની સ્વરભક્તિથી વિશ્લેષ કરે હેવા અન્ય વ્યાકરણરૂપોમા સયોગનુ ખોટુ અનુકરણ કરવાની વૃત્તિ દાખલા તરીકે હિંદુ ગુજરાતીમા આવ્યો, બોલિયો છે, તો પારસી ગુજરાતીમા आवियो, बोलियो છે (આ आवियो बोलियो જેવા રૂપો ભૂત કૃદન્તના અપભ્રશક્રમને નિકટતર છે, અને આજની ગુજરાતી કવિતામાં એ રૂપો, અપભ્રશ ક્રમની સ્મૃતિના અનુવર્તન રૂપે, હજી પણ વપરાય છે, પણ ગદ્યમા આજે એ વર્જ્ય છે) શુદ્ધ પ્રયોગ કરવાની ઇચ્છાને લીધે પારસી લેખક જ્યહા સયોગ રૂઢિસમત ન હોય ત્યહા સયોગ વાપરે છે અને कयिं, आविये ને બદલે कर्ये, आव्ये બોલે છે હાવા પ્રયોગ એક અગ્રણી પારસી પત્રના ૨૮ જાન્યુ ૧૯૧૬ના અકમા મ્હે વાચ્યા હતા

(१) शेठ दादाभाइ नवरोजजीना सद्‌गुणोनी शु तारीफ कर्यें ?

(२) तेनो संक्षेप सार आप्ये.

વિશેષ ટકી રહેલા પારસી સાહિત્યની ભાષા પ્રત્યે દૃષ્ટિ કરતાં જણાય છે કે એ હજી શિષ્ટ ગુજરાતીથી દૂર, બહુ દૂર છે, અને ઐક્તાસાધક કોઇ બળનો અભાવ છે તે ચાલુ રહેશે તેથી શિષ્ટ ગુજરાતી અને પારસી ગુજરાતી અન્યોન્યની નિકટતર આવે હેવો સંભવ, કમનસીબે, નજીક દેખાતો નથી. ઉત્સાહ ભાંગી નાખવાની વૃત્તિથી હું આ કહેતો નથી. વિદ્યમાન પરિસ્થિતિ અને વસ્તુસ્થિતિ નોંધવી અને હેને આધારે ભવિષ્ય ભાખવું એ મ્હારો ધર્મ છે અને સ્વીકૃત કાર્ય છે. પારસીઓ હિંદુ લેખકોને સંસ્કૃતમય ગુજરાતી લખવાને કારણે દોષ દે છે, પણ પારસીઓના પોતાના જ સાચી દિશામાં વ્યવસ્થિત પ્રયત્નો ઉપર જ મ્હોટો આધાર રહેશે. મ્હારા કેટલાક પારસી મિત્રો करण घेलो ની ભાષાને શિષ્ટ ભાષા તરીકે સ્વીકારવાને તૈયાર છે. શિષ્ટતાનું એ ધોરણ અનુસરવાનો ત્હેઓ પ્રયત્ન કરે તો તેટલાથી પણ પારસી અને હિંદુ ગુજરાતી વચ્ચેનું અંતર મ્હોટે ભાગે લુપ્ત થશે. હું નવલરામનું નામ ઉમેરીશ. જો ત્હેઓ नवलग्रन्थावलिनो અભ્યાસ કરે અને હેને આદર્શ તરીકે સંમુખ રાખે તો ત્હેમને પોતાનું કાર્ય करण घेलो જેટલો સ્હેલો લાગે છે તેટલું જ સ્હેલું લાગશે.

હિંદુઓ સંસ્કૃતમય ગુજરાતી લખે છે એ આરોપ કદાચ અંશતઃ ખરો હોય તો પણ મુશ્કેલીનું કારણ શબ્દભંડોળમાં નથી પરંતુ ભાષાના બંધારણમાં, વ્યાકરણરૂપોની રચનામાં તથા રૂઢપ્રયોગોના અનુવાદમાં આવશ્યક બુદ્ધિયુક્ત વૃત્તિ–પ્રવૃત્તિમાં છે; ટૂંકમાં મુશ્કેલી ભાષાના આન્તરતત્ત્વને અંગે છે, બાહ્ય ઉપાધિયોને અંગે નથી. હિન્દુ અને પારસી ગુજરાતી વચ્ચેનો આ મૂલગત ભેદ જોઇને જ સદ્‌ગત કવિ દલપતરામને અનેક વર્ષો પહેલાં પારસી ગુજરાતીની વિરુદ્ધ આ ઉગ્ર પંક્તિયો લખવાની પ્રેરણા ઊપજી હતી:

> "चौटामां लूंटाणी महाराणी गुजराती वाणी,
> लूंटी अलंकार, कूटी कीधी गुन्हेगारशी;
> पगेह चलाव्युं ते तो चालता मुंबमां पेठुं,
> पछी त्यां तपासता तो पकडाया पारसी.
>
> (दलपतकाव्य. १, पृ. १८०)

અત્યન્ત સંસ્કૃતમય શૈલી વાપરવાનો આરોપ મૂકી સકાય હેવા લેખક દલપતરામ તો ન્હોતા જ.

संस्कृतमय गुजराती; हेनी योग्यता अने हेनुं भविष्य.

આ ચર્ચામાંથી સંસ્કૃતમય ગુજરાતી વિરુદ્ધ સરલ ગુજરાતીના કંઇક વિકટ પ્રશ્નનું સૂચન મળે છે. પારસી ગુજરાતીની વિષયાન્તરચર્ચા હવે મૂકી દઇશું અને ગુજરાતીમાં આજે દેખાતા આ (સંસ્કૃતપ્રિયતા) તત્ત્વની યોગ્યતા તથા ભાવિસ્થિતિ વિશે વિચાર કરીશું. આ લેખનશૈલીનો ઇતિહાસ જૂનો નથી. પ્રાચીન કવિયો કોઇકવાર તત્સમ શબ્દોનો ઉપયોગ છૂટથી કરતા. પણ ત્હેઓ વાપરતા એ શબ્દો લાંબા વપરાશના અને પરિચિત હતા, અને હેમની શૈલીમાં હાવા તત્સમ શબ્દોનો ભાર વધી જતો નહિં. છેક ઇ. સ. ૧૮૭૦ ના અરસામાં વ્યક્તિકૃત પ્રયત્નોને પરિણામે સંસ્કૃતમય ગુજરાતીની નવી શૈલી ઉત્પન્ન થઇ; એ શૈલી જુદા પ્રકારની હતી, કારણ કે નવા ઘડેલા,

અપરિચિત, શબ્દોનો અને વાક્યાંશોનો ઉપયોગ થતો. એક કહેવાતા શાસ્ત્રીએ એક વર્તમાનપત્રમાં લખેલા પોતાના લેખમા સુધારકમન્ય હેવો ભાષાસ કરમય વિકૃતરૂપ પ્રયોગ કર્યો હતો. (જુવો તા. ૨૦-૬-૧૯૧૫નું ગુજરાતી, પૃ. ૧૦૮૪ સ્કધ ૨, પંક્તિ છેડેથી ૧૦મી). પણ હેવા અર્ધશિક્ષિત જનોના સંસ્કૃતીકરણના પ્રયત્નોને હું આ ચર્ચામાથી પડતા મૂકીશ. પછી સંસ્કૃતીકરણનો વળી એક નવો પ્રકાર આવ્યો; અને તત્સમ વિશેષણોનો અને ભૂતકૃદન્તોનો, અને હેને સંસ્કૃત પ્રત્યયો લગાડીને બનાવેલા કૃત્રિમભાસી સ્ત્રીલિંગના તથા પુલિગ બહુવચનનાં રૂપોનો, ઉપયોગ કરવામાં આવ્યો. દાખલા તરીકેઃ—

(૧) रत्नाकर संस्कृतसमा एज ज खानीमाथी आवेला × × शब्दो वपराई एकता वर्धमाना थशे.
(साठीना साहित्यनुं दिग्दर्शन पृ. ४२)

(२) गुजरातीनी बे मोटी सहोदरा भाषाओ-हिंदी तथा मराठी-ना ग्रंथो बालबोध लिपिमां मुद्रापिता थाय छे × × × गुजरातीनी प्रायः समानाकारा अने शास्त्रीया एवी बालबोध लिपि .....
(એ જ ગ્રંથ, પૃ. ૧૬૬)

આ શૈલીને હેના પુરસ્કર્તાઓએ प्रत्ययान्तरा શૈલી હેવું નામ આપ્યું હતું. આ વિરૂપ શબ્દથી, મ્હારે મતે, વિવક્ષિત એ હતું કે ગુજરાતી અને સંસ્કૃત વચ્ચે અન્તર માત્ર પ્રત્યય પૂરતું જ રહે; ગુજરાતીના, નામોની વિભક્તિના તથા ક્રિયાપદોના કાળભેદના, પ્રત્યયોને વપરાશમાં ચાલુ રાખવા જેથી ગુજરાતી સંસ્કૃતથી ભિન્ન પરખાય ઉદાહરણ (૧)મા ઉપર આપેલા વાક્યની પછી તરત જ આવતું નીચેનું વાક્ય આ વાતનું સમર્થન કરે છેઃ-

एम थये विभक्तिना रूपना अने धातुना रूपना प्रत्ययोमाज मात्र भेद रहेशे

સ્વાભાવિક રીતે આ શૈલીમા પોતામા જ હેના વિનાશના બીજો રહ્યાં હતાં. રમણભાઈ મ. નીલકઠે પોતાના સમર્થ કટાક્ષમય ગ્રન્થ भद्रम्भद्रમા આ શૈલીનુ અતિવિડંબનાભર્યું અનુકરણ કર્યું છે. આ શૈલી લોકપ્રિય ન બની, અને હેનુ ભવિષ્ય ભાખવાનો પ્રસંગ પણ કાંઈ જ નથી કારણ કે એ તો એકલો અટૂલો કોઈએ સળગાવેલો દીવો. હોઈ તે બળીને બુઝાઇ જતાં વાર નહિં લાગે.

પણ સંસ્કૃતમય શૈલીનો બીજો એક પ્રકાર આશરે ઇ. સ ૧૮૮૦થી શરૂ થયો છે—અને એ પ્રકાર સાહિત્યમા વપરાતી ગુજરાતી ભાષામા પોતાનુ સ્થાન દૃઢ જાળવી રાખશે એમ લાગે છે. આ શૈલી ઉપરવર્ણવેલી શૈલીના કૃત્રિમ તત્ત્વોને વર્જે છે, અને સંસ્કૃતિના શબ્દભંડારમાથી માત્ર હેવા શબ્દો લે છે જે રૂઢ અને પ્રચારસમ્મત હોય અથવા જે પાશ્ચાત્ય સંસ્કૃતિના સંપર્કથી આપણા જીવનમા અને વ્યવહારમા દાખલ થયેલા નવા વિચારોને અને નવા આદર્શોને વ્યક્ત કરવા માટે જરૂરી યોગ્ય નવીન શબ્દો ઘડવામા ઉપયોગી હોય આ પ્રમાણે આ શૈલી વાણીનો પ્રકૃતિસિદ્ધ વિકાસ છે, આપણી વાણીનતા ઉપર કૃત્રિમ ચોટાડેલી વિદેશીય કલમ નથી. કેટલાક યુરોપીય મિશનરીઓએ અને પંડિતોએ આ શૈલીનો વિરોધ કર્યો છે, પણ હેમને આ શૈલીના આ વાસ્તવિક સ્વરૂપદર્શનથી જ જવાબ મળી જાય છ કદાચ આ શૈલી પણ અપરિચિત અને ઉચ્ચારમા તથા અર્થસમર્પકતામા ક્લિષ્ટ હેવા સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરીને ભાષાને ભારે બનાવી દે હેવો છૂપો ભય રહે છે એ હું સ્વીકારુ છુ, ઇ સ. ૧૮૭૦ની આસપાસના સમયમા શરૂ થયેલી કૃત્રિમ શૈલી

પાછી આવીને ઊભી રહે એ ભય પણ ખરો. પણ સમયબળોનું મ્હારું દર્શન ખરું હોય તો, હાવી આપત્તિનું વિરોધક પ્રતિક્રિયાત્મક વલણ અલક્ષિત રીતે ઘડાતું જાય છે, અને પ્રબળ થતું જાય છે, જેથી આ ભય વિલીન થશે. પરંતુ આ વિષયમાં આટલું તો વિનાસંકોચ, ભાવિદર્શનરૂપે, કહી સકાય કે ભવિષ્યમાં આપણી ભાષામાં, એટલે લિખિત ગ્રન્થોની અને પ્રસંગતઃ સંસ્કારી વાતચીતની ભાષામાં, તત્સમ શબ્દોનો ઉપયોગ વધારે થશે, પણ હેમાં કૃત્રિમતાનો દોષ કે પાંડિત્યનો આડંબર નહિં હોય. કોઈ મહાસમર્થ-વિભૂતિનો અણધાર્યો ઉદય થાય અને એ આપણે ધાર્યો ન હોય હેવો પ્રભાવ દર્શાવે, અને નવીન શૈલી સર્જે તથા જનતાના મ્હોટા ભાગને આકર્ષે;–પણ હેવો આકસ્મિક સંયોગ આપણે ગણતરીમાં ન લઇ સકિયે.' આકસ્મિક લાગતી હાવી ઘટના પણ ખરું જોતાં આસપાસની પરિસ્થિતિમાંથી જ જન્મે. પરંતુ આપણે હેવા 'દૂરવર્તી' અને કલ્પનાગમ્ય સંભવ પરત્વે વિચારશ્રમ કરવાની જરૂર નથી.

शब्दशरीरमां भावि- विकारोनो असम्भव

હાવું ભવિષ્યકથન હું સમગતયા કરવાની હિંમત કરું છું. હેમાં ગુજરાતી ભાષાની શબ્દસંપત્તિ વિશે જ માત્ર વિચારણા કરી છે; ધ્વનિતંત્રીય કે શબ્દશરીરવિષયક ભાવિ-વિચાર નથી કર્યો. કારણ કે, મ્હને યાદ છે ત્યહાં સુધી તો, એ દિશામાં કાંઈ ફેરફાર સંભાવ્ય નથી શબ્દાન્તર્ગત વિકારો હવે અન્ત્યકોટિયે પ્હોંચ્યા છે; ઘોટક'માથી घोडउ–घोडो એ ઉત્ક્રાન્તિવ્યાપાર પૂર્ણ બન્યો છે; તે જ પ્રમાણે करोति–करेइ, करइ–करे અને करे (છે)માં ઉત્ક્રાન્તિની પૂર્ણતા છે. ધ્વનિતંત્રીય બળોએ પોતાનું કાર્ય સમાપ્ત કર્યું હોય હેવું લાગે છે. અવિગૃહ્ય અને વિગ્રહક્ષમ રૂપરચનાઓ વચ્ચે થયેલાં गतागतानि પણ હવે ભવિષ્યમાં ફરીથી થવા સંભવ નથી–શિવાય કે દૂર, અતિદૂર, હેવા કોઈ ભાવિસમયે થાય.

प्रगतिशील उत्क्रान्तिना नियमनु उल्लंघन थतु नथी.

જે ઉત્ક્રાન્તિ ગયા નવ સૈકાઓની ભાષાસમીક્ષા દરમ્યાન આપણે નોંધી છે, હેવી પ્રગતિશીલ ઉત્ક્રાન્તિના નિયમનું ઉલ્લંઘન ઉપર કરેલા ભાવિદર્શનમાં થાય છે એમ માનવાનું નથી. કારણ કે ઉત્ક્રાન્તિનું પણ અન્તિમ લક્ષ્ય તો હોય છે. માનવનું દેહસ્વરૂપ, આમ્રવૃક્ષનો પૂર્ણવિકસિત પ્રકાર, સુનિશ્ચિત દેહાકૃતિ પ્રાપ્ત કરી ચૂકેલાં પ્રાણિયોનાં વિવિધ રૂપો–આ સર્વેનો અન્તિમ આકાર સિદ્ધ થયો છે, અને વિશેષ પરિવર્તનોની અપેક્ષા અનાવશ્યક છે. સ્વરૂપ પ્રકાર ઘડાઈને પૂર્ણતાએ પ્હોંચ્યો છે. નવા પરિસ્થિતિસંયોગો અને નવાં બળો આવે–ત્યહારે શું થશે તે આપણે જાણતા નથી, કારણ કે એ બળો શાં હશે અને સંયોગો કેવા હશે એ જ આપણે જાણતા નથી. નવા પ્રજાસંકરો આપણી ભાષાના શબ્દઘડતર ઉપર અસર કરે. પણ અજ્ઞાત સ્થિતિને ગણનામાં ન લઈ સકાય. માત્ર જ્ઞાત અને જ્ઞેય સ્થિતિને આધારે આપણે ભાવિસંભવનું અનુમાન રચી સકિયે; અને હેવો પ્રયાસ આપણે કર્યો છે. પણ આપણે કાંઈક શ્રદ્ધાપૂર્વક કહી સકિયે કે આપણા રાજકીય ઇતિહાસ ઉપર દૃષ્ટિ કરિયે તો નવું પ્રજામિશ્રણ થાય હેવો ભાવી સંભવ નિકટ દેખાતો નથી. એક પૂર્વગામી વ્યાખ્યાનમાં મ્હેં કહ્યું છે તે પ્રમાણે, ઇતિહાસની ઘટનાઓની પુનરાવૃત્તિ થાય છે એ સૂત્રનો અર્થ આટલો જ થઈ સકે કે અમુક સંયોગો અને કારણો વિદ્યમાન હોય, તો અમુક પરિણામ અવશ્ય ઉપજે. ગુજરાતી ભાષાના આપણા ભાવિદર્શનના વિષયમાં, આપણી દૃષ્ટિ ભવિષ્યના વિસ્તારમાં પ્હોંચી સકે ત્યહાં સુધી, વાગ્વ્યાપારગત વિકૃતિ અને શબ્દઘટનાનાં પરિવર્તનો ઉપજાવનારાં જે કારણો થઈ ગયાં એ કારણોની પુનરાવૃત્તિનો પ્રસંગ દેખાતો નથી.

મ્હારું મ્હેનતભર્યું કાર્ય હાલ તુરત પૂર્ણ થયું છે; આ વ્યાખ્યાનમાલાની અહિં સમાપ્તિ થાય છે એ પ્રસંગે હું મ્હારો અંગત ભાવ વ્યક્ત કરું? મ્હારા હૃદયમાં આજે સર્વોપરિ ભાવ છે–આપે સૌએ શુષ્ક વિષયની અવશે શુષ્ક બને હેવી આ મીમાંસા અત્યન્ત ધૈર્યથી અને સૌજન્યથી સાંભળી એ માટે આપ સૌ પ્રતિ કૃતજ્ઞતા. હેમાં આપને કાંઈ રસપ્રદ તત્ત્વ જણાયું હોય તો તે આપ આ વિષયમાં જે રસ લોછો હેનું પરિણામ ગણવું જોઈયે. હું જેનો સ્વીકાર કરવાને તૈયાર છું હેવી મ્હારી પોતાની મર્યાદાઓને કારણે, અને મ્હારા કાર્યમાં પ્રતિકૂલતા ઉપજાવનારા અણધાર્યા સંજોગોને કારણે, આ વ્યાખ્યાનોમાં રહેલી અનેક ન્યૂનતાઓ પ્રત્યે હું સભાન છું. આ વ્યાખ્યાનો તૈયાર કરવા માટે મ્હને મળેલો સમય ઘણો ટૂંકો હતો અને એથી હું પર્યાપ્ત સામગ્રીનો સંચય કે અભ્યાસ કરી સકયો નથી અને મ્હારાં કથનોનો કલાસુલભ સંક્ષેપ કરી સકયો નથી. બીજા એક ગ્રન્થને માટે લીધેલી અને જાળવેલી મ્હારી નોંધો નહોત, અને આ વિષયનો મ્હારો ત્રીશ વર્ષોનો સ્વધર્મભાવનાથી કરેલો અભ્યાસ ન હોત, તો આ ગુરુતર મહાકાર્ય સ્વીકારવાની હિંમત હું ન કરત. આથી, ત્વરિત પ્રસંગનિયત તૈયારીનાં કેટલાંક ચિહ્નો, અન્વેષણક્ષેત્રની પસંદગી મર્યાદિત રહેવાથી આવેલી ન્યૂનતાઓ, અને સમગ્રતાની બાબતમાં અમુક અપૂર્ણતા, આપના લક્ષમાં આવેલ હશે.* આપની પાસે હું આટલું જ માગી સકું કે સારા સાથે નરસું પણ નિભાવી લેશો, અને નરસું તજીને સારાનું ગ્રહણ કરશો. મ્હેં આટલેથી મૂકેલું કાર્ય હાથ ધરવાને બીજાઓ પ્રોત્સાહિત થાય અને પ્રેરણા મેળવે, અને આ રસપ્રદ અન્વેષણક્ષેત્રમાં પરિશ્રમ કર્યા કરે તથા આ વિષય ઉપર અભિનવ પ્રકાશ નાંખે એ જ એક આશા હું સેવું છું. એ જ મ્હારા પ્રયત્નનું ઉત્તમ ફળ મ્હને મળ્યું ગણીશ.

આ વ્યાખ્યાનમાલાને સંપૂર્ણ કરવાનું જેણે મ્હને સામર્થ્ય અર્પ્યું એ દયાળુ પ્રભુનો હૃદયના શુદ્ધ ભાવથી ઉપકાર માન્યા વિના મ્હારાથી મ્હારા આસને ન બેસાય.

સમાપ્ત

* આ વ્યાખ્યાનોને મુદ્રણ માટે તૈયાર કર્યાં ત્હારે અનેક ઉમેરાઓ, ફેરફારો અને સુધારાઓ કરીને આ અપૂર્ણતા, કાંઈક પ્રમાણમાં, દૂર કરી છે.

## મુદ્રણદોષની શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૭ | એને | હેને |
| ૨ | ૬ | वि. स. | वि. सं. |
| ,, | ૧૬ | क्रियाशब्दाश्रा | क्रियाशब्दाश्र |
| ,, | ,, | ष्टप्पृष्ट | स्पृष्ट |
| ૩ | ફુટનોટ પે ૩ | कदुक्क आहि | कदुक्कियाहिं |
| ૪ | ,, પં. ૨ | जिह्विया | जिह्वया |
| ૫ | ૨૧ | वि स. | वि सं. |
| ૬ | ૬; ૧૦, ૧૫, ૧૯ | वि. स | वि. स. |
| ,, | ૨૦ | तेरसमय | तेरहसय |
| ૭ | ૧૩ | જોઈએ | જોઈયે |
| ૭ | ૧૭; ૨૩, ૨૭ | वि. स | वि. स. |
| ૯ | ૧૧ | गौजरी | गौर्जरी |
| ,, | ૧૪ | गौजर | गौर्जर |
| ૧૦ | ૪; ૧૫ | वि. स. | वि स |
| ,, | ૨૮ | ક્રમશ | ક્રમશઃ |
| ૧૨ | ૨૪ | ઉદેશ પૂર્વક | ઉદ્દેશપૂર્વક |
| ૧૩ | ૧૧ | વિદ્વણુએ | વિદ્વદ્ગુણે |
| ૧૫ | ફુટનોટ ૧૨ (ક) | કોઇ | કોઈ |
| ૨૨ | અન્તથી ૬ | सद | सद्द |
| ૨૪ | અન્તથી ૭ | (૫ બે વાર) | (૪૫ બે વાર) |
| ૨૯ | છેલ્લી | गउडवहों | गउडवहो |
| ૩૪ | ૨૨ | વજ્લાવ | વજ્જાલગ્ગ |
| ૪૩ | ૧ | घातल | घातलें |
| ૫૦ | હાંસિયા નોંધ | रुडितु | रुडितु |
| ૫૧ | ૧૫ | माड्ड त | माडुत्त |
| ,, | ૨૧ | क्रवान्त | क्तवान्त |
| ૫૩ | ફુટનોટ પં ૧૨ | बाहु सहस्त्रेण | बाहुसहस्रेण |
| ૫૪ | હાંસિયો | क्रवान्त | क्तवान्त |
| ૬૮ | ૬ | પુરુષના | પુરુષમાં |
| ૬૯ | ૩ | यदिसाक्षेप | यदिसापेक्ष |
| ,, | ૯ | रुपोनां | रूपोनां |
| ૭૩ | ૭ | ગણુવો ઘટે | ગણવો ઘટે. |
| ૭૬ | ૧૧ | અવિગ્રહ | અવિગ્રહ |
| ૭૮ | ૧ | સંસ્કૃત | સંસ્કૃત |

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૯ | ૨ | य ता | य तो |
| ૮૨ | ૨૧ | न्यूनताधिक | न्यूनाधिक |
| ૮૪ | ૧૨ | क्वचित | क्वचित् |
| ૮૬ | ૭ | अधूरां | अधूरा |
| ૯૦ | છેડેથી ૩ | हिरविजय | हीरविजय |
| ૧૦૧ | (૭) ૬ | सुभद | सुभट |
| ૧૧૦ | ૨૧ | पण्डा | षष्ठी |
| ૧૧૧ | ૩ | रोस | रोष |
| ૧૧૬ | દાખલો ૧૪ | નયનસુંદરકૃત | નયસુંદરકૃત |
| ૧૧૯ | ૨૨ | प्रातिपादिक | प्रातिपदिक |
| ૧૦૩ | ૧૦ | प्रार्थमामाळा | प्रार्थनामाळा |
| ૧૨૮ | ૨ | (क) नइ अने | (ख) नइ |
| ૧૨૯ | ૮ | ए | છે. |
| ૧૩૧ | ફુટનોટ પં. ૪ | સાથે | સાથે |
| ૧૩૨ | ૪ | कम्मस | कम्मस्स |
| ૧૩૪ | ૧૪ | कलियुग | कलियुगि |
| ૧૩૯ | ૬ | વ્યવધાન | વ્યવધાન |
| ,, | ૧૩ | प्रासादा त | प्रासादात् |
| ૧૪૪ | ફુટનોટ ૨૫ | કૅલ્ડવેલ | કૉલ્ડવેલ |
| ૧૪૬ | ૮ | તુલ્યબળ | તુલ્યબળ |
| ૧૪૮ | છેલ્લી | અને...કરે છે | એ...કરે છે |
| ૧૫૧ | ફુટનોટ પં ૨, | ઑલ્ડ | ઑલ્ડ |
| ૧૫૬ | ૨૩ | વર્ણસંજ્ઞાને | વર્ણસંજ્ઞાને |
| ,, | ૨૪ | અયથાય | અયથાર્થ |
| ૧૫૭ | ૧૯ | अमे | क्षमे |
| ૧૫૮ | ૧ | પ્ર. સ ૧૮૯૬માં | પ્ર સ ૧૮૯૬માં ગોવર્ધનરામે |
| ૧૫૯ | ૯ | સાથકતા | સાર્થકતા |
| ૧૬૫ | ફુટનોટ ૨૪, પં ૨૦ | વાચના | વાચના |
| ૧૬૭ | ૧૬ | સકારણ કરે છે | સકારણ કરે છે |
| ૧૬૮ | ૧ | વિભિન્ન | વિભિન્ન |
| ૧૬૯ | ૨૪ | અવકાશ છે | અવકાશ છે૩૩ |
| ૧૭૧ | ૧૫ | થયે, | થયો |
| ૧૭૨ | ૧૮ | વિ. સ | વિ. સં. |
| ૧૭૪ | ૨૧ | જમાનાના | જમનામા |
| ૧૭૬ | નોટ ૪૧ પં ૧ | ઉપલબ્ધ | ઉપલબ્ધ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૬ | ૧૯ | મૃતને | મૃતને, |
| ૧૭૯ | છેલ્લેથી બીજી | મુશ્કેમ | મુશ્કેલી |
| ૧૮૦ | છેલ્લેથી પાચમી | જીવનવનમા | જીવન વનમા |
| ૧૮૩ | પદ (૩) પં ૨ | अह्य | अह्म |
| ૧૮૯ | ૨ | घरक्रिय | घरक्रिय |
| ,, | ૨૧ | पीड | पीड |
| ૧૯૦ | ૨ અને ૪ | તને | ત્હને |
| ૧૯૧ | નોટ ૪૬ પં ૨ | લ્હા શમ્દો છે | લ્હા શબ્દો છે |
| ૧૯૨ | નોટ, પં. ૧૫ | સ્કધ | સ્કધ |
| ૧૯૩ | ૧૭ | प्रबोघप्रकाश | प्रबोधप्रकाश |
| ૧૯૫ | ૩ | साहामी ऊभी | साहामो ऊभो |
| ,, | ૧૫ | હેમાનુ | હેમાંનુ |
| , | ૨૪ | આ બે વચ્ચે | આ બે વચ્ચે |
| ,, | ૨૮ | हृदेमा | हृदेमा |
| ૧૯૬ | ૬ | जाणतीं तें | जाणती ते |
| ,, | ૧૦ | सुत्त | सुत |
| ૧૯૭ | ૧૧ | अध्यारोप | अध्यारोप |
| ૧૯૮ | ૭ | ભર્યો છે | ભર્યું છે |
| ૧૯૯ | ૭ | ह्रदया | हृदया |
| ૨૦૦ | ૭ | हृदे | हृदे |
| ૨૦૦ | છેલ્લેથી ૪થી | कर्यो | कर्यो |
| ૨૦૧ | ૫ | रह्यो | रह्यो |
| ૨૦૫ | છેલ્લેથી ૬ઠી | સ્વાદિષ્ટ | સ્વાદિષ્ઠ |
| ૨૦૬ | છેલ્લેથી ૪થી | प्रथम | प्रथम |
| ૨૦૭ | ૨ | ज्यम | ज्यम |
| , | ૪ | અધારી | અધીરી |
| ૨૦૮ | ૧૩ | ઘુસાયો | ઘુસાડ્યો |
| ,, | છેલ્લેથી ૨૭ | પ્રતિબિમ્બ છે | પ્રતિબિમ્બ છે |
| ૨૧૩ | ૧૭ | બધ | બધ |
| ૨૧૬ | છેલ્લેથી ૩ | वनिता | वनिता |
| ૨૧૭ | ૨ | होल | हेल |
| ,, | ૧૧ | લીધેના | લીધેના |
| ૨૧૯ | ૧૯ | એક છાપો | એક ७૬ |
| ૨૨૧ | ૨૨ | छता | छतां |
| ૨૨૨ | ૭ | मोघ | घ |

# સૂચિ ક

## ગ્રન્થકર્તાઓ અને લેખકો

# સૂચિ-ख

## નિર્દિષ્ટ ગ્રન્થનામ

ગ્રન્થકર્તા ચાલુ

ગ્રન્થકર્તા ચાલુ

ગ્રન્થનામ ચાલુ

અન્યનામ ચાલુ

# સૂચિ ग

## ચર્ચેલા વિષયો

### (૧)

## ચર્ચેલા વિષયો

# ચર્ચેલા વિષયો

## (૨)

## ચર્ચેલા વિષયો

# ચર્ચેલા વિષયો

## (૨)